# સાધુતાનું જીવનદર્શન

લેખક :

મુનિશ્રી સંતબાલજી

•

સંપાદક

મુનિ નેમિચંદ્ર



વિક્રેતા

શ્રી લક્ષ્મી પુસ્તક ભંડાર

ગાંધીમાર્ગ . અમદાવાદ-૧

શ્રી સૌરાષ્ટ્ર વીર શ્રમણ સંઘના પ્રવર્તક વયોવૃદ્ધ

## કવિવર્ય પં. મુનિશ્રી નાનચંદ્રજી મહારાજનું મંતવ્ય

'આ પુસ્તકમાં દર્શાવેલ વિચારોથી હું પરિચિત છું. શ્રી સંતબાલજીની સ્વતંત્ર વિચારધારા છે. વર્તમાન યુગના વિચાર-પ્રવાહોની એમાં અસર છે એટલે એમ જરૂર કહી શકાય કે આજના જાગ્રત યુગને અનુરૂપ જો જીવનસાધના કરવી હોય તો સાધુસંતોએ પોતાના જીવનનો ઢાંચો બદલવો જોઈએ અથવા બીજા શબ્દોમાં કહીએ તો જીવનના તમામ ક્ષેત્રો (સામાજિક, રાજનૈતિક, આર્થિક, ધાર્મિક, વ્યક્તિગત અને આધ્યાત્મિકક્ષેત્ર)માં સાધુત્વનું દર્શન કરાવનાર વ્યક્તિ (પછી ભલે તે વ્યક્તિ ગમે તે વેષમાં હોય કે ગમે તે દેશમાં હોય)ના જીવનમાંથી જગતને અપૂર્વ માર્ગદર્શન મળી શકે તો તે વ્યક્તિ સંતપરંપરાનાજ પ્રતિનિધિરૂપ છે, એમ માનવામાં કોઈ બાધ નથી.

'માત્ર એટલું જ કે, પરંપરાગત અથવા સંપ્રદાયગત વેષ ચાલુ રાખીને જો કોઈ નવા યુગના મંડાણ કરે તો તે વ્યક્તિ કાં તો વેષના વ્યામોહમાં પડેલ હોય અથવા એ વેષદ્વારા આત્મવંચનામાં પડી જવાનું બને, એવું મારું નમ્ર મંતવ્ય છે. વધારે વિશાળ દૃષ્ટિથી વિચારીએ તો સાંપ્રદાયિક વેષ, અમુકકક્ષાએ જતાં વિશાળ જનસમાજ સાથે એકરૂપ થવામાં અંતરાયભૂત પણ બને.'

"ટૂંકમાં, સંતબાલજીની જીવનસાધના અને વિચારધારા, એક દૃષ્ટિએ જોતાં, ખરેખર યુગસંદેશના પ્રતિઘોષરૂપ છે, એમાં જરાય શંકા નથી."

લિ.

**મુનિ નાનચંદ્રજી**, દ. 'ચિત્ત'

સાયલા, તા. ૨૮-૧-૫૭

# પ્રસ્તાવના

ભારતીય સંસ્કૃતિમા યુગોયુગોથી સાધુતાનુ મહત્ત્વ સ્વીકારાયુ છે આધુનિકયુગમા જ નહિ, પણ પ્રાગૈતિહાસિક કાળમા જ્યારે માનવજાતિ પ્રકૃતિ ઉપર જ વધુ નિર્ભર રહેતી હતી, જ્યારે માનવજાતિ સભ્યતા અને સસ્કૃતિનો પાઠ નહોતી શીખી, તે સમયે પણ ઋષભદેવ અથવા આદિમનુ જેવા ધર્મ અને સંસ્કૃતિના નવનિર્માતાઓને માનવામા અને પૂજવામા આવ્યા છે એજ કારણે બીજા રાષ્ટ્રો કરતા ભારતની સભ્યતા અને સસ્કૃતિ ત્યાગ–બલિદાનમા મોખરે રહી છે અહીંની સસ્કૃતિમા એક એ વિશેષતા રહી છે કે માનવજીવનની દરેક પ્રવૃત્તિની સાથે ધર્મને જોડવામા આવ્યો છે આપણે અહીંના ખાનપાન, રહેણીકરણી તથા લગ્નપ્રથાને જોઈએ, અર્થોપાર્જનને લઈએ, રાજ્યકાર્યને લઇએ, કૌટુંબિક વ્યવહારોને લઇએ કે શૈક્ષણિક પ્રવૃત્તિને લઇએ, એકેએક પ્રવૃત્તિ કે વ્યવહારની સાથે આપણને ધર્મના ઊડા પુટ ઓતપ્રોત દેખાશે તેનુ કારણ એ છે કે અહીંના દરેક ઋષિ, મુનિ, સત, શ્રમણ, બ્રાહ્મણ, તીર્થંકર અને મહાપુરુષે પ્રાણી–જીવનના વિકાસ સાથે જ સાધુતાનો વિકાસ માન્યો હતા અને પ્રાણી–જીવનનો વિકાસ ધર્મ દ્વારાજ તેઓ માનતા હતા અને માને છે. મતલબ કે પ્રાણી–જીવનનો વિકાસ માનવજીવનના કોઇપણ અગને છોડી દેવાથી અથવા તો એવી ઉપેક્ષા કરવાથી નહિ સાધી શકાય, એવી એમની દૃઢ માન્યતા હતી આથી પ્રજાજીવનના પ્રત્યેક ક્ષેત્રમા પછી તે આર્થિક હો, સામાજિક હો, રાજનૈતિક હો, ધાર્મિક હો, કૌટુંબિક હો કે આધ્યાત્મિક હો તેમણે પોતે નિર્લેપ રહીને તે તે ક્ષેત્રમા પ્રેરણા આપી હતી એમા તેઓ ક્યાય પણ જરા સરખી ગડબડ જોતા એટલે કે અનુબધ બગડી ગયેલો જોતા ત્યા તેને તરત સુધારવાનુ, જોડવાનુ કાર્ય સતત કરતા હતા એટલુ ખરુ કે આવા પ્રજાઘડતરમા બ્રાહ્મણવર્ગ પ્રત્યક્ષ સક્રિય ભાગ લેતો હતો, જ્યારે શ્રમણસંન્યાસીવર્ગ

પોતાની મર્યાદામા રહી પ્રેરણાદાતારૂપે ભાગ લેતો હતો, પરંતુ સમા-
જરચનાના અગત્યના આ કામથી ઉદાસીનતા, ઉપેક્ષા સેવીને જ તે
નહોતો બેસી રહેતો આથી તેમાના જેઓ એકાતસેવી બનીને બેસી
રહેતા, તેઓની વિચારસરણી અને આચારસરણીની અસર પણ સમાજ
ઉપર પડ્યા વગર રહતી નહોતી કેમકે તેમની સાધનામા વ્યકિતગત
કે એકાગી મોક્ષની ભાવનાને સ્થાન નહોતુ

પણ જ્યારથી ભારતવર્ષમા ઋષિ-મુનિ-બ્રાહ્મણશ્રમણોએ પોતાની
સાધુતાના પાયારૂપ આ જવાબદારીને છોડી, 'આ તો સસારનુ કામ
છે, લૌકિક ધર્મ છે, પાપમય પ્રવૃત્તિ છે, એમા સાધુઓએ નૈતિક
પ્રેરણા નહી આપવી કે નહીં પડવુ જોઇએ અગર તો સાધુઓએ
પોતાનુ જ કલ્યાણ કરવુ જોઈએ, એમ કહીને જીવનના પ્રત્યક્ષ ક્ષેત્રમા
ઉદાસીનતા સેવવા માડી, ત્યારથી સાધુતાનુ પતન થવા માડ્યુ અને
ગૃહસ્થ-સમાજમા પણ સારા સસ્કારો ધીમે ધીમે ભૂંસાવા લાગ્યા
ચારેય વર્ણોમા વિકૃતિ પેસવા લાગી અને જીવનના બધાય ક્ષેત્રોમા
અશુદ્ધિ વધવા લાગી ક્ષત્રિયસસ્થા અને વૈશ્યસસ્થામા જ્યારથી
ધર્મસસ્કારાની ઉપેક્ષા થવા લાગી, ત્યારથી ભારત રાજકીય અને
આર્થિકક્ષેત્રે લગભગ વિદેશોનુ ગુલામ બની ગયુ, સામાજિક ક્ષેત્રમા
નવી સમાજરચનાના અગ્રપાત્ર ગામડાઓથી સાધુપુરુષો દૂર રહી,
શહેરોમા ભરાવા લાગ્યા અને ગામડાઓના ઉદ્યોગનિષ્ઠ અને
શ્રમજીવી કિસાન મજૂરોનુ શોષણ થતુ જોઇને પણ આખમિચામણા
કરી મૂડીવાદના આડતિયા બની ગયા, ત્યારથી ગ્રામધર્મ, નગરધર્મ
અને રાષ્ટ્રધર્મનુ પાલન સ્વપ્નવત્ થઈ ગયુ ગૃહસ્થાશ્રમમા
ભોગવાદ વધતો ચાલ્યો પરિણામે વર-કન્યાઓના છડેચોક કાળા-
બજાર થવા લાગ્યા, પતિપત્ની દાપત્યધર્મને છોડી દેહલગ્નમા રાચીને
ડગલે ને પગલે છૂટાછેડાની પ્રથા અપનાવવા લાગ્યા, સાઠવર્ષના વર-
ડાઓ પણ લગ્ન કરવા માટે કમ્મર કસીને તૈયાર થઈ ગયા, ગૃહસ્થ-
જીવનમા બ્રહ્મચર્યપાલન અશક્ય જેવુ થઈ પડ્યુ સમાજમા શ્રમ અને

સદાચારની પ્રતિષ્ઠા ઘટતી ગઈ અને જ્યા જુઓ ત્યા મૂડીની ઉપાસના વધતી ચાલી. શિક્ષણસંસ્કારમાં પણ વિલાસિતા અને અકર્મણ્યતાનુ શિક્ષણ અપાવા લાગ્યુ. આ બધાનુ કારણ ધર્મસંસ્કારોના અભાવ સિવાય બીજુ શુ કલ્પી શકાય ? ધાર્મિકક્ષેત્રમાં ધર્મને નામે અધર્મ ચાલવા લાગ્યો માનવ–માનવ વચ્ચે ભેદભાવ તથા ખોટા ઊંચનીચના વ્યવહારો થવા લાગ્યા ઉપાશ્રયો, મઠો, મંદિરો અને ધર્મસ્થાનોમાં પણ માનવજાતિના અમુક વર્ગને પેસવાનો કે ધર્મ સાંભળવાનો અધિકાર ઝૂટવી લેવામા આવ્યો નારીજાતિને તિરસ્કૃત અને અપમાનિત કરવામા આવી ધર્મસંસ્થાઓમાં જે તેજ હતુ તે નષ્ટ થવા લાગ્યું ધર્મગુરુઓ પોતાની નૈતિકચોકીની જવાબદારીથી ભ્રષ્ટ થવા લાગ્યા વ્યકિતગત ક્ષેત્રમા પણ, ધાર્મિકપુરુષો જડક્રિયાકાંડો અથવા નિયમોના કેદખાનામા પુરાઈ ગયા સર્વસામાન્ય રૂઢિગ્રસ્ત સમાજને અમુક ક્રિયાકાંડોથી વ્યક્તિગત વિકાસ રુંધાતો હોવા છતા તેને વળગી રહેવાનો સ્વભાવ હોય છે, તેમ સમાજના નુકાની એવા સાધુપુરુષો પણ પોતાની જૂની પ્રતિષ્ઠા અને પ્રાણમોહને લીધે અથવા સમાજનો આશ્રય છૂટી જવાની બીકને લીધે અમુક ચોકઠામા અને અમુક રૂઢ, જડ ક્રિયાકાંડાની જેલમા પુરાઈ રહેતા થયા સાચી સાધુતાનુ ભાન નહી હોવાને કારણે આવુ થવુ સ્વાભાવિક જ છે આરીતે આધ્યાત્મિક ક્ષેત્રમા અધ્યાત્મને નામ આળસુ અને અકર્મણ્ય લોકોની ફોજ ઊભી થઈ ગઈ ગમે તે માણસો અમુક વેષ લઈ અથવા અમુક પોથીઓ વાચી આત્મજ્ઞાની હોવાનો દાવો કરવા લાગ્યા કેટલાક અધ્યાત્મને બ્હાને સમાજસેવાથી દૂર રહી, પોતાની નામના કે કામનાને પોષવા મહારંભી અને મહાપરિગ્રહીઓનો ટેકો લેવા લાગ્યા સાચી આધ્યાત્મિકતા છડેચોક પરવારવા લાગી આમ જીવનના બધાય ક્ષેત્રોમા ધર્મસંસ્થા અને સાધુપુરુષોની ચોકીના અભાવે અશુદ્ધિઓ પેસવા લાગી

આ સ્થિતિમા ગાંધીજીનામે એક મહાપુરુષ પાક્યા તેમણે જીવનના આ બધા ક્ષેત્રો [ (૧) સામાજિક, (૨) રાજનૈતિક, (૩) આર્થિક,

(૪) ધાર્મિક, (૫) વ્યક્તિગત અને (૬) આધ્યાત્મિક ક્ષેત્રો ] મા પોતાની કાયા વગેરેને સત્ય, ન્યાય તથા પ્રેમની ત્રિવેણી દ્વારા શુદ્ધિ લાવવાનુ બીડુ ઝડપ્યુ અને તેઓ પોતાના પુરુષાર્થમા સફળ પણ થયા તેમણે બતાવી આપ્યુ કે સાધુપુરુષો પોતાના તપત્યાગ દ્વારા દરેક ક્ષેત્રમા સત્યઅહિંસામય ધર્મનો સામૂહિકરૂપે પ્રવેશ કરાવીને શુદ્ધિ લાવી શકે છે અને તરીકેનો અનુબંધ જોડી શકે છે અલબત્ત, બાપુજીએ સાધુવેશ નહોતો લીધો, છતા તેમના જીવનમા આપણે સાધુતાના દર્શન કરી ગયાએ. તેમણે આ બધુ પોતાની સાધુતાના વિકાસ માટેજ કર્યું હતુ જેમજેમ તેઓ સહજરીતે આગળ વધતા ગયા તેમતેમ ગૃહસ્થાશ્રમને લગતા અંગત કૌટુબિક સબધો છોડયા અને તે વેગમા પણ ત્યાગી સન્યાસીની દિશા અનાયાસે આવવા લાગી ગઇ બીજી બાજુ જીવનનુ કોઈપણ ક્ષેત્ર તેમનાથી અસ્પૃશ્ય ન રહી શક્યુ ભારતભૂમિમા જૈન, બૌધ્ધ અને વૈદિક ધર્મમા ભગવાન મહાવીર, ભ બુધ્ધ, ભ રામ, ભ કૃષ્ણ વગેરે જેટલા સપૂર્ણાંગ મહાપુરુષો થયા છે અને એમના સાચા અનુયાયી રૂપે જે જે તેજસ્વી સાધુસતો અને આચાર્યો થયા છે, તેમણે જીવનના બધાય ક્ષેત્રોમા માનવજાતિને માર્ગદર્શન આપીને, સાથોસાથ પોતાની આરાધના કરી છે પરતુ કમભાગ્યે મધ્યયુગમા વૈચારિક સકીર્ણતાને લીધે લોકશ્રુતિ એવી થઈ ગઈ કે કોઈ સાધુસત સામાજિક, આર્થિક કે રાજકીય ક્ષેત્રમા નૈતિક ધાર્મિક પ્રેરણા કરે અથવા નૈતિક ચોકી રાખે તો તને સાધુ ગણવામા આવતા નથી ધાર્મિક અને આધ્યાત્મિક ક્ષેત્રમા ફેલાયેલી રૂઢિઓ અને ધર્મની ભ્રાતિઓને કોઈ સાધુ કાઢવા જાય તો તેને રૂઢિચુસ્તવર્ગ સાધુ માનવો તો દૂર રહ્યો, પરતુ નાસ્તિક અને મિથ્યાત્વી સુધ્ધા કહી દે છે

સમાજના મોટા ભાગના અને વિચારક ગણાતા લોકો પણ એમ માનતા જણાય છે કે સતબાલજી અથવા કોઈપણ જૈનસાધુ જૈનસાધુવેષમા રહેવા છતા યુગલક્ષી ધર્મપ્રવૃત્તિ કરે અથવા બધાય ક્ષેત્રોમા માર્ગદર્શન આપે તો એમા કદાચ વેષવ્યામોહ અથવા આત્મ-

વેષના લોભનો સંભવ રહે છે। એનો સચોટ જવાબ જો કે મુનિશ્રીએ અનેકવિધ પ્રમાણોદ્વારા આ પુસ્તકમાં આપ્યા જ છે, છતાં હું પોતે જૈનધર્મ અને જૈનતત્વજ્ઞાનને જે દૃષ્ટિએ જોઉં છું તેમાં વેષ રાખીને ધર્મસંસ્થાની બ્હારથી પણ સમાજપ્રેરણા કરે તો તેમાં ક્યાંય બાધ જણાતો નથી ખુદ ભગવાન મહાવીરે 'લોગે લિંગપઓયણં' કહીને જનતા માટે લિંગ (વેશ)નું પ્રયોજન બતાવ્યું છે જૈનદૃષ્ટિએ ગૃહસ્થ-લિંગ અને મુનિલિંગ બન્નેના જીવનનો આદર્શ એક હોઈ વ્યક્તિગત મોક્ષની નજરે તે એમાં કશો ફેર નથી. પણ સ્વપરકલ્યાણની પરાકાષ્ઠા રૂપ સાધનામાં મુનિલિંગની વિશેષ જરૂરિઆત સ્વીકારાઈ છે, કારણ કે ધરમૂળથી સમાજ-પરિવર્તન માટે પ્રાણ, પ્રતિષ્ઠા અને માલિકીહકનો સંપૂર્ણ ત્યાગ. એ દશામાં સુલભ હોઈ શકે છે જેઓ વેષ ખાતર, પ્રતિષ્ઠા ખાતર કે ઉદરપૂર્તિ ખાતર વેષ ધરે છે અથવા તો પકડી રાખે છે, તેઓનો તો આ પ્રશ્નજ નથી। વળી જો દેપવ્યામોહનો (આરીતે) વેષમાં સંભવ માનીએ તો વેષ-ત્યાગમાં પણ બાહ્યજનસેવાની આસક્તિનો સંભવ વિશેષજ રહેલો છે જૈનદૃષ્ટિએ ઊંડાણથી હવે આ વિષયપરત્વે જોઈએ —જૈનધર્મના સાધકો માટે 'काले काल समायरे,' 'कालन्ने' 'दव्व' खित्त, काले' भाव च, विन्नाय,' खेत्त काल च विन्नाय तहप्पाण निउजए', पडिक्कमामि कालस्स आसायणाए, કહીને ઠેરઠેર યુગના એંધાણ પારખીને ચાલવાની વાત ચોખ્ખી કહી દીધી છે સાધુઓ પણ દ્રવ્ય,-ક્ષેત્ર,-કાળ-ભાવનું રટણ જ્યારે ને ત્યારે કર્યા કરે છે, પણ જ્યારે યુગધર્મને ઓળખીને ચાલવાની વાત આવે છે, ત્યારે તેમના પગ પાછા પડવા માંડે છે યુગધર્મનો અર્થ છે-ત્રિકાલાબાધિત એવા મૂળભૂત એકજ આશયે વિચાર, દૃષ્ટિ અને દિલનો પલટો અવો તે વેષ, મૌલિક ક્રિયાઓ તથા સંપ્રદાયોના પલટાની ત્યાં હરગિજ જરૂર નથી આથીજ શ્રમણમહાવીરે પાર્શ્વાપત્ય તરીકેની પોતાની જાત તજી નથી. માત્ર વિચાર, દૃષ્ટિ અને દિલ પલટીને તેનો તે શાસનવેશ, તેના તે મૌલિક ક્રિયાઓ અને તેનો

તે સંપ્રદાય ચાલુ રાખ્યો હતો એ છે યુગધર્મનું જ્વલંત દૃષ્ટાંત! મહાવીર-શિષ્ય ગૌતમસ્વામીની સાથે પાર્શ્વાપત્ય કેશીમુનિ મળીને ચર્ચા કર્યા પછી પોતાના વિચાર, દૃષ્ટિ અને ક્રિયા યુગધર્મપ્રમાણે પલટે છે, છતાં પોતાનો વેશ પલટતા નથી. એમજ ભગવતીસૂત્રમાં આવેલા 'કાલાસ્યવેશી' વગેરે પાર્શ્વાપત્યશ્રમણો યુગધર્મપ્રમાણે ચાતુર્યામને બદલે મહાવીરનો પંચમહાવ્રતરૂપ ધર્મ સ્વીકારે છે, છતાં વેશપલટો કરતા નથી. આધુનિક યુગમાં પણ સિદ્ધસેન દિવાકર, આચાર્ય હરિભદ્રસૂરિ, કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય, યોગી આનંદઘનજી અને સ્વ. આચાર્ય પૂ. શ્રી જવાહરલાલજી મહારાજ વગેરે મુનિવરોએ યુગધર્મને ઓળખી સમય અને પોતાની શક્તિપ્રમાણે સર્વધર્મસમન્વય, સર્વ-દર્શનસમન્વય, અસ્પૃશ્યતાનિવારણ, સમાજકારણ, અર્થકારણ અને રાજકારણમાં ધર્મની પ્રેરણા વ. તેના તે વેશમાં આપીજ હતી ને? એટલે પરંપરાગતવેશ ચાલુ રાખીને જે પોતાની સાધુતાનું ભાન રાખી નવયુગના મંડાણ કરે છે, તે વ્યક્તિ જૂની પ્રતિષ્ઠા અને પ્રાણોની પરવા કર્યા વગર, પોતાને લાગતા સત્યપ્રત્યે પૂર્ણ વફાદાર રહી સમાજમાં એક નવી ક્રાંતિનું સર્જન કરે છે, ધર્મ દ્વારા જીવનના બધાય ક્ષેત્રોમાં નવચેતના લાવે છે અને સાધુતાને દીપાવે છે.

મુનિશ્રી સંતબાલજીથી ગૂજરાતની પ્રજા સારી પેઠે પરિચિત છે. એઓ જૈનસાધુ તરીકે વિશ્વદૃષ્ટિ રાખીને માનવજીવનના આ બધાય ક્ષેત્રોમાં નૈતિકચોકી રાખવાની અને બગડેલા અનુબંધને સુધારીને સાંધવાની જવાબદારી સમજીને પુરુષાર્થ કરી પોતાના વેશને દીપાવી રહ્યા છે. એમના વિચારોમાં ઊંડાણ છે, વાણીમાં ઓજસ છે, આર્ષ-દૃષ્ટિ છે. કોઈપણ વ્યક્તિ એમના સંપર્કમાં એકવખત આવી જાય છે, તે એમની ચિંતન-પ્રધાનશૈલી, સાચા મર્યાદાશીલ જીવન અને એમની પ્રસન્ન મુખમુદ્રા જોઈને પ્રભાવિત થયા વગર રહેતી નથી. સાધુ-જીવનમાં એમણે ખૂબ આનંદ અનુભવ્યો છે અને લગભગ ૧૯-૨૦ વર્ષ પહેલાં એમણે પોતે ધર્મક્રાંતિ કરીને, રણાપુરમાં સમૌન એકાંત સેવનમાં

અધાય ધર્મોના શાસ્ત્રો અને ધર્મસંસ્થાપકોનો અભ્યાસ અને મથન કર્યાં પછી, એમને લાગ્યુ કે સાધુજીવનમા સાધુતાને અક્ષુણ્ણ રાખીને દરેક ક્ષેત્રમાં સારી પેઠે માર્ગદર્શન આપી શકાય છે પછી તો એમણે પોતાનો પ્રયોગ કરવા માંડયો અને ગામડાઓમાથી વિશ્વપ્રશ્નોને છણવા લાગ્યા એમના લેખો, નોધો અને પ્રશ્નોત્તરીઓ 'વિશ્વવાત્સલ્ય' (પાક્ષિક)મા આવવા લાગી સાથોસાથ બીજુ પણ ધાગુ સાહિત્ય લખાયુ હુ ઘણા વર્ષોથી 'વિશ્વવાત્સલ' અને બીજુ એમનુ સાહિત્ય વાચતો આવ્યો છુ ગત વર્ષે અમે બન્ને મુનિઓ એમના સહવાસમા લગભગ ૩ મહિના લગી રહ્યા, એમની પ્રવૃત્તિઓ પણ જુદા વિહારો ગોઠવીને જોઈ, સાધુતા અને સમાજ-રચનાને લગતા ઘણા પ્રશ્નો પૂછ્યા અતે મને સ્પષ્ટ જણાયું કે ભારતમા ઘણા સાધુસાધ્વીઓ એવા છે, જેઓ જૂની ઘરેડમા જ ચાલતાં હોય છે, કેટલાક એવા છે કે જેઓ વિચારો તો નવા ધરાવે છે, પણ પોતાના કહેવાતા સમાજના ભયથી રૂઢિમા પરિવર્તન કરી શકતા નથી, કેટલાક પરિવર્તન કરવા માટે તલસે છે, છતા તેમને માર્ગદર્શન મળતુ નથી, આ બધા માટેનો સાચો અને સર્વોત્તમ ઉકેલ એ છે કે મુનિશ્રી સતબાલજીનુ જે સાહિત્ય છે અને ખાસ કરીને એમા સાધુતા અગે જે કઈ લેખો વગેરે છે, તેમનુ સકલન કરી એક પુસ્તક તૈયાર કરવુ, જેથી સાધુતાના પિપાસુઓ વાચી, વિચારી સતુષ્ટ થઇ શકે અને ધર્મક્રાતિ કરવા માટે તૈયાર થાય મે મુનિશ્રી આગળ એ વિચારો મૂકયા, મુનિશ્રીને ગમ્યા પણ ખરા, પણ પુસ્તકના પ્રકાશન વગેરેનો બોજો કોણ ઉપાડે, એ સવાલ સામે આવીને ઊભો રહ્યો મારા ગતવર્ષના સાબરમતી-ચાતુર્માસમા મે એનુ હિદીમા રૂપાતર કરી એક મેટર તૈયાર કર્યું હતુ, પછી તો મે જ્યારે પૂ કવિવર્ય મુનિશ્રી નાનચન્દ્રજી મહારાજને એમાનો એકાદ લેખ વાચી સભળાવ્યો, ત્યારે એમને એ ખૂબ ગમ્યો. અને એમણે ગૂજરાતીમા મેટર તૈયાર કરી આપવા મને કહ્યું મેં લગભગ ૧૫-૨૦ દિવસમા 'વિશ્વવાત્સલ'ના છૂટક અંકોમાંથી કાપલિયો કાપી અને

બીજા અનેક લખાણો જાતે અને કેટલાક બીજાઓ પાસેથી લખાવી આ પુસ્તક તૈયાર કર્યું આ પુસ્તકમા જે કંઈ લેખો, ટપાલો, નોંધો, પ્રશ્નોત્તરીઓ વગેરે છે, તે બધા મુનિશ્રીના છે અને એના ઉતારા મે 'વિશ્વવાત્સલ્ય' (પાક્ષિક), સાધકસહચરી, સર્વોદયપાથી, સાધુતાની પગદંડી, પ્રશ્નોત્તરી અને પ્રાસંગિક, જગદ્બાના પત્રો, આપણી ભૂલ ક્યા છે?, આદર્શ ગૃહસ્થાશ્રમ, યૌવન, ધાર્મિક દૃષ્ટિ અને સમાજવાદ, જૈનદૃષ્ટિએ ગીતાદર્શન, દશવૈકાલિકસૂત્ર (નોંધ), આચારાંગસૂત્ર (નોંધ) ઉત્તરાધ્યયન સૂત્ર(નોંધ) વગેરેમાંથી કર્યા છે અને દોહન કરીને એની વિષયબદ્ધ સંયોજના મે મારી રીતે કરી છે માનવજીવનને લગતા છએ ક્ષેત્રોના જુદા જુદા વિભાગ પાડ્યા છે અને દરેક ક્ષેત્રની શરૂઆતમા સંપાદકીય નોંધ પણ આપી છે, જેથી વાચકને વિષયનો આછો ખ્યાલ આવી જાય છએ ક્ષેત્રોનુ દર્શન વાચ્યા પછી સત્યાર્થી સાધકને લાગશે કે જીવનના આ બધા ક્ષેત્રોમા સાધુતાનુ દર્શન કઈ રીતે થઈ શકે? સાધુતાને કેમ વિકસિત, પવિત્ર અને કાર્યાન્વિત કરી શકાય? સાધુજીવનમા રહી વિશ્વના ઊંડામા ઊંડા પ્રશ્નોમા ધર્મદ્વારા પ્રેરણા શી રીતે આપી શકાય? વાચક જોશે કે પ્રત્યેક ક્ષેત્રમા મુનિશ્રીની શૈલી સરળ, પરિમાર્જિત અને દાર્શનિકતાથી સંયુક્ત છે અને તેઓ ઠેકઠેકાણે સાધુતાના ઉમેદવારો, સાધુવેશને દીપાવનારા સાધુસંતો અને સમાજસ્રષ્ટાઓને એક જ હાર્દિક અપીલ કરતા નજરે ચઢે છે, કે તેઓ સાંપ્રદાયિકતાના વાસગંધક વાતાવરણથી મુક્ત થઈ, પોતાના વેશમા રહેવા છતા, પોતાની ઉચિત મૌલિકમર્યાદાઓનુ પાલન કરતા કરતા, પોતાની મૂળભૂત જવાબદારી ઉપાડીને પોતાના ધ્યેય (વિશ્વવાત્સલ્ય, એટલે 'જગતના માબાપ બનવાના સાધ્ય) સુધી કેમ પહોચી શકે? એટલા માટેજ પુસ્તકનુ નામ 'સાધુતાનુ જીવનદર્શન' રાખવામા આવ્યુ છે પુસ્તકમા બતાવેલા છએ ક્ષેત્રના દર્શનો, આજના યુગે સાધુજીવન માટે પથદર્શન છે, એમ એક અર્થમા જરૂર કહી શકાય

આજે નવયુગનો ચોમેર પ્રબળ સળવળાટ થઈ રહ્યો છે હવે

પ્રજા માટે ગધશ્રદ્ધાનો પાઠ એક દિવસ પણ ચાલવાનો નથી ધર્મ, અર્થ, રાજકારણ, વિજ્ઞાન, સાહિત્ય, કળા, શિક્ષણ વગેરે દરેક વિષયને લોકો તર્કની કસોટીએ કસીને જ સ્વીકારવાના. એટલે આ પુસ્તકમા બધા ક્ષેત્રોના વિષયોની ગૂથણી વૈજ્ઞાનિક અને તર્કશુદ્ધદૃષ્ટિએ કરવામા આવી છે આ લખાણની પાછળ મુનિશ્રીના વર્ષોની સાધના, તપસ્યા અને અનુભવ છે, એટલે એમ કહી શકાય કે આ પુસ્તક દરેક ધર્મના સાધકો માટે બહુ ઉપયોગી થશે અહી વાચકોને પણ થોડુક વિનવુ છુ કે તેઓ આખુ પુસ્તક વાચ્યા, વિચાર્યા પછી જ પુસ્તક, લેખક અને સપાદક વગેરે વિષે મત બાધે જો વાચ્યા, વિચાર્યા પહેલા મત બાધી લેવાશે તો કા તો લાગણીવશ થવાશે, કા તો ઉતાવળથી અન્યાય થશે

આ પુસ્તક બહાર પાડવામા સૌથી વધુ આભાર તો હુ પૂ. મુનિશ્રી સતબાલજી મહારાજનો અને મારા ગુરુભ્રાતા શ્રી ડુગરસિહજી મહારાજનો માન્યા વિના રહી શકતો નથી, જેમની સતત પ્રેરણા અને પુરુષાર્થથી પુસ્તકનુ ઘણુ કામ પત્યુ મહાવીર સાહિત્ય પ્રકાશન મદિર અને લક્ષ્મી પુસ્તક ભડારનો પણ પુસ્તક પ્રકાશનમા ઓછો ફાળો નથી, અને તેમા મુખ્યત્વે લક્ષ્મીચદભાઈ, ધનરાજજી કોઠારી, વાડીલાલ જમનાદાસ, નવલભાઈ શાહ વગેરે નામો અહી ઉલ્લેખનીય છે વિશ્વવાત્સલ્યના વ્યવસ્થાપક ભાઈશ્રી હરિપ્રસાદ આચાર્યે પ્રૂફસશોધન વ આ મદદ ન કરી હોત તો આટલી ઝડપથી પુસ્તક બહાર ન પડત, એટલે તેમનો પ્રયત્ન પણ પ્રશસનીય છે જ

છેવટે આ પુસ્તકની સંકલના અને સપાદન કેવુ થયુ છે, એનો નિર્ણય વાચક ઉપર જ છોડુ છુ આ પુસ્તક વાચીને કોઈ પણ સાધક રચનાત્મક માર્ગે વળશે તો હું મારો પ્રયાસ સફળ થયો સમજીશ

**લક્ષ્મી-નિવાસ**
શાન્તિનગર (અમદાવાદ)
તા ૧-૪-૫૭

—મુનિ નેમિચંદ્ર

# જીવન અને જગતનો અનુબંધ અને અનુબંધકારો.

સામાન્ય રીતે જીવન અને જગત બન્ને એકબીજા સાથે સંકળાયેલા છે એટલે આ વિશ્વના પ્રવાહો બે રીતે નજરે પડે છે એક વિભાગ સ્પષ્ટ રીતે અને બીજો વિભાગ અવ્યક્ત રીતે સૂક્ષ્મરૂપે તો આ બંનેમા તાલબદ્ધતા દેખાય છે, પરંતુ સ્થૂલરૂપે વિસંગતતા અને બેસુરુ સંગીત સંભળાય છે આપણી આંતરચેતનામા જો વિસંગતતા થાય તો બાહ્યચેતનામા પણ એ જોવામા આવે છે તેમજ બાહ્યચેતનાની વિસંગતતાનો આંતરચેતના ઉપર પડઘો પડે છે આ રીતે આંતરિક અને બાહ્ય એટલે કે વ્યક્ત અને અવ્યક્ત ચેતનામા દ્વન્દ્વ થાય છે અને એ બંનેની વિસંગતતામાથી કલહ, પાખંડ, દંભ જેવી અનિચ્છનીય વસ્તુઓ જન્મે છે આ અનાદિ અનંત સંસારમા આ બધુંય રહેવાનુ સારુંય રહેવાનુ અને નઠારુંય રહેવાનુ, ગીતામા કહ્યુ છે–કોઈપણ વસ્તુ નકામી નથી 'છલ છલવતામહમ્' કહીને ગીતાકારે દુર્ગુણોને ભગવદ્‌વિભૂતિરૂપે વર્ણવ્યા છે એનો રહસ્યાર્થ એ છે કે જો ખરાબમા ખરાબ વસ્તુમાથી પણ સારો સંદેશ તારવી લેવામા આવે તો એનો ખરાબ અંશ ટકી શકતો નથી દંભ, અસત્ય વગેરે ત્યારે જ ટકે છે, જ્યારે એમને સત્યનુ સીધુ કે આડકતરુ સમર્થન મળે છે ફેર માત્ર એટલોજ છે કે તેની વ્યવસ્થિતિ (ગોઠવણ) બરાબર જળવાઈ રહેવી જોઈએ એટલે જ મહાપુરુષોએ એક શ્લોકમા એનો નિવેડો મૂક્યો છે —

'अमन्त्रमक्षरं नास्ति, नास्ति मूलमनौषधम् ।
अयोग्य पुरुषो नास्ति, योजकस्तत्र दुर्लभ ।'

એટલે કે, મંત્રવિનાનો કોઈપણ અક્ષર નથી, ઓસડવિનાની કોઈ વનસ્પતિ નથી, કોઈપણ પુરુષ અયોગ્ય નથી, માત્ર એ બધાની

યોજના કરનાર પુરુષ જ દુર્લભ છે મતલબ એ કે માનવી જગતનો સારી પેઠે વિચાર કરી, એને વ્યવસ્થિતરીતે ગોઠવવામા પોતાની સાધના કરે તો આ આખો સસાર જે અવ્યવસ્થિત, વિસગત અથવા બેસુરો દેખાય છે, તે પણ વ્યવસ્થિત, સંગત અને સુરીલો દેખાવા લાગે પ્રાણીઓમા મનુષ્ય ઉપર આ વાત વધારે લાગુ પડ છે, કેમકે બીજા પ્રાણીઓ કરતા માણસની વિચારશક્તિ વધુ વિકસેલી હોય છે આ વાત જો સમજાઈ જાય તો આખુ વિશ્વ વ્યવસ્થિત રહે અને માનવનો એની સાથે અનુબધ રહે ધર્મરાજ યુધિષ્ઠિર અને દુર્યોધન બનેને એકજ ઠેકાણે મોકલવામા આવે છે, છતા એકને કોઈ દુર્જન મળતો નથી, જ્યારે બીજાને કોઈ સજ્જન મળતો નથી એનો અર્થ એ નથી કે ત્યા સજ્જન કે દુર્જન હતા જ નહી, પરતુ બનેની દૃષ્ટિ અને વિચારમા ભિન્નતા હતી રામ શબ્દમાથી 'રા--મ' એવી જાતનો અર્થ પણ કાઢી શકાય, 'મરા' શબ્દ પણ એમાથી કાઢી શકાય આમ જ આ વિશ્વમાથી સારામા સારા તત્ત્વો પણ કાઢી શકાય, માત્ર જોઈએ છે એમાથી સારો સદેશ તારવી લેવાની આવડત અને પછી એને વ્યવસ્થિત કરવાની કળા એનેજ જ્ઞાની પુરુષો કહે છે, જે જે વસ્તુ જ્યા જ્યા યોગ્ય છે, તેને ત્યા ત્યા યોજી દેવી, એજ સમ્યગ્દૃષ્ટિ પુરુષોનુ કર્તવ્ય છે

માણસ ખોરાક લે છે, તે સ્વચ્છ અને સુદર હોય છે, પણ હોજરીમા ગયા પછી, ઊલટી કરવામા આવે તો એ જ પદાર્થ માણસને માટે ખરાબ ગણવામા આવે છે, જ્યારે બીજા કેટલાક પ્રાણીઓને માટે તે રસિક ખાણુ બની જાય છે આપણુ મલમૂત્ર ધરતી માટે સુદર ખાતર બની જાય છે અને ફરી એમાથી સુદર ફળો તૈયાર થાય છે આ રીતે એકજ વસ્તુમા મગલકારી અને અમગલકારી બને તત્ત્વો દેખાય છે ચુડેલની એક બાજુ બેડોળ હોય છે, જ્યારે બીજી બાજુ મનોહર હોય છે આ પૃથ્વી ઉપર ઝેર પણ છે, અમૃત પણ છે જો દૃષ્ટિ પવિત્ર થાય તો જેનાથી આપણે મોઢુ ફેરવીએ છીએ, તે જ

વસ્તુથી આપણે આકર્ષિત થઈ જઈએ ! મતલબકે બધાનું વાસ્તવિક સ્વરૂપ તો એકજ પ્રકારનું છે. આ જગતની બધી વસ્તુઓ સાપેક્ષ છે. આ બધી વસ્તુઓને જોવાની દૃષ્ટિ જોયા પછી તેમને શી રીતે યોજવી, ક્યાં યોજવી, એ વિચારવાનું રહે છે.

વૈદિકગ્રંથો સત્ત્વ, રજ અને તમ એ ત્રણે ગુણોની સામ્યાવસ્થાને પ્રકૃતિ કહે છે. આનું પણ છેલ્લું રહસ્ય એ છે, કે જગતમાં અનેકજાતના પાસા પડેલ છે. મુખ્યત્વે તો બે જ પાસા છે, એ બે પાસાઓમાંથી જગતને ઉપયોગી બનાવી દેવું, પછી કશુંય સાધવાનું રહેતું નથી. ભગવાન મહાવીર અને બુદ્ધ આ બધું છોડીને શામાટે નીકળ્યા હતા ? એક રીતે તો એમણે રાજ્ય તજ્યું એના કરતાં રાજા થાત તો વધારે પ્રતિષ્ઠા મળત, પણ રાજા રહેત તો પોતાના રાજ્યથી બહારના લોકો એમને પારકા ગણત, પણ જ્યારે તેઓ વિશ્વના બન્યા, ત્યારે એમને ક્યાંય પારકા નહિ દેખાયા ! એમણે અંતરમાં ડોકિયું કર્યું તો ક્રોધાદિ વિકાર દુશ્મન લાગ્યા ખરા, પણ ખરી રીતે જોતાં તે પણ દુશ્મન ન હતા, તેમને પણ યથાયોગ્ય લગાડી દે તો ક્યાંય દુશ્મન દેખાતા નથી, કે રહેતા જ નથી. આટલું મહત્ત્વનું કાર્ય જો હમેશને માટે ન થાય તો જગત બેસુરું જ દેખાય.

આજના યુગે 'અનુબંધ' શબ્દ બધા પાસા એકીસાથે કહી આપતો હોવાથી મને એનો અનેકવાર વપરાશ કરવાનું સહેજે મન થઈ જાય છે. અનુબંધ શબ્દમાં જીવન અને જગત બન્નેને સાંકળતી બધી વસ્તુઓ સારી પેઠે સમાઈ જાય છે. જો કે અનુબંધ શબ્દ જૈનોને નવો અને અણગમતો લાગે છે, કારણકે જૈનઆગમોમાં ઠેરઠેર બંધ શબ્દથી ડરવાનું કહેલું છે. છતાંય જૈનતત્ત્વજ્ઞાનમાં આવા અર્થમાં 'અનુપ્રેક્ષા' શબ્દ જરૂર મળશે. એવો જ બીજો શબ્દ 'અનુયોગ' મળશે. જૈનઆગમોમાંના એક આગમનું નામ પણ 'અનુયોગદ્વાર' મળી આવે છે. ગીતાના અઢારમા અધ્યાયમાં કર્મ (પુરુષાર્થ) ક્યાં ? એ બતાવવામાં 'અનુબંધ' શબ્દ વપરાય છે. મતલબ કે અનુબંધ વિચાર્યા વગર નર્યો

પુરુષાર્થ કરવો તેમાં અનર્થ રહેલો છે, એવું જોરથી ત્યાં પ્રતિપાદન કરવામા આવ્યુ છે બાપુજીએ નવીતાલીમ અ ગે અનુબંધ શબ્દ આપ્યો છે. તેમણે આ મતલબનુ જણાવ્યુ છે કે મારી શિક્ષણપદ્ધતિ જીવનના એક-એક અંગ સાથે જોડાયેલી છે આવુ જોડાણ સૂચવવા માટે ત્યાં અનુબંધ શબ્દ વપરાતો હોય છે કોઈ પૂછશે કે 'અનુબ ધ'ને ઠેકાણે 'અનુપ્રેક્ષા' લગાડાય તો ચાલે ? જવાબ 'ના'મા છે તે એટલા માટે કે અનુ-પ્રેક્ષાથી ચિંતનનો ભાવ નીકળે છે, કર્તવ્યનો ભાવ નીકળતો નથી 'અનુયોગ' નો અર્થ જોડાણ નીકળે છે ખરો, પણ વિવેકપૂર્વકનુ, વ્યવસ્થિતિ-પૂર્વકનું જોડાણ એવો અર્થ નીકળતો નથી. મારે તો એથી પણ વિશેષ અર્થવાળો શબ્દ જોઈએ છે, જે જીવન અને જગત બને ઠેકાણે લાગુ પડી શકે. એટલે 'आत्माऽनुकूलो अथवा ध्येयानुकूलो यः सम्बन्ध सोऽनुबन्ध' એ વ્યાખ્યા પણ મારે લેવી છે અને બગડી ગયેલા વિશ્વના પ્રબ ધ (ત ત્ર) ને દૂર કરી તેને ઠેકાણે સુધારી નાખેલો પ્રબ ધ બનાવે એવી પણ વ્યાખ્યા 'अव्यवस्थिता विश्वबन्धा (प्रबन्धा.) व्यवस्थानुकूला. क्रियन्ते येनाऽसौ अनुबन्ध' કરવાની છે એટલે જેમ માત્ર 'બ ધ' શબ્દથી કે માત્ર 'પ્રબ ધ' શબ્દથી નહી ચાલે તેમ કેવળ 'સ બ ધ' શબ્દથી પણ નહી ચાલી શકે કારણ કે, અનુબ ધ આત્માને ઊચો ચઢાવે છે, જ્યારે સબધ આત્માને ઊચો ચઢાવે, એ નક્કી નથી અનુબ ધનો પાયો સિદ્ધાત હોય છે અને એનુ પ્રેરકબળ ચૈતન્ય હોય છે, આથી ડગલે ને પગલે અનેક પ્રશ્નો આવે છે તેમા પૂરેપૂરી કાળજી રાખવાની હોય છે એટલે બ ધ, પ્રબ ધ અને સ બ ધને વટાવીને અનુબ ધનો સાધક આગળ ને આગળ વિશ્વભણી દોડ્યો જાય છે

વ્યક્તિગતજીવનમા માનવી સર્વ ને જાણી લે તેવો માણસ સર્વજ્ઞ જરૂર કહેવાય, પણ વિશિષ્ટસર્વજ્ઞ અથવા વિશ્વવત્સલસર્વજ્ઞ ન કહી શકાય આથી જ જૈનતત્ત્વજ્ઞાનમા અરિહ ત દેવોને પ્રથમ નમસ્કારપાત્ર ગણ્યા છે મહાવીર તે પૈકીના એક હતા તેમણે કેવળ-જ્ઞાન પ્રાપ્ત કર્યા પહેલા અંગત સાધનામા વધુ ધ્યાન આપેલુ પણ

બ્રહ્મજ્ઞાન મેળવ્યા પછી તો વિશ્વસમાજની સાધનામા જ તેઓ ઠેઠ પોતાના દેહાંતલગી સતત એકાગ્રતા કર્યા હતા અને આખી શ્રમણ સંસ્થાને તેઓએ જીવન અને જગતનો અનુબંધ કરવા માટે સ્થાપી હતી.

સંબંધો કરતા અનુબંધોમા ઘણી વિશેષતા છે, એના માટે થોડાંક દૃષ્ટાંતો લઈએ—એક બાજુથી રામાયણમા રામ કહે છે— 'સુનુ જનનિ! સુત સોઈ બડભાગી, જો પિતુ માતુ આયસુઅનુરાગી' અને કૈકેયી માતાએ દશરથ મહારાજ પાસે માગેલા વચનથી અથવા તો દશરથમહારાજાએ આપેલા વચનથી રામ વનમા જાય છે અહીં વડીલોનો સંબંધ બરાબર જળવાય છે, પણ જ્યારે સુમંતસારથી જોડે રામને અથવા છેવટે સીતાને પણ પાછા ફેરવી લાવવાની આજ્ઞા દશરથ કરે છે, ત્યારે નથી તો રામ આવતા, નથી તો સીતાજી આવતા કોઈ કહેશે કે એ તો દશરથજીએ એમ કહ્યું હતું, કૈકેયીએ ક્યાં કહ્યું હતું? તો ત્યારે ભરતસાથે દંડકવનમા ખુદ કૈકેયી પણ જઈને રામને પાછા ફરવા વિનવે છે, છતા રામ પાછા ફરતા નથી, અરે! ધર્મનો કોઈ બાધ હોય તો ખુદ ગુરુ વશિષ્ઠજી પણ ત્યા સાથે જ જઈને પાછા ફરવાનુ કહેવા જાય છે, તોય રામ પાછા ફરતા નથી શું રામ હઠાગ્રહી છે? અવિનયી છે? ગુરુ અને વડીલોના આદેશનો ભંગ કરનાર છે? ના, અહીં જ સમજવા જેવુ છે જ્યારે રામ વનમા નીકળ્યા ત્યારે તો માત્ર તેમની સામે માતુપિતુઆજ્ઞા હતી અને તેઓ માત્ર અયોધ્યાના હતા, પણ જેવો ઘરબહાર પગ મૂક્યો પછી તો ગુરુ, પ્રજા એ સૌની તે આજ્ઞા બની ચૂકી અને અયોધ્યા-બહાર પગ મૂકતા વેંત જ તે આજ્ઞા ગુહ અને ક્રમેક્રમે પશુપક્ષી ઝાડપાન એમ અનેક સ્થળવ્યાપી બની ગઈ એટલે સંબંધમા પોતાના ગણાતા લોકો સાથે વચન પાળવાનુ હોય છે, ત્યારે અનુબંધમા વિશ્વમા બધા પ્રાણીઓની સાથે વચન પાળવાનુ હોય છે એટલે જ રામ દશરથના પ્રાણત્યાગ પછી પણ અયોધ્યા

પુરુષાર્થ કરવો તેમા અનર્થ રહેલો છે, એવુ જોરથી ત્યા પ્રતિપાદન કરવામા આવ્યુ છે બાપુજીએ નવીતાલીમ અંગે અનુબંધ શબ્દ આપ્યો છે તેમણે આ મતલબનુ જણાવ્યુ છે કે મારી શિક્ષણપદ્ધતિ જીવનના એક-એક અંગ સાથે જોડાયેલી છે આવુ જોડાણ સૂચવવા માટે ત્યાં અનુબંધ શબ્દ વપરાતો હોય છે કોઈ પૂછશે કે 'અનુબંધ'ને ઠેકાણે 'અનુપ્રેક્ષા' લગાડાય તો ચાલે ? જવાબ 'ના'મા છે તે એટલા માટે કે અનુપ્રેક્ષાથી ચિંતનનો ભાવ નીકળે છે, કર્તવ્યનો ભાવ નીકળતો નથી 'અનુયોગ' નો અર્થ જોડાણ નીકળે છે ખરો, પણ વિવેકપૂર્વકનુ, વ્યવસ્થિતિ-પૂર્વકનુ જોડાણ એવો અર્થ નીકળતો નથી. મારે તો એથી પણ વિશેષ અર્થવાળો શબ્દ જોઈએ છે, જે જીવન અને જગત બંને ઠેકાણે લાગુ પડી શકે. એટલે 'आत्माऽनुकूलो अथवा ध्येयानुकूलो यः सम्बन्ध सोऽनुबन्ध' એ વ્યાખ્યા પણ મારે લેવી છે અને બગડી ગયેલા વિશ્વના પ્રબંધ (તંત્ર) ને દૂર કરી તેને ઠેકાણે સુધારી નાખેલો પ્રબંધ બનાવે એવી પણ વ્યાખ્યા 'अव्यवस्थिता विश्वबन्धा (प्रबन्धा.) व्यवस्थानुकूला. क्रियन्ते येनाऽसौ अनुबन्ध' કરવાની છે એટલે જેમ માત્ર 'બંધ' શબ્દથી કે માત્ર 'પ્રબંધ' શબ્દથી નહી ચાલે તેમ કેવળ 'સંબંધ' શબ્દથી પણ નહી ચાલી શકે કારણ કે, અનુબંધ આત્માને ઊંચો ચઢાવે છે, જ્યારે સંબંધ આત્માને ઊંચો ચઢાવે, એ નક્કી નથી અનુબંધનો પાયો સિદ્ધાંત હોય છે અને એનુ પ્રેરકબળ ચૈતન્ય હોય છે, આથી ડગલે ને પગલે અનેક પ્રશ્નો આવે છે તેમા પૂરેપૂરી કાળજી રાખવાની હોય છે એટલે બંધ, પ્રબંધ અને સંબંધને વટાવીને અનુબંધનો સાધક આગળ ને આગળ વિશ્વભણી દોડ્યો જાય છે

વ્યક્તિગતજીવનમા માનવી સર્વ ને જાણી લે તેવો માણસ સર્વજ્ઞ જરૂર કહેવાય, પણ વિશિષ્ટસર્વજ્ઞ અથવા વિશ્વવત્સલસર્વજ્ઞ ન કહી શકાય આથી જ જૈનતત્ત્વજ્ઞાનમા અરિહંત દેવોને પ્રથમ નમસ્કારપાત્ર ગણ્યા છે મહાવીર તે પૈકીના એક હતા તેમણે કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યા પહેલા અંગત સાધનામા વધુ ધ્યાન આપેલુ પણ

કેવળજ્ઞાન મેળવ્યા પછી તો વિશ્વસમાજની સાધનામા જ તેઓ ઠેઠ પોતાના દેહાંતલગી સતત એકાગ્ર રહ્યા કર્યા હતા અને આખી શ્રમણ સંસ્થાને તેઓએ જીવન અને જગતનો અનુબંધ કરવા માટે વ્યાપી હતી

સંબંધો કરતા અનુબંધોમા ઘણી વિશેષતા છે, એના માટે થોડાક દૃષ્ટાંતો લઈએ—એક બાજુથી રામાયણમા રામ કહે છે—'સુનુ જનનિ ! સુત સોઈ બડભાગી, જો પિતુ માતુ આયસુઅનુરાગી' અને કૈકેયી માતાએ દશરથ મહારાજા પાસે માગેલા વચનથી અથવા તો દશરથમહારાજાએ આપેલા વચનથી રામ વનમા જાય છે અહી વડીલોનો સંબંધ બરાબર જળવાય છે, પણ ત્યાર સુમંતસારથી જોડે રામને અથવા છેવટે સીતાને પણ પાછા ફેરવી લાવવાની આજ્ઞા દશરથ ફરમાવે છે, ત્યારે નથી તો રામ આવતા, નથી તો સીતાજી આવતા કોઈ કહેશે કે એ તો દશરથજીએ એમ કહ્યુ હતુ, કૈકેયીએ ક્યા કહ્યુ હતુ ? તો ત્યારે ભરતસાથે દંડકવનમા ખુદ કૈકેયી પણ જઈને રામને પાછા ફરવા વિનવે છે, છતા રામ પાછા ફરતા નથી, અરે ! ધર્મનો કોઈ બાધ હોય તો ખુદ ગુરુ વસિષ્ઠજી પણ ત્યા સાથે જ જઈને પાછા ફરવાનુ કહેવા જાય છે, તોય રામ પાછા ફરતા નથી શુ રામ હઠાગ્રહી છે ? અવિનયી છે ? ગુરુ અને વડીલોના આદેશનો ભંગ કરનાર છે ? ના, અહી જ સમજવા જેવુ છે જ્યારે રામ વનમા નીકળ્યા ત્યારે તો માત્ર તેમની સામે માતુપિતુઆજ્ઞા હતી અને તેઓ માત્ર અયોધ્યાના હતા, પણ જેવો નગરબહાર પગ મૂક્યો પછી તો ગુરુ, પ્રજા એ સૌની તે આજ્ઞા બની ચૂકી અને અયોધ્યા-બહાર પગ મૂકતા વેંત જ તે આજ્ઞા ગઈ અને ક્રમેક્રમે પશુપંખી ઝાડપાન એમ અનેક સ્થળવ્યાપી બની ગઈ એટલે સંબંધમા પોતાના ગણાતા લોકો સાથે વચન પાળવાનુ હોય છે, જ્યારે અનુબંધમા વિશ્વમા બધા પ્રાણીઓની સાથે વચન પાળવાનુ હોય છે એટલે જ રામ દશરથના પ્રાણત્યાગ પછી પણ અયોધ્યા

ભણી જતા નથી, કારણ કે ચૌદ વર્ષ લગી વનમા રહેવાનો વિશ્વ-સકલ્પ હતો જો રામ આવો વિશ્વ-સંકલ્પ કરીને પાછા ફરત તો દુનિયામા સકલ્પ કરીને તોડવાની પ્રણાલી પડત એટલામાટે એક વખત આપેલુ વચન કૈકયી અને દશરથની પુનરાજ્ઞા હોવા છતા પણ પ્રાણપ્રતિષ્ઠાના ભોગે પાળવુ જ જોઈએ, એમ ધારીને રામ સબધીઓ કરતાં અનુબધીઓને વધારે મહત્ત્વ આપે છે આથી સહેજે સમજાશે કે માતાપિતા કે ગુરુની આજ્ઞાથી આગળ જનારને માટે વિશ્વને ગુરુ માની પોતાના સિદ્ધાત અથવા સત્યમાં વધુમા વધુ સાવધ રહીને ચાલવાનુ હોય છે સબધો કરતા અનુબધોની વિશેષતા બતાવવા માટે જૈનસૂત્રોમા માબાપની આજ્ઞા કરતા ગુરુની આજ્ઞાને અને-છેવટે ગુરુની આજ્ઞા કરતા ય 'સચ્ચસ્સ આણાએ' એટલે સત્યની આજ્ઞામા ચાલવાની વાત કહી છે ધર્મરુચિ અણગારને તેમના ગુરુ ધર્મઘોષ મુનિએ સ્પષ્ટ આજ્ઞા આપી કે, 'આ કડવા તુબડાનુ શાક નાખી આવ' જો ગુરુના મનમા તે પોતે ખાઈ જાય તો ઠીક, એવુ હોત તો પછી પરઠવવા (નાખવા) માટે મોકલતજ કેમ ? છતા ધર્મરુચિ મુનિએ કીડીમકોડીઓ મરે તેના કરતા પોતે સ્વેચ્છાએ સિદ્ધાત ખાતર પ્રાણ તજે તે વધુ સારુ ગણ્યુ ત્યા ગુરુની આજ્ઞાનો લોપ નહોતો થયો, ઊલટી ગુરુની આજ્ઞા દીપી ઊઠી માટે જ જૈનશાસ્ત્રોમા ધર્મરુચિ અણગારને ભવ્યાજલિ અપાઈ છે જે મરુદેવી માતા પુત્રના મોહ સબધને લીધે ઋષભદેવની દીક્ષા વખતે રોયા હતા તે જ ઋષભદેવને જોઈને એકદા તેમને વિશ્વની સાથે અનુબધ જોડવાની અનુપ્રેક્ષા થઈને પુત્રમોહ તૂટે છે અને કેવળજ્ઞાન સાપડે છે જે રામ પિતાના મૃત્યુ વખતે શ્રાદ્ધ કરવા જતા નથી તે જ રામ પોતે જટાયુપખીને તર્પણ આપે છે ! શુ દશરથ કરતા જટાયુ વિશેષ સબધી હતા ? એક રીતે હતા જ, કારણ કે દશરથ રાજા તો પુત્ર વિરહે મૃત્યુ પામે છે, જ્યારે જટાયુ તો અન્યાયનો પ્રતીકાર કરતા કરતા મૃત્યુ પામે છે. આમ જટાયુના તર્પણમાં દશરથનુ તર્પણ આવી જ જાય છે બીજી

બાજુ, જ્યારે લક્ષ્મણ રામના હિતમાં, ભરતને સમગ્ર લશ્કર લઈ રામને મળવા આવતા જોઈ, તે પ્રત્યે ગુસ્સો કરે છે, ત્યારે રામ લક્ષ્મણને મીઠો ઠપકો આપે છે અને ભરતને આલિંગન આપે છે. રામની સાથે સતત સેવામાં રહેનાર અને પત્ની અને માતાનેય ભૂલનાર લક્ષ્મણ વધારે કે ભરત વધારે? રામ જો માત્ર લોહી અને નજીકના સંબંધીઓનો જ વિચાર કરત તો લક્ષ્મણને વિશેષ માનત. પણ રામનો સંબંધ સગાંવહાલાં પૂરતો જ નહોતો, તેઓ તો માનવ-સમાજથીયે આગળ, સમગ્ર વિશ્વસમષ્ટિ લગી પૂગી ગયા હતા. એથી સીતાના વિરહમાં પશુપક્ષી કે વનસ્પતિસૃષ્ટિને રામ જ્યારે ઠપકો આપતા હતા, ત્યારે લક્ષ્મણને એ ગાંડપણ લાગતું હતું, પણ એ ગાંડપણ નહોતું. એની પાછળ વિશ્વવ્યાપી અને મંગલ છતાં જગતનો મહાન સિદ્ધાંત હતો.

અનુબંધકારની એક વિશેષતા એ હોય છે કે તે દુશ્મનોને માત્ર દુશ્મન જ જોતા નથી, મિત્રને માત્ર મિત્ર જોતા નથી. દુશ્મનમાં દુશ્મન ગણાતા લોકો ઉપર વિશ્વાસ કરે છે. વિભીષણ સાથે ગોષ્ઠી કરતા પહેલાં સુગ્રીવ વગેરે એ શંકા કરી. પણ રામે કહ્યું—'જ્યારે તે ચાલી ચલાવીને આવ્યો છે, તો માત્ર શંકાથી ન જોવાય. હા, એ રાવણના અનુસંધાનમાં આવ્યો હોત તો જુદી વાત હતી. અત્યારે તો તે કહે છે 'હું રાવણને છોડીને આવ્યો છું' તો આપણે એને અપનાવી લેવો જ જોઈએ. ભગવાન મહાવીરે તો તેમનો વિરોધ કરનાર બ્રાહ્મણોની સાથે પણ સત્ય સમજાવીને અનુબંધ જોડ્યો હતો. ક્ષત્રિયો માટે તો તેમની રાજ્યત્યાગ અથવા તો કમમાં કમ વ્યક્તિગતમાલિકીત્યાગની પ્રેરણા હતી જ. પણ હરિકેશી અને મેતાર્ય જેવા અને અર્જુન જેવા કનિષ્ઠમાં કનિષ્ઠ ગણાતા, સમાજમાં ઘૃણિત પુરુષોને પોતાના સંઘમાં તેમણે લીધા હતા. ચંદનબાલા જેવી તરછોડાયેલી સ્ત્રીને પણ છત્રીસ હજાર સાધ્વી-ઓની સ્વતંત્ર શિરછત્રા બનાવી દેવામાં આવે છે, આવું શા માટે બન્યું હશે? સ્ત્રીઓ જ્યારે પશુઓની પેઠે ચૌટેચોક વેચાય છે ત્યારે

સાધુઓ સામે 'છકાય (વિશ્વના સમસ્ત પ્રાણીઓ)ના પિયર'નો આદર્શ છે. મોહસંબંધ છોડી વત્સલસંબંધ— અનુબંધ બાંધવાની વાત છે. આ બધું સ્હેજે બતાવે છે કે સાધુવર્ગને માથે બીજા કોઈ પણ વર્ગ કરતા આજે વધુ જવાબદારી રહેલી છે. તેઓ વ્યક્તિ, માનવસમાજ અને પ્રાણીસૃષ્ટિ લગી પોતાનો સંબંધ વિસ્તારે તથા નવી સમાજરચનામાં સમાજ, અર્થ, ધર્મ, રાજકારણ વગેરે સર્વક્ષેત્ર ધર્મ માર્ગદર્શક બને તે બતાવવા અને જૂના મૂલ્યોને સ્થાને નવા મૂલ્યો સ્થાપવા માટે જેમ ઘરબાર છોડ્યા તેમ સંપ્રદાયમોહ છોડીને પ્રતિષ્ઠા, પ્રાણ અને પોથીપાનાં પોતાની મિલકત છોડવા તત્પર બને, તો જ તેઓ આજના યુગે અનુબંધકાર તરીકેનું બિરુદ સાર્થક કરી શકે.

કોઈ કહે છે કે આ દેશમાં મહાવીર, બુદ્ધ, રામ અને કૃષ્ણ ચાર મહાપુરુષો થયા, વિશ્વમાં પણ ઈશુ, મહમદ તથા જરથુસ્ત જેવા પુરુષો થયા, છેલ્લે છેલ્લે વિશ્વવંદ્ય ગાંધીજી પણ થયા, પરંતુ જગત તો તેનું તે જ રહ્યું, જગતમાં કંઈ ફેરફાર તો થયો નહીં, હું આમાં સંમત થતો નથી. હું તો એમ માનું છું કે જગતમાં સુર પણ રહેવાના અને અસુરો પણ રહેવાના, સારી અને નઠારી બંને ચીજો આ જગતમાં રહી છે અને રહેવાની છે, જ્યારે જ્યારે અવ્યવસ્થા વ્યાપી જાય છે, ત્યારે સુવ્યવસ્થા સ્હેજે સ્થપાઈ જાય છે. કેટલીક વખત અવ્યવસ્થા પણ સ્વાભાવિક હોય છે. આપણે રોજેરોજ મકાનની સફાઈ કરીએ છીએ, છતાં કચરો તો આવવાનો, પણ આપણે ફરીથી વાળીએ છીએ એટલે મકાન અવ્યવસ્થિત દેખાતું નથી. એમ જ મૂલ્યો હંમેશા પલટાયા કરે છે, આવી વિશિષ્ટ વ્યક્તિઓના પ્રભાવ અને કાર્યને કારણે અમૂલ્યોને સ્થાને પાછાં મૂલ્યો આવી જાય છે, એટલે સુવ્યવસ્થા આવી જાય છે. પણ આવી વ્યવસ્થા ટકાવનાર કોઈ બુદ્ધિશાળી અનુબંધકાર જ હોઈ શકે. રામાયણમાં આપણે જોઈએ છીએ કે રાવણ જ્યારે સરમુખત્યારીપદે આવે છે ત્યારે લંકા બીજા જ રૂપે દેખાય છે, તે જ લંકા ઉપર સંસ્થાને જ્યારે વિભીષણ આવે છે ત્યારે તે તદ્દન

બદલી જાય છે લંકા તો તેની તેજ હતી, પણ એક વ્યક્તિનું મોઢું ન્યાય–નીતિની તરફ અથવા રામની તરફ હતું, જ્યારે બીજી વ્યક્તિનું મોઢું હતું અસદાચાર, અનીતિ, અત્યાચાર તરફ, એટલું જ અંતર અનુબંધકાર અને અનુબંધ બગાડનાર વચ્ચે છે અનુબંધ બગડ્યો છે એનો અર્થ એટલો જ કે અપ્રતિષ્ઠાલાયક અથવા દુર્ગુણી તત્ત્વો પ્રતિષ્ઠા પામી ગયા છે જ્યારે સદ્ગુણોની અથવા પ્રતિષ્ઠાલાયક તત્ત્વો-ની પ્રતિષ્ઠા છીનવી લઈ દુર્ગુણોની પ્રતિષ્ઠા સ્થપાઈ જાય છે, ત્યારે અનુબંધ બગડે છે લંકાનો અનુબંધ બગડી ગયો હતો, તેને રામચંદ્ર-જીએ સુધાર્યો હતો જ્યારે વિશ્વમાં શસ્ત્ર સિવાય કાંઈ નહોતું શસ્ત્ર-પૂજા ચોમેર ચાલતી હતી, હિટલર, મુસોલિની અને ટોજોની બોલબાલા હતી, તે વખતે ગાંધીજીએ ભારત દ્વારા વિશ્વને અહિંસાનો ચમત્કાર બતાવી આપ્યો, તે શું બતાવે છે? અરે! આજે પણ જુઓ ને! શાંતિ માટે પંડિત જવાહરલાલ ભારતપ્રતિનિધિ તરીકે ત્રીજા વિશ્વ-યુદ્ધને ખાળી જ રહ્યા છે ને! યૂરોપ, અમેરિકા અને ઑસ્ટ્રેલિયામાં શું શાંતિવાદી લોકો નથી? ઘણીવાર તો દેખાય છે કે સમગ્ર પ્રજાની પ્રજા શાંતિ વાંચ્છે છે, પણ તે ખંડામાં પ્રતિષ્ઠાપાત્ર કોણ છે? રાજ્યના નેતાઓ કોણ કોણ છે? આ ફરક નાનોસૂનો નથી અને એમાંથી જ જગતમાં વ્યવસ્થાપૂર્વક કે વિવેકપૂર્વકનો પ્રબંધ કયા છે, તે તરત જણાઈ આવે છે ભારતમાં આવું અને બીજે આવું કેમ નહીં? અહીંની પ્રજાના ખમીરમાં રામ, કૃષ્ણ, બુદ્ધ અને મહાવીર વ્યાપી રહેલા છે હા, એ પ્રજા ઉપર પણ કચરો જરૂર આવી જાય છે અને તેથી જ તો ધન, સત્તા અને યંત્રનો (અપ્રતિષ્ઠાલાયક તત્ત્વોનો) કચરો આવી ગયેલો આજે સ્પષ્ટ જણાય છે છતાં મારું કહેવાનું એ છે કે એ કચરો દૂર થઈ શકે એવો છે સાચા અનુબંધનો પ્રયત્ન ઝટ થવો જોઈએ પ્રતિષ્ઠાયોગ્ય જે વર્ગો દબાઈ ગયા છે, અપ્રતિષ્ઠિત થઈ ગયા છે, તે વર્ગોને જલદી પ્રતિષ્ઠિત બનાવવા જોઈએ અને જે અપ્રતિષ્ઠિત તત્ત્વો પ્રતિષ્ઠા પામી ગયાં છે તેમને અપ્રતિષ્ઠિત બનાવવા જોઈએ

લોભ લાલચની પ્રતિષ્ઠા થતી હોય ત્યારે ત્યાગની પ્રતિષ્ઠા કરવી જોઈએ, અન્યાય જીતતો હોય ત્યારે ન્યાયને જીતાડવો જોઈએ આને જ હુ મારી પરિભાષામા કહુ છુ કે બગડલા અનુબધને સુધારી લેવો જોઈએ જો તે ન સુધારાય તો તેમાથી ખોટા મૂલ્યોને વિશ્વપ્રતિષ્ઠા મળતી જાય છે, સાચા મૂલ્યોની સામે અતરાયો ઊભા થાય છે અને પરિણામે સાચા મૂલ્યોની વિશ્વપ્રતિષ્ઠા મોળી પડતી જાય છે, આ કામ જો ઝપાટાબધ નહી થાય તો રામયુગે જે ન થયુ તે આજે પણ નહી બને યોગ્ય ઠેકાણે યોગ્યની જોડણીનુ આ ભગીરથ કામ જો સાધુ સન્યાસીઓ, સતો, ભક્તો ઉપાડી લે અને એમણે તે ઉપાડવુ જ જોઈએ, તો મોટુ કામ થઈ શકે યોગ્યને ઠેકાણે અયોગ્યનુ જોડાણ થવાથી આખા વિશ્વમા યુદ્ધ, કલહ અથવા અથડામણ થાય છે, જગતમા ત્રાહિ ત્રાહિ મચી જાય છે

રામાયણયુગમા વનમા વાલ્મીકિ, રાજનીતત્ત્વો સામ વિશ્વામિત્ર અને રાજ્યમા શતાનદ તથા વશિષ્ઠ જેવા પ્રેરણાપાત્રો જરૂર હતા, પણ એ બધાઓનુ વ્યવસ્થિત અનુસધાન નહોતુ, એટલે તો મહાભારતયુગમા ભાઈ-ભાઈ વચ્ચે મહાયુદ્ધ ભારતને જોવુ પડ્યુ, જો કે દ્રોણ, કૃપાચાર્ય અને ભીષ્મ જેવા સુપાત્રો તે યુગે પણ હતા, પરતુ ખોટા મૂલ્યોની પ્રતિષ્ઠામા અને સમાજની અવ્યવસ્થામા જ તેઓનો ઉપયોગ થઈ ગયો આ ઓછા દુ ખની વાત ન હતી! બુદ્ધે અને મહાવીરે અહિસાનો પ્રભાવ સામાન્ય લોકવ્યાપી કરવા પ્રયાસ કર્યો અશોક જેવા રાજવીઓ શસ્ત્રસન્યાસ માટે તૈયાર થયા, પરતુ ગાધીયુગે આખા દેશે જે અહિ-સક પ્રયોગ કરી બતાવ્યો, તે ત્યારે નહોતુ બન્યુ આજે વિશ્વસકટ સારી પેઠે સાફ થઈ ચૂક્યુ છે આખા રાષ્ટ્રના રાષ્ટ્રો તૈયાર થતા જાય છે, પણ જો સામુદાયિક અહિસાના પ્રયોગો વિશ્વક્ષેત્રોમા કાર્યસાધક રીતે ભારત નહી આપે તો કાઠે આવેલુ નાવ ડૂબી જવાનુ છે આથીજ હુ કહુ છુ કે તમે એકલા કે અમુક વર્તુળ આટલુ સમજીને આચરે, તેટલાથી નહી પતે સમગ્ર વિશ્વના પ્રવાહોને એકીસાથે લઈને

વ્યવસ્થિત કરવા પડશે એમ વ્યક્તિઓ જરૂર નીકળશે પણ વ્યક્તિઓના સરવાળામાત્રથી કાંઈ સમાજ બની શકતો નથી જેમ (૧) ને (૧) મળવાથી કંઈ અગિયાર થઈ શકતા નથી, અગિયાર કરવા માટે તો બન્ને એકડાઓ પરસ્પર પૂરક અને સનાતન સાથી બનવા માટે ઘડાવું પડે છે, આથી હું બગડેલા અનુબંધને સુધારવા માટે ક્રાંતિની શરૂઆત જો કે એકથી થાય, એમ માનું છું, પણ એ ક્રાતિને સમાજનિષ્ઠ બનાવવા માટે સસ્થાઓને જ મહત્ત્વ આપુ છુ કોંગ્રેસ જેવી આ દેશની નીતિની દૃષ્ટિએ જે મહાન સામુદાયિકતાકાતવાળી સસ્થા છે, તેવી આ દેશમા એકેય બીજી સસ્થા નથી અલબત્ત, સત્તા અને ધનના પ્રલોભનને કારણે ખરાબમા ખરાબ વ્યક્તિ પણ એજ સસ્થામા પેસી ગયેલી સાંપડે છે। એજ રીતે હજારો વર્ષોથી ખેડાયેલી શ્રમણબ્રાહ્મણ સસ્થામા સસ્થા તરીકે સત્ત્વ રહ્યું નથી, પણ વ્યક્તિ તરીકે સર્વોચ્ચ ક્રાતિ-પ્રણેતા વ્યક્તિ તેમાંથી જ મળશે, પણ તેવી વ્યક્તિને જો કૉંગ્રેસ જેવી સસ્થાનો સક્રિય સાથ નહી હોય તો તે વ્યક્તિ નિષ્ફળ જ નીવડશે આ વાત હું જેમ સાધુ સન્યાસીઓને કહુ છુ તેમ રચનાત્મક કાર્યકરજૂથરૂપી આધુનિક યુગના નવા બ્રાહ્મણોને પણ કહુ છુ કૉંગ્રેસ સસ્થા ક્ષત્રિય તરીકે સગઠિત સસ્થા છે પણ એને એક તરફથી ગ્રામસગઠન (વૈશ્યશૂદ્રરૂપ પ્રજા) નો અને બીજી તરફથી બ્રાહ્મણશ્રમણોનો વ્યવસ્થિત સાથ, હૂંફ અને સક્રિય પ્રેરણા જરૂરી છે એટલા માટે જ હુ કૉંગ્રેસ, નૈતિક ગ્રામસગઠન, રચનાત્મક કાર્યકરો અને સાધુસતો એ ચારેય વર્ગોને સાકળીને વિશ્વપ્રશ્નોની વાતો કરતો હોઉ છુ ભારતમા અને એશિયામા સસ્કૃતિની રીતે તો પ્રજાઓમા આ ખમીર પડેલુ જ છે, પણ ધર્મની રીતે તેને ગોઠવવુ પડશે બાપુ રાજકારણમા ધર્મને લઈ ગયા, હવે ધર્મ તરફ રાજકારણને ખેંચીને લાવવુ પડશે, તે લોકો દ્વારા જ આવશે લોકોની પણ શુદ્ધિ કર્યા વિના જૂની નેતાગીરી હટવાની નથી લોકોને શુદ્ધ અને સગઠિત કરવાનુ કામ કોણ કરશે? એ આજનો અગત્યનો સવાલ છે ગીતામા 'धर्माविरुद्धो कामोऽस्मि' કહીને કામમા પણ

ભગવાન કલ્પ્યા છે, એટલે અર્થકારણ, રાજકરણ અને સમાજકારણ બીજા શબ્દોમાં, નૈતિકશક્તિ, દંડશક્તિ અને લોકશક્તિ એ ત્રણેની આગળ ધર્મને જોડી દેવાનો છે, જેથી વિશ્વના આ બધા ક્ષેત્રોમાં ધર્મરૂપી-અહિંસાસત્યરૂપી ભગવાન લાવી વિશ્વમાં સુવ્યવસ્થા સ્થાપિત કરી શકાય, તેમજ વ્યક્તિ, સમાજ અને સમષ્ટિરૂપ આખા વિશ્વના વ્યક્ત અને અવ્યક્ત બળોનો અનુભવ કરી શકાય

(ગિયાળામાં મુનિશ્રીએ આપેલા બે પ્રવચનો ઉપરથી)

# સામાજિક ક્ષેત્રનું દર્શન

[સાધકજીવનનું વિશ્વના માનવસમાજ અને પ્રાણીસૃષ્ટિ સાથે શું સંબંધ છે? સાધક જનસેવા કરવામાં પોતાની આત્મશુદ્ધિ કેમ જાળવી શકે? જનસેવાથી અર્હતપદ-ભગવત્પદ માણસ કઈ રીતે મેળવી શકે છે? સમાજસેવા સાધુસંન્યાસીઓ અને રચનાત્મક કાર્યકરો, શ્રાવકો, ભક્તો કઈરીતે પોતાની મર્યાદામાં રહીને કરી શકે છે? સમાજસેવામાં સૌથી પ્રથમ ગ્રામસેવા--ગ્રામધર્મનો પ્રચાર, કઇ રીતે, સાધુસંન્યાસીઓએ કરવો જોઇએ? પ્રારંભિક ગ્રામસેવા—ગ્રામમાં રચનાત્મક કામ શી રીતે કરવું જોઇએ? સાધુતાની સાથે નવી સમાજરચવાનું કાર્ય સુસંગત છે કે કેમ? ધર્મદૃષ્ટિએ સમાજ રચનામાં પ્રવૃત્તિ અને નિવૃત્તિનો સમન્વય કેમ થઇ શકે છે? આ નવી અહિંસક સમાજરચનામાં સેવાપાત્ર ગામડું, નારીજાતિ અને પછાત ગણાતા વર્ગો સૌથી પહેલા શા માટે લેવામાં આવ્યા છે? તથા પૂજ્ય બાપુજીએ બતાવેલા ૧૯ રચનાત્મક કાર્યો જેમકે (૧) કોમીએકતા, (૨) અસ્પૃશ્યતા નિવારણ, (૩) મદ્ય (વ્યસન) નિષેધ (૪) ખાદીપ્રચાર (૫) ગ્રામોદ્યોગ-પ્રોત્સાહન અને પ્રેરણા (૬) ગ્રામોમાં પ્રમાર્જન (સફાઇ)ની પ્રેરણા (૭) નઈતાલીમ (શિક્ષણસંસ્કારકાય) (૮) પ્રૌઢશિક્ષણ (૯) મહિલાજાતિની ઉન્નતિ (૧૦) આરોગ્યતાલીમ (૧૧) રાષ્ટ્રભાષાપ્રચાર (૧૨) પ્રાંતીયભાષાઓ (૧૩) આર્થિકસમાનતા માટે સહકારી પ્રવૃત્તિઓ, લવાદીપદ્ધતિ, વ ની પ્રેરણા (૧૪) કિસાનસંગઠન (૧૫) મજૂર સંગઠન (૧૬) આદિવાસી ઉત્થાનકાર્ય (૧૭) રોગીસેવા માટે સંસ્થાઓ (૧૮) વિદ્યાર્થીજીવન માટે પ્રેરણા (૧૯) ગોજાતિસેવા, આ બધા કાર્યોમાં સાધુસમાજ તથા શ્રાવકસમાજ (રચનાત્મક કાર્યકર) ભાગ લઈ શકે કે કેમ? સાધુદીક્ષા લેનાર ઉપર સમાજસેવાની કેટલી જવાબદારી વધે છે? વ. સામાજિકક્ષેત્રમાં સાધના વિષે સાધક માટે અનેક પ્રશ્નોની છણાવટ સારી પેઠે આ વિભાગમાં કરી છે —સં]

## સાધકનું જીવન વિશ્વની સાથે સંકળાયેલું છે

મુનિસાધકનું જીવન બાહ્ય દૃષ્ટિએ જોતાં વ્યક્તિગત વિકાસ સાધવા પૂરતું દેખાય તો યે એ વ્યક્તિગત સાધના અતડી, અટૂલી કે સ્વાર્થી નથી હોતી, પરંતુ ઉદાર, વિવેકી અને પરમાર્થી હોય છે. એથી એમાં પ્રત્યક્ષ કે પરોક્ષ કોઈનું ય અહિત ન હોય, એટલું જ નહિ પણ એ સાધનામાં પ્રત્યક્ષ કે પરોક્ષપણે સૌના કલ્યાણનો ઉચ્ચતમ આદર્શ હોય છે. અને હોવો જ ઘટે. કારણ કે વ્યક્તિ અને વિશ્વનો ગાઢ સંબંધ છે. વ્યક્તિનું સૂક્ષ્મ કે સ્થૂળ પ્રત્યેક આંદોલન જળાશયના કૂંડાળાની પેઠે ઠેઠ કિનારા સુધી ફરી વળે છે.

વ્યક્તિના સુધાર વિના વિશ્વનો સુધાર નથી. સ્વદયા વિના પરદયા શક્ય નથી. સંયમ વિના દયા કે વિશ્વબંધુત્વ પ્રાપ્ય નથી. ત્યાગ સિવાય વિશ્વૈક્ય સાધ્ય નથી, સ્વાર્પણ સિવાય નિજશક્તિની પ્રાપ્તિ નથી અને નિજશક્તદશાની પ્રાપ્તિ વિના સાચું સુખ કે સાચી શાંતિ નથી.

—આચારાંગસૂત્ર પા. ૨૬૪

## વિશ્વ કે સમાજની ઉપેક્ષા કરવાથી ત્યાગીનો વિકાસ થતો નથી

કોઈપણ સાધક કે જે વિશ્વનું એક અંગ છે, તે પ્રમત્ત બની વિશ્વના બીજા કોઈ પણ પ્રાણીને પીડીને પોતાનો વિકાસ ન સાધી શકે. જે સુખ પોતે વાંછે છે તે બીજાને પણ જોઈએ છે. બીજાને દુઃખે પોતાનું સુખ ન સાધી શકાય. આમાં વ્યક્તિ અને સમાજનો આબેહૂબ સંબંધ દેખાય છે. વ્યક્તિના વિકાસમાં સમાજનું પણ હિત છે જ, પછી તે પ્રત્યક્ષ હોય કે પરોક્ષ હોય; કારણ કે વ્યક્તિત્વની પરાકાષ્ઠા સુધી વ્યક્તિ અને વિશ્વનો સંબંધ રહે જ છે. આ વાતની —એટલે કે વિશ્વબંધુત્વભાવભર્યા અહિંસાના ઊંડા સિદ્ધાંતની— ઉપેક્ષા કરીને કોઈ ગૃહસ્થ કે ત્યાગી સાધક પોતાનો વિકાસ ન સાધી શકે.

—આચારાંગસૂત્ર પા. ૮૧

## બીજાનું શ્રેય પહેલાં સાધીએ કે પોતાનું ?

(પ્ર) કેટલાક માણસો એમ કહે છે કે પ્રથમ તમે પોતે સિદ્ધ થાઓ, એટલે કે જાતે સત્યનો સાક્ષાત્કાર કરો, ત્યારપછીજ તમને બીજાને માટે કામ કરવાનો અધિકાર પ્રાપ્ત થશે ત્યારે વળી બીજા કેટલાક એમ કહે છે કે અન્યના શ્રેય અર્થે કામ કરવાનો અધિકાર મનુષ્યને સારુ તો પ્રથમથીજ સ્વાભાવિકપણે નિર્માણ થયો છે બીજાના શ્રેય માટે કામ નહી કરે તે મનુષ્ય પોતાનુ શ્રેય શી રીતે સાધી શકશે ? તો એ બેમા કઈ વિચારસરણી સાચી ? જો બને વિચારધારા સાચી હોય તો એ પરસ્પર વિરોધી બને વિચારધારાઓનો સુમેળ શી રીતે પાડી શકાય ?

(ઉ) પોતામા રહેલો આત્મા અને પ્રાણી માત્રમા રહેલો આત્મા એક છે જેમ માટી એક છે, પણ ઘડા અને તાવડી બન્નેના આકાર જુદા છે, તેમ દેહધારીઓમા ચેતના એક છે, શરીરો જ જુદાં જુદા છે જૈનધર્મના ઠાણાગસૂત્રમા એથી જ 'एगे आया' કહેવામા આવ્યુ છે વેદો પણ 'एक सत् विप्रा बहुधा वदन्ति' એમ બોલે છે તીર્થંકર-કોટિના જીવન્મુક્ત અને સમાજ સાથે તદ્રૂપ બનેલા વીતરાગી આત્મા-ઓની શાતિની છાયા નજીકના વિશ્વ ઉપર પડયા વિના રહેતી નથી, તેનુ કારણ આ છે તેઓનો પવિત્ર અને શક્તિશાળી જાગૃત આત્મા આસપાસના જિજ્ઞાસુ છતા સુષુપ્ત એવા ચેતનાવાળા જીવોની ચેતના જગાડી શકે છે બીજી રીતે પણ વિચારશો તો જણાશે કે જે સમાજમા સ્નેહ અને પ્રામાણિક વ્યવહાર સારો ચાલતો હશે તે સમાજમા અનિષ્ટો ભાગ્યે જ દેખાશે, આ ઉપરથી બુદ્ધ ભગવાને તો એ મતલબનુ પણ કહ્યુ હતુ – 'જ્યા લગી સસારના જીવો નરકમા હોય ત્યા લગી નિર્વાણ મારે માટે સામે ચાલીને આવે તો પણ હુ તેને નહી સ્વીકારુ ' આનો ખરો અર્થ એ છે અમુક હદ સુધી માનવ-સમાજ ઊંચો ન ઉઠે ત્યાસુધી નિર્વાણનો કોઈ એકાદ વ્યક્તિ માટે

'જે ખાય તેની ભૂખ મટે' તે સ્થૂળઉદાહરણ જેમ સાચું છે તેમ બાળક ખાય અને 'મા' એના ભોજનનો આનંદ લૂટતી હોય, એવો હાર્દિક અનુભવ આપણે સ્થૂળવ્યવહારમાં પણ જોઈએ છીએ આંબો વાવનાર ફળો માટે નથી થોભી રહેતો જ્યારે આમ્રફળો ખાનારા તેમના કે બીજાના બાળકો આપણે જોઈએ છીએ આથી શ્રી આનંદઘનમહારાજની વાત સાચી છે —"ઘડાઓની સખ્યા અનેક છે, પણ એમાં રહેલી માટી તો એક જ છે" આત્મતત્ત્વની દૃષ્ટિએ આખા વિશ્વમા ઐક્ય સિવાય કઈ દેખાતુ નથી, શરીરો અને ભિન્નભિન્ન રુચિઓને કારણે વિવિધપણુ અને અનેકપણુ દેખાય છે, એટલુ જ ગાધીજીએ સમાજના મૂળભૂત સત્યો સાથે એકરૂપ બનીને આવી એકતા સદેહે પુરવાર કરી આપી હતી વિકાસના ઇચ્છુકોએ કડવુ પોતાનુ અને મીઠુ બીજાનુ, એ રીતે જીવતા શીખી લેવુ જોઈએ મતલબ કે, ભૂલો પોતાના ઉપર ઓઢવી અને લાભો સમાજને ચરણે ધરવા જૈન તત્ત્વજ્ઞાનનુ પણ આ જ સાધનારહસ્ય છે આથી તત્ત્વની જગતમા પ્રતિષ્ઠા વધે છે સમાજ અને વ્યક્તિ બને ઊચા આવે છે 'કર્મમા તારો અધિકાર છે, ફળમા નહી,' એ ગીતાવચનનો ઉપર બતાવેલી જૈનદૃષ્ટિ સાથે પૂરેપૂરો મેળ છે તમને ખ્યાલ છે ને કે જૈનાચાર્યોએ રાગદ્વેષજન્ય કષાયોથી (ક્રોધાદિથી) મુક્તિ મેળવવી તેને જ મોક્ષ માની લીધો છે વ્યક્તિમોક્ષની સાથે જ સમષ્ટિને મોક્ષની થતી અસરની વાત જૈનદર્શનમા ઠેર ઠેર મળે છે મહાવીરનો મોક્ષ થતાની સાથે જ ગૌતમને સપૂર્ણ આત્મજ્ઞાન થયુ બુદ્ધિનિર્વાણને વખતે સસારની કેટલીય કલુષિતતાઓ દૂર થવા પામી ગાધી રામમય બન્યા તો ગાધીનિર્વાણે કોમવાદના પડળો દેશભરના ખખેરી નાખવામા ભાગે મદદ કરી આમ વ્યક્તિની અસર સમાજને અને સમાજની અસર વ્યક્તિને થતી જ હોય છે

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા ૧૬-૪-૫૪

બહુ દૂર સુદૂર રહેલી નિસર્ગની કોઈ વહેતી કલ્લોલિની પાસે કિંવા ખીણમાં ખળખળ વહેતી ગિરિગર્ભાગારની નિર્ઝરણીના મંજુલ ધ્વનિ પાસે વહેતુ હોઈ જાગૃતિની ઉપેક્ષા વિકાસબાધક કદાચ જ નીવડતી અને એમ હોવાથી તે કાલે આ વિચારસરણી કે જેને તમો વૈજ્ઞાનિક વિચારસરણી કહો છો, તેની આવશ્યકતા જેટલી આજે છે, તેટલી ન હતી.

પણ આજના સાધના–જીવનનો ઉછેર તો માનવીના મહાસમુદાય વચ્ચ રહીને મોટે ભાગે કરવાનો હોઈ એ વસ્તુને અતીવ આદર આપવો પડશે આથી (૧) એકાગી સાધનાથી ઉદ્‌ભવેલી માનવીસમુદાયની ઉપેક્ષાનો માન્યતાદોષ ટાળવાનુ અને (૨) સબધોમા રહી સંબંધો માટેના મલિનતત્ત્વોને દૂર કરી, સબધોને જિતવાનુ આ બે ભગીરથ કાર્યો સાધકોને હાથે કરાવવા મૈયા ઇચ્છે છે

આથી તમારી સાધનાનુ કેન્દ્ર પણ એટલુ જ વિશાળ બની રહે છે માત્ર અમુક જાતિ, અમુક માન્યતા, અમુક રૂઢિ, અમુક નીતિ. અમુક સમાજ કે અમુક દેશ નહિ, તમારી સામે અફાટ અને સભર ભરેલા વિશ્વમહાસાગરનુ મહાકેન્દ્ર છે તમારી નીતિ વિશ્વનીતિ બનવી જોઈએ તમારો ધર્મ વિશ્વધર્મ હોવો ઘટે તમારી માન્યતા અનિયંત્રિત સ્વાયત્તતાના સુદૃઢ પાયા પર રચાયેલી હોવી જોઇએ તમારો સમાજ એટલે માત્ર સમસ્ત માનવજાતિ નહિ, બલ્કે વ્યાપક ચૈતન્ય અથવા પ્રકૃતિમૈયાનો સકળ પ્રાણીગણ હોવો જોઇએ...

—'યૌવન' પાના ૪૫–૪૭.

## સમાજસુધારમાં જ સ્વસુધાર સમાચેલો છે!

(પ્ર) માનવી પોતાને ગમતી પ્રવૃત્તિ કરે છે. સત્ય તો સાપેક્ષ છે એટલે માનવીમાત્રની પ્રવૃત્તિમા સાપેક્ષતાની દૃષ્ટિએ સચ્ચાઈ હોવાની જ તો પછી કોઈ વ્યક્તિને કે સમાજને સુધારવાનો ઠેકો લઈને ફરવુ, એ કયા લગી વ્યાજબી છે?

(ઉ) એટલું ખરું કે કોઈ વ્યક્તિને, સમાજને, રાષ્ટ્રને કે અન્ય કોઈને 'હું જ સુધારું છું કે મેં જ સુધાર્યા છે,' એવું અભિમાન ચાહે તેવા સમર્થે પણ ન કરવું જોઈએ, પણ આપણે જો વિશ્વના પ્રાણી માત્ર સાથે સંકળાયેલા છીએ, એ નક્કર સત્યને સ્વીકારીએ તો બીજા ખાતર નહીં તો આપણી પોતાની જાતના સાચા હિતની ખાતર પણ આપણે અન્યસુધારણાની પ્રવૃત્તિમાં રસ લીધા વિના રહી શકતા જ નથી. જેમ સફાઈની આવડવાળો માણસ પોતાની આસપાસની ગંદકીને બીજા ખાતર નહિ, પણ પોતાના આનંદ ખાતર પણ સાફ કર્યા વિના રહી શકતો જ નથી તેમ આ પરથી બીજે પાપો, ગંદો કે અનિષ્ટ ભરેલો દેખાય ત્યાં સત્યની સાપેક્ષતા લેવી અને વધુ પ્રેમ પાથરવો. પણ સુધારની પ્રવૃત્તિમાં સાપેક્ષતાનું બહાનું લઈ અતડા કે આળસુ ન બનવું. એવી અતડાઈ કે આળસુપણામાં વ્યવહારશુદ્ધિ પણ નથી અને આધ્યાત્મિકતાએ નથી.

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' ના ૧૬-૫-૫૦

## જાતશુદ્ધિનું સાચું માપ સમાજશુદ્ધિનું પ્રમાણ છે.

(પ્ર) ભગવાન બુદ્ધે કહ્યું 'મારે એકલાને નિર્વાણ નથી જોઈતું, મારે તો જગતનું નિર્વાણ આવે તેમાં ભળીને પછી નિર્વાણ લેવું છે' વ્યક્તિની આ જાતની સમર્પણભાવના ઉત્તમોત્તમ છે, પણ મારા જેવી અલ્પસાધિકા માટે ઉપરનો સમાજવિચાર મુખ્ય ગણવા કરતાં મારી જાતશુદ્ધિને મુખ્ય ગણી સમાજસેવાનું કામ કરવું જેથી તેમાં નિરાશા ન આવે! આમ વર્તવું બરાબર નથી? જો સમાજશુદ્ધિનો વિચાર મુખ્ય ગણીને વર્તાય છે તો ભૌતિકસુખની દોડધામમાં પડેલા સમાજમાંની અશુદ્ધિઓ ઠેર ઠેર જોઈને ખિન્ન જ થઈ જવાય છે, આપને આમાં શું લાગે છે?

(ઉ) માણસ સમાજસેવક લેખાય કે ન લેખાય પણ તેનો સમાજસેવાનો સ્વાભાવિકધર્મ તો તેને જન્મથી પ્રાપ્ત થયેલો છે જ

જેમ પોતાના સ્થૂળશરીરનો પડછાયો પડતો સ્થૂળ આંખે જગતમાં દેખાય છે, તેમ માણસની આંતરિકનિર્મળતા કે મેલનો પડછાયો પડ્યા કરતો હોય છે. આ પડછાયામાં એક વિશેષ ખૂબી એ છે કે તે સમાજમાં પણ શુદ્ધિ કે અશુદ્ધિ કરવાનું અજબ કામ કરી રહ્યો હોય છે જૈનઆગમો કહે છે કે તીર્થંકરજેવા વીતરાગીઓ જ્યાં જ્યાં જાય છે ત્યાં બહુ મોટા ભાગના સમાજમાંથી અશુદ્ધિ અનાયાસે દૂર થઈ જવા પામે છે કુઈ નામના તત્ત્વજ્ઞાનીએ પણ કહ્યું છે કે, 'જ્યાં એક પણ સાચો આધ્યાત્મિક રહેતો હોય, ત્યાં ચોગરદમ શુદ્ધિ થયા વિના રહેતી નથી સેકસપિયરે તો ત્યાં લગી કહ્યું કે 'સાચો સ્વાર્થ તે જ સાધી શકે, જે સાચો પરમાર્થી બનવાને માર્ગે વળે!' આથી કોઈપણ સમાજસેવકની હું તો સાચી કસોટી જ તે માનું છું કે તે સમાજશુદ્ધિ માટે સતત પ્રયત્ન મથતો હોય! 'તારા સંગનો રંગ ન લાગે તો તું વૈષ્ણવ કાચો' એ પદ યથાર્થ માનીને હું તો સાચો સંત, સાધુ કે ભક્ત પણ તેને ગણું છું, જેની શુદ્ધિનો ચેપ સમાજમાં ફેલાયા વગર રહે નહીં સતી તોરલનો ચહેરો જોઇને જ જેસલનો અંતરાત્મા જાગી ઊઠ્યો હતો, એ શું કહી જાય છે? સમાજમાં અશુદ્ધિઓ હોય તે જોઈને જે ગભરાઈ જાય તેને હું પૂર્ણ સમાજસેવક કે સાચો સાધુ માની શકતો નથી ઊલટું, સમાજની અશુદ્ધિઓ જુએ, ત્યાં તો તે કૂદી ઝંપલાવ્યા વિના રહી શકે નહીં હા, એ પોતાની શુદ્ધિ બીજા પર લાદે નહીં, એ ખરું સમાજશુદ્ધિ માટે પણ એ પોતાના અંતરાત્માને જ પ્રથમ ઢંઢોળે એ વાત ખરી, ક્યારેક પોતાની શુદ્ધિ માટે એકાંતસેવી બને, એ પણ સાચું પરંતુ સમાજની અશુદ્ધિઓ સામે આંખ મીંચીને પોતે શુદ્ધ થઈ ગયો, એમ પોતાની જાતને તો તે કદી સમાજથી અલાયદી પાડી વિચારી જ ન શકે જાતશુદ્ધિનું સાચું માપ પણ પોતાનિમિત્તે સમાજમાં શુદ્ધિ કેટલા પ્રમાણમાં છે, તે જ હોઇ શકે નહીંતો જાતશુદ્ધિની માન્યતામાં કાં તો આપણે ઠગાઈએ છીએ અથવા હજુ આપણી શુદ્ધિ અધુરી રહે છે, તેમજ માનીને ચાલવું જોઇએ

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા. ૧-૫-૫૫.

## વ્યક્તિ સમાજશુદ્ધિ કરી શકે છે

(પ્ર) વ્યક્તિ પોતાની જ શુદ્ધિ કરી શકે બીજાની કે સમાજની શુદ્ધિ તે નથી કરી શકતી એક રીતે આ વાત દીવા જેવી સ્પષ્ટ દેખાય છે તેમ એક વ્યક્તિ બીજાની શુદ્ધિ કરી શકતી હોય તો મહાવીર, બુદ્ધ, રામ અને કૃષ્ણ—એમ ભગવાનો તેમ ન કરી શકત ? અરે તેઓ ખુદ પોતાના નજીકના શિષ્યોનું પણ શુદ્ધીકરણ કરી શક્યા નથી ! આમાં આપ શું માનો છો ?

(ઉ) આ વાત જેટલી સાચી છે તેટલી જ તે વાત પણ સાચી છે કે આ ચાર મહાપુરુષોએ સમાજનું વધુમાં વધુ શુદ્ધીકરણ કર્યું છે, અથવા પોતાના શિષ્યોનું અને શ્રદ્ધાળુ સેવકસેવિકાઓને રાગદ્વેષથી મુક્ત બનાવવામાં પ્રબળ નિમિત્ત પૂરું પાડ્યું છે માત્ર થોડાક જ દાખલાઓ આપું મહાવીરનિમિત્ત નજીક રહીને ગોશાલકશિષ્ય જે નહોતો સાધી શક્યા તે ઇંદ્રભૂતિગૌતમ જરૂર સાધી શક્યો હતો, શ્રીકૃષ્ણનિમિત્તે નજીક રહીને દુર્યોધન જે છેવટલગી નહોતા સાધી શક્યો તે અર્જુન જરૂર સાધી શક્યો હતો આમ વ્યક્તિઓના અપવાદો જરૂર નીકળી શકશે, પણ તે તે યુગે સમાજના મૂલ્યો તો નિરપવાદ રીતે ફરી શક્યા છે, એમાંતો કોઈથીય ના નહીં પાડી શકાય

—વિશ્વવાત્સલ્ય ૧-૧૧-૫૫.

## સમાજસેવામાં રાખવી જોઈતી સાવધાનીઓ

વ્યક્તિ એ સમષ્ટિનું અવિભાજ્ય અંગ છે એવો આપણને અનેક રીતે સાક્ષાત્કાર થયો છે એટલે એ વિષે સંશયને લેશમાત્ર સ્થાન ન હોય, એમ છતાં અહીં એવું પણ બને છે કે તે લોકસેવાના ખોરાક-વિના રહી શકતો નથી એકલપેટુ જીવન એને મૃત્યુ લાગવા માંડે છે એટલે હૃદયાવેગના બળે એ ખેંચાઈ ખેંચાઈને સમાજસેવા અને જન-સેવાના ક્ષેત્રમાં ઝંપલાઈ પડે છે આ રીતે જે મળે તેમાં સંતોષ માની લેવો, પરોપકારમાં રસ માણી એવા એવા ઉચ્ચભૂમિકામાં લઈજનાર

ઉમદા ગુણોનો સહસા આવિર્ભાવ અહિં થવા માંડે છે પરંતુ એની સાથે જ એક તરફ પ્રશંસા, ખુશામત, પ્રસિદ્ધિ, સન્માન, પૂજા, મોટાઇ, શારીરિક અને આર્થિક લાલચો તથા બીજી તરફ અપકીર્તિ અવર્ણ-વાદ, સમકક્ષામા રહેલાઓની અસૂયા અને પતનની ભૂતાવળો એ બેમૂળી તરવાર એના ઉપર ઝઝૂમી રહી હોય છે આસપાસ અને ઉપર જોતા રહેવુ અને નીચેના કાંટા સાફ કરતા જઇ આગળ ધપવુ એ કેટલુ કપરું છે।

પ્રત્યેક સાધકે યાદ રાખવુ કે આખુ વિશ્વ સમસૂત્ર પર નથી એટલે સાધકને ડગલે ને પગલે વ્યવહારૂસાધનામા મુશ્કેલી નડવાની (૧) અગત પૂર્વાધ્યાસોની સામે ટકી રહેવામા (૨) શુભહેતુને નહિ સમજી શકતા વર્ગ સાથે સમતામય શાતિમય ધોરણે સેવા તથા સહાનુભૂતિ બજાવવા, જાળવવામા એક નાની પણ બાબતમા અસામજસ્ય ન થવુ જોઇએ। કારણકે જેમ જેમ બ્રાહ્મભોગ અપાય છે તેમ તેમ આતર-ભૂમિકાનો ઉઘાડ વધુને વધુ ઊર્જસ્વી રીતે થાય છે અને એ ભૂમિકામાં બેસવામા, ઊઠવામા બોલવામા, ચાલવામા એમ સામાન્ય ક્રિયાથી માડીને મહાન ક્રિયાપર્યંત સૂક્ષ્માતિસૂક્ષ્મ અવલોકન કરવામા સાધકની મેધાશ-ક્તિની સાર્થકતા રહેલી છે

—યૌવન પા ૧૪૪

## જનસેવા એ પ્રભુસેવા છે કે પાપસેવા?

પ્ર "કોઈને મદદ કરવી, એ ઈશ્વરી યોજનામા ડખલ કરવા જેવુ નથી શું? કારણ કે પ્રાણી ભૂલ કરે ત્યારે જ કુદરતી યોજના પ્રમાણે તેને ભૂલની શિક્ષા થાય છે હવે એ ભૂલની શિક્ષા ભોગવતો હોય, તે વેળાએ આપણે મદદ કરીએ, એટલે કુદરતી યોજનામા એટલી ઘૂચ પડે, શુ તે ઘૂંચ કરી તે પાપ નહિ? જો કે મારી ખામીયત એવી છે કે હુ આમ વિચારતો હોવા છતા મારાથી તેવે પ્રસગે મદદ કર્યા વિના રહેવાતુ નથી તો તેમા સત્ય શુ છે?"

ઉ તેરાપથીમત વિષેની જે લોકવાયકા છે, તે વાતને પણ આની સાથે કંઈક સુમેળ છે જ ઘણા આત્માર્થી તરીકે માનતા કે મનાવતા લોકોને આ પ્રશ્ન એક યા બીજા પ્રકારે મુઝવતો હોય છે તેઓ 'લોકસેવા'ને પાપ માને છે અમુક વર્ગ એવો પણ છે કે જે 'જનસેવાને જ પ્રભુસેવા' માને છે ખરી વાત એ છે કે માણસ ઉચે ચડે છે, એટલે એ દયા વિના જીવી શકતો જ નથી અલબત્ત એ દયામા અભિમાન કે સ્વાર્થ ન હોવા જોઈએ આ તો ત્યારે જ બને કે મનુષ્ય, બીજાના ઉપકારમા પોતાનો ઉપકાર જ સમજે અને વસ્તુત છે પણ એમ જ અન્યની સેવાથી કુદરતી યોજનામા ડખલ થતી નથી, પણ ઊલટો સમન્વય થાય છે માત્ર અન્યને મદદ કરવામા આત્મભાન જાગૃત રહેવુ જોઈએ દા ત જેમ એક કેદીના કોઈ માનસિક સુધારો કરવા ઇચ્છે અને એ સારૂ જે કઈ કેદી સાથે પ્રેમાળ વર્તન રાખે, તેમા સાચી પ્રજાવત્સલ-સરકારને બાધ નથી હોતો, ઊલટી તે તેમ કરનાર પર પ્રસન્ન રહે છે તેમ"

(વિશ્વવાત્સલ્ય હસ્તલિખિત વર્ષ ૧ અ ક ૫ માથી)

## જગતની સેવા પોતાનીજ સાધના છે

પ્ર આ જગતમા રામ, કૃષ્ણ, મહાવીર વગેરે અનેક મહાપુરષો થઈ ગયા પણ જગત તો જેવુ ને તેવુ જ છે તો પછી આ બધી સેવા કર્યાનો શો હેતુ ? આનાથી તો જગતની લપ છોડી દઈ આત્માના શ્રેયમા લાગી જવુ એ શુ ખોટુ ?

— એક જૈન મુનિ

ઉ આત્મસ્વરૂપે આપણે અને જગતના બધા પ્રાણીઓ એક છીએ, તેથી જેમ જેમ સાધનામા આપણે આગળ વધતા જઈએ છીએ, તેમ તેમ જગતના પ્રાણીમાત્રની ઉન્નતિના વિચારોને આપણે છોડી શકતા નથી જેને આપણે બીજાની સેવા કહીએ છીએ, તે બીજાની સેવા નથી, પણ પોતાની સાધના છે મહાવીર અને રામે એથી

જ એમ કર્યુ હતુ એમ કર્યા વગર તેઓ રહી શકે, એમ હતુ જ નહી. જગતના પ્રાણીઓને જે પોતાથી જુદાં માનીને ચાલે છે, તે પોતાના આત્માપ્રત્યે બેદરકાર બની જાય છે અને તેની સાધના સ્વાર્થસાધનામા પરિણમે છે બારીકાઈથી જોતા આખુ જગત કાઈ એવા મહાપુરુષના જીવનકાર્યથી પલટાઈ જતુ નથી, પણ આખા જગતને નવી દૃષ્ટિ તો મળે જ છે. મહાવીરના કાળમા ત્યાગ અને અહિંસાની પ્રતિષ્ઠા થઈ હતી અને રામના કાળમા નીતિ અને સદાચારની જ્યારે સમાજમા બધે જ ધન અને પશુબળની પ્રતિષ્ઠા જામી ગઈ ત્યારે ગાધીજીએ ધર્મ અને આત્મબળની પ્રતિષ્ઠા આપવાનો પ્રબળ પુરુષાર્થ કર્યો

— વિશ્વવાત્સલ્ય 'પ્રવાસનોધ' તા. ૧૬-૮-૪૮

## વિશ્વવાત્સલ્યરસપાન સમાજસેવા છોડીને થઇ શકે ખરુ ?

પ્ર આખા જગત સાથે વાત્સલ્યનો રસ પીવા માટે જગતરૂપી સાગરમા ઝુકાવવુ જ જોઈએ, એવુ ખરુ ? માણસ જ્યા હોય ત્યાથી પોતાનુ આવી પડેલુ કામ કરતો કરતો અને ભગવાનનુ નામ લેતો લેતો વિશ્વવાત્સલ્યનો અનુભવ કેમ ન કરી શકે ?

ઉ એ સાચી વાત છે કે મનુષ્ય ચાહે તે સ્થળમા કે કાર્યમા હોવા છતા આત્મસાક્ષાત્કાર, પ્રભુદર્શન, અથવા વિશ્વવાત્સલ્યનુ રસામૃત ચાખી શકે છે શરત એટલી કે વ્યક્તિગતસાધના કરતો હોય તો એની સાધનાની અસર સમાજ ઉપર પડવી જોઈએ અને સામાજિકસાધના કરતો હોય તો અગતજીવનની એની કામક્રોધાદિ ગાઠો ઢીલી પડવી જોઈએ બાકી જગતરૂપી સાગરથી ડરીને જે વ્યક્તિગતસાધનામા ઝુકાવે છે તેને સર્વાંગી સિદ્ધિ મળવામા ક્યાશ રહે છે તેવી જ રીતે સમાજસેવામા પડીને જે રાગદ્વેષ વધારે છે, તે પોતે ડૂબે છે અને બીજાઓને ડૂબાડી દેવાનુ કરી નાંખે છે વાસુદેવની સાધના સમાજજીવનની સાથોસાથ અગતજીવનના વિકાસને માર્ગે

હતી, એમ મહાભારત, ભાગવત અને ગીતા એ ત્રણે ગ્રંથો સાખ પૂરે છે ત્યારે શ્રમણમહાવીરની સાધના વ્યક્તિગતજીવનની પગદાંડી સાધતા સાધતા આપોઆપ સામાજિક બની ગઈ હતી તમારા પ્રશ્નમા જગતરૂપી સાગરનો ભય સ્પષ્ટ દેખાઈ રહે છે, એવો ભય રાખવાની જરૂર ન રહેવી જોઈએ મીરાબાઈના નીચના વાક્યો વારવાર વિચારવા જેવા છે —

“भवसागर सब सूख गया है, फिकर नहीं मुझे तरनन की ॥मोरी०॥”

સસારને ઘોર સમુદ્ર કે કાળો કોલસા માનવા કરતા તરી શકાય તેવી નાની નદી અથવા સાફ થઈ શકે તેવી મેલકણી માનીએ તો તેનો ઉકેલ ઠીક ઠીક સરળતાથી જલદી આવી શકે છે ખરી રીતે તો સસાર, વિશ્વ કે જગત છેવટે જોતા તો એ બાબત મનમા જ છે ને ? એટલે કા તો કબીરસાહેબ જેવી આર્યદૃષ્ટિ સાધી લઈ વિશેષ આત્મતૃપ્ત રહી સહજ જિંદગી ગુજારવી સારી અથવા સન્યાસ લઈ તપ, એકાન્ત, નિવૃત્તિ દ્વારા શરીર કસીને છેવટે મનને વશ કરવુ સારુ । આવા કડક સયમીને ઘણી કસોટીઓ પછી સાહજે હરિ મળે છે અને વિશ્વવાત્સલ્યનો સાગર એના નિખાલસ અને સલસલતા હૈયામાથી આપોઆપ ઝરી પડે છે જેમને મનને વશ કરવા રૂપી તપત્યાગ કરવા નથી, તેમ સેવામાર્ગમા સમર્પણ પણ કરવુ નથી તેમનાથી આત્મદર્શન હરિદર્શન કે વિશ્વવાત્સલ્ય એ પૈકીનુ એક પણ લક્ષ્ય પ્રાપ્ત કરી શકાશે નહી, એટલુ સમજી લેવુ જોઈએ

— વિશ્વવાત્સલ્ય ‘પ્રશ્નોત્તરી’ તા ૧-૧૨-૫૨

## મારી સમાજસેવા વિશ્વવાત્સલ્ય માટે છે !

પ્ર સામાજિક સેવા કરવામા કેટલાક સાધુઓ પાપ માને છે તો જો સમાજસેવા કરવામા પાપ લાગતુ હોય તો આપ શા માટે તેવુ કરો છો ?

ઉ હુ જે કઈ કરી રહ્યો છુ તે ખરા અર્થમા મારી જાત

મહાવીર, બુદ્ધ, રામ અને શ્રીકૃષ્ણે જો માત્ર વ્યક્તિગતસાધના સાધી હોત તો તેઓને ભગવાનો તરીકે ન સંબોધાત એક રીતે ગાંધીજી પણ આ યુગના એવા ભાગવતકૃત્યના સમર્થ નિમિત્તરૂપ હતા, એમ હુ માનુ છુ આ માન્યતાથી તેમના અવસાન બાદ હુ તેમને ઉપરના ચાર ભારતના ભગવાનોની તરફ સમાજને દોરી જનારા સમાજમૂલ્યસ્થાપક મહાનસંત તરીકે પૂજુ છુ અને અનુકરણીય મહાપુરુષ માનીને ચાલુ છુ

'સત્તા મૂળે જનતામાંથી આવે છે, સત્તાના સિંહાસનમાંથી નહી' આ મૂલ્ય મહાવીરને વ્યક્તિગતરીતે સમજાયુ એટલે પ્રથમ જાતે અમલમા મૂકયુ રાજગાદી ત્યાગનાર મહાવીરની જનતાએ પણ કેવી અગ્નિકસોટી કરી લીધી, તેમને ગાળો દીધી, ખપ્પરોય માર્યા અને કાનમા ખીલા ખરપ્યા, પરતુ અંતે શુ? માનવજગત ઉપરાંત આખરે તો પ્રચંડસર્પે પણ તે ભગવાનને વંદના કરી હૃદયારૂઢ કર્યા આટલુ થયા પછી અમુક રાજવીઓના જૂથોમા વ્યવસ્થિતરીતે એ મૂલ્ય સામાજિક ન બન્યુ ત્યા લગી તેઓ જપ્યા નહી લિચ્છવી વગેરે ક્ષત્રિયોમા સ્વીકારાયેલી ગણસત્તાકરાજ્યપદ્ધતિ એમણે સ્થાપેલા સામાજિકમૂલ્યની પારાશીશી છે જનતામાના ચોક્કસનીતિથી ચાલતા જૂથથી ચૂંટાયેલુ રાજ્ય એ જ છે—'સત્તાનુ મૂળ જનતા છે' તેનુ પ્રબળ પ્રમાણ બૌદ્ધધર્મમા તો ભગવાનબુદ્ધ પછી સંઘનુ જ સ્થાન મુખ્યપણે આવે છે, તે જાણીતી વાત છે રામે સદાચારને સામાજિક મૂલ્ય સ્વીકાવરાવવા વાલીવધ કર્યો તેમા સ્થૂળહિંસા જરૂર હતી, પણ વ્યક્તિગત તો ભારોભાર પ્રેમ જ હતો! નહીં તો મરતાં મરતા વાલી રામચરણે પોતાના પુત્રને સોંપી સુખપૂર્વક મર્યો તે ન જ મર્યો હોત શ્રીકૃષ્ણે દાડાઈની સામે ન્યાયનુ સામાજિકમૂલ્ય સમાજ પાસે સ્વીકારાવવા મહાભારત થવા દીધુ, પણ દુર્યોધનપ્રત્યે અંગતદ્વેષ છાંટાભાર ન રાખ્યો, એટલુ જ નહી, બલ્કે અર્જુનાદિ પાંડવોમાંથીયે અંગત દ્વેષ કઢાવી નાખ્યા બાદ જ યુદ્ધ થવા દીધુ ગાંધીજીએ એજ

પગલે બ્રિટનનીતિ સામે યુદ્ધ અવશ્ય પોકાર્યું, પણ વૈરભાવ ન પોતે રાખ્યો ન પ્રજામાં રહેવા દીધો સામુદાયિકરીતે આ મૂલ્ય દેશની મહાન કૉંગ્રેસ પાસે સ્વીકારાવરાવ્યું, માટે તો શ્રી માઉન્ટબેટન આઝાદ ભારતના ગવર્નરજનરલ તરીકે રહી શક્યા ને! જેમ રાજકીય રીતે ભારતમાં લોકશાહી એ આજે સામાજિકમૂલ્ય બની રહ્યું તેમ દુનિયાના રાજ્યતંત્રો ઉપર લોકશાહી એ સામાજિકમૂલ્ય બની રહે તે માટે જ પ્રયત્નો થવા જોઈએ, એટલું જ નહીં બલ્કે સામાજિક અને આર્થિક ક્ષેત્ર પણ લોકલક્ષી લોકશાહી એ સામાજિક મૂલ્ય બની રહેવું જોઈએ વ્યક્તિ, સમાજ અને રાજ્ય એ ત્રણેયનો વિશ્વવ્યાપક ધર્મદ્વારા યોગ્ય અનુબંધ ન થાય, ત્યાલગી આ બની ન શકે, માટે જ આવો અનુબંધ કરનારી ધર્મસંસ્થાઓ વ્યક્તિવાર બને, તેમાં હું રાચું છું, પણ આજની આણીને આણી કોઈ ધર્મ સંસ્થાઓમાં આ ત્રેવડ નથી માત્ર સત્તાલક્ષી રાજકીય પક્ષોમાં તો આ ધોરી માર્ગમાં રુકાવટ કરવાની જ કાર્યવાહી પડેલી છે આથી હું તેવા રાજકીય પક્ષોને ક્યાંય સામાજિક પ્રતિષ્ઠા આપવામાં માનતો નથી.

આજે આપણે એવી કટોકટીમાં છીએ કે યોગ્ય હાથો દ્વારા નવસમાજનિર્માણની અનુભૂત કલમોથી જાહેર કાર્યકરોના જાહેર વિચારો વધુ સ્પષ્ટ થવાની અગત્ય કોઈ કાળે ન હતી તેટલી આજે છે જગતમાં નૈતિક ઉપરાંત વ્યવસ્થિત એવો લોકમત આજે સર્વોપરી સ્થાન મેળવી શકે તેમ છે, એમ માની વ્યક્તિગતમૂલ્યને સામાજિકમૂલ્ય બનાવવાના માર્ગ કાજે આવી પડતા આવા નમ્ર પ્રયત્નોમાં નિદાન ગુજરાતનો મને હાર્દિક સાથ ગણી લઈને હું ચાલી રહ્યો છું

—વિશ્વવાત્સલ્ય તા ૧ જૂન ૫૮

## જૈનસાધુઓ અને નિષ્કામજનસેવાયોગ

(પત્રાંશ) 'આપે મારી યત્કિંચિત્ સાહિત્યિકપ્રવૃત્તિને જે સૌહાર્દભાવે ઉલ્લેખી છે તે માટે આપના સૌજન્યનો આભારી છું પરંતુ ખરી

રીતે તેવી કશી વસ્તુસ્થિતિ નથી હુ એ પ્રવૃત્તિમાત્ર પોતાના મન અને શરીરને એક સામાન્ય સંવરરૂપ જણાતા કાર્યમા રોકી રાખવા પૂરતી જ કર્યા કરુ છુ. મારા મને તો .જે નિષ્કામજનસેવાયોગ છે તે વધારે ઉત્તમ અને આચરણીય લાગ્યા કરે છે હુ પણ એવા યોગની ઝખના કર્યા કરુ છુ

—એક પ્રખર સાહિત્યિક જૈનમુનિ.

(ટિપ્પણી) જૈનમુનિઓ સામાન્ય રીતે નિવૃત્તિધર્મને નામે પ્રવૃત્તિમાત્રથી અળગા રહેવાનુ પસદ કરીને ચાલતા હોય છે સાહિત્ય જેવી પ્રવૃત્તિ પણ બહુ ઓછા જણ કરતા હોય છે, આવી એકાગી સ્થિતિમાથી નીકળી જનસેવાના અથવા બીજી રીતે કહીએ તો લોક-સપર્ક સાધવાના મતમા આવા પ્રતિષ્ઠિત મુનિઓ ખેચાય એ સમાજનુ પરમ સૌભાગ્ય છે આજના યુગે **अरति जनसंसदि** ને બદલે લોકોના નાના મોટા સર્વ વ્યવહારોમા અનાસકતપણે સાધુપુરુષો માર્ગદર્શન આપતા થાય તે ઘડી ભવ્ય અને દિવ્ય હશે અને ધર્મદૃષ્ટિએ સમાજ-રચનાનુ સ્વપ્ન તે દિવસે સિદ્ધ થઈ ચૂકયુ હશે

વિ વા 'ટપાલ' ૧–૨–૧૯૫૦

## ત્યાગીશ્રમણો દ્વારા સાચા સમાજવાદનો પ્રચાર શીઘ્ર થાઓ

જૈન ભિક્ષુઓ અથવા ઇતર સાચા સાધુઓ કે જે આજે સમાજજીવન વચ્ચે જીવી રહ્યા છે, સમાજ અને રાષ્ટ્રની જેમના ગર અસર છે, જેઓ પોતપોતાના સમાજને વધારવાનુ ગુરુતર કાર્ય કરી રહ્યા છે અને જેઓ પાસે શકિત, સમય અને સાધનો ત્રણે તત્ત્વો છે તેઓ એમના સર્વજ્ઞ ભગવાનમહાવીરના બાધેલા સાચા સમાજવાદનો પ્રચાર કાં ન કરે ? શ્રમણ ભગવાનમહાવીરે એ સ્પષ્ટ લખ્યુ છે કે—

जे कोइ पव्वइए, निद्दासीले पगामसो
भोच्चा पिच्चा सुह सुवइ, पावसमणित्ति वुच्चइ

જે કોઈ સાધુ થઈને નિદ્રાશીલ રહે, બહુ ખાઈ પીને સુખે સોઢે, તે પાપી સાધુ ગણાય છે

જો કે જૈનભિક્ષુની ભિક્ષાવૃત્તિ પ્રજાને બોજારૂપ નથી અને એમનું સંયમી જીવન હજૂ પણ પ્રજામાં માન અને પ્રતિષ્ઠા જાળવી રહ્યું છે, છતાં એમની નિવૃત્તિઅભિમુખ પ્રવૃત્તિમાંય એ ધારે તો પોતાનું અને જગતનું કલ્યાણ કરી શકે તેમ છે તેઓ બાહ્યાચાર અને લોકસંજ્ઞા કરતાં આંતરિક વિકાસ અને નિઃસ્પૃહતા તરફ વધુ લક્ષ્ય આપે તો જમીનદોસ્ત થતી આર્યસંસ્કૃતિને ટકાવી જગતમાં અવનવા ચેતન અને શાંતિ રેડી શકે એટલા સુંદર વારસો ધરાવે છે તેઓ આખી શ્રમણસંસ્થાનું લક્ષ્ય એ તરફ વાળે એવો સુસમય ક્યારે આવશે? આજે ત્યાગીશ્રમણદ્વારા જાણ્યેઅજાણ્યે પોષાતો મૂડીવાદ ખરેખર અસહ્ય અને ભયંકર વસ્તુ છે એમણે મૂડીવાળાઓની મહોબ્બતે ઘણું ગુમાવ્યું છે એવો એમને અનુભવ છે છતાં હજુ પણ એ પૂજ્ય પુરુષો કાં નહિ ચેતતા હોય?

—ધાર્મિક દૃષ્ટિ અને સમાજવાદ પા. ૩૧-૩૨

## સાધુધર્મમર્યાદા અને સમાજમાં પ્રવૃત્તિ-નિવૃત્તિ-સમન્વય

(પ્ર) વિવિધ ક્ષેત્રોમાં તમારી પ્રવૃત્તિ ચાલે છે આપ જ પ્રવૃત્તિના પ્રાણ છો છતાં એકપણ સમિતિના સભ્ય કે પ્રમુખ આપ નથી આવા પ્રકારની અલિપ્તતા શા માટે? શું સમિતિના સભ્ય બનવાથી લેપ લાગી જાય છે, બંધન થાય છે?

(ઉ) હું સાધુ છું સાધુધર્મની મર્યાદામાં રહીને હું સમાજને જેટલો ઉપયોગી થઈ શકું એટલો થવા મથું છું મારી સામે બે વર્ગો પડેલા છે (૧) સમાજ પર જીવતો સાધુવર્ગ અને (૨) પ્રવૃત્તિમાં પડેલો વર્ગ હું બંનેનો સમન્વય સાધવા માગું છું સાધુઓની નિવૃત્તિ માર્ગની પ્રવૃત્તિ એમને એટલે હદ સુધી લઈ ગઈ છે, કે પરિણામે

એમાં જડતા આવી ગઈ છે નિવૃત્તિમાંથી જે ચૈતન્યનો વિકાસ થવો જોઇએ તેને સ્થાને મોટે ભાગે સાધુઓમા આળસ અને જડતા ઘૂસી ગયાં છે એ વર્ગમા મારે ક્રાતિ લાવવી છે જ્યારે મારી સામે જે બીજો વર્ગ છે તે એકલો પ્રવૃત્તિમાં તણાઇ રહ્યો છે તેનું સુદ્ધા તેને ભાન નથી સવારથી સાજ સુધી એક જ ધૂન 'ભજકલદાર' આ બંને વર્ગ જ્યાં સુધી ફરીથી પોતપોતાનુ સ્થાન નક્કી ન કરીલે ત્યાસુધી ધર્મદૃષ્ટિએ સમાજરચના થઈ ન શકે એટલે જ હુ પ્રવૃત્તિ અને નિવૃત્તિના સમન્વયમા માનુ છુ જેઓ માત્ર નિવૃત્તિમાર્ગી છે તેમને સમાજનુ ધારણ, પોષણ અને સત્ત્વસશોધન થાય એવી પ્રવૃત્તિ તરફ ખેચવા ચાહુ છુ એ વર્ગ આજે પોતાનુ સ્થાન ચૂકયો છે. ધર્મના સ્થાનોમા પણ ધન પ્રતિષ્ઠા પામી ચૂકયુ છે બીજો વર્ગ ધર્મનો ધનને માટે ઉપયોગ કરે છે એને ધર્મમા શ્રદ્ધા રહી નથી આમ આખો સમાજ દિવસે દિવસે ધર્મથી વિમુખ થઈ રહ્યો છે એ પ્રવૃત્તિમા પડેલા વર્ગના જીવનમા રસ રહ્યો નથી આટલી પ્રવૃત્તિ છતા તેને સુખ મળતું નથી આ વર્ગને હુ નિવૃત્તિ તરફ ખેચવા ચાહુ છુ આ બને વર્ગનો જો સમન્વય થાય તોજ ધર્મ જીવનના એકએક ક્ષેત્રમા પ્રેરણા આપી શકે

'હું માનુ છુ કે પ્રવૃત્તિ એ નિવૃત્તિ માટે છે એટલે કે નિવૃત્તિના કાળમા આપણે જે કઈ સત્ત્વસશોધન કરીએ, ચિતન કરીએ આત્મ-નિરીક્ષણ કરીએ તે આપણને આપણી પ્રવૃત્તિઓમા ઉપયોગ થાય તે માટે છે અને નિવૃત્તિ પ્રવૃત્તિને માટે છે એટલે કે પ્રવૃત્તિના પ્રવાહમાં જે જાગૃતિ ભુલાઈ જાય તેને ફરીથી પ્રાપ્ત કરવાને માટે અને પ્રવૃત્તિને વધુ સુદર અને ધ્યેયલક્ષી બનાવવા માટે નિવૃત્તિ જરૂરી છે. પ્રવૃત્તિમા ખૂટેલુ સાધનાનુ અથવા દૃષ્ટિનુ ભાથુ આપણે નિવૃત્તિમા એકઠુ કરી લઈએ છીએ અને નિવૃત્તિમા મળેલા સત્ત્વનો ઉપયોગ વળી પાછો આપણે આપણી પ્રવૃત્તિમા કરી શકીએ છીએ વ્યક્તિના જીવનમા જેમ પ્રવૃત્તિ અને નિવૃત્તિના સમન્વયની જરૂર છે, તેમ સમાજના બે અગેના

જીવનમાં પણ આવા સમન્વયની જરૂર છે હું પહેલી અવસ્થાનો સભ્ય છું એટલે જ સાધુસંન્યાસીની શક્ય એટલી બધી મર્યાદાઓ જાળવીને હું કામ કરું છું,'

(સાધુતાની પગદંડી પા. ૩૭ થી ૩૯)

## સ્થવિરકલ્પી સાધકનો અનાસક્ત લોકસંગ્રહ

જૈનસૂત્રોમાં 'લોકસંગ્રહ' શબ્દ ભલે ન દેખાય પણ એમાં રહેલો સ્થવિરકલ્પીમુનિ એ ગીતાનો યોગયુક્ત વિદ્વાન જ છે. જૈન સંઘના બંધારણમાં સાધુસાધ્વી, શ્રાવક અને શ્રાવિકા, એમ બન્ને આશ્રમના સાધકોને સાંકળી લીધા છે, ઉપરાંત ચાર વર્ણોના લોકોનો એમાં સમાવેશ થાય છે, એટલે આપોઆપ લોકસંગ્રહ થાય છે. હા, એટલું ખરું કે જૈનસૂત્રો સાફ સાફ કહે છે કે 'તું આત્મા તરફ જોજે, જગત તરફ ન જોઈશ' ગીતાકારે પણ છવ્વીસમા શ્લોકમાં એ જ વાત કહી દીધી કે 'તું કર્મસંગી અજ્ઞાનીઓમાં બુદ્ધિભેદ ન જન્માવીશ, માત્ર તારા સિદ્ધાંતભણી નજર રાખી કામ કર્યે જજે, એટલે એ લોકોને આપોઆપ તારા ભણી આવવાની પ્રેરણા થશે" લોકસેવકોએ, કે સમાજસેવકોએ એ વાત બહુ કાળજીપૂર્વક ધારી રાખવાની છે. તેઓ જ્યાં જ્યાં પાછા પડે છે ત્યાં ઉપર બતાવેલી ગીતાકારની અમૂલ્ય શીખામણનો અનાદર જ મૂળ કારણરૂપે હોય છે. પછી એ શીખામણનો અનાદર એમણે ઇરાદાપૂર્વક કર્યો હોય કે અજાણતા કર્યો હોય. અલબત્ત એ શીખામણ કડવા ઓસડ જેવી છે ખરી પરંતુ જેને સાચે માર્ગે જવું છે એમને એ ઘૂંટીને પીધા વગર છૂટકો જ નથી. સિદ્ધાંતના આગ્રહને અથવા સત્યના આગ્રહને બદલે 'માત્ર અમુક જ થવું જોઈએ' એવો કાર્યનો આગ્રહ લોકોમાં બુદ્ધિભેદ જન્માવે છે. લોકોમાં શાંતિને બદલે અશાંતિ ઊભી કરે છે, પક્ષાપક્ષી વધારે છે, હિંસક સાધનોનો આશ્રય લેવડાવે છે, અને આખરે સેવકને પણ પોતાને નિરાશ થવું પડે છે. ખરું પૂછો તો ઊંડેઊંડે

સેવકમા કોઈ નામનાની કે કામનાની આડખીલ પડી હોય છે, ત્યારે જ આવુ બને છે. આથી ઊલટુ જે જ્ઞાની કે અનાસક્ત કર્મયોગી હોય છે, તે સિદ્ધાંત પ્રત્યે અંતપર્યંત મુસ્તાક રહે છે જો કે કર્મસંગી આસક્ત અજ્ઞાનીજનો એમનો જબ્બર વિરોધ કરે છે, પરતુ આવો સાધક પોતાના પક્ષમા સિદ્ધાત સિવાય કોઈને નથી લેતો. અને થાય તો પણ એ જાતે જ હોમાવા તત્પર હોય છે એટલે ખુનામરકીનો સંભવ જ રહેતો નથી વળી એ બૌદ્ધિક દલીલોને માત્ર દલીલો ખાતર વાપરતો નથી તે એવુ હિસક બોલતો કે લખતો પણ નથી કે જેમા એવા લોકોને બુદ્ધિભેદ થાય ગીતાકાર લોકસગ્રહ માટે એવા પુરુષો ને જ પસદ કરે છે ભલે એ ધમધમતા જુવાળ વાળી લોકજાગૃતિ ઝટ ન લાવી શકે, પણ એ થોડુ કરશે તોપણ એવુ નક્કર કરશે કે જેને વર્ષોપર્યંત લોકો કેવળ શ્રદ્ધાપૂર્વક અનુસર્યા કરે તો ય હાનિ ન થાય આવા પુરુષના વિરોધકોના દિલમા પણ એ પુરુષનુ સ્થાન હશે જ એથી ઘણા વિરોધીઓ એની હયાતીમા જ એને ચાહતા હશે અને કેટલાક ભલે પાછળથી થશે, પણ એમના હૈયામા પણ એ પુરુષના સદ્દગુણો પ્રત્યે સન્માન તો રહેશે જ જગતની મોટામા મોટી સેવા તે આ જ છે

—જૈનદૃષ્ટિએ ગીતાદર્શન પા ૨૧૦–૨૧૧

## જિનકલ્પી અને સ્થવિરકલ્પી મુનિવરોની સાધના

તે વખતે બન્ને પ્રકારના મુનિવરો હતા જેમાના એક જિનકલ્પી અને બીજા સ્થવિરકલ્પી જિનકલ્પી સાધુઓ દેહાધ્યાસ છોડી કેવળ આત્મપરાયણ રહેતા સ્થવિરકલ્પીઓનુ કામ તેથી વિશેષ કપરુ હતુ તેમને સમાજના સગમા રહેવા છતા નિરાસક્તપણે કામ કરવાનુ હતુ અને આત્મકલ્યાણ અને પરકલ્યાણ બને હેતુ જાળવી આગળ વધવાનુ હતુ તેઓ સ્વલ્પપરિગ્રહ રાખતા પણ તેમા મમત્વ ન રાખતા તે પરિગ્રહ રાખીને પણ જિનકલ્પી સાધુઓનો મહાન આદર

પામે તેવી આત્માની ઉજ્જ્વલતા અને સતત જાગૃતિ રાખતા

—ઉત્તરાધ્યયનસૂત્ર પા ૨૦૧

## સમાજસેવા માટે જૈનસાધુસાધ્વીઓને અંગુલિનિર્દેશ

હમણા હમણા જૈનસાધુ–સાધ્વીઓ સામાજિક કામોમા પોતાનો ફાળો શી રીતે આપી શકે તે માટે સ્પષ્ટ માર્ગદર્શન માગતા પત્રો અને સમાચાર મને વારંવાર મળ્યા કરે છે આમ તો સમૌન એકાતવાસ પછી મેં નિવેદન બહાર પાડ્યુ અને જે માર્ગ લીધો ત્યારથી લાગતા-વળગતા કેટલાક સાધુઓ ઝપલાવવા આતુર હતા હુ હમણા એમ માનતો આવ્યો છુ ને માનુ છુ કે એકાએક સાહસમા પડવા કરતા સહજભાવે જેટલુ થાય છે, તેટલુ નક્કર અને સ્થાયી બની શકે છે સમાજને સાથે લઈને જે વ્યક્તિને ચાલવાનુ હોય છે તેણે તો આ બાબતમા વળી વધુ કાળજી રાખવાની છે જૈનદર્શનને હુ જે રીતે જોઉં છુ, તે રીતે મને લાગ્યુ છે કે તેમા બધા દૃષ્ટિબિંદુઓને સમજીને સમાવવાની વાતની સાથોસાથ આખા સમાજને સાથે લઈને ચાલવાની વાત મુખ્ય છે આથી જ વિગતે માર્ગદર્શન આપવાની એમા ગુરુચાવી છે અમુક પોષાક ધારણ કરે કે અમુક સપ્રદાયમા રહે તે જ જૈન એવુ પણ કોઈ નથી જેના જીવનમા આદર્શ અને વ્યવહાર વચ્ચે વધુ સુમેળ હોય તે જૈન શ્રીમદ્ રાજચદ્રનો ગાધીજી ઉપર જબ્બર પ્રભાવ આ કારણે જ પડ્યો હતો

આટલી પ્રસ્તાવના પછી જ હુ સીધો મૂળ વિષય ઉપર આવુ આ દેશમા આઝાદી આવ્યા પહેલા જેટલી જરૂર હતી, તેના કરતા ઘણી વધુ જરૂર સાધુસતોના માર્ગદર્શનની આજે ઊભી થઈ છે આ ધર્મોપદેશકોના અનુયાયી દેશ હોવાથી દભી વેશધારીનુ સાભળે છે તો સાચાનુ સાભળે તેમા શી નવાઈ છે? જૈન સાધુસાધ્વીઓને માટે તો બે રીતે આની ઉત્તમ તક છે (૧) તેઓ બચપણથી જ ત્યાગતપથી ટેવાયેલા

છે (૨) પૈસાની જરૂર જ ન પડે તેવી તેમની આચારપ્રણાલી છે ઉપરાંત પણ એક વિશેષ વાત એ છે કે સમાજના નાના મોટા સઘળા પ્રશ્નો સીધા કે આડકતરા તેમને વહેલામાવહેલા સ્પર્શે છે આથી જ તેઓ જે વાત બોલે છે, તેનુ આચરણ તેમના પોતાનામા, આસપાસના સમુદાયમાં અને પોતાના કહેવાતા વર્તુળમા તેઓ નથી જોતા ત્યારે તેમની વ્યથા ઘણી વધી જાય છે છેલ્લા કેટલાંય વર્ષોથી મને જેમ લાગતુ હતુ, તેમ બીજાઓનાં સવેદનો પણ જોયા છે કે તેમને હવે આજનુ નિષ્ક્રિય અને રૂઢ કર્મકાડવાળુ જીવન અસહ્ય થઈ પડયુ છે જે વર્તુળને સબોધવાનુ હોય છે, તે વર્તુળની ગુલામી કરવી હવે તેમને અકારી થઈ પડી છે માત્ર ગ્રામોફોનની રેકર્ડ માફક બોલવાનુ હવે ઘણાઓને ગમતુ નથી સાથોસાથ સમાજની ઘરેડથી લગાર જુદે ચીલે ચાલ્યા કે રૂઢિચુસ્ત સમાજનો કડવો પ્રત્યાઘાત સહવાની પણ તેમનામા શક્તિ કે જોઈએ તેટલો આત્મવિશ્વાસ નથી પરિણામે 'બાવાના બેય બગડે' જેવી સ્થિતિમા ખદબદવુ પડે છે

આ બધાનો સૌથી પ્રથમ ઉપાય તો નૈતિક હિમત છે જે પોતાને લાગે તે સમાજ આગળ ખુલ્લખુલ્લા કહી દેવુ આટલી નૈતિક હિમતની સાથોસાથ આતરિકશુદ્ધિ એટલી જ વધારવી પ્રથમ તો સમાજ આગળ ઉઘાડા થતાની સાથે જબ્બર વિરોધ ઊઠશે પોતાના ગણાતાઓની શ્રદ્ધા તૂટશે અને ઘડીભર તો જગતમા જાણે કોઈ પોતાનુ નથી પરતુ તેથી જરા પણ ગભરાવાની જરૂર નથી વેશપલટો કરવાની કે સપ્રદાય બદલવાની પણ જરૂર નથી આટલો બધો વિરોધ ઊઠે ત્યારે બહુ ચર્ચાબાજીમાં પડવાનીય જરૂર નથી અભ્યાસ કરતાં ચિંતન વધારવાની અને ચારિત્ર્યશુદ્ધિમાં સતત જાગ્રત રહી પ્રગતિ કરવાની જરૂર છે થોડોક વખત આમ ટકી રહેવાથી વિરોધનો વટોળિયો શાત થશે અને સંભવ છે કે પ્રતિકૂળતાઓ અનુકૂળતાના રૂપમા ફેરવાઈ પણ જાય। જો કે આજે તો નાનામા નાના વર્તુળનુ માનસ પણ બદલાયુ છે દુનિયાના વાતાવરણની અસર સ્થિતિચુસ્તોને

પણ થવા લાગી છે. આને લીધે બહુ વેઠવું નહીં પડે, એમ છતાં તૈયારી તો મૃત્યુસુધીની રાખવી જોઈએ. આ હું જાતઅનુભવની વાત કહી રહ્યો છું કે આજના જગતને સાધુમાર્ગદર્શનની ઘણી જરૂર છે અને જે સાધુઓ ધર્મમૂળનો ઉદ્ધાર કરવા ઇચ્છે છે।

સાધુસાધ્વીઓ! તમોએ ત્યાગથી સન્યાસને મહાપથે પ્રયાણ આદર્યું, ત્યાગથી તમો વિશ્વના બન્યા છો. વિશ્વનું આજનું દર્દ મૂડીની ઉપાસના છે. એનો ઇલાજ નીતિની ઉપાસનામાં છે. માટે મહેરબાનોની ફિકર છોડો. પૈસાથી જ ચાલતી અને પૈસા વગર ઊભી જતી કહેવાતી ધર્મક્રિયાઓ ભલે અટકી જાય પણ પૈસાદારો નીતિને માર્ગે ચાલવાની ઇચ્છાથી તમારી પાસે આવે તો જ તેમનો સત્કાર લો. નહીં તો એ સત્કાર વિના ચલાવી લો. એટલું જ નહીં, તેમની પ્રતિષ્ઠાને સમાજમાં તોડી પાડો. આ સૌથી મહત્ત્વની વાત ભૂલીને જો ગફલતના દંભવાળી સેવામાં પડ્યા, તો તમે છેક ડૂબી ગયા સમજજો. તમને શ્રમણતપસ્વી મહાવીરે ભ્રમર જેવી આદર્શ ભિક્ષાવૃત્તિ શીખવી છે અને પગપાળા પ્રવાસની ઉત્તમ બક્ષીસ આપી છે. આ બે અણમૂલી ભેટો તમને સાચા સમાજસંપર્કમાં ઘણી મદદ કરશે. તમારી કુદરત પ્રત્યેની શ્રદ્ધામાં અખૂટ બળ સિંચશે.

આટલી ભૂમિકા તૈયાર થયા પછી તમો ગામડે ગામડે ઘૂમજો. ઝૂંપડે ઝૂંપડે ફરી વળજો. તમોને ઠેકઠેકાણે વિકાસભૂખ્યા જિજ્ઞાસુ ભાઈ-ઓના ટોળાંઓ સાંપડશે. એમને તમો એટલી ખાતરી કરાવી દો કે તમારી પાસે શ્રમની, ભૂમિમાતાની, પશુધનની અનર્ગળ સંપત્તિ વેર-યેલી પડી છે. તમારા ગામોમાં અનંતશક્તિના ફુવારાઓ ઉછળતી ચેતના પડી છે. ઊઠો, હાથથી હાથ મેળવો, કામે લાગો. અનાજ, ઘી-દૂધ અને ચીજ વસ્તુઓથી દેશને છલકાવી મૂકો. મોટેરાઓનો વિનય કરો, નાનેરાઓને ન્યાય આપો. આજ સુધી તમે મૂડીવાળાઓ સામે જોતા હતા, હવે મૂડીવાળાઓ તમારી સામે જોશે. આજલગી બેઠાડુ-ઓની તમે દયા યાચતા હતા. હવે તેઓ તમારી આગળ શ્રમની

સુધી ભાગતા આવશે, તો એમને તે ગુણોથી આપણે જગતના ખૂણેખૂણા પરના, નાના મોટાં આગારો એક જ મહાજ્યોતિના સ્ફુલિંગો છે એમ આગાથી હરિકેશીમુનિ અને મેતાર્યમુનિ જેવાં ભંગીજ નોખા ગણેલા જનો આપણી ગણે.

સત્ય બહાર નીકળશે. તો એના નિમિત્ત બનશો. અબળાઓને સબળા બનાવી શકશો. દરિદ્રોને શ્રીસંપન્ન કરી શકશો. ઉદ્યોગમય અને સંસ્કારમય વાતાવરણ ફેલાવી શકશો. સમાનતાનો સાચો સ્વાદ માણી શકશો અને બીજાઓ માણી શકે તેવી સ્થિતિ ઉપજાવી શકશો ત્યારે જ તમોને લાગશે કે આમાએ પન્યાસમાં તીર્થંકરરૂપ સંઘભક્તિ અને સામ્યયોગનું બોધિરત્ન સહજ સહજમાં મેળવી લીધું છે

આટલું લખ્યા પછી પણ આમ તો લાગશે કે આમાથી સ્પષ્ટ માર્ગદર્શન ન મળ્યું, પરંતુ મારા અનુભવથી મને જણાયું છે કે વિગતો તો પછી મળી જ રહે છે, માત્ર પ્રથમ જરૂર પડે છે સ્પષ્ટ સમજની એથી જ ગણધરોએ કહ્યું છે 'પઢમં નાણં તઓ દયા' આજનું જ્ઞાન એટલે શ્રમજીવીઓનો સાથ અને એમાથી પેદા થતું ચારિત્ર એટલે નીતિમય સમાજ પરમ કૃપાળુ દેવાધિદેવ, આપણા સૌના મહાપ્રયાણમા સદૈવ પ્રકાશ પાથરો!

વિશ્વવાત્સલ્ય તા. ૧-૯-૧૯૫૨

## પ્રારંભિક ગ્રામસેવાકાર્યમાં જૈનસાધુ

(એક જૈનમુનિને લખેલા પત્રોમાંથી)

(પત્રોત્તર) આપની પરિસ્થિતિ જાણી આ પરિસ્થિતિમાં પણ આપ આ રીતે ગ્રામસેવાનું કાર્ય કરી શકશો -(ક) ગ્રામોની અને ગ્રામ્યજનોની કહાણીઓમાથી સારાંશ લઈ તેનો તમારાં અંગત અનુયાયિઓમાં પ્રચાર કરવો (ખ) ખેતી, ગોપાલન અને ગૃહોદ્યોગો સંબંધે આજના જૈનોની માન્યતાઓમાં ધરમૂળથી પરિવર્તન કરવાની જરૂર

છે પણ જ્યા જ્યા તક મળે ત્યા વધુ ઝોક આપવો એથી આગળ વધી શકાય તો (ગ) હરિજનો અને પછાતકોમોમા કામ કરનારા કાર્યકર્તાઓનો સમ્પર્ક રાખવો ટૂકમા આ રીતે કામ કરતા કરતા ગ્રામીણ અને પછાત કહેવાતી જાતિઓ તરફ ઊડી સહાનુભૂતિનુ વાતાવરણ જમાવવુ ગ્રામસેવા અગે મારા અનુભવનો સાર એજ છે કે ગામોમા પણ દોષ ઘણા છે, છતા સસ્કૃતિ અને ધર્મભાવના પણ ત્યા છે જ, તેમને પ્રગટ કરવામા (આપણુ) આત્મબળ ખૂબ ઉપયોગી નીવડશે 'ગામોમા વધુમાવધુ વિહારો ગોઠવવા અને ગામડાઓને (તેમની સરળ ભાષામા) ઉપદેશ દ્વારા ઉપયોગી થવુ હાલ તો આટલુ જ કરજો, અને પછી તો તમારો અનુભવ અને નૈતિક હિંમત બન્ને સાથોસાથ વધતા જશે અને શુદ્ધ તથા મક્કમ પગલા ભરવા માટે તમારો અતરાત્મા જ તમને પ્રેરશે સમાજમા સ્ત્રીઓનુ સ્થાન કેમ વધે ? અને સાથેસાથ તેમની સાચા જ્ઞાનની ભૂખ કેમ સતોષાય, એ માટે પ્રયત્નો કરવા જોઈએ (ગામડાઓમા પણ) પૈસાદાર લોકોની માત્ર પૈસા હોવાના લીધે થતી પ્રતિષ્ઠા તોડી સાચા નીતિમત ભોલા-ભદ્રિક લોકોને આગળનુ સ્થાન અપાવવાનો પ્રયત્ન કરવો પૈસો પુણ્યથી મળે છે અથવા તો પૈસાદાર પુણ્યશાળી છે આ માન્યતા ફેરવી પડશે અને જ્યા નીતિ છે ત્યા પુણ્ય છે એવી માન્યતા ઉપર જોર આપવુ પડશે

—કોઠ તા ૧૨–૧૦–૫૦

ગામડામા પણ મૂડીવાદી અને સ્થાપિતહિત ધરાવનારા તત્ત્વો હજી પ્રતિષ્ઠિત થઈ, ઘર ઘાલીને બેઠા છે, એટલે ત્યા ખૂબ સાવધાનીથી ધીરે-ધીરે કામ કરવુ પડશે પહેલા તો જૈનોમા-સ્થા જૈનોમા તેઓ આપણા વિચારોથી પ્રતિકૂળ ન થઈ બેસે, એ દૃષ્ટિને લક્ષમા રાખી આપણે ખાતરી કરાવવી પડશે પછી ઘર ઘાલી બેઠેલા પ્રતિષ્ઠિત તત્ત્વોને ઓળખવા પડશે, આપણુ વલણ તો મુખ્યત્વે નીચલા, થરના તરછોડાયેલા, પદદલિત લોકોની તરફેણમા જ રહેશે (તેમની સાથે જ વધારે સપર્ક રાખવો પડશે) એમ છતા તેઓમા અજ્ઞાનતા

મૂડી માગવા આવશે. તમો એમને તે સુખેથી આપજો જગતના સ્ત્રીઓ, પુરૂષો, નાનાં મોટા આપણે સૌ એક જ મહાજ્યોતિના સ્ફુલિંગો છીએ આમાથી હરિકેશીમુનિ અને મેતાર્યમુનિ જેવા ભગીજનોમાં રહેલા રત્નો સાપડી રહેશે

સત્ત્વ બહાર નીકળશે, તમો એના નિમિત્ત બનશો અબળાઓને સબળા બનાવી શકશો દરિદ્રીઓને શ્રીસપન્ન કરી શકશો ઉદ્યોગમય અને સહકારમય વાતાવરણ ફેલાવી શકશો સમાનતાનો સાચો સ્વાદ માણી શકશો અને બીજાઓ માણી શકે તેવી સ્થિતિ ઉપજાવી શકશો. ત્યારે જ તમોને લાગશે કે એમોએ પચ્ચીસમા તીર્થકરરૂપ સઘભક્તિ અને સામ્યયોગનુ બોધિરત્ન સહજ સહજમા મેળવી લીધુ છે

આટલુ લખ્યા પછી પણ આમ તો લાગશે કે આમાથી સ્પષ્ટ માર્ગદર્શન ન મળ્યુ, પરતુ મારા અનુભવથી મને જણાયુ છે કે વિગતો તો પછી મળી જ રહે છે, માત્ર પ્રથમ જરૂર પડે છે સ્પષ્ટ સમજની એથી જ ગણધરોએ કહ્યુ છે 'પઢમ નાણ તઓ દયા' આજનુ જ્ઞાન એટલે શ્રમજીવીઓનો સાથ અને એમાથી પેદા થતુ ચારિત્ર એટલે નીતિમય સમાજ પરમ કૃપાળુ દેવાધિદેવ, આપણા સૌના મહાપ્રયાણમા સદૈવ પ્રકાશ પાથરો !

વિશ્વવાત્સલ્ય તા. ૧–૯–૧૯૫૨

## પ્રારભિક ગ્રામસેવાકાર્યમાં જૈનસાધુ

(એક જૈનમુનિને લખેલા પત્રોમાથી)

(પત્રોત્તર) આપની પરિસ્થિતિ જાણી આ પરિસ્થિતિમા પણ આપ આ રીતે ગ્રામસેવાનુ કાર્ય કરી શકશો –(ક) ગ્રામોની અને ગ્રામ્યજનોની કહાણીઓમાથી સારાશ લઈ તેનો તમારા અગત અનુયાયિઓમાં પ્રચાર કરવો (ખ) ખેતી, ગોપાલન અને ગૃહોદ્યોગો સબધે આજના જૈનોની માન્યતાઓમા ધરમૂળથી પરિવર્તન કરવાની જરૂર

આપ ખુલ્લુ થશે તે સમય આવે ત્યા લગી જે સમાજમા તેઓ છે, તે સમાજ છોડવી શકે તેટલુ આ બાજુ વળતા જાય અને સમાજને સાથે લઈને જ ચાલતા જાય ના ત ગ્રામોદ્યોગી ચીજોની વપરાશનુ વલણ, હરિજનો સાથેની આત્મીયતા વધારવી, વ્યસનત્યાગ કરવો, કરાવવો વગેરે કામો એવા છે કે જે દ્વારા આજે તેઓ ધીરે ચાલતા ચાલતા પણ ભવિષ્યની પ્રગતિ સારુ જે વધારી શકશે દૃષ્ટિ તો સાફ અને નિર્ભીક બનાવી જ લેવી જોઈએ, આ એમા પહેલી શરત છ

—વિશ્વવાત્સલ્ય 'ટપાલ' તા ૧–૬–૫૫.

## ગ્રામસેવા અને જૈન સાધુસાધ્વીઓ

(પ્ર) સાપ્રદાયિક ડાયરામા રહીને અમ જૈનસાધુઓ ગામડાઓમા શી રીત જાગૃતિ લાવી શકીએ અને રચનાત્મકકાર્ય કરી શકીએ. આ વિષે વિશ્વવાત્સલ્યમાના આપના ચારેક અગ્રલેખો ખૂબ મનનીય છે, તે મ વાચ્યા છ ને મારા મનમા જે તાલાવેલી લાગી છે, તેથી આ પ્રશ્ન પૂછુ છુ આપ જલદી યોગ્ય માર્ગદર્શન કરશો

(ઉ) હુ જોઉ છુ કે ગૃહસ્થાશ્રમીસમાજમા પણ દિનેદિને આવો વર્ગ વધતો જાય છે, જેના મનમા 'વ્યક્તિ અને સમાજ બનેના ઉત્થાનનો સુમેળ હોવો જોઈએ ' એ વિચાર હવે પાકો થતા જાય છે ગામડુ આમ તો ભલુભોળુ હોય છે, પણ એના શ્રદ્ધાપાત્ર બનતા પહેલા તે આપણી પરીક્ષા લઈનાખે છે (૧) પોતાની જરૂરિયાતો પ્રથમ ઓછામા ઓછી કરી નાખવી (૨) ગામડાના સ્થાપિતહિત ધરાવનારા તત્ત્વોની સામે દબાયેલા લોકો અવાજ ઉઠાવી શકે તે માટે વિચાર ઘડતર સારુ શોષિતલોકોનો સપર્ક વધુ સાધવો (૩) એમ છતા તેમને માટે રાહતના કામો ન છૂટકે લેવા અને તે પણ બીજી સસ્થા દ્વારા, સાધુઓએ તો તટસ્થપણે લોકઘડતરના કાર્યમા જ રસ લેતા રહેવુ (૪) સ્થાનિક ભૂદાનસમિતિઓને પ્રોત્સાહન આપવુ (૫) લોકોમા સહકારી પ્રવૃત્તિનો રસ લગાડવો (૬) માનવ માનવ વચ્ચેના ભેદો દૂર

અને ગુલામી વૃત્તિ હોવાને લીધે તેમની સાથે સીધો અતિપરિચય ઉપ લાથરના લોકોને ગમશે નહીં બાકી દારૂત્યાગ, માસ-ત્યાગ ચા, બીડી વગેરે વ્યસનોનોત્યાગ, નકામા ખોટા ખરચા ત્યાગ, ગ્રામોદ્યોગી વસ્તુ ઓની વપરાશ, ખાદી-ભૂદાન-આદોલન વગેરે વાતો ને ચર્ચા તેમને રસ પડે તે રીતે કરવામા આવે તો તેમને કાંઇ વાધો આવશે નહીં પછી તો કામ કામને શીખવશે

— જિલ્લા કોગ્રેસ સમિતિ, ભાવનગર તા ૧૫-૩-૫૪

## જૈનમુનિ અને ગામડાંઓમાં પ્રારંભિક રચનાત્મક કાર્ય

(पत्राश) . "अव हम आपसे चाहते हैं कि प्रारभिक रचनात्मक कार्य गॉवों मे कैसे किया जाय ? किस तरह योजना वनाई जाय ? क्सि प्रकार ग्राम के लोगो से मिलजुल कर उनकी त्रुटियॉ दूर की जॉय ? ग्रामों का मुख जो शहरों की ओर हो रहा है, वापिस ग्रामों की ओर कैसे मोडा जाय '.. आपका निजी अनुभव हमे लिख भेजे । जन प्रकाशमे आपके पत्रव्यवहार पढे, उनमें मुझे आपके गहरे विचारों का पता लगा ।

**—एक विद्वान् जैन मुनि**

(ટિપ્પણી) . પત્રલેખક મુનિરાજ ચારિત્ર્યસપન્ન ગણાતા એક સગીન પેટાસઘાડાપૈકીના સાધુજી છે એમનામા સાધુજીવનમા રહીને રચનાત્મક કામ-ખાસ કરીને ગામડાઓનુ રચનાત્મક કામ-શી રીતે બની શકે, તેવા માર્ગદર્શનની તમન્ના છે આમ તો પ્રાયોગિકસઘ નીચેના ગ્રામસગઠનના કાર્યક્રમોમા આની ચોખવટ છે જ, પણ મારી વિનતી એ છે કે તેઓ એકદમ ઊડા પાણીમા ઊતરી ન જાય ! મારી વાત કરુ તો હુ આજે છેક ઊડા પાણીમા જઈબેઠો છુ પણ ધીરે ધીરે જ આ ભૂમિકા આવી છે મારી એ પણ કલ્પના છે કે આ માર્ગ કંઈક ધોરી બનશે, એટલે સાધુસતો માટેનુ વિશાળ કાર્યક્ષેત્ર આપો

આપ ખુલ્લુ થયે તે સમય આવે ત્યા લગી જે સમાજમા તેઓ છે, તે સમાજ છોડવી શકે તેટલુ આ બાજુ વળતા જાય અને સમાજને સાથે લઈને જ ચાલતા જાય દા ત ગ્રામોદ્યોગી ચીજોની વપરાશનુ વલણ, હરિજનો સાથેની આત્મીયતા વધારવી, વ્યસનત્યાગ કરવો, કર-વેરો વગેરે કામો એવા છે કે જે દ્વારા આજે તેઓ ધીરે ચાલતા ચાલતા પણ ભવિષ્યની પ્રગતિ સાથે વધારી શકશે દૃષ્ટિ તો સાફ અને નિર્ભીક બનાવી જ લેવી જોઈએ, આ એમા પહેલી શરત છે

—વિશ્વવાત્સલ્ય 'ટપાલ' ના ૧-૯-૫૫

## ગ્રામસેવા અને જૈન સાધુસાધ્વીઓ

(પ્ર) સાંપ્રદાયિક કાયદામા રહીને અમે જૈનસાધુઓ ગામડાઓમા શી રીતે જાગૃતિ લાવી શકીએ અને રચનાત્મક કાર્ય કરી શકીએ આ વિષે વિશ્વવાત્સલ્યમાના આપના ચાલુ અગ્રલેખો ખૂબ મનનીય છે, તેમ વાચ્યા છે ને મારા મનમા જે તાલાવેલી લાગી છે, તેથી આ પ્રશ્ન પૂછુ છુ આપ જલદી યોગ્ય માર્ગદર્શન કરશો

(ઉ) હુ જાણુ છુ કે ગૃહસ્થાશ્રમીસમાજમા પણ દિનેદિને આવો વર્ગ વધતો જાય છે, જેના મનમા 'વ્યક્તિ અને સમાજ બનેના ઉત્થાનનો સુમેળ હોવો જોઈએ' એ વિચાર હવે પાકો થતો જાય છે ગામડુ આમ તો ભલુ ભોળુ હોય છે, પણ એના શ્રદ્ધાપાત્ર બનતા પહેલા તે આપણી પરીક્ષા લઈ નાખે છે (૧) પોતાની જરૂરિયાતો પ્રથમ ઓછામા ઓછી કરી નાખવી (૨) ગામડાના સ્થાપિતહિત ધરાવનારા તત્ત્વોની સામે દબાયેલા લોકો અવાજ ઉઠાવી શકે તે માટે વિચાર ઘડતર સારુ શોષિતલોકોનો સપર્ક વધુ રાખવો (૩) એમ છતા તેમને માટે લડતના કામો ન છૂટકે લેવા અને તે પણ બીજી સસ્થા દ્વારા, સાધુઓએ તો તટસ્થપણે લોકઘડતરના કાર્યમા જ રસ લેતા રહેવુ (૪) સ્થાનિક ભૂદાનસમિતિઓને પ્રોત્સાહન આપવુ (૫) લોકોમા સહકારી પ્રવૃત્તિનો રસ લગાડવો (૬) માનવ માનવ વચ્ચેના ભેદો દૂર

કરાવવા લોકોને સમજાવવા (૭) સ્વાવલંબી અને અલ્પારંભી ધંધાઓ તરફનો અંગુલિનિર્દેશ કરી, વ્યસનો, ખોટા ખર્ચાઓ તથા યંત્રોદ્યોગજન્ય વસ્તુઓથી મુક્ત કરાવવા (૮) નાનેરાઓને ન્યાય આપવાની વૃત્તિ લોકોમાં ખાસ સહજરીતે પેદા કરવી (૯) બાળકોની શાળાઓની મુલાકાતો લીધા કરવી આ બધા કામો આજના સાંપ્રદાયિક ડાયરામા રહીને પણ થઈ શકે તેવા છે છેવટે એ લક્ષ્ય રાખવુ કે આપણે વ્યક્તિ તરીકે કેન્દ્રમા ન રહેતા લોકો અને લોકોની સંસ્થા દ્વારા જ આ બધુ થાય છે, તે ટેવ પાડવી કે જેથી પોતે ખસી જઈએ તો પણ પ્રવૃત્તિઓ યોગ્યમાર્ગે અને બરાબર ચાલ્યા કરે

—વિશ્વવાત્સલ્ય પ્રશ્નોત્તરી તા ૧૬–૩–૫૪

## વિકાસભૂખ્યા સાધુઓને સમાજ અવસર આપે !

(પત્રાંશ) . 'મને દીક્ષા લીધે આઠમુ વર્ષ ચાલે છે પણ જીવનમા સમાધાન નથી આસપાસના મુનિવર્ગમા ત્યાગને બદલે અંદર ઊતરતા જુદુ જ દેખાયુ છે કહેવાતો શ્રાવકવર્ગ સરાસર ઊલટે માર્ગે છે— (૧) કોઇ મુનિ મૌનમા હોય તો તેની સાથે વારવાર બોલી અંતરાયો કરવા (૨) શાંતિપૂર્વક વંદનવિધિ ન પતાવતા કોલાહલ મચાવવો (૩) રૂઢિપૂર્વક વ્યાખ્યાન મુનિઓ પાસે હંમેશા કરાવવુ પણ વર્તન સુધારવુ નહિ (૪) અયોગ્ય દીક્ષામા પ્રથમ સાથ આપી દીક્ષિત થયા બાદ એની જ નિંદા કરવી (૫) પોતે અસંયમી રહેવુ અને સાધુઓને એવા પદાર્થો આગ્રહપૂર્વક દેવા (૬) અન્યાય અને અનીતિનુ ધન કમાવવું, એ બધુ તો શ્રાવકોના વ્યવહારમા સામાન્યરૂપ બની ગયુ છે

એક જૈન મુનિની વ્યથા

(ટિપ્પણી) તપ અને ત્યાગમા આજે પણ મોખરે ગણાતા જૈન સંપ્રદાયોની આ દશા ખરેખર અકળાવનારી છે જૈનોમા ગૃહસ્થ અને

સન્યાસીઓ એવા એ કલાના સાધકો હોય છે સન્યાસીઓ પણ ગૃહસ્થો-માંથી જ પાકે છે કૂવામા ન હોય તો હવાડામા ન આવે, તેમ જો ગૃહસ્થોનો વ્યવહાર શુદ્ધ ન હોય તો તેવા વર્ગમાથી દીક્ષા પામેલા મુનિઓમા જ્ઞાન અને ત્યાગવૈરાગ્ય એકાએક ફૂટી નીકળવાની આશા વધુ પડતી છે પત્રલેખક જેવા અપવાદે નીકળેલા મુનિઓ કાતો સપ્રદાયોથી છૂટા પડી જિદગી જેમ તેમ પૂરી કરે છે કે અયોગ્યમાર્ગે શક્તિને વાળી પોતાનુ ને સમાજનુ અહિત કરે છે અથવા ગોધાઈ રહીને રીઢા બની જાય છે આનો સફળ ઉકેલ એ છે કે જે જૈનગૃહસ્થો ગાધીયુગની દીક્ષા પામીને વ્યવહારશુદ્ધ બની શક્યા હોય તેમના હાથમા સમાજનુ સુકાન સોપવુ જોઈએ અને એવા ગૃહસ્થોએ આવા જિજ્ઞાસુ જૈનસાધુઓને યોગ્ય માર્ગે પોતાની શક્તિ વિકસાવવાની પૂરેપૂરી તક આપવી જોઈએ થોડા પણ સાચા શ્રાવકો કે તેજસ્વી સાધુઓ સમાજ અને રાષ્ટ્રમા જે ફાળો આપશે, તેના મૂલ્ય ઓછા નહિ હોય કહેવાતા જૈનોએ થોડા જોખમો અને સાહસો વહોરીને પણ આમ કરવાની ઘડી પાકી ગઈ છે

—વિશ્વવાત્સલ્ય 'ટપાલ' તા ૧-૬-૫૦

## વિશ્વપરિસ્થિતિપરિવર્તન માટે સામૂહિક યોજના અને જૈન સાધુ

(પત્રાશ) ' આપનો આત્મા આ યુગનો જાગરૂક ચોકીદાર બનવા ચાહતો હોય અને આપના આત્માની અનેરી શક્તિ અભિવ્યક્ત થવા ઝખી રહી હોય, એમ મને લાગે છે પણ આજના વિશ્વની પરિસ્થિતિને સમૂળગી પલટવા માટેની સામૂહિક યોજનાને તમે કોણ જાણે શાથી પણ આકાર નથી આપી શક્યા, એમા કોઈ સૈદ્ધાતિક રહસ્ય છે અથવા તો કઈ ખામી છે, તે ભેદને હુ પામી શકતો નથી મારા અતરની એ કામના છે કે તમે વિશ્વવદનીય સાસ્કૃતિક ધરાતલ પર મગલમય નિર્માણ કરી શકો તો સારુ '

—એક વિદ્વાન જૈનમુનિ

(ટિપ્પણી) મારુ કાર્યક્ષેત્ર ધાર્મિક અને જૈનસન્યાસની

વ્યાસપીઠ ઉપર હોઈ, મારી સામે મુખ્યપણે દેશનુ સાધુજગત છે, એમ છતા મારી પ્રત્યક્ષ મદદમાં ગામડાં, રચનાત્મક કાર્યકરો, કૉંગ્રેમી સૈદ્ધાતિક બળો, માતૃજાતિ અને પછાતવર્ગો છે આપ ગતાંકના અગ્રલેખમા જોશો તો એમાં સામૂહિક યોજનાઓનો આછો ચિતાર અપાયો છે મારી પોતાની શક્તિની ઘણી મર્યાદાઓ છે એમ છતા મને જે સ્ફુર્યું તે નિવેદન જ્યારે સોળેક વર્ષ પૂર્વે આપ્યુ અને સ્થા લિંબડી મોટા સપ્રદાયે ત્યારે જ મને છૂટો કર્યો ત્યાર પછી પણ સૌ જૈન સઘોનો સ્નેહ તો હુ ખૂબ ખૂબ પામ્યો જ છુ અને તેથી ધન્યતા અનુભવુ છુ ઘણા સાધુસાધ્વીઓ આ અભિનવ માર્ગે આકર્ષાયા છે છતા મે તેમને ન ખેચવાનો જ સવિશેષ આગ્રહ રાખ્યા કર્યો છે મને લાગ્યા કર્યું છે કે આજનો સાધુવર્ગ સમૂહગતરીતે ક્રાતિ નહી કરી શકે, કારણ કે અનેક વર્ષોથી વિશ્વપ્રશ્નોથી તે ઘણો દૂર દૂર રહી ગયો છે. તેમાની વ્યક્તિઓ જરૂર ક્રાતિ કરી શકશે પણ એવા વ્યક્તિગત સાધુસાધ્વીઓનેય સમાજનુ પીઠબળ તો આજે જોઈશે જ મને આશા છે કે પ્રાયોગિક સઘો દ્વારા થયેલા ગ્રામસગઠનો આવુ પીઠબળ આપી શકશે

— વિશ્વવાત્સલ્ય 'ટપાલ' તા ૧-૧૨-૫૩

## સહકારી પ્રવૃત્તિઓ અને સાધુઓ માટે પાયાનું કામ

(પત્રાશ) " आपकी बुनियादी योजनासे मिलतीजुलती ही आदिवासी आर्थिककल्याणके लिए सहकारी पद्धति मैंने भी सोची थी, परतु वह साकार न हो सकी। उत्साह तो रहता हैं, किन्तु सामाजिक व्यावहारिक अडचने आगे नही वढने दे रही है। अव अध्ययनके वाद ही भावी कार्यपद्धतिका निश्चय हो सकेगा.. "

— एक स्थानकवासी जैन मुनि

(ટિપ્પણી) હવે જુવાન અને અભ્યાસપ્રિય જૈનસાધુઓનું વલણ સાધુજીવનની મૌલિક મર્યાદાઓ પૂરેપૂરી જાળવીને તથા સ્વપર

કલ્યાણ તેમા છે, એમ સમજીબુઝીને નિવૃત્તિલક્ષી સત્પ્રવૃત્તિઓ તરફ ઠીકઠીક વળતુ જાય છે, એ જૈનસમાજ અને રાષ્ટ્ર બને માટે શુભ ચિહ્ન છે મારા નમ્રમતે સાધુસન્યાસીઓ માટેનુ કાર્યક્ષેત્ર આજના લોકશાહી ભારતમા ઘણુ વિશાળ થયુ છે સાથોસાથ સાચા ધર્મની દૃષ્ટિએ તે વર્ગની જવાબદારી આઝાદ ભારતમા સૌથી વિશેપ છે, એમ હુ માનુ છુ જૈનસાધુવર્ગના એક સભ્ય તરીકે મારુ તેઓને સવિશેપ હાર્દિક આહ્વાન છે તેઓ ઉપલક પ્રચારના અને રહસ્યમય સાપ્રદાયિક કટ્ટરતાના ભભકાથી ન અજાતા ભ્રમજન્ય બધનોથી જલદી છૂટી ગામડાઓ, નારીસમાજ અને પછાતકોમોના મહાપ્રશ્નોમા પોતાની મૂળમર્યાદાઓ સાચવતા સાચવતા જાતે સાધુસઘ છોડયા વિના જ દટાઈ જાય! પત્ર લેખક મુનિ જ્યારે સહકારી પ્રવૃત્તિને પાયા તરીક લેખે છે અને આદિવાસીવિસ્તારોમા પોતાના ધ્યેયને સામે રાખીને શિડાણથી કર્યાનુ લખે છે, તેથી મને ઘણો સતોપ થાય છે. તેઓ અધ્યયનની પોતાની ઇચ્છા ભલે પૂરી કરે, પણ સાચુ અધ્યયન તેમને ધ્યયલક્ષી જનસપર્કથા મળવાનુ છે. તે આજે જરૂર યાદ રાખે હુ જે સહકારી પ્રવૃત્તિ સાથે નીતિ અને ધર્મને જોડુ છુ તેની પાછળનો હેતુ માત્ર આર્થિક નથી પણ આધ્યાત્મિક છે, તે પત્રલેખક સમજ્યા જણાય છે, તેથી મને આનદ થાય છે એ વાત ખરી છે કે રૂઢિચુસ્ત અને સ્થાપિતહિતવાળા કહેવાતા ધાર્મિકોનો આવા પાયાના કામમા પ્રથમ તો વિરોધ જરૂર થશે પણ જો બને પ્રકારની નિર્મળ પ્રેમવાળી ચારિત્ર્યજાગૃતિ હશે તો તે વિરોધમાથી પણ સવાદ સધાશે અને બીજા સાધુસન્યાસીઓ માટે આ પાયાનો માર્ગ વધુ સરળ થઈ જશે અને તેઓ સર્વ સમાજને અનુકરણ પાત્ર બની રહેશે

— વિશ્વવાત્સલ્ય 'ટપાલ' ૧-૧૧-૫૪

## સાધુસન્યાસીઓ અને શિક્ષણસસ્થા

(પ્ર) સન્યાસી હાલની ચાલુ શિક્ષણ સસ્થાઓમા આ રીતે

(નિષ્કામકર્મ કરતાં ભિક્ષાજીવી બનીને મફતમાં) તાલીમ આપે તેમાં કંઈ સામાજિક બાધ ખરો ? આધ્યાત્મિકદૃષ્ટિએ તો તે પ્રવૃત્તિ હાનિકર નહિ જ ને ?

(ઉ) હિંદમાં પ્રાચીનકાળે આ સ્થિતિ હતી જ અને એવા મહત્ત્વનાં કાર્યોની ધૂસરી સયમીના શિરે હતી આજે દશા બદલાઈ છે અને એ બધા મહત્ત્વના અગો પરિગ્રહવાદની ઓથે ઊભા છે, એ દુર્ભાગ્ય નાનુસૂનુ નથી જ્યારે સયમના તગ ઢીલા પડ ત્યારે જ આ દુર્ભાગ્ય આવે છે આ દુર્ભાગ્ય દૂર કરવા માટે એવા આદર્શશિક્ષકો નીકળે કે તે બ્રહ્મચર્ય પાળીને ઓછામા ઓછુ ખર્ચ લઈ પોતે જ શિક્ષણસસ્થારૂપ બની જાય તો એ આ યુગની મહત્ત્વની સેવા છે અને તે તમારા સન્યાસમદિરનો ભાવનામા સગીન પાયાનુ કાર્ય બની રહેશે

(ख) સન્યાસી એટલે સાવ નિષ્ક્રિય એવી દશા પ્રાય થઈ પડી છે, પરતુ નિવૃત્તિલક્ષી પ્રવૃત્તિ એ સન્યાસનુ પણ મધ્યબિદુ હોવુ જોઈએ ગીતાનો કથિતાશય એ જ છે ભ મહાવીરે પણ સ્થવિરકલ્પી સાધુને સમાજના સસ્કારઘડતરનુ કીમતી અગ ગણ્યુ છે અશોક પછીથી હિંદમા બુદ્ધધર્મનો સાસ્કારિક શિક્ષણનો ઉપકાર ઓછો નથી આમ જોતા એક સન્યાસી રીતસર શાળાઓમા નિયમિત શિક્ષક તરીકેનુ કાર્ય કરે, તે પ્રત્યે સમાજ કુતૂહલની દૃષ્ટિથી જોશે અને કદાચ શિક્ષણસચાલકો પણ એને નહી પચાવી શકે

આજનુ લોકમાનસ શિક્ષણ એ આજીવિકાનુ સાધન છે, એમ આજે સમજી બેઠો છે શિક્ષણ એ ચારિત્ર્યઘડતર અર્થે છે, એ સૂત્ર ભૂલાયુ છે એટલે આવા શિક્ષકોને એ મૂળભાવના લાવતા ખૂબ અડચણ પડવાની. પરતુ એ અડચણો તો પછીની બાબતો છે પ્રથમ તો સન્યાસી જાતે જ ચાલુ શિક્ષણસસ્થાના સચાલન અને કાર્યક્રમનો પ્રેમમય વિરોધી બની જશે અને તેથી જ્યા લગી એને શિક્ષણમા

રસ લેશે ત્યાં લગી એ સ્વતંત્ર શિક્ષણાલય જ ચલાવવું પસંદ કરશે અને કાં તો એ બધી દુર્ગંધના મૂળ પાયા સાફ કરવા માટે એવું શિક્ષણ આપવા માંડશે કે જેથી સમાજ સુધરે. સમાજસુધારામાં જે એક આદર્શ ત્યાગીની ઝડપી અસર છે, તે બીજાની નથી. આ પ્રવૃત્તિને પરિણામે એવો શિક્ષકવર્ગ નીકળશે જ કે જે સંયમલક્ષી હોય અને સંયમલક્ષી શિક્ષકવર્ગની આજીવિકા પરોક્ષભાવે સમાજ આપો-આપ ચલાવશે.

પ્રશ્નોત્તરી અને પ્રાસંગિક પા. ૧૯૫

## શિક્ષણસંસ્કારકાર્ય અને જૈન સાધુસાધ્વીઓ

(પત્રાંશ) "અત્રે બહેનો અને બાળકોને સ્વાશ્રય, સ્વતંત્રતાની સાચી દિશા તરફ દોરવા પ્રયત્ન થાય છે. બહેનોનું મંડળ બનાવી સક્રિય કાર્ય શરૂ કરેલ છે. આજના ઉપાશ્રયો, ભાવિમાં બહેનો અને બાળકો માટે સંસ્કારશાળામાં ફેરવવાની શરૂઆત કરી છે."

—એક વિદુષી જૈનસાધ્વી

(પત્રાંશ) " મને હમણાં એક ભાઈએ કહ્યું –"મહારાજ! તમે તમારા કલ્યાણની સાથે સમાજકલ્યાણનું કંઈ વિચારો છો ખરા? પહેલાંના સમયમાં બધી જાતના શિક્ષણનું કામ ગુરુઓ કરતા હતા, તેમ આપ સૌ કરો તો લાખો રૂપિયાનું ખર્ચ બચી જાય અને બાળકોના જીવનમાં સાચી ધાર્મિકતાની સાથોસાથ શિક્ષણ દાખલ થાય." આ મુનિજી લખે છે : મને આ વાત ગમી છે. આજના સમાજને વ્યવહારમાં ઉપયોગી થાય તેવું કશું જ આપવાનું ન હોય તેવા સાધુ-સાધ્વીઓ પોતાનાં ગાંસડાં-પોટલાં ઉપાડીને કે ઉપડાવીને ફર્યા કરે તેના કરતાં આવાં ઉપયોગી કામમાં લાગી જાય તો તેમાં કંઈ ખોટું છે?

—એક જૈનમુનિ

(ટિપ્પણી) આ સાધુજીની જેમ આજના ઘણા જૈન તરીકે

ન વર્ણવી શકાય કે ન દેખાડી શકાય, પરતુ 'ધર્મદષ્ટિએ સમાજ-રચના' એ શબ્દ તો મૂર્તરૂપે દેખાડી શકાવો જોઇએ ભાલનળકાંઠામા ચાલતો બધી પ્રવૃત્તિઓનુ કેન્દ્ર પણ એ જ છે આજની સમાજરચના અર્થપ્રધાન છે અર્થપ્રધાન સમાજરચનામા શોષણને પ્રતિષ્ઠા મળે અને એને લીધે સકુચિતતા, મૂઢસ્વાર્થ, અન્યાય, દભ વગેરે સમાજઘાતક દોષો ફલેફાલે તે દેખીતુ જ છે આને સ્થાને ધર્મપ્રધાન સમાજરચના બને તો વ્યાપકતા, સ્વાર્થત્યાગ, ન્યાયીવૃત્તિ અને સત્યાગ્રહ વગેરે સદ્‌-ગુણો વધે આજે માણસની જિદગીમા પેટ, પહેરણ અને પથારીને બહુ અગત્યનુ સ્થાન આપવામા આવે છે સામાન્ય સમાજ માટે એ વાત બરાબર છે, પણ માનવજીવનની બીજી અનેક વિશેષતાઓ તરફ જોઇએ તો માનવની મોટામા મોટી જરૂરિયાત તો સત્ય, પ્રેમ અને ન્યાય છે શરીર તો માત્ર એમને પ્રાપ્ત કરવાનુ વાહન અથવા સાધન માત્ર છે, જેમ ઘાસ માટે અનાજ વાવવા છતા અનાજની સાથોસાથ ઘાસ મળે છે તેમ સત્ય, ન્યાય અને પ્રેમની ત્રિવેણી તરફ જતા વાર એમાથી રોટીનો પ્રશ્ન પૂરેપૂરો પતે છે શક્તિશાળી માણસો સત્ય, ન્યાય અને પ્રેમને પથે ગયા એટલે કયા અને કેટલુ વિકેન્દ્રીકરણ અને કયા અને કેટલુ કેન્દ્રીકરણ, તે ગહન પ્રશ્ન પણ ઉકેલાઇ જવાનો એ સસ્કૃતિ અને એ ધર્મ સમાજઘડતરમા મોખરે રહેવા ઘટે આ વિચારમાથી જ મને બાર વ્રતો હાથમા લાધ્યા છે એ વ્રતોમા સીધેસીધુ શ્રમનુ સ્થાન નથી ગણાતુ, પણ સયમ અને ન્યાય બને આવ્યા એટલે સ્વાવલબન તથા સાચો શ્રમ આવ્યા વિના કેમ રહે ?

તેમજ ધર્મદષ્ટિએ સમાજરચનામા સન્યાસીવર્ગ અને સેવકવર્ગ કે જેમણે પોતાનો સપૂર્ણ માલિકી હક છોડ્યો હશે અથવા છોડવાની તૈયારી કરી લીધી હશે, તેમને ફાળે મુખ્ય કામ સમાજમા સત્ય અને ન્યાયની પ્રતિષ્ઠા વધારવાનુ, ધન, વૈભવવિલાસ અને ભૌતિક તત્ત્વોની પ્રતિષ્ઠા વધી ન જાય તે જોવાનુ, પ્રેમને ફેલાવવાનુ તથા

પત્રલેખક વર્તમાન જૈનસંઘ દ્વારા ભારતવાટે વિશ્વમા જૈનતત્ત્વજ્ઞાનનો ફાળો આપવા માંગે છે, તે અભિનંદન માગી લે છે ગાધીજીનુ સક્રિય તત્ત્વજ્ઞાન જૈનતત્ત્વજ્ઞાન સાથે મળતુ છે એટલુ જ નહી, મને તો ત્યા લગી લાગ્યુ છે કે ગાધીજીએ જૈનતત્ત્વજ્ઞાન સાથે પોતાના જીવત આચરણ દ્વારા વિશ્વભરમા પ્રતિષ્ઠા અપાવી છે અને ઊંઘતા વર્તમાન જૈન સમાજના માર્ગદર્શક બનીને બીજા કોઇપણ સપ્રદાયો કરતા જૈનની વધુમાં વધુ સેવા બજાવી છે

આજનો જૈનસમાજ સામાજિક રીતે જોતા ધનપૂજા, યત્રપૂજા અને રાષ્ટ્રઘાતક ધધાઓ તરફ ઘસડાઇ ગયો છે જૈનસાધુઓના ઉત્કૃષ્ટ તપત્યાગ, વિદ્વત્તા અને શ્રાવકોની ઉદારતા અને શકિત પણ એ ઘરેડથી બાકાત નથી એમા વ્યકિતગત અપવાદો ઘણા છે અને વ્યકિતઓથી જ સઘ બનતો હોવાથી મને આશા જરૂર રહે છે જૈનસાધુઓના મારા પરના આવતા પત્રો અને ‘ પ્રબુદ્ધજૈન ’ મા આવતા લખાણો ભવિષ્યના વિશેષ આશાદર્શક ચિહ્નો છે જૈનોના મુખ્ય ત્રણ ફિરકાઓ પૈકી એકેય ફિરકામા સમૂહનો સમૂહ આ નવી દિશામા નહીં લાવે એટલે પહેલ તો વ્યકિતઓએ જ કરવાની રહેશે આ માટે ટૂકા રચનાત્મક સૂચનો આ છે —

(૧) દષ્ટિસંપન્ન સાધુસાધ્વીઓનો સપર્ક વધારવો અને તેમને હૂફ આપી નૈતિક હિમ્મત વધરાવવી

(૨) દષ્ટિસપન્ન શ્રાવક–શ્રાવિકાઓએ સર્વોદયમાન્ય ખેતી, ઉદ્યોગ ગોપાલન, અન્યાયપ્રતીકાર, નઇતાલીમનુ કામ વગેરે વ્યવસાયોમાં મૂડી, પરિશ્રમ અને આવડતને રોકવા બન્ને વર્ગો (સાધુ શ્રાવક વર્ગો)નુ દર્શન ચોખ્ખુ કરવુ નિવૃત્તિધર્મને બા'ને આળસુ નિષ્ક્રિયતાને બદલે આજે રાગદ્વેષનિવારક સાચી પ્રવૃત્તિમા જ નિવૃત્તિ છે, તેનો ખ્યાલ આપવો પ્રજાઘડતરનું કામ એ સ્વદયા અને પરદયા બનેનુ અનિવાર્ય સાધક અગ છે, તે વાત જૈનઆગમો અને જૈનઇતિહાસ દ્વારા

નથી તો ઉત્પાદક શરીરશ્રમની વિચારસરણી સાથે જૈનસાધુઓની વિચારસરણીનો મેળ શી રીતે ખાય?

૭ (૧) પોતાને માટે જ થયેલી ભિક્ષા જૈનસાધુઓ ગ્રહણ નથી કરી શકતા એનુ મુખ્ય કારણ એ ભિક્ષામા ઘણા એકેદ્રિયજીવો હણાયા હોય તેનુ પાપ લાગે છે, તેટલા ખાતર જ નહી, આવુ પાપ તો સર્વત્ર છે મારા નમ્રમતે એ કારણ નજીવુ છે મુખ્ય કારણ તો કુદરત નિર્ભરતા છે જીવહિંસાનુ મૂળ પણ છેવટે તો કામક્રોધાદિપણુ જ છે. એમ જૈનઆગમો બોલે છે આથી તે મૂળકારણ દૂર કરવા જ જૈન સાધુઓ ઘણીવાર અભિગ્રહ (અમુક પ્રકારે ભિક્ષા મળશે, તો જ લઈશ, એવો સકલ્પ) કરતા જૈનસૂત્રોમા નજરે પડે છે કુદરતનિર્ભરતા ચૂકીએ ત્યારે કામક્રોધાદિ ઊભા થવાના, પાપ તે આનુ 'નામ જૈન સાધુઓ દીક્ષા લે છે ત્યારે તે વિશ્વને કુટુબ બનાવે છે, એટલુ જ નહી બલ્કે વિશ્વના નાના મોટા સર્વ પ્રાણીઓના શુદ્ધવ્યવહાર માટેનો તે વાલી અને રખેવાળ પણ બનવાનો સકલ્પ કરે છે એને સારુ જૈનપરિભાષામા છકાયના છત્ર અને છકાયના પ્રતિપાળ એવા એવા શબ્દો વપરાય છે આવી મહાન સાધનામા સ્થૂળરીતે જોશો તો ઝઝટ અને પાપ ઘણા દેખાશે. મહાવીર ભગવાન જ્યા જ્યા જતા, ત્યા સેકડો માણસની વ્યવસ્થા ઊભી કરવી પડતી, એમ છતા હમેશા તેઓ કુદરતનિર્ભરપણુ ક્ષણભર ચૂકતા નહી અને પોતાના સાધુ સાધ્વીઓ પણ ન ચૂકે, તેવી સતત સભાળ રાખતા જૈનસાધુઓના ત્રણ વર્ગો છે

(૧) પોતાના જાનમાલનો કશો મોહ નથી, તેવી એકાતમા રહી અગત સાધના કરનાર (જિનકલ્પીસાધુ)

(૨) સમાજમા રહીને સમાજ સાથે આવી સાધના કરનાર (સ્થવિરકલ્પી સાધુ)

(૩) ટ્રસ્ટી રહીને મિલ્કત રાખી સમાજમા રહીને સમાજસાથે

## રચનાત્મક કાર્યમાં આધ્યાત્મિક પ્રેરકબળની જરૂર છે!

આ દેશની બધી પ્રવૃત્તિઓના પાયામા પ્રેરકબળ તરીકે આધ્યાત્મિકતા પડેલી છે વિધવિધ ધર્મસપ્રદાયો એટલા સારુ જ નિર્માયા છે, પણ છેલ્લા કેટલાક સૈકાઓથી આ પ્રેરકબળની ખામી પડી હતી ધર્મની વાતો અને હમેશના આચરણ વચ્ચે મોટો ફેરફાર થઈ ગયો હતો આવા સયોગોમા પૂ ગાધીજી આવ્યા અને તેમણે સ્વરાજ્યની દેશવ્યાપી ચળવળમા શુદ્ધસાધનનો આગ્રહ પૂર્યો, તેથી રાજકારણમા અહિસાની નીતિ, સચ્ચાઈ વગેરે સદ્ગુણો ખાસ ઉમેરાયા પરિણામે દેશની આ લડતમા ધર્મજીવી, વિવેકી અને ત્યાગી માણસોના જૂથ ભળ્યા બીજી બાજુ રાજકીય સ્વરાજ્યની સાથોસાથ આર્થિક અને સામાજિક સ્વરાજ્ય માટે રચનાત્મક કાર્યક્રમ પણ બાપુએ મૂકયા, આથી લોકોમા સાધ્યશુદ્ધિની દૃષ્ટિ વધી સ્વરાજ્ય તો વહેલુ આવ્યુ, પણ દેશના ભાગલા સાથે આવ્યુ પ્રલોભનો વચ્ચે કાચા માણસો તણાયા એટલે દેશની શકિત અને શુદ્ધિ ન વધવા પામી ફરી પાછી નિરાશા ઉપજવા લાગી, ત્યા વિનોબાજીની દેશવ્યાપી હિલચાલ ઉપડી આથી આશા જન્મી છે, હવે એ રસ્તે ગામડાઓએ ઘણો મહત્વનો ભાગ ભજવવાનો છે, તેમા પ્રેરકબળ ધર્મનુ, આધ્યાત્મિકતાનુ જોઇએ એટલે વિશ્વવાત્સલ્ય–વિશ્વપ્રેમ જેવુ ધ્યેય રાખી સત્ય, પ્રેમ, ન્યાય જેવી અનેક ત્રિવેણીઓ દ્વારા આગળ વધવુ જોઈએ આવી સાધકશુદ્ધિ માટે પ્રેમના પાયા ઉપર ભાવનાભર્યો શ્રમને પ્રતિષ્ઠા આપીને, ધનને ગૌણ ગણીને, જરૂરિયાતો ઘટાડીને અને નાના મોટા વ્યસનોને ટાળીને સમજપૂર્વકની તાલીમ આપવી જોઇએ, આને બાપુની રચનાત્મકપરિભાષામાં નઈતાલીમ કહેવામા આવે છે, આમ જો આપણે સાધકશુદ્ધિ, સાધ્યશુદ્ધિ અને સાધનશુદ્ધિ ત્રણેનો સમન્વય રાખીશુ તો આપણી એકેએક પ્રવૃત્તિમા આપણને ચેતનના હમેશા અને હર પળે દર્શન થશે ”

વાત્સલ્ય 'પ્રવાસનોધ' તા. ૧–૬–૫૩

પણ માનવા જ લાગે છે, એટલે આવા સમાજમાં તો સામાજિક અસહકારનુ હથિયાર વપરાવાથી પણ મોટે ભાગે નિષ્ફળતા જ મળે છે તો આવો સાધુસન્યાસી સુધરીને પોતાના ભેખને શોભાવે અથવા ભેખ આપમેળે છોડી દઈ જેવુ વર્તે, તેવુ જ જગતને બતાવી સમાજ શુદ્ધિને ન બગાડે, એ માટે કયા અહિંસક ઉપાયો કારગત ગણી શકાય ?

ઉ આપણામાંના સમાજશુદ્ધિના સાચા પ્રેમીજનોએ બગાડનુ કાર્ય થતા પહેલા બગાડનાં કારણો દૂર કરવા જોઈએ જ્યાલગી ગૃહસ્થસમાજમા અમુક પ્રકારની ચોક્કસ શુદ્ધિનુ વાતાવરણ ઊભુ ન થાય, ત્યાલગી તે જ સમાજમાથી આવેલા સાધુસન્યાસીઓમા વધુ શુદ્ધિની આશા બહુ નહી રાખી શકાય જૈનસઘોમા ગૃહસ્થ અને શ્રમણ બન્ને સઘોની શુદ્ધિને પરસ્પરાશ્રિત ગણવામા આવી છે સાધુવર્ગને જો સર્વ પ્રાણીઓના માબાપ ગણ્યાં છે તો એ માબાપનાય માબાપ તરીકે ગૃહસ્થીવર્ગને ગણ્યો છે બન્ને વર્ગને સપૂર્ણ આત્મજ્ઞાન અને મોક્ષના સમાન અધિકારો માન્ય રખાયા છે વ્રતોની દૃષ્ટિએ ક્ષેત્રો જુદા હોઈને તે પૂરતો ફેરફાર જરૂર રખાયો છે, પણ તેથી કરીને કક્ષામા પણ સમગ્ર અપેક્ષાએ સુદ્ધા માત્ર એક જ ગુણસ્થાનનો ઘટાડો વધારો સ્વીકારાયો છે દર્શનમા બન્નેને સમાન અધિકાર છે ચારિત્ર્યની પગ કાષ્ઠામા પણ સમાન અધિકાર છે, માત્ર એક પાચમે પગથિયે છે તો બીજો વર્ગ છઠ્ઠે પગથિયે છે તેટલો ચાલુ શ્રેણી પૂરતો તફાવત જ ગણ્યો છે

છતા દુખની વાત એ બની છે કે જૈનોમાં પણ ગૃહસ્થીવર્ગે કોઈપણ વ્રત ફરજિયાત સ્વીકારવાની વાત સસ્થાતરીકે લગભગ છોડી દીધી છે બીજી બાજુ સાધુવર્ગને બધા વ્રતો ફરજિયાત પળાવવાનો આગ્રહી અકુશ એ જ નિરકુશ બનેલો ગૃહસ્થીવર્ગ રાખવા માગે છે. પરિણામે પરાણે દબાવેલી કમાન છટકી જાય, ત્યારે સાધુભેખધારી

દંભી બનવા પ્રેરાઈને છેવટે તો હદ વટાવી જાય છે. અલબત્ત, જૈન-સઘમાની સાધુવેષધારી વ્યક્તિમા ક્યાય દારૂની વાત સાભળી નથી. બીજો સડો પણ બહાર આવે તે પહેલા હજુ જૈનો ચેતી જાય છે, એટલુ સારુ છે એ જ રીતે સન્યાસીઓ પૈકી પણ દારૂડિયાપણુ કે દુરાચારીપણુ લાબો વખત ટકી રહેતુ જાણ્યુ નથી, એટલી તો આપણા સાધુસમાજની વ્યક્તિઓની કલા પણ સારી છે જ બાકી ગૃહસ્થી-સમાજે આજ કરતા વધુ શુદ્ધ થવુ જોઈશે, નહી તો સન્યાસીસાધુ-સસ્થામા દભ અને સડા વધવાના અને એવા સડાઓને અમુકવર્ગ તરફથી સાથ કે આડકતરો ટેકો પણ મળી રહેવાનો શુદ્ધસમાજ ભલે નાનો હોય તો તેને સારુ આવા કુપાત્રોનો છેવટે સામાજિક અસ-હકાર કરવાનો પણ ધર્મ અહિંસામા ઊભો થાય જ છે, પરતુ એણે વ્યક્તિગતરીતે તો એ કુપાત્રોને પણ સુપાત્રો બનવાની તક આપવી જ જોઈએ જો એ કુપાત્રોમા કઈક ખાનદાની હશે તો તો શુદ્ધસમા-જના થોડા હિતચિંતકોના તેમની ખાતરના તપસ્યા અને પ્રાયશ્ચિતથી જ તેમના હૈયા પીગળીને તેઓ સુપાત્રો તરીકે પલટો પામી જશે આમ કરવાથી જ સમાજ અને વ્યક્તિ બન્નેનુ સાચુ સ્વાતત્ર્ય હણાય નહી, હિંસા–દ્વેષ વગેરે દોષો સમાજમા વધે નહી, વ્યક્તિગત દૂષણોના ચેપથી સમાજ ઉગરી જાય અને છતાય છેવટે પ્રેમમય સાધનોથી વ્યક્તિ અને સમાજ શુદ્ધ થઈને વધુ નજીક આવી શકે, ધર્મક્ષેત્રે જો આટલી કાળજી ન રખાય તો આપણી ધર્મસસ્થાઓ પણ ધર્મઝનૂનવાળી અથવા ગોપદ કે સરમુખત્યારશાહીના અખાડારૂપ બની જશે, આ મહાન ભયસ્થળેથી ભારતની ધર્મસસ્થાઓએ વેળાસર ચેતી જવુ જોઈએ

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' ના ૧–૧૦–૫૬

## સંન્યાસી સસ્થામાં સળવળાટ

થોડા વખત પહેલા નડિયાદ મુકામે એક સન્યાસીસમેલન મળી

પણ માનવા જ લાગે છે, એટલે આવા સમાજમાં તો સામાજિક અસહકારનુ હથિયાર વપરાવાથી પણ મોટે ભાગે નિષ્ફળતા જ મળે છે તો આવો સાધુસન્યાસી સુધરીને પોતાના ભેખને શોભાવે અથવા ભેખ આપમેળે છોડી દઈ જેવુ વર્તે, તેવુ જ જગતને બતાવી સમાજ શુદ્ધિને ન બગાડે, એ માટે કયા અહિંસક ઉપાયો કારગત ગણી શકાય ?

૭ આપણામાંના સમાજશુદ્ધિના સાચા પ્રેમીજનોએ બગાડનુ કાર્ય થતા પહેલાં બગાડના કારણો દૂર કરવા જોઈએ જ્યાલગી ગૃહસ્થસમાજમા અમુક પ્રકારની ચોક્કસ શુદ્ધિનુ વાતાવરણ ઊભુ ન થાય, ત્યાલગી તે જ સમાજમાથી આવેલા સાધુસન્યાસીઓમા વધુ શુદ્ધિની આશા બહુ નહી રાખી શકાય જૈનસઘોમાં ગૃહસ્થ અને શ્રમણ બન્ને સઘોની શુદ્ધિને પરસ્પરાશ્રિત ગણવામા આવી છે સાધુવર્ગને જો સર્વ પ્રાણીઓના માબાપ ગણ્યા છે તો એ માબાપનાય માબાપ તરીકે ગૃહસ્થીવર્ગને ગણ્યો છે બન્ને વર્ગને સપૂર્ણ આત્મજ્ઞાન અને મોક્ષના સમાન અધિકારો માન્ય રખાયા છે વ્રતોની દૃષ્ટિએ ક્ષેત્રો જુદા હોઈને તે પૂરતો ફેરફાર જરૂર રખાયો છે, પણ તેથી કરીને કક્ષામા પણ સમગ્ર અપેક્ષાએ સુદ્ધા માત્ર એક જ ગુણસ્થાનનો ઘટાડો વધારો સ્વીકારાયો છે દર્શનમા બન્નેને સમાન અધિકાર છે ચારિત્ર્યની પગ કાષ્ઠામા પણ સમાન અધિકાર છે, માત્ર એક પાચમે પગથિયે છે તો બીજો વર્ગ છઠ્ઠે પગથિયે છે તેટલો ચાલુ શ્રેણી પૂરતો તફાવત જ ગણ્યો છે

છતાં દુખની વાત એ બની છે કે જૈનોમા પણ ગૃહસ્થીવર્ગે કોઈપણ વ્રત ફરજિયાત સ્વીકારવાની વાત સસ્થાતરીકે લગભગ છોડી દીધી છે બીજી બાજુ સાધુવર્ગને બધા વ્રતો ફરજિયાત પળાવવાનો આગ્રહી અંકુશ એ જ નિરકુશ બનેલો ગૃહસ્થીવર્ગ રાખવા માગે છે પરિણામે પરાણે દબાવેલી કમાન છટકી જાય, ત્યારે સાધુભેખધારી

ગયુ આ સંમેલનના થયેલા ઠરાવો અને ભાવિ બંધારણને લગતી કલમો મેં વાંચી અને મને સુંદર ભાવિની વધુ આશા બંધાઇ હરિપુરા મહાસભા વખતે કોંગ્રેસ પોતે જ સન્યાસીઓનો સાથ માગતો ઠરાવ કરે એવી ચર્ચા શ્રી કાકાસાહેબ સાથે મે કરેલી એ ન બની શકે તેવુ હતુ બાપુ પોતે આ સસ્થા પાસે ઇચ્છતા હતા પણ ન તો તે સસ્થા કરી શકી કે ન તો કોંગ્રેસ એનો સાથ માગવા માટે સક્રિય પગલા ભરી શકી માણસ સમાજથી વિખૂટો રહે, તોય સમાજના પ્રશ્નો તેને સ્પર્શવાના જ, તો પછી સમાજમા ઓતપ્રોત એવો આજનો સંન્યાસીવર્ગ અતડો કેમ રહી શકે ? પરિણામે એ વર્ગની શકિત વેરવિખેર અને અનિશ્ચિત રીતે સમાજની બાબતમા દોરાયા કરી આજે પણ ઘણા એવા નમૂના સાધુસસ્થામાં જડવાના કે જેમને સમાજને દોરવણી આપવાની જવાબદારીનુ સ્પષ્ટ ભાન જ ન હોય આજપૂર્વે કોમવાદના ઝેરમા પણ આ સસ્થાના ઘણા સભ્યોની શક્તિઓ વણી ગઇ હોય આજે કોંગ્રેસવિરુદ્ધ પ્રચારમા આમનો કેટલો ફાળો છે તે કોઈ મઠ, ઉપાશ્રય કે મંદિરમા જાઓ ત્યારે સહેજે જણાઇ રહે તેમ છે આવા દુ ખદ સમયમા આ બધાને બદલે માત્ર સારે માર્ગે જનતાને માર્ગદર્શન આપવાની પોતાની જવાબદારી છે, એવુ સ્વીકારનાર થોડા પણ સમાજને માન્ય એવા સન્યાસીઓ એક જ વ્યાસપીઠ પર જુદા જુદા ધર્મોના પ્રતિનિધિ છતા સમન્વય માટે આગળ આવે છે, એ ઓછા હર્ષની વાત નથી એમના બંધારણના નકશામા પણ જુદા જુદા ધર્મના સાધુઓનુ યોગ્ય સ્થાન આજે દેખાઈ રહે છે, એમણે થોડા છતા અગત્યના મુદ્દાઓના પ્રશ્નો છેડયા છે. દા. ત. (૧) અસ્પૃશ્યતા ન હોવી જોઈએ, (૨) જનતા તરફથી મળેલા નાણાંનો આજના કાળપ્રમાણે સદુપયોગ થવો જોઇએ (૩) કોઇપણ એક રાજકીય પક્ષને આંધળી રીતે ટેકો ન આપવો જોઈએ વગેરે મોડુ તો ઘણું થયું છે, પણ સળવળાટ આવ્યો છે એ બન્નેના હિતની સુંદર નિશાની છે. આવેલો સળવળાટ થભી ન જાય અને જે ઠરાવો થાય છે તે

તાજા ઇતિહાસનું પ્રમાણ આપણી સામે લાલબત્તીરૂપ છે પણ મને આશા છે કે સમયજ્ઞ જૈનો એટલુ બધું મોડું થવા દેતાં પહેલા ચેતી જશે

—વિશ્વવાત્સલ્ય 'ટપાલ' ૧-૧૦-૫૨

## સાધુસંસ્થાઓની ઉપયોગિતા

પ્ર હિંદના નકામા સાધુઓને લશ્કરમા ભરતી કરવામા આવે તો શી હરકત છે?

ઉ એક વિદ્યાર્થીતરીકે તમારા મગજમા આ પ્રશ્ન ઉદ્ભવ્યો તેનુ રહસ્ય હું એ સમજ્યો છુ કે સાધુસમાજે પોતાના આત્મસ-શોધન માટે હવે વેળાસર તૈયાર થઈ જવુ જ રહ્યુ સાધુસસ્થાની આ દેશને અનિવાર્ય જરૂર છે, એમ હુ જોરશોરથી કહુ છુ અને એ સસ્થાના અદના સભ્યતરીકે સતત પ્રયત્નશીલ છુ, જે તમારી જાણમા છે, એમ માની લઉ છુ આજના સાધુઓ જ્યા નકામા સિદ્ધ થયા છે ત્યા તેનુ કારણ મને મુખત્વે તો સમાજ જ જણાયો છે, કારણ કે, તેઓ સમાજરૂપી કૂવામાથી જ આવતા હોય છે સમાજવિકાસ અને અગતવિકાસ બન્ને વચ્ચે પૂરેપૂરો સબધ છે, તમારી એ વાતને પણ મારુ સમર્થન છે, આથી જ સાધુઓ વિષે એ વધુ સાચુ છે કે તેમણે જાતની સાથે સમાજનો વિકાસ લક્ષ્યમા રાખીને જ પોતાની પ્રગતિ કરવી! જૈનસૂત્રોમા તો સ્વદયા પરદયાના સુમેળની ઘણી વસ્તુઓ કહેવાઈ છે અને ભૂતકાળની જૈનસાધુસસ્થાએ આ વસ્તુઓ જીવત આચરણથી સિદ્ધ કરી બતાવ્યાના અસખ્ય ઉદાહરણો છે આજે તે વસ્તુ અપવાદિત બની છે, એમ છતાં જૈનતરીકે લેખાતા સાધુઓની જવા-બદારી બીજા સાધુસન્યાસીઓ કરતા અનેકગણી વધુ છે એમ મને પોતાને લાગે છે મે એ આશા ગુમાવી નથી કે જૈનસાધુસસ્થા આ વાતને હૈયે ધરશે જ સન્યાસીઓ તો સગઠિત પણ થતા જાય છે, એટલે તેઓ પોતાની ઉપયોગિતા સિદ્ધ કરી બતાવશે માટે મને

ભારતનુ બળ લશ્કર નથી પણ જનતાની નૈતિક તાકાત છે તે તાકા-
તને વધારનારી યોજના સૈનિકોરૂપે સાધુઓને લેખવામા હરકત ન
હોઈ શકે એવી નૈતિક તાકાત વધારનાર સૈન્યોના તેઓ સભ્ય બને,
તે મને જરૂર ગમે એક રીતે તેમણે ભેખ લીધો ત્યારથી તેવા
સભ્ય બનીજ ચૂક્યા છે આજે તેઓ 'વસુધૈવ કુટુંબકમ્'ને બદલે
સંકુચિત દાયરામા ગૂચવાઈ ગયા છે, તેનુ કારણ એ પણ ખરુ કે
તે જાતની તે સંસ્થાને દોરવણી મળતી નથી જે સમાજનુ માનસ
ધનવાદી અને સત્તાવાદી બને છે, તે સમાજમાથી ધર્મવાદી અને
જનતાવાદી સાધુઓ સહેજે ન પાકે તે દેખીતુ છે પ્રકારે સમાજ
અને સાધુસંસ્થા બન્ને પાસેથી આવી ઉત્તમ આશા રાખવી હોય
તો તેણે પોતે પણ સશસ્ત્ર-લશ્કરવાદ અને પરોપદેશે-પાંડિત્યવાદની
ચૂડમાથી પ્રથમ નીકળી જવુ જોઈએ હુ પોતે તો સશસ્ત્ર-લશ્કરવાદથી
દેશને મુક્ત રાખવામા માનુ છુ, ત્યા નકામા થઈ પડેલા સાધુઓને
પણ તેમા ભરતી થઈ જવાનુ તો શી રીતે કહી શકુ ? પણ તેમની
શક્તિનો ઉપયોગ સમાજશુદ્ધિમંડળોની અને શાંતિસૈન્યોની દોરવ-
ણીમા થાય, એમ જરૂર ઇચ્છુ, પણ તે બધુ જાતે આચરીને મૂક-
ભાવેજ અસરકારક થશે એની મને ખાતરી થઈ ચૂકી છે આટલુ
અહી હુ મારુ આતરિક મંતવ્ય પણ જણાવી દઉ છુ

— "વિશ્વવાત્સલ્ય" 'પ્રશ્નોત્તરી' તા ૧-૨-૧૯૫૪

## સાધુસંસ્થા દ્વારા ભિક્ષામાં ક્રાન્ત

(પત્રાંશ) આજકલ ઇસ ચાતુર્માસમે તો અભીતક સવર્ણ
માને હુએ ઘરોસે (ભિક્ષા) લેતે રહે હૈં-રાજપૂત, દર્જી, નાઈ, બ્રાહ્મણ
ઓસવાલ, સુથાર, કઠેરા, આદિકે ઘરોસે લેતે રહે હૈં। અબ આગેકા
કદમ ઉઠાનેકા વિચાર હો રહા હૈ કિ હરિજન, મોચી, બલાઈ, ભાભી
રેગર, ધોબી આદિ જાતિયોંમે જાકર પહલે ઉન્હે ઉપદેશ દિયા જાય,
ઇન જાતિયોંમે આપસમે એક દૂસરી જાતિસે ભી જો છૂઆછૂત હૈ,

ઉમે મિટાયા જાય તથા ઉન્હે માસ ઔર મદ્યપાનકા ત્યાગ કરાયા જાય તભી ગોચરી લેના ઠીક હોગા સ્થાનીય જૈન અભીતક તો બહુત પુરાને વિચારોકે શિકાર હૈ, કઈ બહમ ઔર અધવિશ્વાસોમેં ફમે હુએ હૈં કેવલ રૂઢક્રિયાકાણ્ડો કે કરનેમે હી ધર્મકી ઈતિશ્રી સમઝ લેતે હૈં ”

— એક વિદ્વાન જૈનમુનિ

(ટિપ્પણી) જૈનોમા જ્ઞાતિભેદ છે જ નહી, અલબત્ત, નિર્માસાહાર અને વ્યસનનિષેધ તરફ જૈનધર્મનો સૌથી વિશેષ ઝોક છે, પરતુ બીજી બાજુ કહેવાતા જૈનોમા જ યત્રનિષ્ઠા, ધનવાદીપણુ અને આત્મા વિનાના શરીર જેવા કર્મકાડો વધી ગયા છે ત્યારે માસાહાર અને વ્યસનમા ફસાયેલાં છતા પરિશ્રમ અને પ્રમાણિકતાને ચાહનારા અછૂત ભાઈઓ સાથે પ્રથમથી જ વધુ નિકટ આવવુ પડશે આથી હવે લગારેય વાટ જોયા વિના નિર્માસાહારી ઘરની ગોચરી હરિજનોને ત્યાથી લેવામા તો ગૌરવ માનવુ જોઈએ આમ માનવા છતા જેમણે પોતાની દૃષ્ટિ અભેદમય કરી નાખી છે, અને અહિંસકક્રાન્તિની મશાલ લઈને મોખરે ચાલે છે તેવાઓ જો પોતાના સમાજને સાથે લેવા ખાતર થોડાક વિસામો લે તો તેને હુ ક્ષમ્ય ગણીશ, બાકી જેઓ રૂઢિવશ થયેલાઓની જ વાટ જોઈને ડરીને માનસિક નબળાઈથી બેસી રહે છે તેવાઓ માટે તો અહિંસકક્રાન્તિની આગેવાનીની આજે કોઈ આશા નથી, ભલે પછી તેઓ વિદ્વાન અને આગેવાન સાધુઓ તરીક ઓળખાતા હોય !

— વિશ્વવાત્સલ્ય 'ટપાલ' ૧-૧-૫૬

## જૈનસાધુ અને શુદ્ધિપ્રયોગ

(પત્રાશ) “આજકે યુગમે શુદ્ધિપ્રયોગ કે લિએ ઇસિ પ્રકારકા કદમ ઉઠાના વાસ્તવમેં સ્તુત્ય હૈ। અપને શુદ્ધ વિચારોકા–વત્સલતાકા અસર પડે બિના રહતા નહી। આજકલકે 'હિપ્નોટિઝમ' વિદ્યા કે

જાનકાર એક દૂસરે કે વિચારોંકા આદાનપ્રદાન ઔર પ્રભાવ પડના માનતે હૈં। ૐ મૈયાકી અવ્યક્ત શક્તિકા વ્યક્તરૂપમેં સાક્ષાત્કાર અવશ્ય હોતા હૈ। જપ, ધ્યાન, ચિંતન આદિ દ્વારા શબ્દોંમેં રહી હુઈ મહાન–શક્તિકા સાક્ષાત્કાર હોતા હૈ। શબ્દજ્ઞ વ્યાકરણકારોંને ઈસી લિએ 'બ્રહ્મ' માના હૈ।

— એક વિદ્વાન જૈનમુનિ

(ટિપ્પણી) "આ બન્ને ફકરાઓમાં એક બાજુથી જૈન લેખાતી સાધુસંસ્થામાં ધરમૂળથી અહિંસકક્રાન્તિ માટે તલપાપડ એવી મહાન તાકાતના દર્શન થાય છે સાથોસાથ શુદ્ધિપ્રયોગની અસાધારણ રીતે અવ્યક્ત પ્રગતિ પણ જણાયા વિના રહેતી નથી સદ્ગત બાપુ સાધુસંસ્થા પાસે જે મહાન આશા રાખતા હતા, તે આશા પૂરી કરવામાં જુવાન જૈનમુનિઓના સમર્થના સમૂહ થોડા જ વખતમાં આગળ આવી રહે તો નવાઈ ન લાગવી જોઈએ

— વિશ્વવાત્સલ્ય 'ટપાલ' ૧–૧–૫૬

## જૈન સાધુઓ દ્વારા સમાજશુદ્ધિ અને ધાર્મિકક્રાન્તિ

(પત્રાંશ) "અહિંયા આવ્યા બાદ અમોએ વાણિયા સિવાયની જ્ઞાતિઓ–બ્રાહ્મણ, દરજી, સોની, સુતાર, કસારા, રજપૂત વગેરેમાં પણ ભિક્ષા લેવાનો રિવાજ રાખ્યો છે હાથછડીનો લોટ સહજે મળી જાય છે ખાંડ, લાલ મરચાંવાળું શાક વગેરે બંધ કર્યું છે બીજી બાજુ સમાજશુદ્ધિઆંદોલન શરૂ કર્યું છે, અહીં બાલવિવાહ, વૃદ્ધવિવાહ, વરવિક્રય અને કન્યાવિક્રય બહુ હોવાથી પ્રથમ પ્રથમ એ ચારેનેય બંધ કરનારના હસ્તાક્ષર લઈએ છીએ આવી પ્રતિજ્ઞા ન લીધી હોય ત્યાંથી અમો ઘી અને ગળપણ નથી લેતા પચીસ જણની આવા પ્રતિજ્ઞાપત્ર પર સહીઓ થઈ ચૂકી છે અવિવાહિત કિશોરકિશોરીઓને પણ આમાં સામેલ કરીએ છીએ એવી જ રીતે મૃત્યુભોજનનિષેધ, અકૃત્રિમરીતે સંતતિનિયમન એટલે કે બ્રહ્મચર્યપ્રેરણા તથા વ્યાપા-

રમા બેઈમાની કે અપ્રમાણિક્તાનો નિષેધ કરીએ છીએ જો કે હજુ આમાં સપૂર્ણ સફળતા મળી નથી, પણ વિચારક્રાન્તિ જરૂર થઈ છે. બે વાર વિચારપરિષદ પણ મળી ગઈ જેમા અધિકારીઓ, કાર્યકરો અને વિચારકો ઠીક સખ્યામા મળ્યા હતા વિદ્યાર્થીઆશ્રમ તથા માધ્યમિકશાળા સાથે ઠીક પરિચય સધાયો છે. સ્ટેશનમાસ્તર વગેરે સાથે પણ સપર્ક ઠીક ઠીક થયો છે અમે અમારા જીવનને માટે પ્રતિક્રમણ પણ યુગાનુકૂળ સર્વધર્મીઓને ઉપયોગી બનાવી રહ્યા છીએ. સમિતિઓના નિયમિતતા, વ્યવસ્થિતતા, ઉપયોગિતા, તન્મયતા અને પ્રમાણિક્તા વ ગુણો રાખ્યા છે અમે જાતે પણ સમયપત્રક બરાબર ગોઠવી તે મુજબ વર્તીએ છીએ વારવાર માગલિક સભળાવવાની વ્યક્તિગત રૂઢિ કાઢી નાખી એકજવાર પ્રાય સવારમા સભળાવીએ છીએ પગમા માથુ રગડવાની ને પગે સ્પર્શ કરવાની રૂઢિ ટાળી છે વ્યાખ્યાનમાં ક્રોધ, નિદ્રા, ઝઘડા મટાડવાની વાતોના ખાસ પચ્ચખ્ખાણ કરાવીએ છીએ આપ ત્યાના સમાચાર લખી સૂચન અને પ્રેરણા જરૂર આપશો ”

—એક વિદ્વાન જૈનસાધુ

સાધુસમાજ અને તેમા પણ જૈનસાધુસાધ્વીવર્ગ પાસે મારી જે આશા છે, તેમાં આવા પત્રો, વારંવાર સિંચન કરી જાય જાય છે હુ આવા સાધુસાધ્વીઓને જેમ પોતપોતાના સંપ્રદાયોને ન છોડવાની હિમાયત કરુ છુ, તેમ આવા સપ્રદાયોના સઘોને પણ મારી એ વિનતિ છે કે આવા સાધુસાધ્વીઓને સક્રિય સાથ આપે! જો અર્થકારણ, સમાજકારણ અને રાજકારણની મોખરે ધર્મ નહીં રહે તો ધર્મ અને ધર્મીઓ બન્નેય તૂટી પડશે ધર્મ અને ધર્મીઓને આગળ લાવવા હોય તો સાધુસાધ્વીવર્ગે આવી પ્રવૃત્તિઓના ઊડાણમા જઈ ઊંડા અભ્યાસ કરી સક્રિય દોરવણી આપ્યે જ છૂટકો છે. આ બન્ને પત્રકાર સાધુસાધ્વીજીઓ હાલ ભલે કસબામાં કામ આરંભ્યુ છે, તે કરે, પણ સક્રિય ધર્મના સાચા મૂળિયા ગામડામાં છે, તે વાત

ક્ષણભર ન ભૂલે। ભિક્ષામાં માંસાહારી વર્ગ ભલે ન જાય પણ નિર્માંસાહારી વર્ગમાં હરિજન, મુસ્લિમ, ખ્રિસ્તી, પારસી જેવા પણ ભેદ ન જ રાખે. વિચારકવર્ગો સાથે પણ ચર્ચા ભલે કરે, પણ આચારવર્ગો તો તેમને ગામડાં, પછાતવર્ગો અને કચડાયેલા નારીજાતમાંથી જ મળવાના છે, તે સતત યાદ રાખે.

—વિશ્વવાત્સલ્ય 'ટપાલ' ૧-૯-૫૫

## ભારત સાધુસમાજનું મહત્ત્વ અને તેના કાર્ય અંગે પ્રેરણા

(પત્રાંશ) ભારતસાધુસમાજ સંસ્થા સાવ સ્વતંત્ર છે. ભારતસેવકસમાજ જે સાધુસમાજની ઈચ્છા હશે તો તેનું હથિયાર બનશે. સાધુસમાજ, સમાજમાં શુદ્ધિ અને ચારિત્ર્ય ઘડતરનું કામ કરશે. અત્યારે તો સાધુ કોણ તેની ખબર નથી. ભગવાં પહેરે તે બધાય સાધુ ગણાય છે, તે ભિખારી હોય કે ચોર હોય, મૂર્ખ હોય કે અજ્ઞાન હોય, તે બધાય સાધુ ગણાય છે. તેમ જ હાલ તેમની પાસે આપની જેમ સામાજિક કાર્યક્રમ નથી હોવાથી સંપ્રદાયના વાડામાં રહ્યા રહ્યા ઘુરકયા કરે છે અને કજિયા કરે છે. તેમને માટે સમાજસેવાનું એક સર્વસામાન્ય ક્ષેત્ર ઊભું થવું જોઈએ. એ ક્ષેત્ર સાધુસમાજ તૈયાર કરશે. સાધુસમાજને કોઈનાયે બંધનમાં રહેવાનું હોય નહીં, છતાં તેને ગૃહસ્થોના સહકારની જરૂર પડશે. સાધુસમાજ જે કાર્ય ઉપાડે તેની આર્થિક જવાબદારી તો ગૃહસ્થોની હોય એટલા માટે એક સલાહકારસમિતિ પણ સ્થપાય. તેમાં બધા ગૃહસ્થો હોય. સાધુઓને સલાહ આપનાર ગૃહસ્થો શી રીતે હોય? એટલે તે સમિતિનું નામ બીજું રાખવું.

—ભારતસેવકસમાજના મુખ્ય સંયોજક

(ટિપ્પણી) ભારતના નિયોજનખાતાના પ્રધાન શ્રી ગુલઝારીલાલ નંદાને ભારતસેવકસમાજની રચના પછી ભારતસાધુસમાજની રચનાનો પણ વિચાર આવ્યો. મહારાષ્ટ્રના સંતતુકડોજી આ માટેના સંકલનાકાર બન્યા. ભારતસાધુસમાજના અનુસંધાનમાં ગુજરાતની શાખાનો

વિચાર હવે થવા લાગ્યો છે. વાર્તિકરમાં આને માટે એક નાનું સંમેલન ગામડામાં મળી ગયું તે અંગેના પત્રો આવતા મે મારા વિચારો લખી મોકલ્યા હતા. તેના સંદર્ભમાં આ પત્રોત્તર છે

આજના ભારતને સાધુવર્ગની અનિવાર્ય જરૂર છે. બાપુ ગયા પછીનું-ભારતીયપ્રજાના વ્યવહારમાં આધ્યાત્મિકતા લાવવાનું-કામ એ સારી પેઠે કરી શકશે બાપુએ સત્ય અને અહિંસા દ્વારા ભારતના રાજકારણમાં સ્વતંત્રતા લાવી આપી પણ ભારતના અને દુનિયાના રાજકારણમાં સ્વચ્છતા લાવવાની હજુ બાકી છે. સ્વરાજ્ય પછી કોમી રમખાણમાં હોમાવા બાપુ નોઆખાલી દોડી ગયા હતા, તેમ રાજકીય-પક્ષો દ્વારા થયેલા, થતા અને થનારા તોફાનોમાં હોમાવા તથા ટોળાશાહીમાંથી સાચી જનતાને અલગ પાડવા સાધુવર્ગે સર્વશક્તિઓથી દેશભરમાં પ્રથમ કામે લાગવું પડશે આટલું થયા વિના કોઈ રચનાત્મક કામ થવાનું નથી, થશે તો ટકવાનું નથી, સંન્યાસીઓ અને ગૃહસ્થો બન્નેય પરસ્પરાવલંબી છે આથી સંન્યાસીઓ ગૃહસ્થસંસ્થાઓના પ્રેરક રહે અને ગૃહસ્થસંસ્થાઓ સંન્યાસીઓની સલાહકારક રહે એમા કશો વાંધો નથી એ વાત યાદ રહેવી જોઈએ

(૧) દરેક સાધુ પોતપોતાના સંપ્રદાયમાં કે અલગ અલગ ભલે રહે તેમની કોઈ સંસ્થા બનાવી નવો વાડો ઊભો કરવો જરૂરી નથી એમ કરવાથી લાભ કરતા હાનિ જ વધુ થવાનો સંભવ છે આથી સમન્વય કરવો હોય તો ભારતસાધુસમાજ નામ નહિ 'ભારતસાધુ સહાયકમંડળ રચવું, જેમા આખા દેશમાના વધુમા વધુ દસ સભાસદો હોય; તેઓ જાતે આચરણ કરી તેની વિગતોથી દેશને પરિચિત રાખે (૨) દેશને આનો પરિચય રખાવવામા મદદ કરનારી દસેક સભાસદોની કમિટી દેશભરમાના અગ્રણીઓની હોય દેશના અને દુનિયાના પ્રત્યેક પ્રશ્નથી તેઓ સાધુવર્ગને પરિચિત રાખે અને ભારતના સાધુવર્ગના કામનો દેશ અને દુનિયાને પરિચિત કરાવે સમાજ જેટલો ઊંચો

જશે તેટલો જ સાધુવર્ગ ઊભો મળવાનો છે, આજના સાધુસમાજનું ધરમૂળથી જે સંસ્કરણ કરવાનું છે તે આથી થશે. આને લીધે ખોટા અને સાચા બન્ને પ્રકારના સાધુઓ જુદા જુદા તરી રહેશે. સાચા સાધુઓ સમાજમા માન્ય થવાથી સમાજનું નૈતિક અને આધ્યાત્મિક બળ આપોઆપ વધી જશે, મારી સાધનાનો વિચાર કરું છું તો નમ્રપણે કહેવું જોઈએ કે, મારે કદી સમાજસેવાનું ક્ષેત્ર ગોઠવવું પડયું નથી, આપમેળે તે આવી પડે છે જ. આત્માના સર્વાંગી વિકાસમા માનીને જેઓ વફાદારીપૂર્વક સત્ય સાથે લાગ્યા રહે છે તેમને કદી સામાજિકસેવાનું ક્ષેત્ર ગોઠવવું પડશે નહી. જેઓ તેનાથી દૂર ભાગશે અને ગુણો એને ઘેરી વળશે. આવી સેવામા આર્થિક પ્રશ્નની ચિંતા કરવી નહી પડે, ધાર્મિક લોક જ તેની ચિંતા કરવા નહી કે જાતે, આ નિમિત્તે વધુ પડતો ધનનો ફાળો એકઠો કરવા રખે લલચાતા! વધુ ધનથી કામ તો નહી થાય, પણ ઊલટા ઝઘડા વધી જશે

વિશ્વવાત્સલ્ય 'ટપાલ' તા ૧૬-૧૦-૫૬

## સાધુસંઘની પ્રગતિનો આધાર

(પત્રાંશ) "આપ ઇચ્છો છો તે દિશામા (સાધુસંઘને) લઈ જવાની ઇચ્છા ધરાવીએ તો પણ તે કઈ રીતે કરવું? તે પ્રશ્ન છે અને (તેમ) કરવાની રીત પણ એકત્ર થનાર વ્યક્તિઓની શક્તિના માપ ઉપર તો રહેવાની જ ને! ઉદારદૃષ્ટિવાળી અને વધારે શક્તિશાળી વ્યક્તિઓ જેટલો વધારે પ્રત્યક્ષ ભાગ લે તેટલું સંઘનું બળ વધે"

—મહાગૂજરાતસાધુસંઘના મંત્રીજી

(ટિપ્પણી) તાજેતરમા મહાગૂજરાતસાધુસંઘનું વિસનગર મુકામે ચોથું અધિવેશન મળ્યા પછી મેં થોડા મુખ્ય મુદ્દાઓ તરફ મંત્રીજીનું ધ્યાન ખેંચેલું તે મુદ્દાઓ આ હતા –(૧) સૌથી પ્રથમ તો આપણે સ્ત્રીઓ, પછાતકોમો અને બિનકોમવાદમાં પૂરેપૂરો પ્રાણ રેડવા માગીએ છીએ ખરા? (૨) મૂડીવાદની સીધી કે આડકતરી ઓથ ન લેતા

નડિયાદમાં કેટલાક હરિજનો ઉપાશ્રયમાં આવતા હતા જ્યાં બધાની માગણી હતી. એટલે એમનાથી વીનવનાનું આમ ત્રણ સ્વીકારી હું હરિજનવાસમાં ગયો. એટલે ત્યા જૈન વૈષ્ણવોએ પણ ભાગ લીધો હતો

ઘણા સ્થળે ત્યા આ પ્રશ્ન ઊભો થાય અને ત્યા સવર્ણનુ અને એમનુ બન્નેનુ મને આમત્રણ થાય ત્યા હુ પહેલુ એમનુ સ્વીકારુ, એ અહીંના લોક જાણે જ છે પ્રશ્નકાર પણ જાણી લે કે હુ, જે હરિજનો નિરમાંસાહારી અને સ્વચ્છ રહે છે, તેમના ઘરની ભિક્ષા લઉ છુ, તેમના વાસમાં પણ નિવાસ કરુ છુ પ્રવચન તો ગમે તે સ્થળે એમની પાસે જઈને પણ આપવામાં હરકત નથી હોતી

પ્રશ્નકાર ભાઈને કહુ કે અહી હરિજન લાવો જ, એવો આગ્રહ મારાથી ન રખાય હુ બીજા સાધુઓને પણ અહી લાવુ તે પહેલા આ મકાનના ટ્રસ્ટીઓ કે માલિકની મારે રજા લેવી, એ ન્યાયયુક્ત છે. પરતુ તેઓ મને ત્યા જતા અટકાવી શકે નહી કારણ કે સ્થાન એમનુ છે, મારો સિદ્ધાત એમનો નથી જો એ સમજીબૂઝીને હરિજન ભાઈઓને પોતાની સાથે બેસાડે તો હુ ખૂબ રાજી થાઉ, એ હરિજન-ભાઈ બહાર મને સાભળવા ઇચ્છે તો હુ બહાર બેસી એમને સભળાવવામા પણ ખુશ થાઉ અને એ પોતાના વાસમા મને બોલાવીને પ્રેમથી સાભળવા ઇચ્છે તો ત્યાં પણ જઉ તેમને અન્યાય થાય ત્યા મે જેમ ઉપર માતાઓના સબધમા કહ્યુ, તેમ તેમને ન્યાય મળે, એ રીતે મારો એમના અન્યાય માટે સક્રિય વિરોધ જ હોય!

દુખની વાત એ છે કે સમાજમા સ્ત્રી અને શૂદ્ર પ્રત્યે જે સમભાવ હોવો જોઈએ, તે હજુ નથી ત્યારે જ આવા સવાલ ઊભા થાય છે અને એમા ધર્મની ખામી છે એ ખામી અહિંસાને માર્ગે જ જશે. હૃદયપલટો ભલે ધીમે ધીમે થાય, છતાય મને એ માર્ગમા સપૂર્ણ વિશ્વાસ છે

—'પ્રશ્નોત્તરી અને પ્રાસગિક' પા ૯૩.

## સાધુઓનુ તેજસ્વી સગઠન અને કાર્યદિશા

કહેવાતા સ્થાનકવાસીવર્ગને એકસૂત્રે આકળવા માટે અજમેરમા, અને કહેવાતા દેરાવાસીવર્ગને સારુ અમદાવાદમા એમ જુદા જુદા બે મહાસમ્મેલનો યોજાઈ ગયા અખવારો ગ્રન્થમા આવ્યા જ્યા-લગી મૂડીદાર વર્ગનુ ધર્મસસ્થાઓમા વર્ચસ્વ છે ત્યાલગી સાધુસાધ્વી-ઓનુ સગઠન અશક્ય છે ચાલુ સાધુસાધ્વીઓના નબળા એકઠા કરવાથી કશુ જ ન સરે મને અનુભવને અતે એમ જણાયુ છે કે જે જે વ્યક્તિ પછી તે સાધુ હો કે સાધ્વી હો, ગૃહસ્થ પુરુષ હો કે સ્ત્રી હો તેણે એ મૂડીવાદ અને શોષણ પર ટકતા સમાજપ્રવાહથી દૂર રહી પછાત અથવા નીચી ગણી કાઢેલી પ્રજામા ઓતપ્રોત થવુ અને પોતાના અગત જીવનવિકાસ સાથે તેમને પણ ઊચે લઈ જવી શરૂઆતમા રૂઢિચુસ્ત લોકો વિરોધ કરશે, તેને સહી લઈને આ માર્ગે ચાલ્યા જવુ ધીરજ, સયમ અને સહનશીલતા સાથે આગળ ધપતી તે તે વ્યક્તિ કે વ્યક્તિઓ પાછળ મોટાભાગનો સમાજ ખેચાશે અને પરિણામે જે સ્થિતિ પેદા થશે તેમાથી સમન્વયવાદરૂપી ધર્મોનુ એકમ સર્જાશે એવા એકમને માટે રાહ જોઈ કોઈએ બેસી ન રહેતા આજથી જ એ કામમા લાગી જવાનુ છે

—વિશ્વવાત્સલ્ય 'ટપાલ' તા ૧-૭-૪૮

## સાચા સાધુઓ ભેદભાવોને નાબૂદ કરે છે

જે સાચા સાધુઓ હોય છે તેમની વિચારસરણી એક જ પ્રકારની હોય છે સાચા સાધુની દૃષ્ટિમા આ ઊચા, આ નીચા, આ ભગી, આ બ્રાહ્મણ કે આ હિંદુ કે આ મુસલમાન એવો ભેદ હોતા નથી તે પ્રાણીમાત્રને ઈશ્વરનુ સર્જન માને છે સાધુ કોઈ એક સપ્રદાય, ધર્મ કે વર્ગના હોતા નથી તે કોઈ એક દેશના હોતા નથી આખુ જગત તેનુ છે જે એકનો છે તે સાધુ નથી સમાજ આજે માનવતા ચૂકી ગયો છે, તેવે સમયે સક્રિયમાર્ગદર્શન આપવા

તેમજે સમાજ વચ્ચે આવવું જોઈએ કોઇ પણ વ્યક્તિ સમાજને નિચે ઉઠાવ્યા સિવાય વિકાસ નહી કરી શકે દુનિયામાં અજ્ઞાનતાથી જ ઝઘડા થાય છે. એ અજ્ઞાનના મટાડવાનુ કામ સાધુઓનુ છે હિંદુ-મુસ્લિમ હુલ્લડ એ અજ્ઞાનતાનુ પરિણામ છે .

—વિશ્વવાત્સલ્ય પ્ર નોંધ તા ૧-૨-૪૯

## ભારતસાધુસમાજ અને સાધુસંગઠનમાં મૂળતત્ત્વ

(પત્રાંશ) સાધુસમાજ કોઈ સંસ્થાના સંદર્ભમાં થાય જ નહી 'ભારતસાધુસમાજ' એક અલગ સંસ્થા જ સ્થપાય તેને અને ભારતસેવકસમાજને કે કોંગ્રેસને કાઈ સંબંધ નહી એક બીજાને સહકાર આપે એક બીજાની મદદ લે કોઈ પણ રાજકારણીયપક્ષાપક્ષીમા સાધુસમાજ ન પડે ફક્ત પ્રજામા ધાર્મિકવૃત્તિ વધે તેનુ (પ્રજાનુ) ચારિત્ર્ય ઘડાય અને સમાજશુદ્ધિ કે વ્યવહારશુદ્ધિ દ્વારા પ્રજામા પ્રેમ-મયવ્યવહાર સ્થપાય એવી પ્રવૃત્તિ સાધુસમાજે કરવી જોઈએ પંચવર્ષીય યોજના દ્વારા સરકાર ગમે તેટલા ધનથી જે નહીં કરી શકે તે સાધુસમાજ કરી શકશે, સાધુસમાજ સ્થાપવો અને જુદા જુદા સાંપ્રદાયિક સાધુસંતોને એકમંચ ઉપર એકઠા કરવા મુશ્કેલ કામ છે છતા પ્રયત્ન ચાલે છે

—ભારતસેવકસમાજના પ્રમુખ

(ટિપ્પણી) આ લખુ છુ તે પહેલા તાજો જ એક ફોટો છાપામા મે જોયો છે જેમા ભારતસાધુસમાજની કારોબારીના સભ્યો, પંડિત જવાહરલાલજી પાસે બેઠા છે લોકસભાનુ સ્થળ, સાધુસંસ્થા તથા કોંગ્રેસ સરકાર તથા પ્રજાના લાડીલા પંડિતજી આ ત્રિવેણીનો સંગમ મનોહર લાગે છે અને તેમાય મજૂરમહાજનવાળા શ્રીનંદાજી એની કડીરૂપ બન્યા છે, ત્યારે મારા મનને વધુ ગમે છે એમા ગ્રામપ્રતિનિ-ધિત્વ અને રચનાત્મકકાર્યકરપ્રતિનિધિત્વ, એ બે તત્ત્વો ખૂટે છે મારે મન આ ખોટ ન પૂરાય તો આ મનોહર અને વધુ મનોહર ચિત્ર અધૂરુ લાગે છે, એટલુ જ નહી બલકે જોખમી પણ લાગે છે

સંત તુકડોજી મહારાજ ભૂદાનકાર્ય જોરશોરથી કરે છે તો એમાં શું રચનાત્મકકાર્યકર પ્રતિનિધિત્વ આવી ગયું ન ગણાય? એમ માનીએ તો તો મૂળભૂત ગ્રામપ્રતિનિધિત્વનો અભાવ મને વધુ ખટકે અને આ અભિપ્રાય સંગમ વધુ જોખમી લાગે.

સાધુસંગઠન દેશભરનું થાય કે નોખા નોખા સંપ્રદાયોનું આંતરિક થાય અથવા સર્વસંપ્રદાયોનું સ્વતંત્રરીતે સંગઠન થાય, પણ જો સંગઠન પાછળનું પ્રેરકબળ આધ્યાત્મિક ન હોય તથા જેના પાયામાં નવાં મૂલ્યો રચવાની આમજનતામાંથી પેદા થયેલી અહિંસકક્રાન્તિની ધગશ ન હોય તો તે સંગઠન આજે લાભને બદલે હાનિ જ વધુ કરશે, આથી હું પવિત્ર ગ્રામસંગઠનના સંદર્ભ વિનાનાં બધા જ જૂનાં નવાં સંગઠનોને સાંસ્કૃતિક નજરે હાનિકારક જોઈ રહ્યો છું. મારી નમ્ર માન્યતા એ છે કે સાધુસમાજ આગળ ગ્રામસંગઠનમાં કાર્ય કરવાની મુખ્ય તકની વાત મૂકું, આખો સમાજ એને નહીં ઝીલે તો 'એકલો જાને' એ સૂત્ર લઈ જેને સૂઝે તે એ વાતમાં ખૂંપી જાઓ. નહીં તો પેલી રાજકીયપતાપતી વિનાનું એવું ક્ષેત્ર રહી શકવાનું નથી. રચનાત્મકકાર્યકર, કોંગ્રેસ તથા સરકારી કર્મચારી તેમજ નગરના અને ગામડાંના પ્રત્યેક માનવાને પણ મારી આજ વિનંતિ છે.

— વિશ્વવાત્સલ્ય 'ટપાલ' ૧૬-૮-૫૬

## ચાતુર્માસ-નિવાસ, રાષ્ટ્રસેવા અને જૈનમુનિ

પ્ર૦ આપ જૈનમુનિ હોવા ઉપરાંત રાષ્ટ્રસેવક છો. સેવકને સેવા કરવી હોય તો ગામે ગામ ફરવું જોઈએ, તે રીતે આપ ફરો છો, તે બરાબર છે પણ ચોમાસામાં ચાર ચાર માસ એક જ જગ્યાએ રહો છો તે આપના રાષ્ટ્રસેવાના કામમાં વિક્ષેપરૂપ નથી?

ઉ૦ જૈનઆગમોના અભ્યાસીઓ જરૂર સહેજે જાણી શકે છે કે જૈનમુનિ અને રાષ્ટ્રસેવા વચ્ચે કોઈ પણ વિરોધ નથી,

ઊલટુ જૈનમુનિને તો પ્રાણીમાત્રના પિયરરૂપ બનવાનું હોય છે. અલબત્ત, જનસેવા સાધુવેશ વચ્ચે વિરોધાભાસ હોય, એવી માન્યતાએ જોર પકડ્યુ હતું, પણ હવે તે માન્યતા અસ્ત પામતી જાય છે, પામવી જ જોઈએ મને લાગ્યુ છે કે જૈનશાસ્ત્રો માને છે "સત્યમા વિશ્વ સમાય છે, માટે સત્યની આજ્ઞામાં રહેવાથી વિશ્વની જનેતા બની શકાય છે અને રાગદ્વેષથી મુક્ત પણ થઇ શકાય છે" આ દૃષ્ટિએ હુ પથ ખેડી રહ્યો છુ માણસ ઇચ્છે તોય અષાઢ સુદ એકમથી ભાદરવા વદ ૦)) લગી ફરી શકાય તેવી સગવડ નથી હોતી વળી સાત આઠ માસના સતત પર્યટન, પ્રવૃત્તિ પછી એવી નિવૃત્તિની જરૂર પણ હોય છે એટલે હેઠેક માસ વધુ રહીને પણ એકદરે ચાતુર્માસનો નિયમ પાળવો સારો છે મારે પોતાને સારુ કહુ તો જે પ્રયોગને સારુ હુ વર્ષોથી ઝખુ છુ, તેના ઊંડાણ અને વ્યાપકતા માટે આવાં ચાતુર્માસો બહુ ઉપયોગી સિદ્ધ થયા છે ચાતુર્માસ દરમ્યાન કેટલાક વર્ગો અને કામો એવી રીતે યોજાય છે કે તે કાળ નકામો ગયો જણાતો નથી. અહીના આ વખતના સાવરકુડલાના ચાતુર્માસનુ જ કહુ તો કિસાનોનો વર્ગ, ભાલનળકાંઠાકાર્યકરોનો વર્ગ અને કુડલાગ્રામસેવામડળનો વર્ગ એમ ત્રણ તો વર્ગો ભરાયા કેટલાક સંમેલનો યોજાયા. મુબઈ સૌરાષ્ટ્રના કેટલાક પ્રધાનોની પ્રાસગિક મુલાકાતો થઈ. શેત્રુજીકાંઠાપ્રાયોગિકસઘની રચના થઈ અને તેમની પ્રેરવણી નીચે કૃષિવિકાસ મડળ, ગોપાલકમડળ, ગૃહગ્રામોદ્યોગમડળોની રચના આકાર પામી રહી છે અહી કસબાના નાના વેપારીઓનુ પણ નૈતિક પાયા ઉપર મડળ રચાવા વકી છે ગોહિલવાડ હરિજનવિકાસમડળની પણ રચના થઇ છે અહીના સ્થાનિક ભાઈઓ, બહેનો, નાગરિકો, બાળકો, વિદ્યાર્થીઓની છૂટક સભાઓ ઉપરાત સામાન્ય રીતે તો રાત્રિના અને પ્રભાતના પ્રાર્થનાપ્રવચનો રહેતા હોઇ બાકીનો સમય બહારનાં અને બીજા કાર્યોમા અપાતો હોય છે જે થોડી ઘણી નિવૃત્તિ મળે છે, તે કરતાય હજુ વધુ નિવૃત્તિના ખોરાકની પણ જરૂર

લાગે છે અહીંના રાત્રિપ્રવચનોમાં ગીતા, રામાયણ, સર્વધર્મો અને અને પ્રશ્નોત્તરી વગેરે અનેક વિષયો છણાયા. સ્થાનિક ભાઈબહેનો સાથેનો આવો પ્રવચન સંપર્ક પણ ભાવિ સમાજરચનાના કામમાં ઘણો ઉપયોગી થઈ પડતો હોય છે. ઘણા ચાતુર્માસોના એવા રસિક અનુભવો નોંધું છું કે પાયાના સવાલ તે સંપર્કમાંથી જ અનાયાસે મળી જતા હોય છે. અહીંનું ચાતુર્માસ પણ—અહીંના સેવકોનો પ્રયોગ ક્રિયાના કામમાં ઘણો ઉપયોગ થયો તે રીતે, એટલે—સફળ થયું. મને તો એમ પણ લાગ્યું છે કે માત્ર ફરફર કરવાથી કે માત્ર એક ઠેકાણે રહી રહેવાથી 'વિશ્વવાત્સલ્ય'નો પથ નથી ખેડાતો. એ પથમાં તો ફરવું પણ જરૂરી છે ને બેસવું પણ જરૂરી છે. મને તો પગપાળા પ્રવાસમાં ય ઘણી ખૂબીઓ જણાઈ છે અને મારી દૃષ્ટિએ આજે જે વર્ગો છે, તે વર્ગો માટે તો પગપાળા પ્રવાસ અને ભિક્ષાચરી બન્ને આ ગાળે ઘણા સાધક બની ગયા છે.

વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા. ૧-૧૨-૫૩

## સેવાયોગ સાધુ કે દીક્ષાયોગ?

પ્ર૦ હું એક એક વિદ્યાર્થીની છું. મેં ઇન્ટર સાયન્સની પરીક્ષા આપી છે. ડૉક્ટર થવા માગું છું. પરંતુ ધાર્મિક સંસ્કાર અને શાસ્ત્રવાચન પછી મને થયું કે ડૉક્ટર થઈ શારીરિક સેવા કરું તેના કરતાં સાધ્વી થઈ—જાતે આધ્યાત્મિકતાથી પુષ્ટ બની—બીજાઓની આત્મસેવા કરું તે વધુ ઠીક નથી? અલબત્ત, દીક્ષા લેતાં પહેલાં મારે યોગ્ય ગુરુ અને ઉદાર સંપ્રદાયની શોધ કરવી પડશે, પણ તે પહેલાં આપનો બન્ને પ્રકારનો અનુભવ હોવાથી પૂછવાની ઇચ્છા થઈ, આપ આ વિષે મને તુરત માર્ગદર્શન કરાવો કે મારે શું કરવું?

ઉ૦ જે લોકો શારીરિક, માનસિક અને આધ્યાત્મિક એમ સેવાના ભેદો પાડે છે, તેમની એવી માન્યતામાં હું સંમત નથી. "આત્મવત્ સર્વભૂતેષુ"ની દૃષ્ટિ એ જ સેવાનું રહસ્ય છે, જેમ આપણા

સચેતન શરીરમાં લાગણી સર્વ સ્થળે છે તેમ સેવાયોગી પુરુષ સર્વત્ર ચેતના જોઈ, તેની એકેએક ક્રિયામાં સહજ સેવા હોવાની જ કહેવાય છે કે સંત સગુણાબાઈની લોટ દળવાની ક્રિયામાં પણ યોગેશ્વર કૃષ્ણને હરીફાઈ કરવાનું આકર્ષણ થતું કબીરસાહેબ ચાદર વણતા વણતા ઈશ્વરને એ ચાદરમાં જોઈ શકતા. સગાળશાહે પતિયલ ભિક્ષુમાં અલૌકિક સૌંદર્ય જોયું ગાંધીજીએ ગોડસે દ્વારા છૂટેલી કાતીલ ગોળીમાં પણ રામ જોયા, આમ જો પ્રાણીજાત પ્રત્યે તમારી સેવાલગન હોય તો તમે ડૉક્ટર થઈને સેવા કરો કે સાધ્વી થઈને સેવા કરો, એ બે વચ્ચે ખાસ ભેદ નહિ લાગે ભાગવતની પરિભાષામાં કહું તો ઈશ્વર તો સર્વ સ્થળે છે જૈનતત્ત્વજ્ઞાનની પરિભાષામાં કહું તો જેમ જ્ઞેય સર્વત્ર છે, તેમ જ્ઞાન પણ સર્વત્ર છે જો જ્ઞાનના દર્શન સર્વ સ્થળે થતા હોય અને કીડીને જોવામાં જ્ઞાન જુદુ અને કુંજરને જોવામાં જ્ઞાન જુદુ, એવા ભેદ ન હોય તો પછી શરીરસેવા અને આત્મસેવાના ભેદ સેવાયોગમાં શાના? અલબત્ત, આપણે વ્યક્તિની રીતે એમ પૂછી શકીએ કે હું કઈ પદ્ધતિથી સેવાયોગ સાધું? આનો છેલ્લો જવાબ તો પોતાનું જ અંતઃકરણ જે કહે તે જ કરો મદદ માટે મારા વિચારો હું જરૂર રજૂ કરું મારા વિચાર મુજબ આજે દીક્ષાયોગમાં ઝુકાવવા કરતા પ્રથમ તો જરૂરિયાતોમાં સ્વાશ્રયી થઈ જવું એકવાર એવો હુન્નર સાધી લેવો કે જેમાં પોતાનું ભરણ–પોષણ થાય જો એ હુન્નર રાષ્ટ્રોપયોગી હોય તો વળી સોનામાં સુગંધ ભળી ગઈ એવા કામમાં ખૂપી જવાથી સ્વસેવા અને પરસેવાનો મેળ પડી જ જાય છે આ પરથી મને લાગે છે કે ડૉક્ટર થવાની તમને ઉત્કંઠા હોય તો જરૂર પાર પાડો સાદાઈ સંયમ અને શ્રદ્ધા વધારો આટલું થયા પછી જો દીક્ષા અનિવાર્ય લાગે તો જરૂર લેજો બાકી આજે દીક્ષા લેશો તો કાં તો છોડવી પડશે અને કાં તો નીતિશિથિલલોકોરૂપી જેલરોની નીચે જિંદગીની જેલ વેઠી આયુષ્ય પૂરું કરવું પડશે એકવાર કૌમાર્યમાં જ સ્વાશ્રય કેળવો અને તેજસ્વિતા મેળવો, પછી જ્યાં જશો ત્યાં તમારા બચપણના સંસ્કારો તમને ઉંચે

લઇ જાય અને સમાજોપયોગી જીવન જિવાડે

—'વિશ્વવાત્સલ્ય' પ્રશ્નોત્તરી' ૧૬-૬-૫૧

## જૈન સાધ્વીદીક્ષા અને જવાબદારી

" સામાન્ય રીતે છોકરીઓની ૧૭થી ૨૫ વર્ષની ઉમ્મર એ તેમના વિકાસનો—શારીરિક તેમજ માનસિક વિકાસનો—સમય, એ દરમિયાન તેમના શરીરમા પણ ભારે ફેરફારો થાય છે અને તેમા ઘણી તકલીફો પણ થવા પામે છે વળી દીક્ષા લેવાનો ચોક્કસ વિચાર હોય તો પણ એ જાતનુ વ્રત ગ્રહણ કરતા પહેલા તે પ્રમાણે આચરણ કરી તેમા જીવન પલોટાવવુ એ આવશ્યક છે છોકરીનો સાચે જ સાધુજીવન માટે આગ્રહ હોય તો ગૃહસ્થજીવનમા તેણે સાધુના આચાર પાળવા જોઈએ અને કુટુબીજનોએ તેને અનુકૂળતા કરી આપવી જોઈએ પચીસ વર્ષ સુધી એ જાતનુ (ત્યાગી) જીવન સારી રીતે પાળતા વ્યક્તિને અને સૌને વિશ્વાસ બેસે કે કશી મુશ્કેલી વગર સાચા દિલથી સાધુજીવન પાળી શકશે આજે તો કાચી ઉમ્મર, અભ્યાસનો બિલકુલ અભાવ અને દીક્ષા આપવામા તો નર્યો ઘોર અત્યાચાર જ દેખાય છે તેમા વ્યક્તિનુ તો પતન છે જ, પણ સમાજ અને ધર્મસસ્થાનુ પણ મને તો પતન જણાય છે આજની જરૂરિયાત તો આસક્તિ અને મોટાઈની લાલસા વિના સમાજસેવાનુ કાર્ય કરનાર સેવકોની છે જેઓ પોતાની જાત ભૂલીને સૌના હિતનુ કામ કરે અને એ માર્ગે પોતાના આત્માનુ કલ્યાણ કરે આજે તો જનક અને કૃષ્ણ જેવા નિરાસક્ત ગૃહસ્થીઓની જરૂર છે સમાજને એ રસ્તે વાળવો જોઇએ સાધુસમુદાયે સાધુવર્ગ તરફ પ્રજાની ભાવના જીવતી રાખવી હોય તો તેમણે સકુચિતવાડામા ગતાનુગતિક ચાલે ચાલવા કરતા સમાજહિતના કામમા લાગવુ જોઈએ અને સમાજને સાચુ ભાન કરાવવુ જોઇએ આજે તો જૈનસમાજ જે રસ્તે જઈ રહ્યો છે, તે જોઈ દિલ કકળી ઊઠે છે એટલે મનનો ઉભરો કાઢુ છુ આપ યોગ્ય

દિશા સૂચન કરશો. એમ માનું છુ”

—ગુજરાતના એક પ્રત્યક્ષ દીક્ષાદર્શીની વ્યથા

પત્રલેખક પોતાના જાતઅનુભવથી જે હાર્દિક ઉદ્દગારો કાઢ્યા છે તે પરત્વે ચોક્કસ પ્રકારના જૈનવર્ગનું હુ નમ્રપણે ધ્યાન ખેચુ છુ મને એ પણ જાણ છે કે આજનો જૈનસાધુવર્ગ સામુદાયિકરીતે કોઈ પણ સાચી ક્રાતિ કરી શકે, તેવી સ્થિતિમા રહ્યો નથી, એથી જ હુ સમજુ જૈનશ્રાવકશ્રાવિકાઓ પાસે વધુ આશા રાખુ છુ જે ભાઈબહેનો જૈનોના બધા સપ્રદાયોની એકતાભરી વ્યાપક જૈનસાધુતામા રસ લે છે, તેમને માટે તથા એવા વ્યકિતગત સાધુસાધ્વી માટે હુ 'વિશ્વવાત્સલ્ય'માં હમણા હમણા ઘણી જગ્યા રોકુ છુ જૈનસાધુતા પ્રત્યે પણ મારી આદરભરી આસ્થા ટકી રહી છે સમૂહનો સમૂહ ધર્મક્રાતિ ન કરે ત્યા લગી તેવા ચુનદા સાધુસાધ્વી શ્રાવકશ્રાવિકાઓએ સમૂહશુદ્ધિની એકી સાથે મથલામણ રાખ્યા વગર અને હમણા નવી દીક્ષાઓમા ઈશિતાપૂર્વક રસ લીધા વિના વિશાળ અને વ્યાપક ભાવનાની સાથે આજના વિશ્વપ્રશ્નોમા સાચા જૈનપ્રેમીઓએ ખૂપી જવુ જ જોઈએ, એમાથી જ આપોઆપ જનક, કૃષ્ણ, જાનકી અને કુંતી નીકળશે, તેમજ કાલિકાચાર્ય, સ્થૂળભદ્ર, હેમચદ્રાચાર્ય અને મદનરેખા તથા ચદનબાળા જેવા લોકસંગ્રહી સાધુસાધ્વીઓ પણ તરીને ઉપમી આવશે, એમા મને શકા નથી જરૂર છે માત્ર પ્રમાણિક, ઊડા અને વ્યાપક પુરુપાર્થની!

—વિશ્વવાત્સલ્ય 'ટપાલ' ૧૬–૪–૫૩

## બાલદીક્ષા કે અયોગ્યદીક્ષા અટકાવવાનો રચનાત્મક માર્ગ

આ વાત નિર્વિવાદપણે સૌએ સ્વીકારવી જોઈએ કે આ દેશમા જો અહિંસક સમાજરચનાનુ નિર્માણ અને નિર્માણ પછી તેનુ કાયમી વહેણ ચાલુ રાખવુ હશે તો સન્યાસીસસ્થા અનિવાર્ય છે 'જેવો

સમાજ, તેવા સંન્યાસી,' એ કહેવત પ્રમાણે સમાજમાં જવાબદારી નહીં સમજવાની અને નૈતિક ધોરણ નીચું ગયાની જે ફરિયાદો છે, તે જ ફરિયાદો સાધુસંસ્થા માટે પણ છે બાલલગ્નના હિમાયત અને વિરોધ કરનાર બન્ને જેમ સમાજ માટે છે, તેમ બાલદીક્ષાના હિમાયત અને વિરોધ કરનાર બન્ને સાધુસંસ્થા માટે છે જ આનો કાયમી ઉપાય તો સમાજનું નૈતિક ધોરણ ઊંચું લાવવામાં જ છે જૈનસમાજની સંન્યાસીસંસ્થા પ્રમાણમાં વધુ સ્વચ્છ છે, એમ છતાં તેમાં સડો નથી, એમ નહિ કહી શકાય એજ સંસ્થાના ગૃહી અને ત્યાગી બન્ને વર્ગો જાગૃત હોત તો કાયદાના પ્રશ્ન જ ન આવત, સરકારી દખલ સામાજિક બાબતોમાં પણ જેમ જેમ વધતી જશે, તેમ સરવાળે માનવસ્વાતંત્ર્ય કચડાવાનું અને પ્રજાની લશ્કરનિષ્ઠા, કાનૂનનિષ્ઠા વધ્યે જવાની, માટે મોટો ભય તો એ જ છે સુયોગ્ય અને સ્વૈચ્છિક નિયમન આવવાથી સાધુસંસ્થા અને સમાજ બન્નેને ફાયદો જ છે સાધુસંસ્થા અને સમાજના લોકમતથી અયોગ્યદીક્ષાઓ અટકે, તેમજ પોતપોતાના ચારિત્ર્યમાં ઉન્નતિ થાય તો જૈનસમાજ પૂરતું તો આ બિલ (બાલદીક્ષાપ્રતિબંધકબિલ) નિરર્થક બની જશે બિલ સામેના ઊહાપોહમાં શક્તિ વેડફવાને બદલે તેને નિરર્થક બનાવી દેવાને રચનાત્મકમાર્ગે જૈનસમાજ વળે, એ જ પ્રભુપ્રાર્થના! આજને ટાંકણે બાલદીક્ષા કે અયોગ્યદીક્ષાની હિમાયતની કોઈપણ દલીલ ટકે એમ નથી સાથોસાથ માત્ર દીક્ષાવિરોધમાં રાચી કે સરકારી કાયદો બનાવી દેવડાવી ઈતિસમાપ્તિ માનવાથી પણ ચાલે તેમ નથી સાચોસાચ સડો દૂર કરવો હોય તો ગૃહસ્થસમાજે રચનાત્મકમાર્ગે સદાચારમાં વધારો કરવો પડશે મને આશા છે કે જૈનોના બધા ફિરકાઓના ચતુર્વિધ-સંઘની બધી સંસ્થાઓ વ્યવસ્થિત રીતે આ કામ ઉપાડી લઈને બિલના શુદ્ધ હેતુઓ બર લાવી, બિલ ન લાવવા સરકારને ફરજ પાડશે

—વિશ્વવાત્સલ્ય તા. ૧૬-૯-૫૫

# મહિલાસમાજનો ઉદ્ધાર અને જૈન સાધ્વીઓ

(પત્રાંશ)—"વિધવાબેનોને માટે કંઈક કરવાની ઈચ્છા થાય છે આજે વિધવાના ઉભયપક્ષનાં વડીલો પાલકને બદલે પહેરગીર બને છે પાલણને બદલે શોષણ કરે છે પરંતુ એક અથવા બીજા પ્રકારે વિધવા બેનોના દુઃખો લખ્યા જાય તેમ નથી તે વિધવા બેનોમા સેવા, શ્રમ અને સાધનાની ત્રિવેણી ભરી શકે તેવા આશ્રમોની અગત્ય છે આવા આશ્રમમા મારી શક્તિ અનુસાર મારાથી બને એટલુ કરવા ઈચ્છુ છુ "

—એક હિંમતવાન સાધ્વીજી

(ટિપ્પણી) દીક્ષા પામેલાં સાધ્વીઓના અંતરમા પોતાની સ્ત્રી-જાત માટે આવી હમદર્દી જાગે એને હુ સર્વોત્તમ ચિહ્ન માનુ છુ. આજે સમાજમા જે ખતરનાક અધોગતિ ઊભી થઈ છે, તે કરતાય એની સામેની સમાજની બેદરકારી તો અત્યત દુઃખ ઉપજાવે છે. સસ્કૃતિની દૃષ્ટિએ ઘેર ઘેર જાગૃતિ આવતા વાર લાગે તે દરમ્યાન સ્ત્રીઓની સસ્થાઓની ખૂબ જરૂર રહેશે બન્ને બાજુથી કામ થવુ જોઈએ (૧) એકએક સ્ત્રીમા જુલ્મો અને હવસખોરીની સામે ઝૂમવાનુ જોમ પ્રગટે અને એ જોમની પાછળ વાત્સલ્ય, સયમ અને સહનશીલતાનો સુયોગ જામે (૨) સાધ્વીએ લખેલી ઉપરની રીત સ્વીકારીને સ્ત્રીસસ્થાઓ સ્ત્રીઓના પ્રશ્નો ઉકેલવા માડે આ કામમા સન્યાસીઓ અને તેમાય જૈનસાધ્વીઓ દિલ લગાડે તો સફળતા વહેલી આવે એમા કોઈ શકા નથી હુ માનુ છુ કે, ઘેર ઘેર જાગૃતિ માટે કોઈ પણ સસ્થા કરતા આ માર્ગ બિનખર્ચાળ અને સરળ છે જૈનોની વસતિ જોતા અને સાધુસાધ્વીઓની આજનીજ સંખ્યા જોતા એક જૈનસાધુ દીઠ માંડમાડ ત્રણસો માણસો ફાળે આવે છે જિદગીના ભાવારૂપ વીસવર્ષમા ત્રણસો માણસનો ગાઢ સપર્ક સાધીને આ સસ્કૃતિની વાત ઠસાવવી એ કાઇ બહુ મોટી વાત નથી આ પત્રલેખિકા

ગાંધીજીની જેમ સૌ વિચારતા થાય તો કહેવાતા ધર્મોને સાચા ધર્મો અહીં જ બનાવી શકાય અને લોહી ગળનારાઓને કર્તવ્યપંથમાં લાવી આપનાર પણ અવશ્ય કરી શકાય, એ વિષે મને કશી શંકા નથી.'

—વિશ્વવાત્સલ્ય 'ટપાલ તા. ૧૬-૧૦-૪૯

## પ્રજામાં બ્રહ્મચર્યની પ્રાણપ્રતિષ્ઠા કોણ અને કેમ કરી શકશે?

(પ્ર) આપણી ભારતીયસંસ્કૃતિનો પાયો મારા નમ્રમતે બ્રહ્મચર્યની પ્રાણપ્રતિષ્ઠામાં છે. આપણે જે આર્થિક અને સામાજિક માર્ગે જંગ આદર્યો છે, તેમાં સત્ય, અહિંસા અને પ્રેમ, એજ આપણાં મુખ્ય હથિયાર છે. બ્રહ્મચર્યની પ્રજાવ્યાપી પ્રાણપ્રતિષ્ઠા નહીં થવા પામે ત્યાં લગી આ હથિયારો મળશે ક્યાંથી અને આ મહાન જંગ જીતીશું ક્યાંથી? અત્યાચારના સમયે ભોગવાદી વિચારસરણીનો પ્રવાહ પડી રહ્યો છે. અયોગ્ય ખાનપાન, કૃત્રિમ રહેણીકરણી અને અકુદરતી સાધનોનો પ્રસાર આવીને ભારતીયસંસ્કૃતિના મૂળ હચમચાવી રહ્યા છે; ત્યારે તેને બ્રહ્મચર્યના ટેકાની પૂરી જરૂર છે. રેંટિયામાં શાન્તિનું દર્શન બાપુજીએ કરાવ્યું છે. ભૂમિદાનમાં નવો પ્રાણ વિનોબાજીને નિમિત્ત પુરાઈ રહ્યો છે, પણ ગ્રામોદ્યોગ તથા આવાં કાર્યોની સિદ્ધિમાં રસ ધરાવનારાઓ, પણ જો બ્રહ્મચર્યની ભાવનાથી પૂરા રંગાયલા નહીં હોય, તો તેમના કામમાં નિષ્ફળતાનો મોટો અને સંપૂર્ણ ભય પડેલો છે. આથી મને લાગે છે કે, નવા મૂલ્યો સાથે બ્રહ્મચર્યની પ્રાણપ્રતિષ્ઠા પ્રજામાં ઊંડાણથી સિંચનાર કોઈ મહાપુરુષની આજ ભારતને અનિવાર્ય જરૂર છે. આપને એમ નથી લાગતું?

(ઉ) પ્રશ્નકારની અંતર્વ્યથા યથાર્થ છે. ગાંધીયુગના આરંભમાં સમર્થસ્વામી દયાનંદજીએ સમાજસુધારાની ધર્મભાવનામાં બ્રહ્મચર્યના પાયાની જરૂરિયાત ઉપર ઘણું વજન આપ્યું હતું. આપણી પ્રજાના ખમીરમાં સંન્યાસીસંસ્થા સાથે સંપૂર્ણ બ્રહ્મચર્યની વાત તાણાવાણાની

એક જગતના કોઈ દેશના કોઈ હેતુપૂર્વક ઉપદેશેલા વિકાસમાગના સાધનોને ત્રિકાળાબાધિત સાધન માનીને ગતાનુગતિક ચાલતા હોય છે એને આપણે રૂઢિ કહીએ છીએ જો કે સાધન ત્રિકાળાબાધિત હોઈ શકે નહિ, પણ લોકસમૂહ સાચા જ્ઞાનને અભાવે એ માર્ગને જડપણે વળગી રહે છે, એટલુ જ નહિ પણ તેના મોહ ખાતર તેમા સત્યનુ આરોપણ પણ કરે છે લોકસંજ્ઞાએ રૂઢિગત સ્વીકારેલો માર્ગ એ વિકાસનો માર્ગ છે એવુ નથી, પણ સર્વજ્ઞના ઉપદેશેલા જે માર્ગમા આત્મવિકાસેચ્છુકો જતા હોય એ માર્ગે સાધક જવુ ઘટે

તમારુ કે તમે કહો છો એ જ સાચુ નહિ, પણ સત્પુરુષો એ દેખ્યુ છે તે જ સાચુ છે અને સાધક તેને પોતાનુ કરવુ રહ્યુ સાચા સાધક લોકરૂઢિના સારાસારને અને ઉપયોગિતાને વિચારીને જો એ વિકાસના માર્ગે અડચણરૂપ હોય તો તજવી જ રહી સર્વજ્ઞના વચનમા જ શ્રદ્ધા રાખવી ઘટે, કારણ કે જેને અનુભવ હોય તે જ સન્માર્ગ બતાવી શકે પણ એ વચન સર્વજ્ઞનુ છે કે નહિ? તે એમ કહી શકે કે નહી? એનો તોડ કાઢીને એમને નામે ઉપદેશેલા સત્યોને વિવેકબુદ્ધિની ગળણીએ ગાળવા જોઈએ

—આચારાગસૂત્ર પાના ૭૨

## જૈનમુનિઓ અને યુગપ્રવાહ

જૈનધર્મનું સાહિત્ય જોતા એમા સમન્વયની ભાવના ભારોભાર દેખાય છે 'સમન્વય' હમેશા મૂલ્યાકનોનો ફેરફાર માગે છે જૈનાચાર્યોનો ઇતિહાસ જોતા કાળેકાળે વ્યક્તિગત રીતે તેમાના ઘણાઓએ આવા ફેરફારો કર્યા છે, પણ ગમે તે કારણે આખો સમૂહનો સમૂહ એવા ફેરફારને ઝીલી શક્યો હોય તેવા દાખલા ઓછા સાપડે છે છેલ્લા થોડાં વર્ષોમા જે ઝડપી ફેરફારો થયા અને દિવસે દિવસે થઈ રહ્યા છે, તેમા જૈનમુનિઓએ વ્યક્તિગત રીતે નમૂનેદાર ફાળો આપ્યો છે, એમ મને લાગ્યુ છે, છતાં એ વ્યક્તિઓનો પ્રભાવ સમુદાયમા સીધી કે

આકરનારી રીતે પડવાના પ્રસંગો પણ વિરલ છે. મારી એક અભિલાષા એ રહી છે કે જૈનમુનિઓ નવા ક્ષેત્રમાં પોતાની જાતને ગોઠવી દે તો એ સમુદાયો દ્વારા સુંદર કામ થઈ જાય. જૈનેતર કહેવાતા સાધુ-વર્ગમાં એના નક્કર પ્રત્યાઘાતો પડશે, એમાં શંકા જ નથી. હિંદ સાધુપ્રેમી દેશ છે, ત્યાં ભાઈ પણ આવી ક્રાંતિ સાધુઓ દ્વારા જલદી થઈ જાય તેમ છે. સદ્ભાગ્યે સાધુઓમાંના કેટલાય જુવાનોમાં યુગપ્રવાહ તરફનો ઉત્સાહ વધ્યો છે. એ ઉત્સાહને યોગ્ય વળાંક આપવા માટે તે તે સંપ્રદાયોના ગચ્છાધિપતિઓ મદદગાર થવું જોઈએ, એ અપીલ કરવાનું આ તો મન થાય છે. હમણાં એક કાર્યકરના પત્રમાં એક કંડિકા આ રીતની છે: "અહીં એક સાધુ આવ્યા છે, જુવાન છે, કાર્યની ધગશ છે, કયું કાર્ય કરવું અને શી રીતે કરવું તેના મંથ-નમાં છે. અહીં જૈનોના ઘર માત્ર ત્રણ છે અને એમનોય આ મુનિ-જીના નવા વિચારોને લીધે સાથ નથી." બીજા એક મુનિ પોતે લખી જણાવે છે: "હું સંપ્રદાયની ક્રિયાઓ તપાસીને પછી જનસેવાના કેટ-લાક કામોમાં લાગું છું. મને લાગે છે કે આ યુગે જનસેવામાં સાધુ-ઓએ હિસ્સો આપવો જ જોઈએ. પણ અહીંના જૈનોએ એવી સ્થિતિ કરી છે કે મારે ઉપાશ્રયમાં રહેવાનું છોડી બીજા મકાનમાં રહેવા જવું પડ્યું છે." બીજા એક વિદ્વાન અને વધુ સંપ્રદાયમાન્ય જુવાન મુનિ લખે છે: "અહીં મને ત્રણ પ્રકારના લોકો દેખાય છે (૧) ચરડ મુનિનું વ્યાખ્યાન સાંભળનારા અને વડેરાવાળી આચારક્રિયાને ચુસ્ત વળગી રહેનારા, (૨) પૈસા એ જ જન્મનું ધ્યેય છે, એવા વાર-પર્વે ધર્મસ્થાનકમાં આવનારા અને (૩) થોડા અપવાદ બાદ કરીએ તો લગભગ ધર્મસ્થળ અને ધર્મગુરુઓથી ભડકનારા. આ ત્રીજા વર્ગના લોકોનો પરિચય ગમે છે, પણ તેમના પરિચયમાં ત્યારે જ આવી શકાય છે કે રૂઢિના બંધનો તોડવા પડે અને આ સંપ્રદાયના આગેવાનોની જરા પણ દરકાર ન રખાય. તે થાય તો ત્રીજા વર્ગના લોકો સાધુના નવા વિચારોને પસંદ કરી લે છે પણ સક્રિય સાથ

આપવાની હિમ્મત તો આ લોકોમાં પણ નથી જણાતી મુનિજીનું આ પૃથક્કરણ જૈનસમ્પ્રદાયના ત્રણે પ્રકારના ગૃહસ્થસાધકો માટે લાલબત્તીરૂપ બનશે. એમ ધારી અહીં ટાંકુ છું મંદિરમાર્ગી, સાધુમાર્ગી, દિગંબરી કે તેરાપંથી એ ચારે જૈનોના મુખ્ય ફિરકાઓના સમજદાર સાધુ–સાધ્વીઓ તથા શ્રાવક–શ્રાવિકાઓએ યુગપ્રવાહને વેળાસર ઓળખી લઈ એને પોતામા સમાવી લેવા જેટલી તૈયારી કરવાની ઘડી આવી લાગી છે તેજસ્વી સાધુઓ સમ્પ્રદાયોની અને દેશની ઉત્તમ દોલત છે યુગપ્રવાહને નહિ ઓળખવામાં આવે તો એ દોલતનો યોગ્ય ઉપયોગ નહિ કરી શકાય ગૃહસ્થાશ્રમી છતા બ્રહ્મચારી સેવક–સેવિકાઓની વિરલ જોડીઓ આપણને ઓછી મળવાની છે. નવા શક્તિશાળી સાધુસન્યાસીઓ મળવાની આજે ઓછી આશા છે જૂના સાધુસાધ્વીઓમા નવા વિચાર, શકિત અને ચારિત્ર્યનો સુમેળ બહુ ઓછે ઠેકાણે છે તેવા સંયોગોમા યુવાન સેવક ભાઈબેનો તથા યુવાન સાધુસાધ્વીઓને યોગ્ય સાધનો, યોગ્ય પ્રતિષ્ઠા અને યોગ્ય પ્રોત્સાહન આપવા માટે ત્રણે વર્ગે સમૂહગત અને વ્યકિતગત બન્ને રીતના પ્રયત્નોની જરૂર છે નહિ તો યુગલક્ષ્યી સાધુસાધ્વીઓને ગુમાવવા પડશે તેથી માત્ર તેમના પોતાના જ જીવનવિકાસને જ નહિ, બલકે સમ્પ્રદાયોના યોગ્ય વિકાસની સાથોસાથ રાષ્ટ્રવિકાસને પણ ધક્કો લાગશે આ ખોટ નાનીસૂની નથી અને આવેલી તક ખોવાયા બદલ ભવિષ્યનો પશ્ચાત્તાપ થવાનો પ્રશ્ન પણ નાનોસૂનો નથી

વિશ્વવાત્સલ્ય ૧૬–૭–૪૯

## ભારતના નવનિર્માણમાં રાખવી જોઈતી સાવધાનીઓ

ભારતના નવનિર્માણમા ચાર સાવધાનીઓ મુખ્યત્વે રાખવાની જરૂર છે–(૧) પરંપરાગત ચાલી આવેલી તેની હજારો વર્ષની આગવી સંસ્કૃતિના સારા અંશો બરાબર સાચવવા, (૨) માનવજાત અને પશુઓ પાસેથી સ્નેહસભર રીતે જ કામ લેવુ (૩) સૌની સાચી જરૂ-

સ્થિતિ સંતોષાય અને કયાંક ઉણપ રહે તો પણ ચલાવી લે તેવી પ્રજા તૈયાર કરવી (૪) વિશ્વપ્રવાહોમાં પોતાનું સ્થાન બરાબર ટકાવી ભારત પોતે વિશ્વભરમાં પોતાનો પ્રભાવ વ્યાપકરીતે પાડી શકે તેવી સ્થિતિ સર્જન બનાવવી.

જો આ સાવધાનીઓ ન રાખવામાં આવે તો જેમ એક બાજુ બાહ્યવાદના કિલ્લા ચણાતા જાય અને બીજી બાજુ ભાઈ બાવો જર જમીન પાડતા આવે. આ બાહ્યવાદ અને બાવાનું ક્રમક આજના ભારતમાં તો દરેક દિશામાં ડગલે ને પગલે દેખાઈ આવે છે. જુઓને! એક બાજુ અમર ચરખાના દેશભરમાં ગાણાં ગવાય છે અને બીજી બાજુ 'નવી ચાલ હવે નહીં અપાય' એમ કહેતા કહેતા નવી સૂતર મિલો ખડી થઈ જાય છે. ટૂંકમાં એક બાજુ મિલની ઝડપ અને બીજી બાજુ ગ્રામોદ્યોગની ઝડપ! કેવું પરસ્પર વિરોધાત્મક! એક બાજુ કોંગ્રેસ સમાજવાદી સમાજરચનાના ઠરાવો કરી જાય છે અને બીજી બાજુ કોંગ્રેસીઓ જ સ્થાપિતહિતો અને મૂડીવાદીઓને પોતાની પાસે બેસાડી તેમને જાહેરમાં પ્રતિષ્ઠા અપાવે છે અને સાચા ગ્રામ-સંગઠનો સામે મોરચા મંડાવે છે. આવાં અને સ્થિતિચુસ્ત માત્ર અનુકરણના ગૂંચવાડા સિવાય કોંગ્રેસેતર રાજકીય પક્ષો પાસે કોઈ નક્કર કાર્યક્રમ જ નથી. પ્રજાસમાજવાદી પક્ષ પાસે પણ ચાર સાવધાનીઓ ભર્યું કયું વળી નવનિર્માણનું કામ છે! હવે બાકી રહી જૂની જ્ઞાતિસંસ્થાઓ, પુરાણપંથી ધર્મસંસ્થાઓ અને માત્ર સ્વાર્થલક્ષી વ્યાપારીમંડળો. આ બધાં તો નવી સમાજરચનાના કામમાં મોટે ભાગે આડખીલીરૂપ જ છે. સર્વસેવાસંઘ જેવી રચનાત્મકકાર્યની સંયુક્તસંસ્થા પણ ચાર સાવધાનીઓ સહિત સર્વાંગી કામ કરી શકતી હોય, તેવું ક્યાંય દેખાતું નથી. અલબત્ત, લગભગ દરેક સંસ્થાઓમાં વ્યક્તિગત સારા સારા પાત્રો જરૂર મળી આવે છે અને કોંગ્રેસ તો સંસ્થા તરીકે પણ બીજી બધી સંસ્થાઓ કરતા સારી છે, અરે! આજની ધર્મસંસ્થાઓ કરતાંય તે સારી દેખાયા વગર રહેતી નથી.

# રાજનૈતિક ક્ષેત્રનું દર્શન

[સાધુતાની સાથે, ધર્મની સાથે રાજકારણનો મેળ પડી શકે કે કેમ? ભગવાન મહાવીર, બુદ્ધ, રામ અને કૃષ્ણ ચારે ભારતીય મહાપુરુષોએ રાજકારણમાં ધર્મની પ્રેરણા આપીને, નૈતિક-ધાર્મિક-ચોકી રાખીને કેવી રીતે સાધના કરી હતી? જૈન, બૌદ્ધ અને વૈદિક ધર્મના અનેક ધર્મગુરુઓએ, સંતોએ ક્ષત્રિય રાજાઓને ધર્મસંસ્થાદ્વારા રાજદ્વારી ક્ષેત્રની ઝીણામાં ઝીણી બાબતમાં કોઈના શેહશરમ કે પ્રલોભનમાં તણાયા વગર કઈ રીતે માર્ગદર્શન આપ્યું? અને આજના ગંદા રાજકારણના અનેક પ્રલોભનોમાં ફસાયા વગર તટસ્થ રહીને સાધુસંન્યાસીઓ, સંતો અને શ્રેષ્ઠ પુરુષો શુદ્ધ નૈતિક-ધાર્મિક પ્રેરણા આપી શકે કે નહિ? જો આપી શકે તો કઈ રીતે આપે? જ્યારે ભગવાન મહાવીરે ધર્મસંસ્થાના સાધકોને માટે ગ્રામધર્મ, નગરધર્મ, રાષ્ટ્રધર્મ અને ગણધર્મની પ્રેરણા કરી, રાજ્ય વિરુદ્ધ-વર્તનનો નિષેધ કરી, સમ્યક્‌ત્વમાં પણ રાજાભિયોગની છૂટ મૂકીને, સાધકના ઉપકારીઓમાં રાજાનો ઉપકાર છે, એમ સમજાવી અને સાધુને અનાયકરાષ્ટ્રમાં રહેવું નહીં, એવું પ્રતિપાદન કરીને રાજકારણમાં ધર્મને પ્રવેશ કરાવ્યો હતો, પણ આજના શ્રમણો અને બ્રાહ્મણો (રચનાત્મક કાર્યકરો) લોકશાહી રાજ્યમાં પ્રજાના રોજબરોજના જીવનમાં રાજકારણ સાથે સંપર્ક હોવા છતાં રાજકારણના હાઉથી પોતે ડરી કે પ્રજાને ડરાવીને દૂર રહેવા કે રાખવા માગે છે, એના અનિષ્ટ પરિણામો (જેમકે બાલદીક્ષાપ્રતિબંધ, ભિક્ષાપ્રતિબંધ, સાધુઓ માટે લાઇસેંસ પ્રથા વ.) શું આવ્યા છે અને આવી રહ્યા છે? આજની લોકશાહીમાં પ્રજાઘડતર કરવાની વધુ જવાબદારી ધર્મગુરુઓની છે કે નહિ? જો ધર્મસંસ્થા દ્વારા પ્રજાઘડતર અને રાજ્યઘડતર ન થાય તો રાજકારણમાં અધર્મ, દાડતત્ત્વો વ. અનિષ્ટો પેસી જશે, આ અનિષ્ટો દૂર કરવા માટે સાધુપુરુષોને ખૂબ મુશ્કેલી પડશે એટલે સાધુપુરુષોએ રાજકીય ક્ષેત્રમાં પ્રજાને નૈતિકધાર્મિક પ્રેરણા આપવી જોઈશે અને સતત ચોકી પણ રાખવી જોઈશે, આ બધું ખૂબ અનુભવપૂર્ણ શબ્દોમાં ઊંડાણથી આ વિભાગમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે.—સં૦]

# ધર્મગુરુઓ અને રાજકારણ

..મને એક સેવાભાવના ધગવતા ઉપાસક પ્રેમીએ પડકાર્યો, "સાધુ અને તેમાંય જૈનસાધુએ રાજકારણમાં આટલો બધો રસ ન લેવો જોઈએ. કાં તો તમે વેશ છોડી રાજકારણમાં પડો અને કાં તો જે વેશ લીધો છે એને દિપાવો." મેં એમને ખૂબ સમજાવ્યા. તે ભાઈ નિરુત્તર થયા પણ તેમને સમાધાન ન મળ્યું.

રામાયણ જે આપણો ધર્મગ્રંથ ગણાય છે તેમાં જુઓ, શું ભર્યું છે? અને મહાભારત તો નર્યો રાજકારણથી ભરેલો કાવ્યગ્રંથ નથી તો બીજું શું છે? માત્ર વૈદિક ગ્રંથો જ ના માટે, જૈન અને બૌદ્ધ ગ્રંથોની કથાઓમાં પણ રાજાઓના ચરિતો કેટલાં અને ઈતર કેટલાં? ગુજરાતનો પ્રાચીન અને મધ્યકાલીન ઇતિહાસ જુઓ. એમાં જૈનાચાર્યો, જૈન રાજવીઓ, જૈન દિવાનો સિવાય બીજાં પાત્રો કેટલાં દેખાય છે? જગદ્ગુરુ શંકરાચાર્યની દિગંતકીર્તિ કે કલિકાલસર્વજ્ઞની પદવીવાળા સમસ્તગુર્જરવ્યાપી હેમચંદ્રાચાર્યની પ્રતિભા જુઓ અને પછી કહો કે રાજકારણ સાથે ધર્મગુરુઓને નિસ્બત કેવી અને કેટલી? હા, એટલું હું સ્વીકારું છું કે ધર્મસત્તા રાજસત્તાને આધીન ન હોય, પણ રાજસત્તા ધર્મસત્તાને આધીન હોવી જોઈએ, અને એ તો ત્યારે જ બની શકે કે હોદ્દા અને લાગવગનો ઉપયોગ પોતાના સ્વાર્થ કે પરહિતના લેખાતા સ્વાર્થ ખાતર પણ ન થવો જોઈએ. જ્યાં જ્યાં પોતાના સંપ્રદાયના આગ્રહ કે મમત્વ પણ રાજસત્તાની લાગવગ દ્વારા પોષાય ત્યાં ત્યાં ધર્મસત્તાના સૂત્રવાહકોનો યોગ બન્ને પક્ષ અને રાષ્ટ્રપક્ષે ભયંકર પરિણામ લાવ્યો છે, એ હું સમજી શકું છું. પણ આ ભયને લીધે ધર્મગુરુઓ જો રાજકારણથી કેવળ અલગતા સેવશે તો મને દેશનું ભાવિ જોખમમાં લાગે છે. એથી જ હું આ સ્થળેથી અપીલ કરવા પ્રેરાઉં છું કે ધર્મગુરુએ રાજકારણથી માહિતગાર રહેવું જોઈએ અને પ્રજાને રાજકારણની રીતે બરાબર ઘડવી જોઈએ.

પ્રાચીન યુગમાં મહાજનસંસ્થા બળવાન હતી મધ્યયુગમાં પણ તેવું હતું. પરિણામે લિચ્છવીગણનું રાજ્યશાસન ગણસત્તાક ચાલતું, તો પણ સ્વચ્છ હતું ક્ષત્રિયગણપરથી ઋષિમુનિઓ, બ્રાહ્મણો અને મહાજનોની પકડ જેમ જેમ ઓછી થતી ગઈ, તેમ તેમ હિંદમાં લોકશાહીને સ્થાને સરમુખત્યારશાહી જામતી ગઇ મોગલકાળ અને મરાઠાકાળ સુધી મહાજનસંસ્થા દેખાવ દે છે, પણ બ્રિટિશશાસન દરમ્યાન તો એનો છેદ જ ઊડી જાય છે કોમવાદ, સંપ્રદાયવાદ, જ્ઞાતિવાદ એમ અનેક નાના નાના કુંડાળાંઓ જન્મે છે અને દુનિયાને દોરનાર હિન્દુસ્તાન, દુનિયા આગળ રાજકારણની દિશામા અજ્ઞાન માલૂમ પડે છે કરી આજે એ ચમકે છે સામ, દામ, દંડ અને ભેદની વ્યાખ્યાઓ નવીરીતે સર્જે છે રાજકારણમા પ્રપચને બદલે સત્ય અને અહિંસા દાખલ થાય છે બાપુજી રાજકારણને ધર્મના દ્વાર સુધી લઇ ગયા. હવે ધર્મે પોતાનાં બારણા ઉઘાડી રાજકારણને આલિંગન આપવુ જોઇએ બે નમૂનાઓ આપુ —

(૧) રઝાકારોથી હૈદ્રાબાદનાં રાજાપ્રજા પિડાઇ રહ્યા હતા કોઈ એકલદુકલ શાન્તિસૈનિકથી એ અત્યાચારો તત્કાળ ખાળ્યા ખળે તેમ નહોતા તાકીદની જરૂર હતી હિંદીસઘે હિંદ વતી લશ્કરી પગલુ લીધુ ચોમેર એની પ્રશંસા થઇ અહિંસાની દષ્ટિ ભૂલ્યા વગરનુ એ પગલુ હતુ, તેથી ગર્વનો નશો ન ચઢ્યો, ઊલટો એટલાય લોહી માટે પસ્તાવો થયો

(૨) રશિયામા ૧૯૧૯મા ક્રાન્તિ થયેલી ક્રાંતિથી રશિયાની પ્રજા પણ સુખી નથી થવાની, કારણ સાધનની અશુદ્ધિ છે શુદ્ધસાધન એ પ્રજાનુ મોટુ બળ છે હિંદનુ એવુ કયુ બળ ? આનો જવાબ મને જે મળે છે, તે પરથી હુ ભારપૂર્વક કહુ છુ કે તે આજે કોંગ્રેસ છે એ કોંગ્રેસને શુદ્ધ રાખવી અને પ્રજામા તેનો પૈગામ પહોચાડવો, આ કામ સર્વોદયની દષ્ટિવાળા રચનાત્મકકાર્યકરો વિના કોણ કરી શકે ? એવા કાર્યકરો ધર્મગુરુઓ શા માટે ન બને ? એક પણ પાઇના ખર્ચ

વિના યેનકેન પ્રચાર કરવા બીજું કોણ પાડાયશે? આજે બહુમતી-વાદના નખરામાં દુનિયા છે. આપણે એથી આગળ જવું છે, પણ હજુ દુનિયાની સાથે રહીને પછી જ આગળ વધી શકીશું. આવી સ્થિતિમાં પ્રજાનો એકએક માણસ પોતાના મતની કિંમત નહિ સમજે તો આપણે ખાડામાં પડીશું. એટલે એ સમગ્ર અને લાંબી દૃષ્ટિએ પણ ધર્મને, સંસ્કૃતિને, દેશને, પ્રજાને અને સર્વ કોઈને બચાવવા માટે પણ ધર્મગુરુએ રાજકારણના પાણીમાં પડી ઊતરવું જ રહ્યું. ધર્મગુરુ જો ઘડાયા ને સ્વાર્થથી પર રહે, એવી ધર્મગુરુની વ્યાખ્યા હોય, તો બીજા સર્વપણું ગૃહસ્થ કરતા, તેવો સન્યાસી ધર્મગુરુ જેટલો રાજ-કારણમાં પડી ઊતરશે તેટલો તે વધુ કર્મકુશળ અને રાજકારણ પણ તેટલું વધુ નિર્મળ બનવાનું છે. હિંદમાં તે પૂર્વે હતું અને આજે એના પુનરુદ્ધારની સૌથી વધુ જરૂર છે.

— વિશ્વવાત્સલ્ય ૧૬-૧૨-૪૮

## ભારતનું રાજકારણ અને ધર્મગુરુઓ

ભારત પાસે જે ધર્મપુનીત રાજકારણનો ઇતિહાસ છે, તેમાં રામાયણ અને મહાભારત એ બે ગ્રંથો ઘણા આધારભૂત ગ્રંથો ગણાય છે. હજારો વર્ષથી આ બન્ને ગ્રંથોનું પારાયણ ભારતની પ્રજા કરતી આવી છે. તેમાંય રામાયણકાળની રાજ્યવ્યવસ્થાને એણે વધુ આદર્શ માની છે. તેથી ગાંધીજી પણ સ્વરાજ્યની સાથોસાથ ભારતમાં રામ-રાજ્યની કલ્પના કરતા અને આજે સૌ આદર્શરાજ્ય તરીકે રામરાજ્યને જ લેખાવે છે. રામનું રાજ્ય વ્યક્તિગત ચાલતું. આજે લોકનિયુક્ત મંત્રીમંડળ રાજ્ય ચલાવે છે. લોકો પણ આ વાત જાણે છે કે કોંગ્રે-સપક્ષ દ્વારા ચૂંટાયેલી ધારાસભાઓમાંથી આજનું પ્રધાનમંડળ—કેન્દ્ર અને પ્રાંતોનું—ચાલે છે, એમ છતાં વર્ષોથી પોષાયેલી વ્યક્તિનિષ્ઠાને કારણે પ્રધાનમંત્રીઓ ઉપર જ તે (લોકો) રાજાની જેમ મીટ માંડે છે. પ્રધાનમંત્રીઓ પણ એવી જ પ્રજામાંથી ઊછરેલા હોઈને તેઓમાં

પણ પોતે રાજા હોય તેવા ખ્યાલથી વર્તવાની ભૂલો ઘણીવાર થયા કરે છે. ભારતનો ઉછેર વ્યક્તિગતરાજાની માન્યતાથી ઠીક ઠીક ઘેરાયેલો છે અને લોકશાહીપદ્ધતિ ઉપર પુખ્તવયમતાધિકારની ભારતવર્ષમા તાજી ચૂટણી થઈ ગઈ છે આ બન્ને બાબતો જોતા અહી એક બાજુ જેમ લોકોને ઘડવાની જરૂર છે, તેમ બીજી બાજુ પ્રધાનમત્રીઓ અને પ્રધાનમડળોને, પણ ઘડાવાની જરૂર છે પ્રજા અને તેઓ વધુ ને વધુ સપર્કમા આવીને એક બીજાને સાચી રીતે સમજે, તેમ કરવાની પણ જરૂર છે સાથોસાથ એકમેકની રોજબરોજની નાની મોટી મુશ્કેલીઓ કેમ ટળે, તે જોવાની પણ જરૂર છે આ બન્ને વચ્ચે એક તોતીગ જેવુ અમલદારતત્ર પડેલુ છે, તેની શુદ્ધિ અને કાર્યદક્ષતા વધારવાની પણ અગત્યતા છે આ બધુ કોણ કરી શકે ? શી રીતે કરી શકે ? આનો જવાબ સ્પષ્ટ છે કે તે કામ નિસ્વાર્થસેવકો કે સાધુસન્યાસીઓ કરી શકે અને રાજકારણમા ધર્મદ્વારા શુદ્ધિ લાવીને કરી શકે એક શતાનદ કે એક વસિષ્ઠ જો મિથિલા અને સાકેતને જરૂરજરની દોરવણી આપી શકે, વિશ્વામિત્ર જેવા એક ઋષિ એ બન્ને રાજ્યોના જોડાણ દ્વારા આખા દેશના રાજકારણને પવિત્ર કરી શકે, અરે ! એક વાસુદેવ જેવા રાજવી પણ ધર્મના સાધન દ્વારા ભારતભરમા નવયુગ સ્થાપી શકે, તો આજના ભારતીયરાજકારણમા શુદ્ધિ લાવવાનુ કામ આજે શા સારુ અશકય માનવુ જોઈએ ? રાજકારણમા ખટપટ, મેલી મુત્સદ્દીગીરી, સત્તાલોલુપતા, હિસ્રસાધનો, અનેકમુખી જનસમાજ વગેરે ભયસ્થળો રહેલાં છે, એ સાચુ છે પરતુ આ બધાના ઉપાયો પણ રામાયણમહાભારતમા સુદરરીતે આચરેલા દેખાય છે રામે જ્યારે જોયુ કે ખટપટ, મેલી મુત્સદ્દીગીરી અને સત્તાલોલુપતા ત્રણે રોગનો આરભ મથરાનિમિત્તે અયોધ્યામા થઈ ગયો છે. તે જ સમયે તેમણે સાનુકૂળ વલણ લઈને ત્યાગતપદ્વારા એ ઊગતા રોગને જડમૂળથી ઉખેડી નાખ્યો હિસ્ર-સાધનો વચ્ચે રહીને પણ આસક્તિના ઝેરથી દૂર રહેવાનુ આચરી બતાવી શુદ્ધ રાજકારણ ઊભુ કરી દીધુ

અનેકમુખી જનસમાજને એકમુખી બનાવનાર સર્વાનુમતિવાળા લોકશાસનનો નમૂનો પણ ભારતવર્ષમાં થઈ ગયો. રામનો પ્રસંગ આનું ઉત્કૃષ્ટ પ્રમાણ છે. શ્રીવાસુદેવે ભીષ્મ અને દ્રોણ જેવા ધર્મધુરંધરોને પણ સદ્ધર્મનું ભાન કરાવી આપ્યું. લોહિયાળયુદ્ધને આરે ઊભા રહીને ગીતા જેવા ધર્મગ્રંથની દુનિયાને ભેટ ધરી. આ શું સૂચવે છે? માત્ર રામને કે વાસુદેવને જ શા માટે લઈએ? બુદ્ધ અને મહાવીરે રાજ્યગાદીનો કિંવા ભોગનો ત્યાગ કરીને પણ રાજકારણની શુદ્ધિનું એક નવું પ્રકરણ ખોલ્યું. આ બન્ને ભારતીય ધર્મસંસ્થાપકોએ એ પણ બતાવી આપ્યું કે લોકહૃદયના રાજવી બનવું એ જ સાચું રાજરાજેશ્વરપણું છે. બિંબિસાર જેવા તે કાળના મહારાજાઓએ એ મહાપુરુષોના ચરણો પૂજીને પોતાના રાજ્યને ધર્મપુનીત બનાવી મૂક્યું હતું. એટલે દૂર ન જઈએ તો ય ગુજરાતના ઇતિહાસમાં પણ હેમચંદ્રાચાર્ય નામના જૈનસાધુપુરુષે રાજકારણને પવિત્ર કરવા માટે બન્ને બાજુના પ્રયાસો કરવામાં શી કમી રાખી હતી? કુમારપાળ-પ્રકરણમાં તેમની રાજ્યગાદી પહેલાં અને પછી આટઆટલો રસ લેવામાં રાજકારણમાં શુદ્ધિ વધારવા સિવાય એમના વિષે બીજી કઈ બુદ્ધિ કલ્પી શકાય? વનરાજની માતાના દુઃખમાં સધિયારો આપનાર એ જૈનસાધ્વી અથવા તેમના ગુરુ શીલાંકસૂરિ જેવા જૈનાચાર્યમાં પણ ધર્મબુદ્ધિ સિવાય બીજું કયું કારણ કલ્પી શકાય? જો તે યુગે વ્યક્તિગત રાજકારણમાં સુદ્ધાં જૈનસાધુસાધ્વીઓ પણ આટલો ઊંડો રસ અને અભ્યાસ ધરાવતા તો પછી આજના ભારતીયલોકશાહીના રાજકારણમાં પ્રત્યેક સાચા ધર્મગુરુ અને પ્રત્યેક સાચો સેવક શા માટે રસ ન લે? જેમ જેમ શુદ્ધ માણસો અને તે પણ જેમનો આમજનતા સાથેનો જીવતો સંપર્ક હોય, તેવા શુદ્ધ માણસો ભારતીયરાજકારણમાં વધુ ને વધુ રસ લેતા થશે તેમ તેમ રાજ્ય અને પ્રજા બન્નેના શુદ્ધ અને પરસ્પરનો સંપર્ક વધતા જશે. આમ થવાથી આમજનતાને નામે જે સ્થાપિત હિતો અને મેલી

રાજરમતવાળાં તત્ત્વો આજે હજુ પોતાનો સાર્વત્રિક દંડો જમાવવા તલસી રહ્યા છે, તેઓનુ વર્ચસ્વ, આપમેળે તૂટી જશે ભોળા વિશાળ જનસમાજનુ વ્યવસ્થિત સમૂહબળ જામી જશે, કે જે આજની રાષ્ટ્રોન્નતિમા અત્યંત આવશ્યક છે એક બીજી પણ વાત ધ્યાનમાં રાખવા જેવી છે તે એ કે આમજનતામા કરતા કયા સેવકને કે સાધુને રાજકારણની વાતોમા સીધુ કે આડકતરુ પડયા વિના ચાલ્યુ હતુ કે ચાલે છે? ચૂંટણીઓમાં જુઓ કે આંદોલનોમા જુઓ, કોઈ સીધા પડયા, કોઈએ આશીર્વાદો આપ્યા, તો કોઈએ રસ લીધો આ બધુ બનવાજોગ છે અને બને છે જે રાજકારણ પ્રત્યેક પ્રજાજનને સ્પર્શે તે પ્રજામા અહોનિશ ઘુમનારને અડયા વિના કેમ રહે? જો આમ છે તો પછી ધર્મગુરુઓ શુદ્ધિનુ એકમાત્ર લક્ષ્ય રાખીને રાજ્ય અને પ્રજા બન્નેને પોતપોતાના નિયમમર્યાદા અને શક્તિ જોઈને કા ન ઘડે? ભારતીય રાજકારણનો ઇતિહાસ ધર્મપુનીત છે જ અને રહેશે. ગાધીજીએ એ ઇતિહાસને કાચા ઘસીઘસીને તાજો અને સ્વચ્છ કરી મૂક્યો છે. હવે એ ચાલો જો ચાલુ નહી રહે અને ભારતીય રાજકારણને જો સાચા ધર્મનો બહારથી અને અદરથી બન્ને તરફી હૂંફ નહી મળે તો માત્ર ભારતને જ નહી પણ આખી દુનિયાના માનવજાતને શોષવુ પડશે પછી એ ધર્મની હૂંફ ધર્મનો લેબાશ ધારણ કરનારા ધર્મગુરુઓદ્વારા મળો અથવા ખાદીનો પોષાક ધારણ કરી સત્યલક્ષી અહિંસાને જીવનમા ઉતારવા મથનારા સાચા સેવકો દ્વારા મળો। ધર્મગુરુઓદ્વારા એ હૂંફ મળશે તો ધર્મસપ્રદાયોના સમન્વય અને શોભા વધશે, કે જેનો આજના માનવજગતને ખાસ ખપ છે. નહી તો વળી એક નવો સપ્રદાય ઊભો થશે અને જૂના ધર્મસપ્રદાયો સાથે ટકરાઈ પડશે. આમ થશે તો ફરીથી ધર્મસમન્વયનો, ભગીરથ પુરુષાર્થ કરવાનો બાકી રહેશે જો ઉપલા બન્ને વર્ગોમાથી કોઈએ આ કામ ન કર્યું, તો ભારતમાથી ધર્મ અને સેવા બન્નેનો દીર્ઘકાળ સુધી છેદ ઊડી જશે, કે જેની કલ્પના માત્રથી ધ્રુજી જવાય છે માટે

ચારિત્ર્યપ્રેમી અને શક્તિસંપન્ન ધર્મગુરુઓએ આ દિશામા સાવધાન બનીને વેળાસર પ્રથમ સ્વધર્મ સમજી વ્યવસ્થિત રીતે કામમા લાગી જવુ જોઈએ

—વિશ્વવાત્સલ્ય તા ૧૬-૪-૫૩

## રાજદ્વારી ક્ષેત્ર દૃષ્ટિ તેવી સૃષ્ટિ

" મારો આજના રાજ્યકારભાર ચલાવતા વર્તુળો સાથે અને ગ્રામજનતા (બનેય) સાથે વધુ પડતો સંપર્ક છે એટલે ઘણુ કામ થઈ શકશે" એમની માન્યતામા રહેલી અત્યુક્તિનુ મે તેમને ભાન કરાવ્યુ છે એક ભાઈનો વળી તાજો જ પત્ર છે, તેમા જણાવે છે —"સંતબાલજી રાજદ્વારી થઈ ગયા છે" રાજદ્વારીક્ષેત્ર સાધુસંતોને માટે અસ્પૃશ્ય હોવુ જોઈએ એમ આપણે ત્યા માનનારો વર્ગ પણ હજુ નાનો સૂનો નથી આનો અર્થ હુ એટલો જ કરુ છુ કે, કાયદાથી સાધુસંતોએ અલગ રહેવુ જોઈએ ગાધીજીના રાજકારણપ્રવેશ પછી હવે એ સિદ્ધ થઇ ચૂકયુ છે કે કાવાદાવાથી રાજદ્વારી ક્ષેત્ર તદ્દન અલિપ્ત હોઈ શકે છે અને રહી શકે છે આજે તો એક બીજી પણ મહત્ત્વની વાત છે કે, આજનુ રાજકારણ વ્યક્તિગતરાજાવાદી નહી, પણ સામુદાયિકપ્રજાવાદી છે ભારતની ભાવિ લોકશાહીમા સુયોગ્ય પ્રજાઘડતર જ મહત્ત્વનો ભાગ ભજવશે, એમ નિશ્ચયપૂર્વક માની સત્તાના રાજકારણને બદલે સેવાના રાજકારણ તરફ હુ દેશના રાજદ્વારી ભેજાઓનુ ધ્યાન કેદ્રિત કરવા ઇચ્છુ છુ ખરો, બાકી મારુ પોતીકુ પસંદગીનુ ક્ષેત્ર ધર્મદ્વારી જ છે 'આજની પ્રજામા સામુદાયિક રીતે નગદ ધર્માચરણ જોવુ હોય તો એ જોવા ઇચ્છનાર હરકોઇને માટે આજના રાજદ્વારી ક્ષેત્રની વિશુદ્ધિનુ કાર્ય અનિવાર્ય બનવાનુ છે' એ મહાવાકયનો વિચાર કરતા કરતા મને 'દૃષ્ટિ તેવી સૃષ્ટિ'વાળુ કથન યાદ આવ્યા વગર રહેતુ નથી જૈનસૂત્રમા આ કથનને વધુ ઊડાણથી નીચેની ભાષામા મૂકવામા આવ્યુ છે —

"आसवा होंई परिसवा, परिसवा होंड आसवा"

એનો ભાવાર્થ એ છે કે જેનો આશય પવિત્ર છે, તેને માટે પાપિષ્ઠ વાતાવરણમાં પણ ધર્મ છે અને જેનો આશય અપવિત્ર છે તેને માટે પુનીત વાતાવરણમાં પણ અધર્મ હોઇ શકે છે જૈનજૈનેતર બન્નેના ધર્મગ્રથોમા આવા દષ્ટાતો ઘણા મળી આવે છે આપણે જાણીએ છીએ કે શ્રી રામકૃષ્ણપરમહસને વેશ્યાવાડામા પણ કાલીમાતાનુ સ્વરૂપ નજરે પડયુ હતુ જ્યારે મીરાબાઈ જેવી મહાપવિત્ર નારીભક્તને જોઈ એક મહાવિકારીની આખોમા વિકારનો નશો વધવા પામ્યો હતો ગાધીજી જેવાઓ, મેલી મુત્સદ્દીગીરીમા રાચનારા મહતત્ત્વો સામે સત્ય-અહિંસાની સમજાવટથી ફતેહ પામ્યા, જ્યારે કેટલાક રાજદ્વારીપુરુષોએ બાપુની ફતેહને ફેંકડીમા ઉડાવી અને તે મહાપુરુષ સામે પણ મેલી રાજરમત અજમાવવામા કોઈ કમી ન રાખી હમણા એક સહપ્રવાસી ભાઈએ પોતાના ગાધીઅનુભવો વર્ણવતા કહ્યુ –

"એક વખત બાપુ જાતે બોલ્યા કે કાઠિયાવાડની મુત્સદ્દીગીરીથી હુ અજાણ્યુ નથી મારા દાદા પણ દિવાન હતા, પરતુ મે એ મુત્સદ્દીગીરીને સત્ય તેમ જ અહિંસાના ઢાળમા ઢાળી દીધી છે આ અનુભવગત વાતમાથી આજના રાજદ્વારી પક્ષીય અગ્રણીઓએ ઘણુ ઘણુ લેવા જેવુ છે .

આનો ઉપાય ગાધીજીએ જાતે જ અજમાવ્યો છે કા તો સત્તાના રાજકારણથી નિર્લેપતાની પ્રતીતિ કરાવો અથવા તો આવા કાર્યક્રમોમાથી રાજક્ષેત્રની પરિભાષા બિલકુલ અલગ રાખો ગાધીજીએ યરવડા જેલમાંથી 'સ્વદેશી વ્રત' વિષે કશુ ન લખ્યુ, કારણ કે એ લખવા જતા બ્રિટન વિષે કઈક કહેવાઈ જ જાય। બીજી બાજુ હરિજનકાર્ય માટે જેલમુક્તિ થઈ, ત્યારે હરિજનકાર્ય સિવાય શબ્દ પણ ન ઉચ્ચાર્યો આ પરથી એ ફલિત થાય છે કે કા તો આત્મશુદ્ધિ પૂરેપૂરી થયા પછી અને તેય પ્રજાકીયરાજકારણમા પડવુ, નહિ તો પક્ષાપક્ષીવાળા કે મેલા રાજકારણમા પડવુ હોય તો ત્યા લગી શાતિ

અને મુસ્લીમની મુફિયાણી વાતો છેક છોડી દેવી, અથવા તો આમ-
પ્રજાના નિર્મળ સબંધો આગળ ગમે તેવા ચોકખા રાજદ્વારીય સબ-
ધોને ગૌણ ગણવાની શક્તિ પ્રથમ કેળવવી અને રાજદ્વારી પક્ષોથી
મુક્ત થવામા કે રહેવામા કશી આનાકાની ન અનુભવવી કે જેથી
પ્રજા અને રાજ્ય બન્નેની શુદ્ધિ અને ઉન્નતિ થાય

—વિશ્વવાત્સલ્ય તા ૧૦-૫-૫૩

## ધર્મ અને રાજકારણનો સુમેળ !

ધર્મ એ મહાસાગર છે જેમ નદીઓ અને વોકળાઓ મહાસાગરમા સમાઈ જાય છે તેમ રાજકારણ, સમાજકારણ અને અર્થકારણ ધર્મમા સમાઈ જાય પણ જેમ સોમા નવાણુ સમાઈ શકે છે, તેમ રાજકારણમા ધર્મ સમાઈ શકતો નથી, પણ ધર્મમા રાજકારણ સમાઈ જાય છે વિશ્વમા ધર્મતત્ત્વ એક જ છે, છતા નામ અને રૂપ જુદા છે જેમ સોનુ એક છે પણ ઘરેણા જુદા છે આનદઘનજી મહારાજે કહ્યુ—વાસણ જુદા છે પણ અદર રહેલી માટી એક જ છે આજે ક્રિયાકાડ અને લેબલને ધર્મ માન્યો છે, એટલે દરેક ક્ષેત્રમા ધર્મના પ્રવેશને શકાની દ્રષ્ટિથી જોઈએ છીએ લોકો કહે છે — સાધુઓ અને રાજકારણને શુ લેવા દેવા? મને લાગે છે કે સ્ત્રી-પુરુષના છૂટાછેડા થઈ જાય પણ ધર્મ અને રાજકારણ, ધર્મ અને અર્થકારણના છૂટાછેડા થઈ જાય નહી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ જીવનના મહામૂલા રત્નો છે ધર્મ શબ્દ પ્રથમ મૂક્યો છે, તેની પાછળ હેતુ એ છે કે જો અર્થ, કામ અને મોક્ષ ધર્મથી વિમુખ રીતે મળે તો જીવનને નીચા પાડે છે આજે એ ચારે રત્નો ધનથી મેળવવા માનવ ફાફા મારી રહ્યો છે ધર્મ એ બજારુ ચીજ નથી પણ પુરુષાર્થથી જાતે પ્રાપ્ત કરવાની વસ્તુ છે ધર્મ કોઈ મદિર કે મસ્જિદની વસ્તુ નથી, એ તો અતરની વસ્તુ છે માણસ દેવમદિરમા જાય છે ખરો, પણ વહેવારમા આવતા જ એનુ આચરણ

જુદો રાહ પકડે છે આપણે માન્યુ છે કે મંદિરનો ધર્મ જુદો અને વહેવારનો ધર્મ જુદો ખરી રીતે મંદિરમા જવાનું એટલા માટે છે કે આપણો વહેવાર શુદ્ધ બને તેની તાલીમ ત્યાં મળે

પહેલાં આપણે ત્યાં ત્યાગની એક ગુરુચાવી હતી એ ચાવીથી જ જીવન અને વહેવારનાં બધાં અંગો મપાતાં, એટલે ધર્મ અને સમાજકારણ, ધર્મ અને અર્થકારણ જુદા નહોતા પડતાં પણ છેલ્લે છેલ્લે એક તબક્કો એવો આવ્યો કે જેમા ભોગ અને મૂડીની પ્રતિષ્ઠા વધી એટલે ધર્મ અને આ બધા તત્ત્વો વચ્ચે સાવ છૂટાછેડા થઇ ગયા હવે જ્યારે એ તત્ત્વોનો સમન્વય કરવાના પ્રયત્નો ચાલે છે, ત્યારે ઘણા વખતની ટેવને લીધે અમુક લોકોને આ બધુ નવુ લાગે, એમા નવાઈ પામવા જેવુ નથી ઓછી સમજણવાળા લોકો જ એને જુદા માનીને ચાલે છે

ગઇ કાલની સભા પછી એક સામ્યવાદી વિચારસરણીવાળા ભાઈએ મને કહ્યુ કે તમને રાજકારણનો અભ્યાસ ન હોય ત્યા સુધી તમારે પક્ષોની વાતો નહી કરવી જોઈએ ઘણા વિદ્વાન ગણાતા માણસો પણ એમ માનતા જણાય છે કે ધર્મને રાજકારણમા નહી લાવવો જોઈએ પણ રાજકારણમા ધર્મ હશે તો જ રાજ્ય "રામ રાજ્ય" બનશે ધર્મ વગરનુ રાજકારણ 'રાવણરાજ્ય' બની જશે હવેનું રાજ્ય 'જેવો રાજા તેવી પ્રજા'ને બદલે 'જેવી પ્રજા તેવો રાજા'નુ હશે રામરાજ્યમાં ઋષિમુનિઓએ ભાગ ભજવ્યો છે ઘણાય જૈનાચાર્યોએ રાજકારણમા ભાગ લઈ તેને કાવા-દાવામાંથી બચાવ્યુ છે જેનો જીવતો જાગતો દાખલો હેમચદ્રાચાર્યનો છે તેઓ રાજદ્વારી રહસ્યમત્રણામાં સક્રિય ભાગ લે છે, એ ચિત્ર-ધર્મકારણ એવુ ઉદાર અને નિર્લેપ છે કે રાજકારણના લેપથી અભડાઈ જતુ નથી, એવુ વિધાન કરે છે બાપુએ ભલે સાપ્રદાયિક ચિહ્નો ધારણ ન કર્યાં હોય પણ તેમને કોણ ધર્મપુરુષ નહી કહી શકે ? જે રાજ-કારણ કાવાદાવા અને ખટપટનુ અગ ગણાતુ તેમા સત્ય અને

અહિંસાનો પ્રવેશ કરાવી બાપુએ દુનિયાને દંગ કરી મૂકી છે ૧૯૪૨મા કોઈ ગુપ્તતા સિવાય કોઈ ખટપટ સિવાય જાહેર રીતે 'ભારત છોડો'નો કાર્યક્રમ મૂક્યો અને અન્યના ભાગે સ્વાતંત્ર્ય ખોળામા આવીને પડે તો તેનો અસ્વીકાર કરવાની જાહેરાત કરી દુઃખની વાત છે કે આજે કોઈ સાધુ રાજકારણમા ભાગ લે તો તેને લોકો જાતે જ અટકાવે છે સાધુઓએ તો ગુફામાજ બેસી રહેવુ જોઈએ, પણ એ બરાબર નથી ધરતીકંપ થાય ત્યારે ગુફા પણ ધ્રુજવા માંડે છે એટલે ગુફાની સલામતી માટે પણ આજના ભોગવાદનો ધરતીકંપ બંધ કરવાના પ્રયત્નની જરૂર છે મને લાગે છે કે હાલતા ચાલતા માનવીના જીવનની એક પણ ક્રિયા એવી નહી હોય કે જેને ધર્મથી સાવ અલગ પાડી શકાય

નિસ્વાર્થી વ્યક્તિઓએ આજના યુગે વધારેમા વધારે સમાજની વચ્ચે આવીને લોકોને દરેક પ્રશ્નોમા માર્ગદર્શન આપવુ જોઈએ જે દિવસે નિસ્વાર્થી ધર્મગુરુઓ રાજ્યતંત્રના ચાલક અને પ્રજાના પ્રેરક બનશે, તે દિવસે પૃથ્વી ઉપર સ્વર્ગ ઉતરશે

—વિશ્વવાત્સલ્ય 'પ્રવાસનોંધ' તા ૧-૩-૫૪

## રાજકારણમાં પ્રેમધર્મ કેમ નહી ?

એક ભાઈએ મારુ ધ્યાન સન ૧૯૪૮ના નવેમ્બર માસના 'દક્ષિણા'ના 'રાજકારણનો ધર્મ' એ લેખ તરફ દોરી એ વિષે મારો અભિપ્રાય માગ્યો છે એ લેખનો સાર આ છે "રાજકારણ એ ક્ષત્રિયનો પ્રદેશ (ક્ષેત્ર) છે ક્ષત્રિયના ધર્મ મુજબ યુદ્ધપ્રસંગે હિંસા કરી શકાય જ છે ન્યાય અને પ્રમાણિકતા એ રાજકીયધર્મના મૂળભૂત લક્ષણો છે એ ન્યાય અને પ્રમાણિકતા ધર્મગુરુના જ નહી સુભટના પણ હોય છે ન્યાય અને પ્રમાણિકતા માટે સતની પવિત્રતા જેટલી જરૂરી છે, તેટલી જ જરૂર યોદ્ધાની તલવારની છે શિવાજી વિનાના રામદાસ અધૂરા છે એટલા માટે જ શ્રીકૃષ્ણ મહાભારતમા યુદ્ધને પ્રભુસર્જિત

કહે છે અને તલવાર, ધનુષ્ય તથા ખંજરને પણ ઈશ્વરે ઘડેલા બતાવે છે' પ્રેમની છણાવટમા પણ ત્યાં આ શબ્દો છે 'હરેક પ્રકારનો પ્રેમ કાંતો વ્યક્તિગત હોય છે યા તો પોતાની જાતિના અથવા તો માનવ-જાતિના અંતરાત્મા પ્રત્યેનો પ્રેમ હોય છે, એક આખી જાતિના બીજી આખી જાતિ સાથેના કે દેશો દેશોની વચ્ચેના સબંધમા પ્રેમને સ્થાન ન હોઈ શકે ન્યાયને, ઉદારતાને, પક્ષપાતને કે કર્તવ્યબુદ્ધિને સ્થાન જરૂર હોઇ શકે'

આ પ્રતિપાદનમા મારો અગત રીતે પાયાનો મતભેદ છે, તે મારે અહી નમ્રભાવે રજૂ કરવો જ રહ્યો હુ તો રામદાસ વિનાના જ શિવાજીને અધૂરા ગણુ શિવાજી વિનાના રામદાસ અધૂરા નહી ગણુ ખરી રીતે તો રામદાસ થાય ત્યા માનવસમાજના ઔરગઝેબ ઝાંખા પડીને કોઈ શિવાજી ચોક્કસ દિશામા વળે છે જ ને તેજસ્વી બને જ છે જે નિયમ વ્યક્તિને વિષે સાચો છે, તે નિયમ સમૂહને વિષે પણ સાચો જ છે હુ જરૂર સ્વીકારુ કે વ્યક્તિનુ વિશ્લેષણ સરળ છે, એટલુ સમાજનુ વિશ્લેષણ સરળ નથી, એટલે આખો સમાજ આદર્શને પૂગવામા પાછળ રહે તે સમજી શકાય, પણ તેથી કરીને આદર્શને મોળો પડવા ન દેવાય "દુખ સહન કરવાનો ધર્મ બ્રાહ્મણોનો કે સતોનો હોઈ તેને રાજકારણમા નહી લાદવો જોઇએ," એમ કહેવાને બદલે મારી વાત એ છે કે "કોઈ દેશ કે જાતિ સહન કરવાનો ધર્મ આચરવામા મદ બને તેથી માનવતાના સહન કરવાના ધર્મને નીચે ન પાડી દેવાય, તેને તો તેનુ સર્વોચ્ચ સ્થાન મળવુ જ જોઈએ ક્ષત્રિયવશ બ્રાહ્મણશ્રમણ ન થવા જોઈએ પણ સર્વધર્મ પાલક બ્રાહ્મણશ્રમણના પ્રભુત્વ નીચે જ રાજકારણ (ક્ષત્રિયકારણ) ચાલવુ જોઇએ" સાચી લોકશાહીમા તો બહુજનસમાજની સપાટીનુ જ પ્રતિબિબ પડે છે અને બહુજનસમાજને ધર્મગુરુઓ જ સ્વચારિત્ર્યથી દોરી શકે છે આજે વૈજ્ઞાનિકશસ્ત્રો વાપરી વાપરીને રાષ્ટ્રો કટાળ્યા છે અને લવાદીપદ્ધતિ વિશ્વમાન્ય થતી જાય છે એટલે ક્ષત્રિય ધર્મમા

પણ જે ધર્મક્રાન્તિ આવી રહેલી છે, તે વર્તમાન ગુજરાતઈતિહાસનું ભવિષ્ય વધુ ઉજ્જવળ બનાવવા માટે પણ તલવાર, ધનુષ્ય અને ખડ્ગના વારા ભલે જઈ ભગવાને સર્જેલ ઉત્તમ હથિયારરૂપ લવાદીસિદ્ધાન્ત અને અન્યાયોની સામે પ્રેમયુદ્ધમાંના તપત્યાગની જ પ્રતિષ્ઠા આપણે આજે વિશ્વવ્યાપી બનાવવી જોઈએ

— વિશ્વવાત્સલ્ય ‘પ્રા. નોંધ’ તા. ૧૬–૧૧–૫૩

## રાજકારણ અને ધર્મગુરુઓનું કર્તવ્ય

(પ્ર) આપ રાજકારણમાં ભાગ રસ લો છો, તો એક ધર્મ-ગુરુએ રાજકારણમાં રસ લેવો તે ધર્મતત્ત્વને હાનિરૂપ નથી?

(ઉ) તમારો પ્રશ્ન આજના ધાર્મિક ગણાતા ઘણા લોકોની માન્યતાના પડઘારૂપ છે. એ લોકો એમ માનતા હોય છે કે ધર્મનો અને રાજકારણનો મેળ ન હોઈ શકે. આ માન્યતાએ અંગ્રેજ અમલ દરમ્યાન આપણને અને આપણા ધર્મસંપ્રદાયોને મોટામાં મોટું નુકસાન કર્યું છે. ત્યારથી કહેવાતા ધર્મગુરુઓએ અર્થકારણ, સમાજ-કારણ અને રાજકારણથી ધર્મકારણને અલગ ગણવા માંડ્યું છે, ત્યારથી જીવન અને ધર્મ વચ્ચે ઇરાદાપૂર્વકના છૂટાછેડા નિભાવી લેવામાં આવ્યા છે. પરિણામે ધર્મસત્તાએ પ્રજા ઉપર કાબૂ મેળવવો જોઈએ, તે ન મેળવતાં કહેવાતી ધર્મસત્તા ઉપર સમાજના મૂડીવાદી-વર્ગનો અને સત્તાવાદીવર્ગનો કાબૂ આવી ગયો છે. આ ભ્રમજનક માન્યતા સામે ધર્મદૃષ્ટિએ સમાજરચનાના આદર્શો દ્વારા પ્રત્યેક પ્રશ્નને અને પ્રત્યેક-ક્ષેત્રને સ્પર્શું છું. આપણે જો સાચી લોકશાહી સ્થાપવી હોય તો અને સ્થાપવી જ છે તો મુખ્યપણે સાચા સંતો અને નિઃસ્પૃહી ધર્મગુરુઓએ આ માર્ગે વળવું જ રહ્યું. દશરથ અને રામને દોરનાર વસિષ્ઠ હતા, એથી જ રામરાજ્ય સ્થપાયું અને ટક્યું હતું.

આ ઉપરથી સહેજે સમજી શકશો કે રાજ્ય એ કાયદા દ્વારા સમાજનું ધારણ-પોષણ કરવાનું સાધન છે, ત્યારે ધર્મ આમજન-

તામા નૈતિક બળ પેદા કરી એના જીવનના એકેએક અંગનું ધારણ, પોષણ અને સત્ત્વસશોધન કરતો હોઈ રાજકારણ, અર્થકારણ વગેરે એમા આપોઆપ આવી જાય છે

—વિશ્વવાત્સલ 'પ્રશ્નોત્તરી' તા ૧૬-૫-૪૮

## ધર્મગુરુઓ રાજકારણની સાથે ધર્મકારણનો સુમેળ સાધે!

પ્ર૦ રાજકારણને આપ ધર્મકારણથી રંગાયેલુ હોવુ જોઈએ, એમ માનો છો જ્યારે અનુભવ કંઈ જુદુ કહે છે, કારણકે રાજ્ય તંત્ર ગમે તેવુ ઊચું હોય તોયે મનુષ્યકૃત કાયદા ઉપર ચાલવાનુ આજે પણ એવુ જ છે દા ત સલામતી ધારો, ફરજિયાત અસ્પૃશ્યતા નિવારણ, છૂટાછેડા વગેરે મનુષ્યકૃત કાયદો આવ્યો ત્યા બળાત્કાર આવ્યો જ સમજવો આમાં ધર્મ ક્યાં રહે? બળાત્કારને અને ધર્મને મેળ પડે ખરો?

ઉ૦ વ્યક્તિઓ સગાથે મળે એટલે નિયમો, શિસ્ત વ૦ ઊભુ થવાનુ જ રાષ્ટ્ર એ તો વ્યક્તિઓનો મહાસમૂહ છે માનવસમૂહ જેટલો વિશાળપ્રમાણમા કેદ્રિત તેટલુ જ શિસ્ત પળાવવા માટે કેદ્રિત બળ વાપરવુ પડે આ કેદ્રિતબળમા અનિચ્છાએ પણ હિંસા આવવાની રાષ્ટ્રોને તો વળી આજે આતરરાષ્ટ્રીય પ્રવાહો વચ્ચે સ્વત્વ જાળવવાનુ હોઈ સરક્ષણના સાધનો શોધવા પડે તે રીતે પણ હિંસા આવવાની બીજી બાજુ વ્યક્તિઓનો મહાસમૂહ જેટલો શિસ્તપાલનમા સ્વય ટેવાયેલો હોય, તેટલે અશે આ હિંસાબળમા અહિંસા આવશે અથવા અહિંસક વ્યક્તિઓ રાજતત્રમા ઉચ્ચસ્થાને હોય તોય શ્રદ્ધાને બળે અહિસાનો ખ્યાલ પ્રજાને ગમશે આ કારણે જો માત્ર બાહ્યહિંસા જોઈને જ ધર્મ એનાથી વેગળો રહે તો હિસાને છૂટો દોર મળી જાય એટલે બળાત્કારને ટેકો આપવા માટે નહિ, પણ બળાત્કારને બદલે સહકાર પ્રેરવાને માટે રાજકારણને ધર્મનો રગ વધુમાં વધુ લગાડવાની જરૂર છે ભારતમા વ્યક્તિ કે વર્ગના હાથમા રાજતત્ર

રુ ત્યારે ધર્મ જ હિંસામા અહિંસા ભરી છે તો આજે તો લોકશાહી તત્ર છે, એટલે ધર્મને કાર્ય કરવાના વધુમા વધુ વિશાળ તક મળી છે એક બાજુથી નીચેથી એટલે જનતામા ધર્મ પ્રેરવો જોઇએ અને બીજી બાજુ રાજતત્રને હોદ્દે બેઠેલી વ્યક્તિઓ સામે પણ ધર્મમય ભાવનાનુ મહાબળ ઊભુ કરવુ જોઇએ, જેથી માનવજાત વિકાસ-રથને ન ચૂકે અને જનાય રાષ્ટ્ર દુર્બળ કે પરાધીન ન થઇ જાય મનુષ્યકૃત કાયદા કરતા ઈશ્વરકૃત કાયદો મહાન છે અને કેટલીકવાર બન્ને વચ્ચે ઝઘડા થાય ત્યા ઈશ્વરકૃત કાયદાને જ મહત્ત્વ આપવુ જોઇએ આવે સ્થળે ધર્મકારણ અને રાજકારણ ભલે જુદા પડે પણ તેમા ધર્મકારણની જીત થશે જો એ (ધર્મકારણ) રાજકારણની સાથે ચાલવા જતા રાજકારણ એની સાથે સુમેળ નહિ સાધી શકે તો બાકી રાજકારણ અને ધર્મકારણ વચ્ચે કાયમના છૂટાછેડા થયા તો ધર્મમા પાખડીઓ પેસશે અને પરિણામ એ આવીને ઊભુ રહેશે કે અહિંસા અને સચ્ચાઇ પર હિંસા અને કાવાદાવાનુ સામ્રાજ્ય સ્થપાશે આ દુઃખદ સ્થિતિથી બચવુ હોય તો મુશ્કેલીઓ વહોરીને પણ ધર્મકારણે રાજકારણ પર પોતાનુ પ્રભુત્વ સ્થાપવા માટે ભરપૂર પ્રયત્ન કરવો જ રહ્યો

પ્ર૦ અહિંસા તો માણસના અંતરથી ઊગે અને ઊગવી જોઇએ ધર્મ આ માર્ગ લેશે, કે જે ઘણો લાંબો માર્ગ છે, રાજ્યતત્ર ટૂંકો માર્ગ લેશે, એટલે કે સમાજના અનિષ્ટો જલદી ટાળી દેશે આને લીધે રાજ્યનુ કામ માણસને સજાથી સુધારવાનુ રહેશે, ત્યારે વિના સજાએ પ્રેમબળે સુધારવાનુ કામ ધર્મગુરુએ કરવાનુ રહેશે આમ જોતા પણ રાજ્યના અને ધર્મના રસ્તા જુદા જ પડવાના, પછી રાજ્યનો અને ધર્મનો મેળ કેમ પડે?

ઉ૦ તમારે એ ન ભૂલવુ જોઈએ કે એકલી સજા કદી જ તત્ર ચલાવી શકતી નથી થોડા માણસો પણ જે રાજ્યમા અહિંસક ભાવનાવાળા હોય ત્યા જ સજા કાર્યકારિણી બને છે ટૂકમા મનુષ્ય-

કૃત કાયદામાત્રની આગળ અહિંસા હોય છે. તો જ એ કાયદો આગળ ચાલે છે ધર્મનો–માનવહૃદયસુધારનો–માર્ગ લાંબો દેખાય છે એ ખરુ, પણ એ લાંબા રસ્તાના પાયા પર જ ટૂંકા રસ્તારૂપી રાજ્ય-તંત્રની સજાઓ ચાલી શકે છે આથી તો ધર્મ અને રાજ્ય વચ્ચે છૂટાછેડા નહિ પણ ગાઢ સંબંધ હોવો જોઈએ, એ જ સિદ્ધ થયુ. એટલુ ખરુ કે, ધર્મગુરુ જેવા લોકોએ પ્રેમબળના લાંબા રસ્તાને સ્થાને કાર્યસિદ્ધિની લાલચમા ટૂંકો રસ્તો ન લેવો જોઈએ. તેમ રાજ્ય-કાનૂનોથી કે રાજ્યના હોદ્દેદારોથી અળગા ન જાઈએ,

—વિશ્વવાત્સલ 'પ્રશ્નોત્તરી' તા. ૧૬–૫–૫૦

## સાધુપુરુષો અને લોકસભા દ્વારા કાર્ય

પ્ર તમો, મહારાજ, કાકાસાહેબ, જાજુજી, આશર, કિશોરભાઈ, વિનોબાજી જેવાઓ પાર્લામેન્ટમા (લોકસભામા) જાઓ તો ઘણુ ઘણુ કરી શકો. માટે કેમ જતા નથી? આમ બહાર રહીનેય કામ કરો છો, તે સારુ છે, પરતુ તે જ વિભાગપૂરતુ એ કામ થાય છે જો પાર્લામેટમા જાઓ તો થોડી મહેનતે આખા ભારતમા ઘણુ કામ થાય. મારી આ માન્યતામા ભૂલ હોય તો બતાવો

ઉ તમારા જેવી માન્યતા ધરાવનાર આપણા દેશમા ઘણા માણસો છે તમો તો કદાચ કોંગ્રેસ દ્વારા અમારા જેવાઓને લોકસભામા મોકલવા માગતા હશો, પણ એવોય કેટલોક વર્ગ—રચનાત્મક કાર્યકરોમા પણ—છે કે જે કોંગ્રેસ તરફથી જ નહી બલ્કે ગમે તે જૂથ સાથે બાંધછોડ કરીને પણ ધારાસભામા જવુ જોઈએ, એમ માને છે. હુ આ માન્યતામા મૂળભૂત દોષ જોઈ રહ્યો છુ. મારા પોતા વિષે જવાબ આપુ તો મારી વ્યાસપીઠ ધર્મસસ્થા છે અને સાધુસન્યાસીઓ એ જ મારુ મુખ્ય કાર્યક્ષેત્ર છે હુ સત્તાનુ મૂળ પણ દિલ્હીની લોકસભામા નહી, ગામડાના ઝૂપડામા વસતા લાખો દરિદ્રીઓમા જોઉ છુ અને તેથી મોટા ભાગના પ્રખર કાર્યકરો બહાર રહે, એમ ઇચ્છું

છે. આથી આપ પણ જવાહરલાલ જેવા વળાય અરજ છે કે ગુજરાત-સૌરાષ્ટ્ર પૂરતા તો આ વખતે શ્રીઢેબરભાઈ, નાગરજીભાઈ ઉપરાંત કેટલાક વર્ષોના રચનાત્મક કાર્યકરો પૈકી શ્રી કુરેશી જેવાને પણ ધારાસભામાં મોકલવામાં સહાનુભૂતિ અને આશીર્વાદ મેં આપ્યા છે. માવળંકર, નરહરિ, બબુભાઈ, કાનજીભાઈ ઉપરાંત શ્રી રવિશંકર મહારાજની સંમતિ મળ્યા પછી શ્રીઅકબરભાઈને પણ આ વખતે ગુજરાતમાંથી મોકલવાની તક ઊભી થઈ છે તે તમો જાણતા હશો. વિનોબાજી જેવા તો બહાર રહીને રાજતંત્રને આવી દોરવણી આપ્યા કરે, તે જ ઉત્તમ વસ્તુ છે. રાજતંત્ર તરફ લોકમાનસને લઈ જવી હોય તો ત્યાં પ્રબળ [illegible] તેટલું કામ નથી આપી શકતો, જેટલું કામ પ્રબળ પ્રેરકબળ આપી શકે છે. આ વિશે ‘વિશ્વવાત્સલ્ય’માં અનેક અનુભવો આપીને વાત લખી ચૂક્યો છું. બીજી પણ એક વાત કહી દઉં—કામનો વિસ્તાર કેટલો મોટો છે, તે જોવા કરતાં કામની પાછળ ઊંડાણ અને સિદ્ધાંતનિષ્ઠા મજબૂત છે કે કેમ તે જ મુખ્યત્વે જોવાવું જોઈએ. બાપુજી આ દૃષ્ટિએ જ જોતા હતા અને તેઓ આપણી સામે જ મહાન વસ્તુ મૂકી ગયા છે, તેને પણ આપણે તે દૃષ્ટિએ જોઈને જ આગળ વધારી શકાય. તમારી માન્યતાનું એકાંગીપણું આથી તમોને સ્વાભાવિક કળાઈ હશે.

—વિશ્વવાત્સલ્ય ‘પ્રશ્નોત્તરી’ ૧૬–૧૨–૫૧

## રાષ્ટ્રીયતા ધર્મમાં ઉમેરવા જેવી નથી

પણ મારે નમ્ર ભાવે કહેવું જોઈએ કે રાષ્ટ્રીયતા એ કાંઈ ધર્મમાં ઉમેરવા જેવી ચીજ નથી. ધર્મરૂપી મહાસાગરનું એ મહત્ત્વનું અંગ પ્રથમથી જ છે. જુઓ ઠાણાંગસૂત્રમાંના ‘રાષ્ટ્રધર્મ’ વગેરે. આજે રાષ્ટ્રીય, સામાજિક અને આર્થિક પ્રશ્નોમાં ધર્મ માર્ગદર્શક બનતા નથી, તેજ કારણે એક બાજુ ધર્મક્ષેત્રમાં ધર્મને નામે અધર્મ ચાલી શકે છે, બીજી બાજુ સામાજિક અહિંસા અને સામાજિક સત્ય ઝાંખાં પડી ગયાં છે. ગાંધીજીએ રાજકીય ક્ષેત્ર પર જે પહેલ કરી તે

પહેલને સામાજિકઆર્થિકક્ષેત્ર ઉપર જો સાધુવર્ગ આગળ ધપાવે તો જ ભારતીય ધર્મધ્વજ વિશ્વમા લહરાઈ શકે

— વિશ્વવાત્સલ્ય 'પ્રવાસનોંધ' ૧૬-૪-૫૬

## પ્રજા ઘડનારને સમાજ અને રાજકારણ સાથે સંપર્ક રહેવાનો !

માણસ જ્યા સુધી જીવતો છે ત્યા સુધી સમાજ છે અને સમાજ છે તો એના રિસ્ત અને નીતિનિયમો રહેવાના સર્વસેવાસઘ શાસનવિહીનસમાજ રચનામા માને છે, પરતુ એને પણ નીતિનિયમો છે જ જેમકે સર્વસેવાસંઘનો સભ્ય કોઈ રાજકીયપક્ષનો સભ્ય નહી થઇ શકે થશે તો સઘમાથી કાઢી મૂકવામાં આવશે આમ શિક્ષા અને શાસન બન્ને આવ્યા લોકશાહીમા તમારે પ્રજાને રાજકારણની રીતે ઘડવી જ પડવાની બીજા કાર્યોની સાથે રાજકારણ પણ એક ભાગ બનવુ જોઇએ લોકોને સારા નરસાનો સ્પષ્ટ ખ્યાલ આપવો જોઈએ. આજના પક્ષો માત્ર રાજકારણ માટે જ ઊભા થયા છે કોંગ્રેસસસ્થા માત્ર રાજકારણ માટે નથી, પ્રજાનો સર્વાંગીવિકાસ એ એનુ ધ્યેય છે હવે એ રાજકારણીય થતી ચાલી છે, તેમાંથી બચાવવા અને વિકસાવવા શુદ્ધ લોકોએ એમા પ્રવેશવુ જોઇએ સાથોસાથ બહાર રહીને પણ લોકોનું નૈતિક સગઠિતબળ ઊભુ કરવુ જોઈએ ઘણા મોટા ગણાતા માણસોને પણ આ વાત ગળે ઉતરતી નથી, તેઓ તો રાજકારણથી પર થવાની વાતો કરે છે

— વિશ્વવાત્સલ્ય 'પ્રવાસનોધ' તા ૧-૧-૫૫

## ધર્મના ઝબ્બાધારીઓ દ્વારા માનવજાતિને સ્પષ્ટ માર્ગદર્શન મળે

(મુબઇમા મળેલી ત્રીજી ધર્મપરિષદને પાઠવેલો સદેશો)

દુનિયાની માનવજાત આજે તાત્કાલિક પ્રશ્નો પરત્વે જેટલી એકાગ્ર છે, તેટલુ એનાં દૂરગામી પરિણામોનુ એને સ્પષ્ટ ભાન કે જ્ઞાન

નથી ધર્મનો દાવો જેમના દાગ થાય છે તેવા લોકોએ આવુ દૂરગામી સ્પષ્ટ માર્ગદર્શન કરાવવાની આજે સૌથી વધુ જરૂર છે

આજે ચર્ચા કે વિવાદની વેળા નથી સાંકડા વર્તુલમા ગયી માનવતાકાતને રુંધવામા મહાપાપ છે આજે ગજકારણદ્વારા મુખ્યત્વે માનવજાત ઘડાઈ રહી છે એ ઘડતરમા સીધો અને પાગદર્શક ભાગ લઈ ધર્મના ઝુમ્માધારીઓએ માનવજાતનુ સાચુ અને નિશ્ચિત મધ્યબિંદુ સિદ્ધ કરવાનુ અને કરાવવાનુ છે આવડી મોટી જવાબદારી મહાન તપ અને મહાન આત્મવેગ માગે તે દેખીતુ જ છે

— વિશ્વવાત્સલ્ય ૧૬–૫–૪૯

## જૈન સાધુઓ અને શ્રાવકો રાજધર્મને પણ સમજે

પ્ર સરકાર ઘઉના લોટની સાથે શકરિયાનો લોટ ભેળવીને આપશે, એમ જાણવા મળ્યુ છે જૈનો શકરિયા કંદમૂળમા ગણાતા હોઈ વાપરતા નથી તો આ બાબતમા જૈનોને તમે શી સલાહ આપી શકો ?

ઉ આ પ્રશ્નના બે વિભાગ પાડુ –(૧) સરકારને અનુકૂળ યા પ્રતિકૂળ બનવુ પડે તો ક્યારે અને (૨) જૈનોની પોતાની આજની સ્થિતિ કેવી છે ? (क) મુળાગ્રે જૈનધર્મે પોતાના ગૃહસ્થોને અને સાધુઓને બન્નેને રાજપ્રત્યેની ફરજો પણ બતાવી છે તેમા પણ ગૃહસ્થોને તો ખાસ બતાવવા માટે વ્રતની ભૂલોમા પણ રાજધર્મને યાદ કરાવ્યો છે ત્રીજા વ્રતમા જે પાચ ભૂલોને મહાન ગણી છે, તેમાની એક ભૂલ રાજ્યની આજ્ઞાવિરુદ્ધનુ વર્તન પણ કહેલ છે કોઈપણ રાજતંત્રના કાનૂનોને પ્રજા વફાદારીથી ન પાળે તો એ તંત્ર ચાલી જ ન શકે, જૈનોની શિસ્ત તો બીજાઓ કરતા વધુ હોવી જોઈએ હા, સત્યના મૂળમા પ્રહાર થતો હોય ત્યારે કોઈપણ માણસને ગમે તેવી સત્તા કે સગપણો સાથે ઝૂમવાની છૂટ મળે છે જ (ख) પ્રથમ તો જૈનોની આજની પરિસ્થિતિ જોતા એમ લાગે છે કે તેમનુ બીજુ વર્તન એવુ નથી કે શકરિયાના

લોટવાળા મુદ્દા પર અહિંસાની રીતે અસર પાડી શકે તે સવાલ હાલ છોડી દઈએ, તોય કંદમૂળત્યાગ એ ગૃહસ્થોનુ મૂળવ્રત નથી મૂળવ્રત ન ખંડાય ત્યાં લગી સરકાર જેવા મહાતંત્રને પ્રતિકૂળ થવુ, એ અધર્મ બની જવાની પૂરેપૂરી ભીતિ છે પ્રથમવ્રતમાં ગૃહસ્થોને એકેંદ્રિય જીવની છૂટ અપાઈ છે. આમ છતા વધુ સયમની દૃષ્ટિથી કોઈ કંદમૂળને છોડે તો ખોટુ નથી

બીજુ આજે અનાજની તાણ છે સરકારને જુદી જુદી વ્યવસ્થા ગોઠવવી કઠિન હોય છે, એટલે આટલા નાના મુદ્દા પર સરકારને પ્રતિકૂળ થવાને બદલે અનુકૂળ થવાની જ હુ જૈનોને સલાહ આપુ જેઓ શકરિયાનો લોટ મિશ્ર હોવાને કારણે ઘઉંનો લોટ સાવ છોડી દઈ વધારાનુ અનાજ—મકાઈ જેવુ લેવાનુ પસદ કરીને પણ શકરિયાનો લોટ ત્યાગે, તેવા જૈનો પોતાનો સરકાર પ્રત્યેનો ધર્મ બજાવે છે અને સાથેસાથ પોતાના વ્રતને સાચા અર્થમા દિપાવે છે જેમને વ્રત પાળવુ છે તેમણે થોડી મુશ્કેલી બીજા સમાજખાતર સહેવી એ શોભારૂપ છે જે જૈનો સૂઠ અને હળદર સૂકાઇ ગયા પછી વાપરતા હોય, તેવા જૈનોને શકરિયાના લોટનો વાંધો હોય તે સમજી શકાતુ નથી, મારવાડના જૈનો પરિસ્થિતિને કારણે બટાટા જેવાની સૂકવણી ખાય છે, આજની પરિસ્થિતિના કારણે સામાન્ય જૈનો આને ચલાવે અને સુજ્ઞ લોકો ઉપર બતાવ્યુ તે રસ્તો લે, એમ આ પ્રશ્નનો સુદર ઉકેલ મળી રહે છે

— વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' ના ૧૫-૮-૪૯

## માંસાહાર છોડાવવાનું કામ સરકારનુ કે સાધુઓનુ ?

.. મત્સ્યોદ્યોગને સરકારના ટેકા ઉપર તેમનો પ્રહાર ખૂબ દેખાય છે તેઓનો પોકાર છે—એક બાજુ બુદ્ધજયતી ઉજવવી અને બીજી બાજુ બ્રિટને નાખેલા ઠેરઠેર કસાઇખાના ઓછા ન કરતા પરમાટીનો ખોરાક આસાન બનાવવો, આથી ભારતસસ્કૃતિ શી રીતે ખીલે ? સાત્વિક

ખોરાક ઉપર તેઓ વધુ જોર આપે છે, એ રીતે વાત સાચી છે, પણ સાત્વિકતાનો મુખ્ય સંબંધ આંતરિક સાત્વિકતા સાથે છે તે યાદ રાખવું જોઈએ માંસાહારીઓમાં પણ સાત્વિકવૃત્તિવાળા લોકો નથી હોતા, એમ એકાંતે નહીં કહી શકાય, અલબત્ત, તેવા લોકો વંશપરં-પરાની ટેવને લીધે ખાતા હોય, એવું બને વળી તેમનું જીવન બીજી રીતે પવિત્ર હોવું જોઈએ, એ બાબત તેમને માટે હોય છે જ એમ છતાં માંસાહાર તેઓ પણ છોડે એ સારું છે જ સવાલ એ છે કે એ કામ સરકારનું છે કે જનતાનું? મારા મતે એ કામ મુખ્ય પણે જનતા, જનસેવકો તથા સંતસાધુઓનું છે ગ્રામજનતાનો પ્રભાવ વ્યવસ્થિત હોય તો જ ગ્રામપ્રજા માંસાહારી હોય છે ત્યાં પણ માંસા-હાર પ્રત્યેની ચીડનો પ્રભાવ દેખાય છે તે જોતાં સરકારનો આ દિશાનો વેગ સહેજે વધી જાય એવું જ 'ચા અને વનસ્પતિ ઘી'નું છે, તે બન્ને ગામડાના અર્થતંત્ર તથા સમાજતંત્ર બન્ને દૃષ્ટિએ મહાશત્રુઓ છે પણ મારો મુખ્ય મદાર (આધારપણું) સરકાર ઉપર ન હોઈ, હું વધુ જનતા અને ખાસ કરીને ગ્રામજનતાને જ કહેતો હોઉં છું ને તેને વ્યવસ્થિત બનાવવામાં રસ ધરાવું છું

—વિશ્વવાત્સલ્ય (ટપાલ) ૧૬–૭–૫૬

## હિંસા છોડાવવાની જવાબદારી સાધુઓની કે સરકારની?

મેં હમણાં જ જૈનસાધુઓ સાથે વાતો કરી તેમણે મને કહ્યું આ સરકાર કોંગ્રેસની હોવા છતાં વાંદરાઓને કાં પરદેશ ચઢાવે છે? તીડોને કાં ઇરાદાપૂર્વક મારે છે તમો વિશ્વવાત્સલ્યના હિમાયતી છો અને વિશ્વમાં માત્ર માનવસૃષ્ટિ જ નથી, તેમાં જીવજંતુ માત્ર આવે છે તો તમો સરકારમાં આવું બંધ કાં ન કરાવો અથવા ઢેબરભાઈ જેવાને ગળે આ વાત કાં ન ઊતરાવો

આ પવિત્ર સાધુઓનું લક્ષ્ય સટ્ટાખોરી, જુગારખોરી, વ્યાજખોરી, ધનપ્રતિષ્ઠા અને સત્તાપ્રતિષ્ઠા જેવા મહાઅનિષ્ટો તરફ પ્રથમ કેમ નથી

જાત. નાનુ મને એકસરિત આશ્ચર્ય થયુ. એમ છતાં આજ પ્રશ્નની વિધેયાત્મક બાજુ જ લઈને મેં તેમને કહ્યું—મારુ મુખ્ય આધારસ્થળ જનતા છે જનતાનો આવો સાચા દિલનો અવાજ સાચા સગઠનથી નિકળશે તે દિવસ લોકશાહીમાં આવું જરૂર શક્ય થશે જ આજે તો જનતાના વર્ગો જ આ દિશામા પૂરેપૂરા સંમત નહીં થાય સંમત થાય તોય તેવું આજે શુદ્ધસગઠન પણ નથી અને આથી જ હુ આવા સંગઠનની હિમાયત કરુ છુ તમોને પણ મારે કહેવુ ઘટે કે આજની કોંગ્રેસ, કૉંગ્રેસસરકારોને અહિંસકદિશામા દોરી શકે તેવી નથી રહી નહી તો તે પોલીસ જાય તે પહેલા તોફાની ટોળા વચ્ચે ધસી જાત પણ એમા હુ કૉંગ્રેસ કરતા રચનાત્મકસસ્થાઓ અને ધર્મોપદેશક સાધુસતોની જવાબદારી (જનતાને અહિંસક તાલીમમા આગળ વધારવા માટે) વધુ માનુ છુ સાથોસાથ આવું કહેવાનો મને પણ નૈતિક અધિકાર ત્યારે જ માનું છુ કે જ્યારે હુ આવા પ્રયોગો કોઈ એવી સસ્થા કે સંસ્થાઓ દ્વારા કરાવી શકુ હુ કૉંગ્રેસની સરકારોને આ દિશામા અગત અને જાહેર રીતે કહુ તો છુ જ, પણ તે પહેલાં મારી આરજુ મારી જાત પ્રત્યે, સાધુવર્ગ પ્રત્યે અને રચનાત્મક સંસ્થાઓ પ્રત્યે મુખ્ય હોય છે તથા કોંગ્રેસ સસ્થા તરફ પછી હોય છે જો કે અંગત રીતે સર્વોચ્ચ કૉંગ્રેસી સાથીઓને મારી આ વિનવણી અવશ્ય હોય જ છે, પણ મારો મુખ્ય ઝોક જનતા અને ખાસ તો ગ્રામજનતા તરફ જ રહે છે

—વિશ્વવાત્સલ્ય 'નોંધ' તા ૧-૧-૫૫

## ગોવધબંદીમાં સરકાર ઉપર દબાણ યોગ્ય નથી
## પ્રજાને ગોપાલન તરફ દોરો

એક વાત નિર્વિવાદપણે સાચી છે કે સામાજિક અન્યાયો સામે વ્યક્તિગત ઉપવાસનું હથિયાર પણ અહિંસક સમાજરચનામાં ઘણી વાર ઉચ્ચ કોટિનું અને અનિવાર્ય બને છે પરતુ એટલા જ માટે

તેવા હથિયારને અજમાવવા પહેલા જવાબદારી પણ ઘણી વધી જાય છે 'ગોવધપ્રતિબંધ'નો પ્રશ્ન આમ તો સાવ સહેલો લાગે છે, કારણ કે હજારો વર્ષથી આર્યોની અને આર્યોની અસરવાળી ભારતવર્ષની પ્રજાના ખમીરમા તે ચીજ પડેલી છે એમ છતા આજની ગોપૂજા બાહ્યવિધિરૂપ બનીને આત્મા ખોઈ બેઠી છે, ત્યારે એટલી સરકાર ઉપર આપણુ દબાણ યોગ્ય નહિ ઠરે વ્યવસ્થિત ગોપાલનતરફ પ્રજાને વાળવી પડશે આજની દુર્બળ ગાયોમા સબળતા ભરવી પડશે ગાયોની અને ઓલાદોના યોગ્ય વપરાશનો માર્ગ વિચારવો પડશે ભેંસો, સાંઢો, ઘોડા ઉપરાંત ઘેટાંબકરાં વ.ની પણ મર્યાદા નક્કી કરવી પડશે ગાયોના દૂધ-ઘીને વધુ ઉત્તેજન આપવુ પડશે ગામડાઓમાથી શહેરમા સંખ્યાબંધ આવતી દૂબળી ગાયોની યોગ્ય વ્યવસ્થા ગોઠવવી પડશે આ કામમા ધર્મોપદેશકો, ધર્મપ્રેમી જનતા, મહાજનો, કૉંગ્રેસીઓ વળગી જાય અને પછી સરકારને ફરજ પાડીએ તો બન્ને બાજુથી થયેલુ કામ અવશ્ય સફળ નીવડશે બાકી આજના કપરા સંજોગોમા છાશવારે ને છાશવારે થતી કૉંગ્રેસની કે કૉંગ્રેસસરકારની ખોટી પજવણી આપણને પોતાને જ ભારે પડવાની છે એથી યોગ્યકાર્ય તો નથી થવાનુ બલ્કે હિંસકમાર્ગી, પ્રત્યાઘાતી તત્ત્વો અને અસંતુષ્ટ બળોને જોર મળશે તો રાષ્ટ્રનુ અહિત અવશ્ય થવાનુ છે આટલુ સમજીને પછી જ કરવુ હોય તે કરીએ

—વિશ્વવાત્સલ્ય તા. ૧-૪-૫૧

# આર્થિક ક્ષેત્રનું દર્શન

[ સાધુસંતોએ આર્થિક ક્ષેત્રે કેવી રીતે પ્રેરણા આપવી જોઇએ ? અર્થ અને કામ પુરુષાર્થની સાથે ધર્મનો અનુબંધ યોગ્ય રીતે નહી રહેવાથી કયા અનિષ્ટો વિશ્વમા જન્મ્યા છે ? ભગવાન મહાવીર, બુદ્ધ, રામ અને કૃષ્ણ આદિ મહાપુરુષોએ ગૃહસ્થ સાધક માટે અસ્તેયવ્રત, પરિગ્રહપરિમાણવ્રત બતાવીને સાથોસાથ આજીવિકાશુદ્ધિ અને અમુક ( કર્માદાનવાળા ) વ્યવસાયોનો ત્યાગ પણ બતાવ્યો છે અને ગૃહસ્થની પાસે રહેલા અર્થો (પદાર્થો)ની મર્યાદાઓ અને સંવિભાગની પ્રેરણા આપી આર્થિક ક્ષેત્રે ધર્મને લાવવા પ્રયત્નો કર્યા છે, પણ આજના સાધુસંન્યાસીઓ મોટે ભાગે પોતાના અનુયાયી ગૃહસ્થોને તેમના અન્યાય, અનીતિ, વ્યાજ અને શોષણના ધંધા વગેરેમા આડકતરી રીતે ટેકો આપતા હોય છે એટલે તેમને આર્થિક ક્ષેત્રની સાધનામા કઇ જાતની સાવધાનીઓ રાખવી જોઇએ ? અનીતિમાન, અસદાચારી ધનિકને પ્રતિષ્ઠા આપવાથી પ્રજામા ધર્મ અને સદાચારને બદલે ધન અને અનીતિની પ્રતિષ્ઠા કેવી રીતે જામી અને સમાજમા એના અનિષ્ટો કેવા રીતે પાગર્યા ? સમાજમાં ધનિકોને પુણ્યશાળી અને ભાગ્યવાન કહેવાની ખોટી માન્યતા ક્યાર અને શા માટે ફેલાઇ ? એને ટેકો મળવાના કારણો કયા ? ધર્મસ્થાનોમા ધર્મને બદલે ધનને અપાતી પ્રતિષ્ઠા કેમ અટકે ? આ બધા અનિષ્ટોને દૂર કરવાનો ખરો ઉપાય કયો છે ? આજના યુગે ખરા સાધકો આર્થિકમર્યાદા (પરિગ્રહપરિમાણ) અને ઉપભોગ્ય પરિભોગ્ય વસ્તુઓની મર્યાદાઓ માટે ભૂમિદાન, સંપત્તિદાન, સાધનદાન, શ્રમદાન, બુદ્ધિદાન, સમયદાન, ગ્રામદાન વ૦ પ્રવૃત્તિઓની પ્રેરણા શા માટે કરતા નથી ? મધ્યમવર્ગની સ્થિતિમા પરિવર્તન લાવવા માટે ધર્મસંસ્થા પાસે કયો રાજમાર્ગ છે ? ગરીબો અને ગામડાઓનુ શોષણ અટકાવવા માટે સાધુસંતો પાસે કયો નૈતિક ઉપાય છે ? વ૦ વાતો ઉપર ખૂબ ઊંડાણથી આ વિભાગમા છણાવટ કરવામા આવી છે —સ. ]

## ધર્મગુરુઓ પૂંજીવાદનુ પાંજરુ છોડે અને પ્રજાને છોડાવે

સિંહ વનનો રાજા કહેવાય છે વનમા ચાહે ત્યા એ સ્વૈર-વિહાર કરતો હોય છે એ જ સિંહ જ્યારે પાંજરામા પૂરાય છે, ત્યારે માત્ર એનુ ક્ષેત્ર જ ટૂંકુ નથી થતુ, એની મહાશક્તિમા પણ ઓટ આવવા લાગે છે તેમાય જો સરકસનુ પાંજરુ હોય તો તો ન પૂછો વાત! વળી શાસ્ત્રોમા એવુય દૃષ્ટાત અપાય છે કે બકરાઓના ટોળામા રહીને સિંહ પોતામા પડેલી મહાશક્તિને પણ વિસરી જઈ શકે છે પૂંજીવાદનુ પાંજરુ અને માનવજાત એ બન્નેનો વિચાર કરીએ તો આ દૃષ્ટાત આબેહૂબ માલૂમ પડ્યા વિના નહી રહે આજે મૂડીના લક્ષ્યમા માનવ પોતે જ ખોવાઈ ગયો છે આપણો ધર્મપ્રધાન–સસ્કૃતિપ્રધાન ગણાતો દેશ પણ આથી ક્યા મુક્ત છે? (૧) ભારતના અર્થકારણનો વિચાર કરીએ તો, જે કાચી ચીજનો ઉત્પાદક છે, તેને જ પાછુ પોતાનો વેચેલો માલ ઘણા ઉચા દરે ખરીદવાનો આવે છે, કારણ કે અર્થતત્રનુ આખુ માળખુ પૂંજીવાદના પાંજરામા છે (૨) સમાજકારણનો વિચાર કરીએ તો લગ્ન, જીવન, શિક્ષણ, કળાઓ અને બીજી અનેક સમાજજીવનની અગત્યની બાબતમા પણ છેલ્લો ક્યાસ પૂંજીથી થતો હોઈ, સમાજ પણ પૂંજીવાદના પાંજરામા પુરાઈ ગયો છે ગમે તેવા ભયકર ગુનાઓ કરીને પણ નાણાની કોથળી ઉઘાડી મૂકનાર માનવી સમાજમા છડેચોક પ્રતિષ્ઠિત રીતે જરૂર જીવી શકે છે (૩) આપણા નૈતિકમૂલ્યો પણ પૂંજીવાદના ચોકઠામા કેવા જકડાઈ ગયા છે!

જે દારૂમાની આવકને કેળવણીમા ખર્ચવાને કારણે, બાપુએ એની કેળવણીની ઝાટકણી કાઢેલી, એ જ બાપુને મોખરે રાખી ચાલવાનો દાવો કરનાર કોંગ્રેસ–સરકારનિયુક્તસમિતિ જ નહી, ખુદ કેટલાક કોંગ્રેસીઓ પણ વિકાસયોજનામા જોઈતા નાણા મેળવવા દારૂબંધી દૂર કરવાની હિમાયત કરતા શરમાતા નથી આ વિષે સ્વામી આનદે 'હરિજન' પત્રોમા એટલુ જોરથી લખ્યુ છે, કે પછીથી વિશેષ

કહેવાની ભાગ્યેજ જરૂર રહે છે ટૂકમા પૂજીવાદના પાજરામા દેશના નૈતિક પ્રશ્નો પણ આ રીતે પુરાઈ જવા પામે છે વેજિટેબલ અને હિંદીભાષા જેવા બીજા પ્રશ્નોનુ પણ તેવુ જ પાયાનો સવાલ તો એ કે આપણી આવી સમિતિઓ શહેરીસંસ્કૃતિનુ દૂધ પીનારાંઓની મોટે ભાગે બનતી હોય છે અને એ ગામડાંઓને ભાગ્યે જ પૂછે છે આ આગ્રની દારૂબધીતપાસસમિતિને જ પૂછીશુ કે આદિવાસી વિસ્તારોમા મત દારૂબધી બાબતમાં મેળવ્યો હતો ? ભાગ્યે જ હાનો ઉત્તર મળશે કદાચ તે મેળવ્યો હશે તોય તેમને ઘેર જાતે ઊડા ઉતરીને તો નહી જ, ઘણીવાર તો સમિતિના સભ્યોનો પોતે જ જેમાં સ્થાપિતહિત ધરાવતા હોય તેવા જ પ્રશ્નોમાં તેમનો મત અગત્યનો ગણાવા લાગે છે. બિલાડી પાસે માખણના પિંડા મૂકીને ત્યાગ કરાવવા જેવી વાતો છે (૪) ન્યાય-વિષયમા વિચારીએ તો વકીલઅગ તો જાણે ભાગ્યે જ સડાવગરનુ રહી શક્યુ છે સગી ‘મા’ કે સગા ‘પિતા’ સામે પણ વકીલ માત્ર નાણા ખાતર ઊભો રહી શકે છે, સત્યને ખાતર નહી ડોકટરો વિષે પણ ફરિયાદો કયા ઓછી છે ? મૃત્યુને ખાટલે પણ તેને નાણા માગતાં ધ્રુજારી આવતી નથી અરે ! શિક્ષકો પણ પગારવધારાને માટે સગઠિત થાય છે, એટલુ જ નહી રાષ્ટ્રદ્રોહી હાથોમા રમી જતા પણ અચકાતા નથી ! જ્યા ખુદ ન્યાયાધીશો પણ પૂંજીવાદના પાજરામા આવી પડે છે, ત્યાં વહીવટીતત્રમા માણસોની તો વાત શી કરવી ! (૫) મને વધુમા વધુ લાગે છે, તે સપ્રદાયગતધર્મો પૂજીવાદમાં પુરાયા છે તેમનુ દેખીતી રીતે તો કેટલાય સાધુસન્યાસીઓ તપસ્વી અને મહાત્યાગી જેવા લાગે, પણ ઊડા ઊતરતા તુરત જણાય કે એ બધાંઓની ચોટલી પૂંજીવાદના હાથમા કયાકને કયાક પકડાયેલી હોય છે હમણાંના પ્રવાસમા એક મોટો સ્તભ જોયો, તે વિષે એક પ્રશ્નકારે ખૂબ ચીડાઇને મને પ્રશ્ન પૂછેલો તાજો એક સવાલ મુબઈના એક સુધારક જૈનયુવાન કહે છે—“ત્રણ લાખનો હીરાનો મુકુટ દેરાસરમા આવ્યો છે, શામાટે એ જોઇએ ? વીતરાગતાના પ્રતીક ઉપર આ જુલમ શા સારુ

કરવો જોઈએ? ત્યાગના આદર્શ તરીકે ધર્મમંદિરોને શા માટે થવા દેવા જોઈએ?" તેમનો પુણ્યપ્રકોપ આજે પણ કહેશે અજુગતો છે? પણ પ્રમાણિક શંકા ઉઠાવનારાઓને ય હજુ તો નાસ્તિક અને મિથ્યાત્વી તરીકેનુ બિરુદ આપનારા માનવીઓ છે દુ:ખની વાત તો એ છે કે મોટા મોટા મહારથી લેખાતા સાધુજનો પણ મૂગા સાક્ષી બને છે અથવા આ બધી વાતોને ધર્મવિહિત લેખાવવાનો નિરર્થક પ્રયાસ કરનારાઓની નાતમા ભળી જાય છે અલબત્ત, જે કાળે સમાજમા ધર્મમૂલક એવો શુદ્ધ નૈતિકવ્યવહાર ઠીક પ્રમાણમા ચાલતો હોય અને વ્યક્તિગત માલિકીમાથી નહી પણ સામુદાયિક શ્રમજીવનમાથી સહજ એવા સુશોભનો પ્રતીક ઉપર થતા હોય અને જે પ્રતીકો ખરેખર આમજનતાનુ પ્રતિબિબ પાડતા હોય, તે કાળનો અને ત્યાનો તો આ સવાલ જ નથી, પણ જ્યારે માત્ર કારમા મૂડીવાદ ને મહાશોષણથી પેદા થતી અનૈતિક મૂડીને પ્રતિષ્ઠિત બનાવવાની ચાલબાજી મદિરો અને ધર્મસ્થળોમા ખેલવામા આવે છે ત્યારે તે હરગિજ ન સાખી શકાય તેવી વાત બની જાય છે

ઉપર બતાવેલા પાચ પૈકી ધર્મે તો સૌથી પ્રથમ ક્રાન્તિનો ઝડો ઉપાડીને મૂડીવાદના પાજરામા સપડાયેલી માનવજાતને મુક્ત બનાવવી જોઈશે અને આ ત્યારે જ બની શકશે કે જ્યારે ધર્મમદિરો અને ધર્મસાધક સાધુઓ પોતે જ મૂડીવાદનુ રૂડુ રૂપાળુ દેખાતુ પાજરુ છોડી દેશે। આ પાયાનુ કામ ન ઉકેલાય ત્યા લગી દેશની હાલત પણ સાચા સિહ સમી શક્તિશાળી નહી બની શકે

મૂડીવાદના પાજરાથી કટાળેલા સાધુઓએ શહેરોમાની આશા છોડી દેવી જોઈએ, એ એમની સામેની પહેલી શરત, અને બીજી શરત એ કે આ નવા માર્ગે ફૂલ નહી, પણ પ્રથમ તો કાટા જ સાપડશે આજે એટલુ નક્કી કે તેમને આતરિક શાતિ, હૃદયનો સ્નેહ અને જીવનની અનિવાર્ય જરૂરિયાતો અવશ્ય સાપડી રહેશે, કારણ કે ભારતના ગામ-

કહેવાની ભાગ્યેજ જરૂર રહે છે ટૂકમાં પૂજીવાદના પાંજરામા દેશના નૈતિક પ્રશ્નો પણ આ રીતે પુરાઈ જવા પામે છે વેજિટેબલ અને હિંદીભાષા જેવા બીજા પ્રશ્નોનુ પણ તેવુ જ. પાયાનો સવાલ તો એ કે આપણી આવી સમિતિઓ શહેરીસંસ્કૃતિનુ દૂધ પીનારાંઓની મોટે ભાગે બનતી હોય છે અને એ ગામડાંઓને ભાગ્યે જ પૂછે છે. આ આખ્રની દારૂબધીતપાસસમિતિને જ પૂછીશુ કે આદિવાસી વિસ્તારોમા મત દારૂબધી બાબતમા મેળવ્યો હતો? ભાગ્યે જ હાનો ઉત્તર મળશે કદાચ તે મેળવ્યો હશે તોય તેમને ઘેર જાતે ઊડા ઉતરીને તો નહી જ, ઘણીવાર તો સમિતિના સભ્યોનો પોતે જ જેમાં સ્થાપિતહિત ધરાવતા હોય તેવા જ પ્રશ્નોમાં તેમનો મત અગત્યનો ગણાવા લાગે છે. બિલાડી પાસે માખણના પિંડા મૂકીને ત્યાગ કરાવવા જેવી વાતો છે (૪) ન્યાય-વિષયમા વિચારીએ તો વકીલઅંગ તો જાણે ભાગ્યે જ સડાવગરનુ રહી શકયુ છે સગી 'મા' કે સગા 'પિતા' સામે પણ વકીલ માત્ર નાણા ખાતર ઊભો રહી શકે છે, સત્યને ખાતર નહી ડૉકટરો વિષે પણ ફરિયાદો કયા ઓછી છે? મૃત્યુને ખાટલે પણ તેને નાણા માગતાં ધ્રુજારી આવતી નથી અરે! શિક્ષકો પણ પગારવધારાને માટે સગઠિત થાય છે, એટલુ જ નહીં રાષ્ટ્રદ્રોહી હાથોમા રમી જતા પણ અચકાતા નથી! જ્યાં ખુદ ન્યાયાધીશો પણ પૂંજીવાદના પાજરામા આવી પડ છે, ત્યાં વહીવટીતંત્રમા માણસોની તો વાત શી કરવી! (૫) મને વધુમા વધુ લાગે છે, તે સપ્રદાયગતધર્મો પૂંજીવાદમાં પુરાયા છે તેમનુ દેખીતી રીતે તો કેટલાય સાધુસંન્યાસીઓ તપસ્વી અને મહાત્યાગી જેવા લાગે, પણ ઊડા ઊતરતા તુરત જણાય કે એ બધાઓની ચોટલી પૂજીવાદના હાથમા કયાકને કયાક પકડાયેલી હોય છે હમણાંના પ્રવાસમા એક મોટો સ્તભ જોયો, તે વિષે એક પ્રશ્નકારે ખૂબ ચીડાઇને મને પ્રશ્ન પૂછેલો તાજો એક સવાલ મુબઇના એક સુધારક જૈનયુવાન કહે છે—"ત્રણ લાખનો હીરાનો મુકુટ દેરાસરમા આવ્યો છે, શામાટે એ જોઇએ? વીતરાગતાના પ્રતીક ઉપર આ જુલમ શા સારુ

કરવો જોઈએ ? ચોરોના આકર્ષણ તરીકે ધર્મમંદિરોને શા માટે થવા દેવા જોઈએ ?" તેમનો પુણ્યપ્રકોપ આજે કોણ કહેશે અજુગતો છે ? પણ પ્રમાણિક શંકા ઉઠાવનારને ય હજુ તો નાસ્તિક અને મિથ્યાત્વી તરીકેનુ બિરુદ આપનારા માનવીઓ છે દુઃખની વાત તો એ છે કે મોટા મોટા મહાત્યાગી લેખાતા સાધુજનો પણ મૂગા સાક્ષી બને છે અથવા આ બધી વાતોને ધર્મવિહિત લેખાવવાનો નિરર્થક પ્રયાસ કરનારાઓની નાતમા ભળી જાય છે અલબત્ત, જે કાળે સમાજમા ધર્મમૂલક એવો શુદ્ધ નૈતિકવ્યવહાર ઠીક પ્રમાણમા ચાલતો હોય અને વ્યક્તિગત માલિકીમાથી નહી પણ સામુદાયિક શ્રમજીવનમાથી સહજ એવા સુશોભનો પ્રતીક ઉપર થતા હોય અને જે પ્રતીકો ખરેખર આમજનતાનુ પ્રતિબિબ પાડતા હોય, તે કાળનો અને ત્યાનો તો આ સવાલ જ નથી, પણ જ્યારે માત્ર કારમા મૂડીવાદ ને મહાશોષણથી પેદા થતી અનૈતિક મૂડીને પ્રતિષ્ઠિત બનાવવાની ચાલબાજી મદિરો અને ધર્મસ્થળોમા ખેલવામા આવે છે ત્યારે તે હરગિજ ન સાખી શકાય તેવી વાત બની જાય છે

ઉપર બતાવેલા પાચ પૈકી ધર્મે તો સૌથી પ્રથમ ક્રાન્તિનો ઝડો ઉપાડીને મૂડીવાદના પાજરામા સપડાયેલી માનવજાતને મુક્ત બનાવવી જોઈશે અને આ ત્યારે જ બની શકશે કે જ્યારે ધર્મમદિરો અને ધર્મસાધક સાધુઓ પોતે જ મૂડીવાદનુ રૂડુ રૂપાળું દેખાતુ પાજરુ છોડી દેશે ! આ પાયાનુ કામ ન ઉપાડાય ત્યા લગી દેશની હાલત પણ સાચા સિંહ સમી શક્તિશાળી નહી બની શકે

મૂડીવાદના પાજરાથી કટાળેલા સાધુઓએ શહેરોમાની આશા છોડી દેવી જોઈએ, એ એમની સામેની પહેલી શરત, અને બીજી શરત એ કે આ નવા માર્ગે ફૂલ નહી, પણ પ્રથમ તો કાટા જ સાપડશે આજે એટલુ નક્કી કે તેમને આતરિક શાતિ, હૃદયનો સ્નેહ અને જીવનની અનિવાર્ય જરૂરિયાતો અવશ્ય સાપડી રહેશે, કારણ કે ભારતના ગામ-

ડાઓના પેટાળમાં આ વસ્તુઓ પડી હતી અને બાપુજીએ એને બહાર લાવવાનુ વાતાવરણ સર્જી આપ્યુ છે હવે તો મૂડીવાદના પાંજરામાથી નીકળવાની જોઈએ છે થોડીક હિમ્મતપૂર્વકની તૈયારી !

— વિશ્વવાત્સલ્ય તા. ૧૬-૩-૫૪

## ધર્મગુરુઓ મૂડીવાદનું આડતિયાપણું છોડે

સમાજવાદની ઉષા પ્રગટયા પછી પણ જો એની સામેના ભયસ્થળોને દૂર કરવામા નહિ આવે તો, સમાજવાદના સૂર્યકિરણો આમપ્રજા સુધી નહિ પહોચી શકે મૂડીવાદના આડતિયાઓ આદર્શ સમાજવાદ સામેનુ મોટામા મોટુ આવરણ છે

ધર્મસંસ્થાઓના ચાલુ નેતાઓને સૌથી પ્રથમ મારે નમ્રભાવે છતા જોરદાર ચેતવણી આપવાની છે હુ મારી જાતને એ સસ્થાના સભ્ય તરીકે માનતો હોવાથી એ ચેતવણી આપવાનો મારો સ્વધર્મ માનુ છુ છેલ્લા ઘણા વર્ષોથી જાણ્યે અજાણ્યે ધર્મસંસ્થાઓએ મૂડીવાદના આડતિયા તરીકેનુ ખતરનાક કામ કર્યું છે, એવો એકરાર કરનારાઓને મારુ આ ઉદ્બોધન છે 'તમે મૂડીવાદના હાથારૂપ બનતા ધર્માભાસને છોડી હવે સદ્ધર્મની સાચી દિશા તરફ ઝડપી કૂચ કરો અને આદર્શસમાજના પાયામા તમારા લાગવગ અને શક્તિ વાપરો. અપૂર્વ ઘડી આવી છે, રખે એને ગુમાવતા ! યુગ તમોને ઘડે તે પહેલા તમો યુગના ઘડવૈયા બની જાઓ ! આટલા ઉદ્બોધન બાદ અહી મૂડીવાદના એકાદ આડતિયા તરફ આગળી ચીંધીશ. ખેતી, વાણિજ્ય અને ગોસેવા એ ત્રણે એકજ વૈશ્યના વ્યવસાયો છે. આજે ખેતી કરનાર, વેપાર કરનાર અને ગોપાલન કરનાર એ ત્રણેની અખડ ત્રિપુટી ખડિત થઇ ગઈ છે ખેડૂત અને રબારી-ભરવાડના ઝઘડાઓ ઠેરઠેર સભળાય છે, છતા હવે ગોપાલન તરફ ખેડૂત વળશે એટલે ખેડૂતથી છૂટો પડલો રબારી ભરવાડ ખેડૂતમા પોતાની જાતને સમાવી દેશે પરંતુ મોટામા મોટુ વિઘ્ન તો આ વેપારીવર્ગનુ છે.

તે વર્ગમાંના મોટા સમૂહે જૈનધર્મ અને વૈષ્ણવધર્મના નામને પોતાના વ્યવહારથી બટ્ટો જ બટ્ટો લગાડયો છે હરિજનોના દેવમંદિરપ્રવેશથી તે આનંદવાને બદલે અને પોતાના પાપના પ્રાયશ્ચિત્તની પળોને અપનાવવાને બદલે ભડકી ઊઠે છે, એટલું જ નહિ બલ્કે એ નૈસર્ગિક પૂરને ખાળવાનો મિથ્યા પ્રયત્ન કરે છે, ત્યારે મૂડીવાદનુ આડતિયાપણુ છોડવાનો કે છોડાવવાનો હજુ કશો જ પ્રયત્ન કરતો નથી આવા આ વ્યાપારીવર્ગને ખેડૂતમા સમાવ્યા વિના તેમનુ, દેશનુ કે ધર્મનુ કોઈનુ ભલુ થવાનુ નથી પ્રજાકીય સરકારે કાયદાની રીતે બને તેટલી આ વર્ગને સુધરવા માટે તક અને ચેતવણી આપી છે મને લાગતુ હતુ અને લાગે જ છે કે આ વર્ગની બુદ્ધિ અને હથોટી શિખરે અન્તે ચડી ગઈ છે, પણ એ વર્ગના સહકાર વિના ખેડૂતને ઊંચે લાવવાનુ કામ અટપટુ છે એ દૃષ્ટિએ હુ વર્ષો થયા એમને સંબોધતો આવ્યો છુ અને આશાવાદી રહ્યો છુ કે એમને સાચા વ્યાપારી બનાવવાનુ ભગીરથકાર્ય ધર્મતત્ત્વદ્વારા અવશ્ય થશે હુ એમા એ વર્ગનો દોષ નથી જોતો, મૂડીવાદની આડતની ચૂગાલનો દોષ જોઉ છુ તેઓમાના ઘણાખરાને ભાન પણ નથી કે પોતે મૂડીવાદના આડતિયા બની ગયા છે તેઓ કહે છે, “પેટ ભરવા માટે આવુ કરવુ પડે છે” હુ પૂછુ છુ કે એ પેટ કયુ? શ્રી લક્ષ્મીદાસ આસરે ઝાપમા કહ્યુ હતુ તેમ જો આ પૈસાનુ પેટ હોય તો એને ફોડી નાખ્યા વિના નહિ ટકી શકે। વહેલા કે મોડા તમારે કાંતો જાત ખેડૂત બનવુ પડશે અને કાંતો ખેડૂતના આડતિયા બનવુ પડશે આપણા ખેડૂતોમાના જ કેટલાક પોતે જ મૂડીવાદના આડતિયા બની ગયા છે તેઓ વ્યાજના હરામ ચસકે ચડી ગયા છે એમને ખબર પણ નહિ હોય કે તેમણે પોતાના જ ભાઈઓનુ હિત હણ્યુ છે

આ બધા બળોની સામે ઝઝૂમવા માટે અનાજનો ઉત્પાદકવર્ગ અને એનો સાથીદાર મજૂરવર્ગ એ બન્ને જો નીતિમત્તાના પાયા ઉપર, દૃષ્ટિસંપન્ન નૈતિકધાર્મિકબળોની નૈતિકચોકી નીચે સંગઠિત થશે તો

આદર્શ—સમાજવાદ કોઈથી રોકયો નહિ રોકાય.

ધર્મસંસ્થાઓને હું પુનઃ યાદ આપું છું કે તમો મામૂલી વાતોને છોડી, મૂડીવાદના આડતિયાપણાથી છૂટી વૈશ્યના પડેલા દ્વૈતને—ભાગલાને અદ્વૈત—અખંડ બનાવો બાકી મૂડીવાદની આડતમા અટવાયેલા ધર્મનો સૌથી પહેલો ઉદ્ધાર કર્યા વિના ધર્મના ઉદ્ધારનો, રામરાજ્યની કે ગ્રામરાજ્યની વાતો હવામા બાચકા ભરવા જેવી મિથ્યા ફાંફારૂપ જ છે મૂડીવાદની આડત અને ધર્મ બન્ને આજે પરસ્પર વિરોધી તત્ત્વો છે એ બેનો મેળ પાડવો એ ધર્મને નામે અધર્મને પોષવા બરાબર છે શ્રીપતિની પાછળ શ્રી ભલે આવે, આવશે જ શ્રી ખાતર શ્રીપતિને ગુમાવવાથી શ્રીપતિ અને શ્રી બને જવાના ભારતનુ આજે એમજ થયુ છે ધ્રુવનીતિ છે ત્યાં આબાદી, વિજય અને સપત્તિ ભલે આવે, પણ ધ્રુવનીતિ વગરના આબાદી, વિજય અને સપત્તિ વિનાશને નોતરશે પ્રજાને વિનાશમા ન ઘસડવા દેવાનો જેમનો સંકલ્પ હોય તેમણે મૂડીવાદની આડત સામે સાવિત્રી જેવા મક્કમ સકલ્પે અને પ્રહ્લાદ જેવા મજબૂત શરીરે સામનો કરવો પડશે

—'વિશ્વવાત્સલ્ય' તા ૧૬-૧-૪૮

## સિદ્ધાંત અને ધન બન્નેમાં સિદ્ધાંતને સાચવો

. સામાન્ય રીતે લોકોનો એવો ખ્યાલ હોય છે કે જૈનમુનિઓ પાસે ફડફાળાના પૈસા હોય છે અને એમની સૂચના—અનુસાર સાગ કડો ભરાઈ જાય છે, પણ અહી હુ એ સ્પષ્ટ કરવા માગુ છું કે મેં એવો કોઇ શ્રીમત રાખ્યો જ નથી ઊલટુ મુડીવાદ સામે તો મારો અહિસક બળવો છે પ્રતિષ્ઠા ધનિકોની નહિ પણ સમાજસેવકોની હોવી જોઈએ. સમાજસેવકોએ ધનિકોને ધનને ખાતર પ્રતિષ્ઠા આપતા પહેલા પોતાની જાત સાથે ખૂબ કડકાઈથી વર્તવુ જોઇએ કદાચ ઘડીભર સબધો તૂટે, એમ પણ લાગે, પરતુ કોઇ પણ ભોગે સિદ્ધાતનો ભગ થાય, એવા કાર્યમા સમતિ આપવી ન જોઇએ દેખાતી

રીતે એમ લાગે છે કે પેલા ભાઈને નિરાશ કર્યો, એટલે હિંસા થઈ છે, પણ એ એકજ ગોઠે મક્કમતાથી ચાલવામાં ભાવ અહિંસા છે. હા, ધનિકોને પાપના પ્રાયશ્ચિત્તરૂપે દાન આપવા તે સમજાવે, કલ્યાણ ન કરે અને નૈતિક સંસ્થા તેમનું દાન સ્વમાન સાથે સ્વીકારે, પણ આવું બનવું આજે તો ઘણું મુશ્કેલ છે. જ્યાં એક બાજુ સિદ્ધાંત સાચવવાનો પ્રશ્ન હોય અને બીજી બાજુ માનવસર્જિત દુઃખ હોય, ત્યાં સિદ્ધાંતને વફાદાર રહેવું, એ જ આપણી પ્રથમ ફરજ છે.

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા. ૧૬-૧-૪૮

## ધર્મધુરંધરો ધનની પ્રતિષ્ઠા તોડી ન્યાયનીતિ કે સાચા ધર્મને પ્રતિષ્ઠા આપે!

(પ્ર) ધનની સાથે ધર્મ કે પાપપુણ્યનો સંબંધ ખરો કે નહિ?

(ઉ) ધર્મનો પારદર્શકસંબંધ આત્મા સાથે છે અને આત્મા એ પોતે જ સાધ્ય છે. એટલે બાહ્યસાધન સાથે ધર્મનો સીધો સંબંધ હોઈ શકે નહિ, તો પછી ધન સાથે તો શાનો જ હોઈ શકે? પરંતુ ધર્મને સાધ્ય ગણીએ તો ધર્મસીડીપર જવા માટે પુણ્યને સાધન તરીકે જરૂર ઓળખાવી શકાય. એ દૃષ્ટિએ અમુક હદ લગી પુણ્ય અને ધર્મ વચ્ચે સાધ્યસાધનસંબંધ કલ્પી શકાય ખરો, પણ એવા પુણ્યથી સાંપડેલા મનુષ્યદેહાદિ સાધનો દ્વારા અધિકારીજીવ જ સાધ્ય તરફ પગરણ માંડી શકે અને સંતોષજન્ય સુખ માણી શકે, નહિ તો (અજ્ઞાની જીવ) એ જ સાધનો મળ્યે સાધ્યથી ઊલટે માર્ગે ચડીને પતનની ખાઈમાં પડી પારાવાર નિરાશાજન્ય દુઃખ અનુભવે. આ રીતે અધિકારી જીવ માટે ખરેખરું પુણ્ય એ સાધન છે અને એથી ઊલટું અનધિકારી જીવ માટે દેખાતું પુણ્ય અને પાપ બંધનરૂપ છે, પણ ધર્મ એ તો પુણ્ય અને પાપ બન્નેથી નિરાળો આત્માનો જ ગુણ છે,

(પ્ર) તો પછી સમાજમાં એમ કેમ મનાય છે કે ધનિકને ત્યાં જે બાળક અવતરે એ પુણ્યશાળી અને નિર્ધનને ત્યાં જન્મે એ હત-

ભાગી અથવા પાપી ? કિવા ધનિકને ત્યા જન્મ લેવો એ કોઈ પૂર્વ-સંચિત શુભકર્મનું પરિણામ છે અને ધનવાળો કેવળ પ્રારબ્ધશાળી છે ?

(ઉ) સમાજસસ્થાની માન્યતા એને માટે જવાબદાર છે, ધર્મ કે પુણ્ય–પાપ નહિ। કારણ કે ઉપર કહ્યા મુજબ ધર્મનું માપ હૃદયની પવિત્રતા ઉપરથી નીકળે છે જેનુ દિલ જેટલુ ચોકખુ તેટલો તે ધર્મિષ્ઠ અને અંતકરણને વિશાળ તેમજ નિખાલસ બનાવવાના પુરુષાર્થમા સાધન ઉપયોગી થાય તે (સાગોપાગ) પુણ્ય અને એમા બાધક નીવડે તે પાપ

(પ્ર) સમાજમા આવી ખોટી માન્યતા કયારથી હસ્તીમા આવી અને શા માટે ફેલાઈ ?

(ઉ) કયારથી હસ્તીમાં આવી એનો ચોક્કસ ઈતિહાસ નથી પણ આધારભૂત અનુમાન પરથી સાફ રીતે તારવી શકાય છે કે ચલણી (રોકડ) નાણાના પ્રચાર પછી સમાજની આ માન્યતા જોર પૂર્વક પ્રચલિત થઈ છે અને દુ ખની મૂળ વાત તો એ છે કે જાણ્યે અજાણ્યે (કહેવાતી) ધર્મસસ્થાઓએ એને ભરપૂર ટેકો આપ્યો છે અને તેથી એ ટકી શકી છે

(પ્ર) એ ટેકો મળવાનાં શા કારણો ?

(ઉ) એ ટેકો મળવાનાં બે કારણો છે—(૧) બુદ્ધિવાળા ધર્માચાર્યોની ભ્રાન્તિ અને (૨) જનતાએ એનુ કરેલુ આધળુ અનુકરણ. ચલણી નાણાની મહત્તા વધતી ગઈ તે પહેલા સુખમય સમાજજીવન જીવવા માટે અન્ન, વસ્ત્ર અને આબરૂ એ ત્રણ વાના મળ્યા કે બધું મળ્યુ, એમ લેખાતું ત્યારે ખોરાકનુ ધોરણ પૌષ્ટિકતા, સાત્ત્વિકતા અને સાદાઈ ઉપર હતુ વસ્ત્રસબધમા પ્રજા લગભગ સ્વાવલબી હતી તથા વાણીમા સત્ય અને વર્તનમા નેકી તેમજ મર્યાદિત શીળ સચવાય તો એ આબરૂ જળવાઈ, એમ મનાતુ, પણ જેમ જેમ રોકડ નાણાએ અડ્ડો જમાવ્યો તેમ તેમ પદાર્થવિનિમય ઘટયો અને શારીરિકશ્રમ પણ ઓછો થવા લાગ્યો બદલામા બુદ્ધિ વધી અને વિલાસેય વધ્યો

એટલે સંગ્રહનો વધારો સહેજે થાય જ। બીજી વસ્તુઓના સંગ્રહમાં તો મર્યાદા પણ આવવી પડે પણ ચલણીસિક્કાના સંગ્રહમાં મર્યાદા શી? પ્રજાની આ અધોગતિ અટકાવવાને બદલે (કહેવાતા) ધર્મધુરંધરો પોતે પણ એ પ્રવાહમાં તણાયા.

—'આપણી ભૂલ ક્યાં છે?' પૃ. ૧ થી ૭

### ધર્મગુરુઓએ પરિગ્રહવાદ અને સત્તાવાદને પોષણ કેમ આપ્યું?

(પ્ર) ધર્માચાર્યો એ સંબંધમાં આવી ભ્રાન્તિમાં કેમ પડ્યા?

(ઉ) સ્થૂળત્યાગીઓ તો ઘણા મળે, પણ સૂક્ષ્મ અને વિરલ ત્યાગી તો સનાતનસત્યપરની દૃઢ નિષ્ઠાના અભાવ અને એ અભાવથી જન્મતી ચારિત્રની નબળાઈ જ ગણી ગણાય. ત્યારે આત્મસંયમના તંગ ઢીલા થાય ત્યારે પોતપોતાના સાંકડા વાડાઓ રચવા જ પડે, નહિ તો બાજી ઉઘાડી પડી જાય, એટલે કોઈ જાણતાં અને કોઈ અજાણતાં એમ સૌ (અનુયાયીઓના) સંખ્યાબળ પાછળ મંડી પડ્યા. ક્રમથી એમને એમ પણ લાગ્યું કે ધર્મની ખરેખરી વૃદ્ધિ સંખ્યાબળ સિવાય થઈ શકે નહિ અને સંખ્યાબળ વધારવાની રીતસર સંસ્થાઓ ચલાવવા સારુ પુષ્કળ પ્રમાણમાં ઢગલે સાધનો જોઈએ। એવાં સાધનો તો સંગ્રહ-વાળાઓ પાસે અને સત્તાવાળાઓ પાસે જ પૂરતા પ્રમાણમાં મળી શકે તેમ હતું અને તેઓ પણ આપવા ઇંતેજાર હતા જ, એટલે એ બંનેનો મેળ મળી ગયો. પહેલાં મન અને તન જ ધર્મનાં સાધન ગણાતાં, એમાં એ મેળ મળતાં ધન પણ ભળ્યું. તે વખતે પ્રજાનો મોટો વર્ગ તન અને મનથી તો ઢીલો થયો જ હતો અને જે નાના-વર્ગ પાસે તનબળ સારું હતું, તેની પાસે મનોબળ ન હોતું. એટલે ધનબળ આગળ તનબળ જેમજેમ હારતું ગયું તેમતેમ ધન પોતાનું સર્વોપરી સ્થાન જમાવતું ગયું. વ્યવહારમાં તો એની મહત્તા ઠીકઠીક પ્રથમથી જ જામી હતી અને ધર્મમાં પણ જામી. એટલે પછી તો પૂછવું જ શું?

બ્રાહ્મણોએ અને સાધુઓએ ધર્મગ્રંથોમાં આવતી દોલતની વાતોને એવું વિશાળ અને ચમત્કારી સ્વરૂપ આપવા માંડ્યું, કે જેથી પ્રજામા એ માન્યતા રૂઢ થઇ અને હજુ પણ છે જ, કે પૈસા હોય તો જ વ્યવહાર ચાલે અને પૈસા હોય તોજ પરોપકાર થઈ શકે પછી પૈસાવાળો પુણ્યશાળી અને એને ત્યા જન્મ લેવો એ પુણ્યનો પ્રદેશ ગણાવા માડે, એ તો સ્વભાવિક જ છે

( પ્ર ) એ માન્યતાથી કેવી રીતનો અને શો ગેરલાભ થયો ?

( ઉ ) એ માન્યતાથી પરિગ્રહવાદ અને સત્તાવાદને ટેકો મળ્યો. અને પરિગ્રહવાદ અને સત્તાવાદ જેમ જેમ વધતા ગયાં, તેમ તેમ જગતની તૃષ્ણા વધી અને તે પણ ધર્મ કે પુણ્યને નામે વધી, એટલે ચોરી, પરસ્પરનો અવિશ્વાસ અને દુરાચરણોનો અખાડા જામતો ગયો આર્યાવર્ત્તની માનવસસ્કૃતિના આત્મ–સયમમા નબળાઈ તો પેસીજ ચૂકી હતી અને બીજી તરફથી આ આતરરાષ્ટ્રીય સપર્ક જેમ જેમ વધતો ગયો તેમ તેમ રગબેરગી પ્રજાના નબળા સસ્કારોનો ચેપ લાગવા માડયો અનુકરણવૃત્તિનો વિકાસ તો ભારતમા પહેલેથી જ હતો, એમાથી વિવેક ગયો એટલે આધળુ અનુકરણ બની ગયુ પરિણામે દુનિયાભરની જડ સસ્કૃતિ આવી આવીને અહી વિકસવા લાગી. સાધુઓ સાધુધર્મ ભૂલ્યા બ્રાહ્મણો બ્રાહ્મણધર્મ ભૂલ્યા ક્ષત્રિયો ક્ષાત્રધર્મ ભૂલ્યા પરિણામે ધર્મ એ જીવનની વસ્તુ મટીને વાડાની વસ્તુ બની ગઈ અને પોતાનો વાડા વધારવા માટે લાલચો અને અધિકારોનો ઉપયોગ સાધુઓએ અને બ્રાહ્મણોએ કરવા માડયો, ક્ષત્રિયોમા શક્તિ તો હતી જ, પણ એ બળ પર અકુશ રાખનારુ સસ્કૃતિબળ (ધર્મસસ્થાનુ બળ) ઘટયુ એટલે પશુબળે માઝા મૂકી, આથી ક્ષત્રિયો કે જે પ્રજાના રક્ષક હતા અને પ્રજા જેમને એ રક્ષણના મહેનતાણા બદલ કરવેરા ભરતી તેને બદલે જમીન જ એમણે પચાવી પાડી અને માલિકીહક સ્થાપિત કર્યો અને એમણે સાધુઓ તથા બ્રાહ્મણોને વિલાસ અને અધિકારના લોભમા લલચાવીને માલિકીહક ઉપર મહોર

આપ મગાવી ક્ષત્રિયોની પડખે જે મદદગાર મિત્રો રહ્યા હતા, એમને એમણે પૈસાથી પોતાના નોકર બનાવ્યા અને એ નોકરોએ રાજાપ્રજા વચ્ચે પડતા જતા અંતરમા ટેકો આપ્યો. એ રીતે શોષણની દુનિયા શરૂ થઈ. માલિક અને નોકર જેવા ભેદો પડ્યા. વૈશ્યમા બે પક્ષ હતા — એક બુદ્ધિજીવી અને બીજો શ્રમજીવી. એકલા ક્ષત્રિયો હોત તો એમને એ પહોંચવા ન દેત પણ સાથે સાથે ધર્માચાર્યો અને બ્રાહ્મણો ભળ્યા, એટલે સૌથી પહેલા બુદ્ધિજીવી વર્ગ ફસાઈ પડ્યો, એક તરફથી લાલચ અને બીજી તરફથી ભય એ બે દિશા વચ્ચે ગૂંચાઈને આખરે લાલચમા ફસાઈ તેઓ ક્ષત્રિયોના હાથા બન્યા. હવે શ્રમજીવીઓ જાય ક્યા? એટલે એમણે અનિચ્છાએ પણ ક્ષત્રિયોનો માલિકીહક કાયમ ગણ્યો અને એને ધર્મ માન્યો, ત્યારથી ધર્મે રાજખટપટને ઉઘાડી પાડી પ્રજાને સન્માર્ગ દેખાડવાનુ ક્ષેત્ર જ માડી વાળ્યુ. એટલે ક્ષત્રિયોમા સ્વચ્છંદતા અને મદ વધ્યા. અને એ વધતા વ્યસનો અને વિકાર વધ્યા. શૂદ્ર પ્રજાને તો કચડવામા કોઈએ મણા ન રાખી. અને એ પ્રજાસંસ્કૃતિના પગ છેદાતા પ્રગતિ છેક જ અટકી પડી. એટલે એ આખો વર્ગ દુષણોમા દબાતો ગયો અને ઉપલા વર્ગની દયા ઉપર જ જીવનારો ઓશિયાળો અતડો બની ગયો. આ રીતે અન્ન પકવવા છતા અન્નદાતા એ ખેડૂત ન રહ્યો, પણ ક્ષત્રિય થયો. કેટલુ હળાહળ અધઃપતન! હવે વૈશ્યોની બુદ્ધિએ કેવળ સંગ્રહતરફ જ મીટ માડી એટલે દેશની આબાદી કે દુર્દશા શાથી છે, એ કશુય વિચારવાનો એમનેય અવકાશ રહ્યો નહિ અને ધનઘેલછાનો રોગ લાગુ પડ્યો. પૈસા વધ્યા અને ઉપર કહ્યા પ્રમાણે જીવનવ્યવહારનુ એ જ એક અજોડ સાધન થઈ પડ્યુ. એટલે એક ઠેકાણે વધુ સંગ્રહ થવાથી બીજે ઠેકાણે કુદરતી નિયમ અનુસાર ઘટાડો પડવા લાગ્યો અને જેને એની જરૂરિયાત ઊભી થઈ તેની પાસે સંગ્રહવાળાઓએ ગરજનો લાભ લઈ વધુ દામ મેળવ્યા અને વ્યાજખોરી પેઠી. જ્યા લગી પદાર્થવિનિમય ચાલતો ત્યા લગી તો આટલા બહોળા સંગ્રહને અવકાશ જ નહોતો. એટલે

તારી સાથે તો ધન નહિ આવે પણ તુ જ્યા જઈશ ત્યાં આગળથી ધનના ઢગલા ખડકાયા હશે, એવે સ્થળે જન્મીશ તો એ પરભવના સોદાથી થોડુ ઘણુ આપવા લલચાય અથવા તો દાનવીર કે ધર્માત્માના વિશેષણોથી પ્રજા એને પૂજતી હોય તો થોડા ઘણા એઠા ટુકડા આપવા લલચાય, પણ એથી તો પરિગ્રહવાદની પાછળ રહેલાં દૂષણો ઊલટા વધે અને પરિગ્રહવાદના દૂષણો હોય ત્યાં લગી વિશાળ જિગરથી પોતાના છૂપા પાપોને ઉઘાડા કરી એમાથી પોતાની જાતને ઉગારી લેવા માટે પોતાના માનવબધુઓને કે ઈતર જીવોને સહકાર આપી શકાય નહિ અને જ્યા લગી સ્વાર્થનો ભોગ આપી આત્મબલિદાન ન દેવાય ત્યા લગી પરોપકાર કે સેવાને નામે દભ ચાલે, પણ પરોપકાર કે સેવા થઈ શકે નહિ

પોતાના માલિકીહકનુ મમત્વ ઉતારી લીધા પછી પોતાની પાસેના સાધનોનો સદુપયોગ કરનાર પરોપકારી જરૂર ગણાય, પણ પરિગ્રહવાદનુ ઘેન ઉતાર્યા વિના નિર્મમત્વની ભૂમિકા બોલવામા ભલે સહેલી લાગતી હોય, પણ આચરણમા અત્યત દુષ્કર છે એથી જ કરોડો ધનિકોમા આગળીને ટેરવે ગણાય તેટલાય માડમાડ અપરિગ્રહવાદી હોઈ શકે છે, એવી વ્યક્તિઓ તો અપવાદમા જ ગણાય, એ પરથી એવો સિદ્ધાત ન બધાય !

એ દૃષ્ટિએ પરિગ્રહવાદી સાધનસંપન્ન હોય તોયે તુચ્છ, ક્ષુદ્ર અને ગરીબ છે અને સમાજમાં તુચ્છ, ક્ષુદ્ર અને પછાત ગણાતો માણુસ પણ જો માનવતાવાળો હોય તો તે પુણ્યશાળી છે અને ધર્માત્મા છે.

આજે બહાર દેખાતા ધર્મમાત્રની દશા જુદી છે જૈનધર્મ જેવો ધર્મ કે જે ધર્મ, મહાપરિગ્રહને નરકદ્વાર તરીકે વર્ણવે છે તે ધર્મનેય સત્તા અને ધનની સહાય લેવી પડે, તો જ એ પ્રચાર પામે, એવો ભ્રમ પ્રજામા સારી પેઠે વ્યાપ્યો છે ધર્મને નામે એ ભ્રમ જ્યાલગી ટકે ત્યા લગી ધર્મ કદી જીવનના પ્રત્યેક ક્ષેત્રોને હૂંફ આપે એવો સમર્થ નહિ બની શકે અને પોતાની પ્રતિષ્ઠાય નહિ ટકાવી શકે.

સાગર કે દોલત કે અધિકાર એ ઈશ્વરી આશીર્વાદ કે કોઈ ધર્મ કિંવા પુણ્યનું ફળ નથી, એ તો મળેલી શક્તિના એક દિશાના વ્યયનું એકાંગી પરિણામ માત્ર છે એટલે સિદ્ધાંત એ કે કોઈ તરફથી 'ધન' ને પરોપકાર માનીને નહિ, પણ પાપના પ્રાયશ્ચિત્તરૂપે માનીને અપાયેલાનો જ લોકોપયોગ થાય તેને સાચવીને ધનનો સાધન તરીકેનો ઉપયોગ સફળ થયેલો જોયો છે

શાસ્ત્રોમાં જેમની ઋદ્ધિસમૃદ્ધિઓનું વર્ણન છે, તે તે પાત્રોની કિંમત એમની ઋદ્ધિસમૃદ્ધિથી નથી અંકાતી, પણ એ વર્ણન કરી એ એમ બતાવવા માગે છે કે આટલું પામે હોવા છતાં તેઓને મોહ માયા કેટલા ઓછા લેપી શકતા! ખરી વાત એ છે કે એ સમૃદ્ધિ પરિગ્રહવાદમાંથી જન્મેલી નહોતી અને પરિગ્રહને પોષક પણ નહોતી, તેથી જ એટલું જેમની પાસે હતું, તેમને એનું મમત્વ નહોતું પીડતું તેઓ (૧) કાં તો એના પરનો માલિકહક છોડી જગતને ચરણે ધરતા અને (૨) કાં તો પોતાનો સ્વાર્થ ઓછામાં ઓછો કરી ઇતર અર્થે એનો ઉપયોગ કરતા, આ કથિતાશય ભૂલી જવાથી મોટો ગોટાળો થયો છે અને ધર્મ તથા પુણ્ય કરવાને નામે પરિગ્રહવાદ પ્રજામાં પોષાય છે એક રાજા અને એક રંક, એક નિર્ધન અને એક શ્રીમંત બનાવવા માટે પરિગ્રહવાદ અને સત્તાવાદ જવાબદાર છે, શાસ્ત્રપ્રચારકોની શિથિલતા અથવા ભ્રમ જવાબદાર છે. સમાજનું સૈકાથી ઘડાયેલું માનસ જવાબદાર છે, નહિ કે પૂર્વના કોઈ સંચિતપુણ્ય, પ્રારબ્ધ, ઈશ્વર, કુદરત, નસીબ, કર્મ કે ધર્મ!

—'આપણી ભૂલ ક્યાં છે?' માંથી પા ૮ થી ૩૫

## ધર્મસ્થાનમાં ધનને પ્રતિષ્ઠા નથી

[અમદાવાદના એક મિલમાલિક સંતબાલજીની પાસે આવ્યા એમ તો તેઓ પ્રવચનમાં રોજ આવતા આજે સહેજ મોડા પડ્યા હશે, એટલે પાછળ બેસવું પડે તે ખાતર તેઓ પ્રવચનમાં હાજર ન રહ્યા, તે વખતનો આ પ્રસંગ છે -સં ]

ધનની જરૂરિયાત ન હોવાને લીધે માણસજાતમાં પરસ્પર સહકાર, વિશ્વાસ અને ઉદારતાની ભાવના હતી તે પણ આમ થવાથી ઘટી ગઈ વ્યાજની અધાર્મિકપ્રથા દાખલ થયા પછી કોઈપણ એક પ્રકારનો શ્રમ સ્વીકાર્યા વિના જીવનવ્યવહાર અશક્ય બનતો તેને બદલે શ્રમની જ કિંમત ઘટી એદીપણુ ને આળસપણુ વધ્યુ એટલે એક માણસ બીજા માણસ પર વધુ બોજો નાખતો સહેજે થઈ ગયો અને એવા ધર્મહીન વ્યાજના બોજાને વહન કરવામા જેમજેમ માણસ અસમર્થ નીવડતો ગયો તેમતેમ એક બીજા પ્રત્યે અસતોષની અને અવિશ્વાસની લાગણી વધતી ગઈ ત્યારે જે એદી અને આળસુ પરિગ્રહવાળાઓ હતા, એમણે પોતાના પૈસાની સલામતી જાળવવા માટે એકબાજુથી સદ્ધર જમીનો શોધીને જ રકમો આપવા માડી અને બીજી તરફ પરિગ્રહ એ મહાપાપ છે, એ નક્કર સત્ય સમાજમાં ઉઘાડુ ન પડી જાય તે માટે સમાજની જરૂરિયાતના કેટલાક સાધનોમા પોતાની મૂડી ખરચી દાન અને પરોપકારને ઓઠે પેતગો ચલાવ્યો અને ધર્મસસ્થાઓમા પૈસાઓ વેરવા લાગ્યા સાધુઓની શિથિલતા પોષવાના વિવિધ સાધનો (માલિકીહકવાળા મઠ, ઉપાશ્રયો અને મદિરો) ખડા કરવા લાગ્યા વ્યસનો અને વિલાસ, શરાબ અને સુદરીમા જે ગાડા બન્યા હતા, તેવા ક્ષત્રિયો ઉપર ધનની જરૂરિયાત પૂરી પાડી પોતાનુ વર્ચસ્વ જમાવવા લાગ્યા અને ત્યારથીજ 'પ્રથમ શાહ અને પછી પાદશાહ' એમ કહેવાઈને મહાજનોની સસ્થાઓ ખોલાઈ પોતાના માનવબધુઓના હક અને સુખ સગવડના સાધનો પર પોતાની માલિકી જમાવવારૂપ પાપને છાદી પ્રજામા **'ધર્મના થાંભલા'** ગણાવીને એક સસ્તી અને સહેલી તરકીબ જાણે કા ન શોધી હોય! એમ ખોડા ઢોર, ચકલા, પારેવા અને કીડીઓના પોષણ માટે વધુ પડતુ લક્ષ્ય આપવા માડયુ અને કચડાએલા માનવબધુઓને હડધૂત કરતા ગયા જે વસ્તુનુ મહત્ત્વ વધે તે વસ્તુ સર્વશ્રેષ્ઠ મનાય એ સ્વાભાવિક છે આ રીતે પૈસો એક પરમેશ્વર ઉપર દોઢ પરમેશ્વર થયો જમીનોવાળાઓ તરફથી પણ જ્યારે શ્રમજીવીઓ કચડાતા ગયા તેમ

તેમ ચામેરથી એમના ઉપર નિરાશાનુ મોજુ ફરી વળ્યુ અને તેઓ પોતાની જાતને ગરીબ, હલકા, મજૂર અને ગુલામ માનવા લાગ્યા અને પોતાના પૂર્વપાપનુ જ આ પરિણામ છે, એવી વૃત્તિ એમનામા પણ રગેરગમા વણાઈ ગઈ અને વશપરપરાએ વધવા લાગી પરિગ્રહવાદીઓને શ્રમજીવીજાત પરત્વેના થતા અવિશ્વાસનો, ક્ષત્રિયોના વિલાસ અને ફાટફૂટનો, બ્રાહ્મણોની અસત્કારી મૂર્ખતાનો અને સાધુ-ઓના પોકળ ધર્મને ચુસ્ત રીતે વળગી રહેનારી વૃત્તિના ખરેખરો લાભ લેવા આ ટાણે જ ઈસ્ટ ઇન્ડીઆ કપની જાણે હિંદમા આવી હોય! તેમ ફરતી બન્યુ અને ક્રમે ક્રમે બ્રિટને આ ભારતવર્ષનુ સર્વોપરી નેતૃત્વ જિતી લીધુ મૂડીઆમણની સગવડ તથા થાપણની સલામતી માટે બેકો ખોલી મૂડીવાળાઓને અભય બનાવ્યા 'ધર્મના નામે બખેડા નહિ કરીએ' એમ કહી ધર્મના નામપર મોહી રહેલા ધર્મ-ધુરધરોને ચિંતામુક્ત કર્યા બ્રાહ્મણો અને બાવાઓની જમીનપર માલિકીહક સ્થાપિત કરી દીધો અને એમનુ રક્ષણ કરવાનુ પોતે સ્વીકારી લીધુ ક્ષત્રિયોના દુર્ગુણોનો લાભ લઈ પ્રજાને આવી ઉપલક રાહતોથી જિતી લીધી અને 'હરખ હવે તુ હિંદુસ્થાન' એમ મનાવી દીધુ દુનિયા એટલા આટીઘૂટીએ ચઢી ગઈ છે કે બોલતા ને ચાલતા એને માટે ધનથી સાપડતા સાધનોની જોગવાઈ અત્યત જરૂરી બની ગઈ છે, પરતુ સસ્કૃતિના પુનર્વિધાતાઓએ તો પરોપકારના સાધન તરીકે એનો ઉપયોગ કરવામા ચતતા રહેવાનુ છે

વાસ્તવિક રીતે જોતા કોઈપણ પરિગ્રહવાદી પોતાના ધનનો ઉપ-યોગ કેવળ પરોપકારના સાધન તરીકે કરી શકતો જ નથી, કારણકે તેમ કરતા એને એનો પરિગ્રહવાદ રોકે છે 'લાયોનલબ્રિટન'ના શબ્દોમા કહીએ તો પરિગ્રહવાદીનુ "મૂડી એ જ જીવન, એ જ એના ઝાળી, એ જ એની કબર" પરિગ્રહવાદીની આવી સ્થિતિ કાઈ ઇગ્લેડ, અમેરિકા, જર્મન કે ઇટલી નથી સર્જતુ એ તો પરિગ્રહવાદના દૂષણો જ સ્વય રચે છે એટલે જો કોઈ સાધુ કે શાસ્ત્ર, બ્રાહ્મણ કે ગ્રથ એને એમ બતાવતા હોય કે

તારી સાથે તો ધન નહિ આવે પણ તું જ્યાં જઈશ ત્યા આગળથી ધનના ઢગલા ખડકાયા હશે, એવે સ્થળે જન્મીશ તો એ પરભવના સોદાથી થોડુ ઘણુ આપવા લલચાય અથવા તો દાનવીર કે ધર્માત્માના વિશેષણોથી પ્રજા એને પૂજતી હોય તો થોડા ઘણા એઠા ટુકડા આપવા લલચાય, પણ એથી તો પરિગ્રહવાદની પાછળ રહેલા દૂષણો ઊલટાં વધે અને પરિગ્રહવાદના દૂષણો હોય ત્યાં લગી વિશાળ જિગરથી પોતાના છૂપા પાપોને ઉઘાડા કરી એમાથી પોતાની જાતને ઉગારી લેવા માટે પોતાના માનવબન્ધુઓને કે ઈતર જીવોને સહકાર આપી શકાય નહિ અને જ્યા લગી સ્વાર્થનો ભોગ આપી આત્મબલિદાન ન દેવાય ત્યા લગી પરોપકાર કે સેવાને નામે દંભ ચાલે, પણ પરોપકાર કે સેવા થઈ શકે નહિ

પોતાના માલિકીહકનુ મમત્વ ઉતારી લીધા પછી પોતાની પાસેના સાધનોનો સદુપયોગ કરનાર પરોપકારી જરૂર ગણાય, પણ પરિગ્રહવાદનુ ઘેન ઉતાર્યા વિના નિર્મમત્વની ભૂમિકા બોલવામા ભલે સહેલી લાગતી હોય, પણ આચરણમા અત્યત દુષ્કર છે એથી જ કરોડો ધનિકોમા આગળીને ટેરવે ગણાય તેટલાય માડમાડ અપરિગ્રહવાદી હોઈ શકે છે, એવી વ્યક્તિઓ તો અપવાદમા જ ગણાય, એ પરથી એવો સિદ્ધાત ન બધાય।

એ દૃષ્ટિએ પરિગ્રહવાદી સાધનસંપન્ન હોય તોયે તુચ્છ, ક્ષુદ્ર અને ગરીબ છે અને સમાજમા તુચ્છ, ક્ષુદ્ર અને પછાત ગણાતો માણસ પણ જો માનવતાવાળો હોય તો તે પુણ્યશાળી છે અને ધર્માત્મા છે.

આજે બહાર દેખાતા ધર્મમાત્રની દશા જુદી છે જૈનધર્મ જેવો ધર્મ કે જે ધર્મ, મહાપરિગ્રહને નરકદ્વાર તરીકે વર્ણવે છે તે ધર્મનેય સત્તા અને ધનની સહાય લેવી પડે, તો જ એ પ્રચાર પામે, એવો ભ્રમ પ્રજામા સારી પેઠે વ્યાપ્યો છે ધર્મને નામે એ ભ્રમ જ્યાલગી ટકે ત્યા લગી ધર્મ કદી જીવનના પ્રત્યેક ક્ષેત્રોને હૂંફ આપે એવો સમર્થ નહિ બની શકે અને પોતાની પ્રતિષ્ઠાય નહિ ટકાવી શકે.

સાગર કે દોલત કે અધિકાર એ ઈશ્વરી આશીર્વાદ કે કોઈ ધર્મ કિંવા પુણ્યનું ફળ નથી, એ તો મળેલી શક્તિના એક દિશાના વ્યયનું એકાંગી પરિણામ માત્ર છે એટલે સિદ્ધાંત એ કે કોઈ તરફથી 'ધન' ને પરોપકાર માનીને નહિ, પણ પાપના પ્રાયશ્ચિત્તરૂપે માનીને અપાયેલાનો જ લોકોપયોગ થાય તેને આચરીને ધનનો સાધન તરીકેનો ઉપયોગ સફળ થયેલો જોયો છે

શાસ્ત્રોમાં જેમની ઋદ્ધિસમૃદ્ધિઓનું વર્ણન છે, તે તે પાત્રોની કિંમત એમની ઋદ્ધિસમૃદ્ધિથી નથી અંકાતી, પણ એ વર્ણન કરી એ એમ બતાવવા માગે છે કે આટલું પાસે હોવા છતાં તેઓને મોહ માયા કેટલાં ઓછાં લેપી શકતાં! ખરી વાત એ છે કે એ સમૃદ્ધિ પરિગ્રહવાદમાંથી જન્મેલી નહોતી અને પરિગ્રહને પોષક પણ નહોતી, તેથી જ એટલું જેમની પાસે હતું, તેમને એનું મમત્વ નહોતું પીડતું તેઓ (૧) કાં તો એના પરનો માલિકહક છોડી જગતને ચરણે ધરતા અને (૨) કાં તો પોતાનો સ્વાર્થ ઓછામાં ઓછો કરી ઇતર અર્થે એનો ઉપયોગ કરતા, આ કથિતાશય ભૂલી જવાથી મોટો ગોટાળો થયો છે અને ધર્મ તથા પુણ્ય કરવાને નામે પરિગ્રહવાદ પ્રજામાં પોષાય છે એક રાજા અને એક રંક, એક નિર્ધન અને એક શ્રીમંત બનાવવા માટે પરિગ્રહવાદ અને સત્તાવાદ જવાબદાર છે, શાસ્ત્રપ્રચારકોની શિથિલતા અથવા ભ્રમ જવાબદાર છે સમાજનું સૈકાથી ઘડાયેલું માનસ જવાબદાર છે, નહિ કે પૂર્વના કોઈ સંચિતપુણ્ય, પ્રારબ્ધ, ઈશ્વર, કુદરત, નસીબ, કર્મ કે ધર્મ!

—'આપણી ભૂલ ક્યાં છે?' માંથી પા ૮ થી ૩૫

## ધર્મસ્થાનમાં ધનને પ્રતિષ્ઠા નથી

[ અમદાવાદના એક મિલમાલિક સંતબાલજીની પાસે આવ્યા એમ તો તેઓ પ્રવચનમાં રોજ આવતા આજે સહેજ મોડા પડ્યા હશે, એટલે પાછળ બેસવું પડે તે ખાતર તેઓ પ્રવચનમાં હાજર ન રહ્યા, તે વખતનો આ પ્રસંગ છે -સ ]

તારી સાથે તો ધન નહિ આવે પણ તુ જ્યાં જઇશ ત્યાં આગળથી ધનના ઢગલા ખડકાયા હશે, એવે સ્થળે જન્મીશ તો એ પરભવના સોદાથી થોડુંઘણુ આપવા લલચાય અથવા તો દાનવીર કે ધર્માત્માના વિશેષણોથી પ્રજા એને પૂજતી હોય તો થોડા ઘણા એઠા ટુકડા આપવા લલચાય, પણ એથી તો પરિગ્રહવાદની પાછળ રહેલાં દૂષણો ઊલટા વધે અને પરિગ્રહવાદનાં દૂષણો હોય ત્યાં લગી વિશાળ જિગરથી પોતાના છૂપા પાપોને ઉઘાડા કરી એમાથી પોતાની જાતને ઉગારી લેવા માટે પોતાના માનવબન્ધુઓને કે ઇતર જીવોને સહકાર આપી શકાય નહિ અને જ્યા લગી સ્વાર્થનો ભોગ આપી આત્મબલિદાન ન દેવાય ત્યા લગી પરોપકાર કે સેવાને નામે દભ ચાલે, પણ પરોપકાર કે સેવા થઈ શકે નહિ

પોતાના માલિકીહકનુ મમત્વ ઉતારી લીધા પછી પોતાની પાસેના સાધનોનો સદુપયોગ કરનાર પરોપકારી જરૂર ગણાય, પણ પરિગ્રહવાદનુ ઘેન ઉતાર્યા વિના નિર્મમત્વની ભૂમિકા બોલવામા ભલે સહેલી લાગતી હોય, પણ આચરણમા અત્યત દુષ્કર છે એથી જ કરોડો ધનિકોમા આંગળીને ટેરવે ગણાય તેટલાય માડમાડ અપરિ-ગ્રહવાદી હોઈ શકે છે, એવી વ્યક્તિઓ તો અપવાદમા જ ગણાય, એ પરથી એવો સિદ્ધાંત ન બધાય ।

એ દૃષ્ટિએ પરિગ્રહવાદી સાધનસપન્ન હોય તોયે તુચ્છ, ક્ષુદ્ર અને ગરીબ છે અને સમાજમા તુચ્છ, ક્ષુદ્ર અને પછાત ગણાતો માણસ પણ જો માનવતાવાળો હોય તો તે પુણ્યશાળી છે અને ધર્માત્મા છે

આજે બહાર દેખાતા ધર્મમાત્રની દશા જુદી છે જૈનધર્મ જેવો ધર્મ કે જે ધર્મ, મહાપરિગ્રહને નરકદ્વાર તરીકે વર્ણવે છે તે ધર્મનેય સત્તા અને ધનની સહાય લેવી પડે, તો જ એ પ્રચાર પામે, એવો ભ્રમ પ્રજામા સારી પેઠે વ્યાપ્યો છે ધર્મને નામે એ ભ્રમ જ્યાંલગી ટકે ત્યા લગી ધર્મ કદી જીવનના પ્રત્યેક ક્ષેત્રોને હૂંફ આપે એવો સમર્થ નહિ બની શકે અને પોતાની પ્રતિષ્ઠાય નહિ ટકાવી શકે

મિલમાલિક—'તમે પાછળથી આ પાટિયુ કાઢી નાંખો'

સતબાલ—'શા માટે ?'

મિલમાલિક—'તમારે એ કાઢી નાખવુ જોઈએ'

સતબાલ—'ધનિકોની સભામા તમારુ સ્થાન આગળ હોય તે હુ સમજી શકુ છુ અને તે તમોને મળે, પણ અહીતો જે ધાર્મિક હોય તે આગળ હોય ધર્મના સ્થાનમા ધનને પ્રતિષ્ઠા ન હોય માણસ ધર્મનુ શ્રવણ તો ગમે ત્યા બેસીને કરી શકે છે પણ આજે વર્ષોથી આપણે ધનિકોને આગળ બેસાડતા આવ્યા છીએ અને એ રીતે ધર્મસ્થાનમા પણ ધનને પ્રતિષ્ઠા મળી છે એટલે જો સમાજને સાચો ધર્મ આપવો હોય તો ધનની ચૂડમાથી ધર્મને છોડાવવો જોઈએ

[ એમના પ્રવચનના સ્થાનની પાછળ એક પાટિયુ હતુ, તેમા આ પ્રમાણે લખેલુ હતુ : 'જે ભાઈ જ્યા આવે ત્યા જ બેસે, કોઇ પણ ભાઇ આગળ આવવાનો પ્રયત્ન ન કરે.'—સ ]

( સાધુતાની પગદડી–પા. ૯૧, ૯૨ )

## ભૂદાનયજ્ઞદ્વારા આર્થિકક્ષેત્રે અહિંસકક્રાંતિ અને જૈનમુનિઓ

"**अहिंसा परमो धर्म**" એ ધાર્મિક લેખાતા સપ્રદાયમાત્રનો ઉચ્ચાર છે, પણ જૈનતરીકે ઓળખાતા સપ્રદાયોએ આ ઉચ્ચારનો સૌથી મોટો દાવો નોંધાવ્યો છે આ દાવા પાછળ એમણે પોતાના જીવત આચરણની લાયકાત પણ અનેકવાર પુરવાર કરી છે સ્વર્ગસ્થ લોકમાન્ય તિલક મહારાજે એ ઐતિહાસિક સત્ય જોરપૂર્વક સ્વીકાર્યું છે અને પ્રતિપાદ્યુ છે કે વૈદિકધર્મમાના અહિસાવિકાસના ઈતિહાસમા જૈનસપ્રદાયોનો સવિશેષ ફાળો છે આ તો પૂર્વઇતિહાસની વાત થઈ ગાધીજીએ રાજકારણમા અહિસાનો જે સામુદાયિક પ્રયોગ કર્યો, તેમા પણ તેમણે પોતાના જીવનમા પડેલા જૈનત્વપ્રભાવને કેટલેક ઠેકાણે બતાવ્યો છે ગાધીજીના આ વિશ્વવ્યાપી દિવ્ય અને ભવ્ય પ્રયોગમા જૈન તરીકે ઓળખાતા વર્ગે સમસ્તસંઘરૂપે ફાળો ન નોંધાવ્યો, એને હુ જૈનસઘના

તાજા ભૂતકાળની કરુણ ઘટના ગણું છું. હવે આર્થિકક્ષેત્રે એવો જ અથવા એની લગોલગ જઈ શકે એવો સુંદર પ્રયોગ આ દેશમાં શરૂ થઈ ગયો છે. તે પ્રયોગના શ્રી વિનોબાજી આદ્યપ્રારંભકાર છે. ભૌગોલિકનિમિત્ત તેલંગણપ્રદેશ બન્યા છે, કે જ્યાં જમીનપ્રશ્ને પામેલી હિંસક બળ દ્વારા જમીનો ઝૂંટવાઈ રહી હતી. રશિયામાં હિંસાવાદે ક્રાંતિ થઈ ચીનની અર્થક્રાંતિમાં પણ લોહીની નીક અને આંસુઓ વપરાયા, લાખોની કતલ અને વ્યક્તિસ્વાતંત્ર્યના અવરોધો સામે આજે ત્યાં રોજી રોટીનો પ્રશ્ન ઉકેલાયો દેખાય છે. આવે દુઃખદ ટાંકણે ભૂમિ ધારણ કરનારાઓ કનેથી સ્વેચ્છાએ મળેલી લાખો એકર જમીન—દુનિયાનો અર્થક્ષેત્રમાંનો આ એક અહિંસકપ્રયોગ નથી તો બીજું શું છે? સાચો અહિંસાપ્રેમી જૈન આવા પ્રયોગથી અલિપ્ત કેમ રહી શકે? સમગ્રપણે આજના જૈનસંપ્રદાયો આખા ને આખા આ કાર્યમાં ખૂંપી જાય તો બાપુ સમયે પાછળ રહેવાની થયેલી ભૂલ તરત ભૂંસાઈ જશે અને 'અહિંસા પરમ ધર્મ'નો એનો સર્વપ્રથમ રહેલો ભૂતકાળનો દાવો પાછો સજીવન થશે. સદ્ભાગ્યે શ્રીવિનોબાની છાવણીમાંથી આ અંગે એક પરિપત્ર ગુજરાત-ભૂદાનસમિતિ પર આવ્યો છે. એ પરિપત્રના લેખક સંપ્રદાયે જૈન છે. આ પરિપત્ર જુગતરામભાઈ મને મોકલતા લખે છે " મુનિઓ અને ધર્માચાર્યોને અમલ કરવાનો પ્રશ્ન આપ જ ઉપાડી લેશો. તેમ કરવાનો આપનો ઠીક રીતે અધિકાર છે." આ પરિપત્રમાં લખાયું છે "जैनमुनियोंका उपयोग इस दिशामे विशेष रूपसे लिया जा सकता है। जैनमुनियोमे आज एक ऐसा प्रगतिशीलवर्ग है, जैनेतरलोगों में भी भी उनके लिये अपार श्रद्धा एवं भक्तिके दर्शन होते है। अहिंसा के आग्रही होने के कारण जैनमुनि इस कार्यक्रमको खुशी खुशी उठा लेंगे, जरूरत है संपर्क करनेकी" આ પરિપત્રમાં અન્ય ધર્મો તથા સંપ્રદાયોના સાધુસંતોનો નિર્દેશ પણ છે અને એ દ્વારા જનતાના પ્રેમની અને ધાર્મિકભાવનાની અભિવૃદ્ધિ

થવાની આગાહી બતાવી છે સાધુવર્ગની નિષ્ક્રિયતા દૂર થઈ ઉપયોગિતા પણ આ ક્રિયાદ્વારા સિદ્ધ થવાનો ખ્યાલ અપાયો છે મહાગુજરાતનો સાધુસંન્યાસીવર્ગ વિચારની રીતે ઠીક ઠીક જાગતો થયો છે, એવુ હમણા જાહેરછાપાંમાનુ છેલ્લા સમેલનના પ્રમુખશ્રીનુ સભાપણ બોલ્યુ છે જૈનસપ્રદાયોના સંઘોએ શબ્દોથી 'અહિસા પરમ ધર્મ'ના ઉચ્ચારને વિસાર્યો નથી પરિપત્રલેખક જૈન ભાઈએ ઉપરના વાક્યોમા ઇશારો કર્યો છે કે આજે જૈનસાધુઓમા એક પ્રગતિશીલ વર્ગ છે હુ એમા એટલો ઉમેરો કરુ છુ કે તે વર્ગ જાહેરમા છડેચોક બહારઆવીને તો જ સામૂહિકરૂપે ઝુકાવી શકશે કે જો એ વર્ગને એમનાં વડીલ સાધુ-સાધ્વીઓના આશીર્વાદ તથા શ્રાવકશ્રાવિકાઓની સક્રિય સહાનુભૂતિ મળે! આવાં આશીર્વચનો અને સહાનુભૂતિ માટે મારી આ સ્થળેથી જૈનોના સમસ્ત સઘોને અંતરની આરજૂ છે જૈનસઘોને જાણ હોવી જ જોઈએ કે જૈનઆગમોમા મહાપરિગ્રહોને અને મહારભોને ઘોર હિસાના તથા નરકના મોટા દરવાજાઓ લેખાવ્યા છે ઉપર કહ્યુ તેમ આજે તો રશિયા અને ચીનમા આ ઘોર હિંસાનુ તાડવ ખેલાઈ ચૂકયુ ભારતમા પણ એની શરૂઆત થઈ ચૂકી હતી આજે ભારતમા એ લોહિયાળ-ક્રાતિને સ્થાને પ્રેમળક્રાતિનો શુભ પ્રારભ થઈ ચૂકયો છે, અને લોહિ-યાળક્રાતિની વાત ભૂલાવા લાગી છે પ્રત્યેક અહિસાપ્રેમીને માટે આજના જેવો પ્રાણાતે ઝુકાવવાનો બીજો ઉત્તમ અવસર ફરી કયારે મળવાનો છે? આ દેશમા યત્રયુગ આવ્યો અને જાણ્યેઅજાણ્યે એને ધર્મસપ્ર-દાયોએ પણ બરદાસ્ત કર્યો સત્તાશાહી અને મૂડીવાદી પકડ ઉપર પણ ધર્મગુરુઓની રોકટોક ન થઈ અથવા ન ચાલી શકી આખરે કયાક તો એમને ધર્મની મહોરછાપ પણ મળી ગઈ આ બધાનુ પ્રાયશ્ચિત્ત કરવાનો ભૂદાન—સપત્તિદાનમા સહેજે મોકો મળી જાય છે

ગુજરાત—સૌરાષ્ટ્રમા ભૂદાનકાર્યને અનુમોદન આપવાની ક્રિયામાથી જે અનેક આકર્ષક પ્રસગો સાપડયા તેમાય સૌરાષ્ટ્રમા તો નજરોનજર અનુભવ્યા, તે પરથી મને તો વધુ દૃઢ પ્રતીતિ થઈ જ છે, સાથોસાથ

ઝાલાવાડ પૈકી બલતાણાના પ્રસંગે તો મારા દીક્ષાગુરુ શ્રીકવિવર્ય પં નાનચંદ્રજી મહારાજ ઉપર પણ ઘણી ઊંડી અસર પાડી ચતુર્વિધ સ્થાનકવાસીજૈનસંઘ આગળ લીંબડીમાં આ ઉલ્લેખ કર્યા વિના તેઓ રહી શક્યા નહીં. સદ્ભાગ્યે આ ઉલ્લેખ વખતે તે સંપ્રદાયના દીક્ષાવૃદ્ધ પૂજ્ય અને બીજા આગળ પડતા સાધુસાધ્વીઓ પણ હાજર હતા

ચૌદસંઘમાં આજીવિકાશુદ્ધિનો વધુ આગ્રહ રાખવામાં આવ્યો છે જૈનસૂત્રોમાં પણ ન્યાયસંપન્ન આજીવિકાની વાત છે, એટલું જ નહીં બલ્કે 'એવું જીવન જીવનારા શ્રાવકો કયો ધંધો પસંદ કરે ?' તેનો પણ સ્પષ્ટ ખ્યાલ મૌલિક આગમોમાં અપાયો છે આર્થિકસમાનતાની દિશામાં જૈન સંઘનું બારમું અ વિભાગવ્રત આદર્શ પૂરો પાડે છે માંડ-વગઢનો ઇતિહાસ એનું જીવતું પ્રમાણ છે દરેક સંઘમાં પામે સરખા જ ખોરાક, કપડાં અને રહેઠાણ હોવાનું આ જીવંત પ્રમાણ સ્વેચ્છાએ આર્થિકસમાનતાની દિશાનો તે કાળનો સર્વોત્તમ નમૂનો છે આજે હવે ચલણી નાણાંની પ્રતિષ્ઠા તોડવી છે અને દેશે અન્નમાં સ્વાવલંબી બનવાનો સંકલ્પ સિદ્ધ કરવો છે સાથોસાથ પ્રત્યેક દેશવાસીને નીતિ-મય મહેનતનો રોટલો મળી રહે, તેવું કરવું છે તો પછી આને સારુ ભૂમિદાનયજ્ઞ જેવો બીજો કયો માર્ગ હોઈ શકે ?

જે દ્વારા જનતા મહારંભવાળા યંત્રોને બદલે અલ્પારંભવાળી ખેતી તરફ વળે છે અર્થસંચયના આજના મહાપરિગ્રહના રોગમાંથી મુક્ત થઈ વહેંચીને ખાવાના સુવ્રત તરફ અનાયાસે સૌ વળે છે આળસ અને અસંયમમાંથી છૂટીને જાતમહેનત તથા કુદરતનિષ્ઠા તરફ લોકો સહેજે આવે છે અન્યાયોનું પ્રાયશ્ચિત્ત કરી પ્રજા અને રાજકીય સરકારો ન્યાયનો માર્ગ પકડે છે મારી દૃષ્ટિએ તો આ કાર્યનું સૌથી મહત્ત્વ એટલા માટે છે કે પોતાના કુટુંબમાં ઘરને બદલે સમગ્રગામને કુટુંબ તરીકે સ્વીકારવાનો આ પાયો ગ્રામસંગઠન દ્વારા ધર્મમયસમા-જરચનાના અનિવાર્ય યુગધર્મમાં મોટામાં મોટી મદદ કરે છે અને

સરકારોને પણ સર્વોદયની દિશામા જવાનો રસ્તો દાખવે છે મને પૂરેપૂરી આશા છે કે જૈનસઘો આ અતર્નાદને પિછાનવામા આગળ આવશે અને પોતાના તાજેતરના ભૂલ ભરેલા ભૂતકાળને ભૂસી નાખશે તેમ જ વર્તમાન અને ભવિષ્યકાળને જૂના ગૌરવભર્યા ભૂતકાળને યાદ કરી ઝડપથી અજવાળી દેશે।

—વિશ્વવાત્સલ્ય તા ૧-૪-૧૯૫૩

## અધ્યાત્મવાદીઓ ભૂદાનદ્વારા સામાજિક ન્યાય અપાવે!

પ્ર ભૂદાનમા મળેલી જમીનો ભૂમિહીનોને મળે અને તેમનો રોજીરોટીનો સવાલ ઉકલે, એમ આપ માનતા હશો પણ પ્રારબ્ધવાદ તો એમ માને છે કે માણસના નસીબમા ન હોય તો ગમે તેટલુ આપવા છતા તે નસીબહીન પાસે રહે જ નહિ તો આવા પ્રયત્નો સાથે પ્રારબ્ધવાદનો મેળ શી રીતે મળશે? વળી આધ્યાત્મિક ઉન્નતિ સાથે ભૂમિદાનની પ્રવૃત્તિનો મેળ પણ આપ શી રીતે પાડી શકો છો?

ઉ પ્રારબ્ધ અને પુરુષાર્થ બન્નેય એક રીતે તો એક જ સિક્કાના બે પાસા છે ગઈકાલનો પુરુષાર્થ જ આજનુ પ્રારબ્ધ બને છે એટલે પ્રયત્નો અને પ્રારબ્ધવાદ વચ્ચે વિરોધ હોઇ જ ન શકે એટલું ખરુ કે કેટલાક પ્રારબ્ધો એવા હોય છે કે ઘણા પ્રયત્નો છતા તેમા આજ ને આજ ફેરફાર થઇ શકતો નથી, પણ સાચી દિશાના પ્રયત્નો હોય તો એવા પ્રારબ્ધોને શાતિપૂર્વક સહી લેવામા તો સરળતા થાય છે જ. આથી જ મહાપુરુષોએ પ્રારબ્ધવાદ કરતા પુરુપાર્થવાદને મહત્તા આપી છે સત્યવાનને યમગૃહેથી સતી સાવિત્રી પાછી લાવી શકે છે, તે એનું ઉત્કટ પ્રમાણ છે આજે જ્યારે પ્રારબ્ધને નામે સમાજમા અન્યાયરૂપી કે શોષણરૂપી હિંસાને હજુ ટેકો મળ્યા કરે છે, ત્યારે તો સાચા અને સાવધાન અધ્યાત્મવાદીની ખાસ ફરજ થઇ પડે છે કે સમાજની તેવી રૂઢ અને ખોટી માન્યતાઓને જલદી સક્રિય બનીને ફેરવાવવી એ ફેરવાવવા માટે મોટી તપસ્યા પણ અનિવાર્ય થઇ પડે! આ દૃષ્ટિએ

અંગત અને સામાજિક બન્ને રીતે આધ્યાત્મિક ઉન્નતિ સાથે ભૂમિદાનપ્રવૃત્તિનો સુમેળ પડી જાય છે. વિશ્વમાં અન્યાયો કે અધર્મને છડેચોક નિભાવી લેવા જેવો સમાજ જડસુ બની ગયો, ત્યારે રામ, કૃષ્ણ મહાવીર કે બુદ્ધની આધ્યાત્મિકતાએ સક્રિય પોકાર ઉઠાવ્યો હતો. આ જ પગપગલે ગાંધીજીને પડ્યા અને એ જ અનુક્રમે ભૂદાનપ્રવૃત્તિમાંથી જન્મતા સામાજિક ન્યાય અને ધર્મને અપનાવ્યા વિના સાચા અધ્યાત્મવાદીઓ રહી જ નહિ શકે. તેઓમાંના કોઈ આજે કામે લાગશે તો કોઈ કાલે લાગશે, તે જુદી વાત. વળી આવી પ્રવૃત્તિઓમાંય સુધારવધારાને અવકાશ તો રહ્યો જ છે અને રહ્યા જ કરવાનો.

— વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' ના ૧૬-૭-૫૩

## ધર્મગુરુઓ પહેલું વ્રત આજીવિકાશુદ્ધિનું લેવડાવે !

પ્ર૦ માણસ આત્માની ગોઠમાં ન પડતાં વ્રતનિયમો પાળી જીવન જીવ્યા કરે તો આત્મવિકાસ આપોઆપ ન થાય ?

ઉ૦ જરૂર થાય. આત્મવિકાસનો રાજમાર્ગ પણ એ જ છે. સમાજ પ્રત્યેની સ્વાભાવિક આવેલી કે આવનારી ફરજોમાં બેદરકાર બની તેમજ સદાચારના સામાન્ય નિયમોને તરછોડીને જે માણસ ગમે તેમ વર્તે તેનું લીધેલું વ્રત સાચું વ્રત ન કહેવાય. સાચું વ્રત તો તે કહેવાય, 'જે આજે જ સંયમનું ભાન કરાવે.' જે આજે સંયમનું ભાન નથી કરાવતું તેવું સગવડિયું વ્રત તે વખતે બીજા પ્રકારની શિથિલતા નહીં લાવે તેની શી ખાતરી ? આવા ઘણા નામવ્રતધારીઓ તેવે સમય નબળા પડી જાય છે અને મન ચાહે અનેક પ્રકારની બાંધછોડ કરી નાખે છે, માટે આજની તૃષ્ણા ઉપર સીધો અંકુશ આવે તેવું રોકડિયું વ્રત લેવાય તો જ ગતી (તૃષ્ણા) ઘટવાની વાત યથાર્થ ઠરે, એવું હું સ્પષ્ટ માનું છું અને ઉપદેશું છું. આજના જૈનોની દશા જોતાં મને પોતાને તો ધર્મગુરુઓએ પહેલું વ્રત આજીવિકાશુદ્ધિનું લેવડાવવું જોઈએ, એમ લાગે છે. શુદ્ધ આજીવિકા માટે મહેનતથી લેવાય એવા વ્યાજબી માર્ગો, સદા-

ખોરી, યંત્રજીવી, શોષણખોરી વગેરે ધંધાઓ છોડીને પોતાની મૂડી, આવડત, મજૂરી અને બુદ્ધિ અલ્પારંભી એવા ધંધાઓમાં લગાડવા જોઈએ અલ્પારંભી ધંધાઓમાં ખેતી, ગોપાલન, ગ્રામોદ્યોગ વગેરે વ્યવસાઓ અને તે બધામાં વાજબી નફાધોરણ વગેરેનો સમાવેશ થઈ શકે

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા ૧–૬–૫૭

## ધર્મગુરુઓ ધર્મમાંથી ધનની પ્રતિષ્ઠા ઘટાડે!

(પ્ર) ગીતામંદિરની પ્રતિષ્ઠા થયા બાદ હમણાં વેદમંદિર થયું છે થોડા વખત પછી મહાભારતમંદિર કે રામાયણમંદિર થાય તો નવાઈ નહિ ગ્રંથોને નામે થતા આવા મંદિરો વિષે આપ શું માનો છો ?

(ઉ) ધર્મમાંથી ધનની પ્રતિષ્ઠા ઘટાડવી જોઈએ, એ મને આજનું મુખ્ય ધર્મકાર્ય લાગે છે આ કાર્ય ત્યારેજ સફળ થાય કે જ્યારે ધર્મનિમિત્તે માણસ કે માણસના સમુદાયને ઓછામાં ઓછો પૈસાનો ખર્ચ કરવો પડતો હોય આ દૃષ્ટિએ આજે મંદિરો વધારવા એ મોટું જોખમ છે પછી તે ગ્રંથને નામે હોય, વ્યક્તિને નામે હોય કે સગુણ ભગવાનને નામે હોય

(પ્ર) શું આવી મંદિરપ્રવૃત્તિઓમાં વ્યક્તિગત 'અહં'ને પોષણ મળતું હોય તેમ નથી લાગતું ?

(ઉ) કોઈ ધર્માચાર્યના 'અહં'ને પોષણ મળે એનો ભય આજે મારે મન ગૌણ છે, પણ મુખ્ય ભય તો માત્ર પૈસાને ધર્મમાં મળતા ઉચ્ચસ્થાનનો છે ગમે તે પ્રકારે ધનને રળનારા લોકોના અઢળક ધનદાન કરતાં નીતિથી મજૂરી કરીને માંડમાંડ પૂરું કરનાર ભલે કશું ય ન ખર્ચે તો ય એનું સ્થાન ધર્મસ્થળોમાં ઉત્તમ છે આવું પ્રત્યક્ષ દેખાડવા માટે ધર્માચાર્યોએ એક પળ પણ ગુમાવ્યા વિના પ્રબળ પ્રયત્ન કરવો જોઈએ આ ચાલો પડશે તો વ્યક્તિગત અહંનો એ માર્ગે સદુપયોગ થશે વ્યક્તિગત 'અહં' જ્યારે સમષ્ટિના અંતર્યામીને

પામે છે, ત્યારે એમા આંગળી જતા એને વાર નથી લાગતી આજે સમષ્ટિના અંતર્યામીને પામવાનો સૌથી સરળ રસ્તો મને ઉપર કહી બતાવ્યો તે જ લાગે છે વ્યક્તિગત અન્નને મોંઘા કટકાઓ માગવા કરતા, આ અગર આવા બીજા સુમાર્ગમા અન્નને પરોવી દેવાની ભાવના કરવી, તે અંગતમાન માટે પણ ઉત્તમ જ છે

— વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા ૧-૧૦-૪૯

## પ્રતિજ્ઞા દેનારને પ્રતિજ્ઞા લેનારના પાપ સાથે સંબંધ નથી

એક ગામમા ત્રણ ચાર ભાઈઓ મહારાજશ્રી સાથે ચર્ચા કરવા આવ્યા બોલ્યા 'આપે વીતરાગ (રાગદ્વેષથી મુક્ત) થવા દીક્ષા લીધી અને આવા બધા સામાજિક કાર્યો કરો તો સંસારી અને સાધુમા ફેર શો ? અને પ્રવૃત્તિથી તો કર્મબંધન વધે મહારાજશ્રીએ તેમને પૂછ્યુ 'કયુ કામ તમારી જાણમા છે કે, જે બંધન કરાવતુ હોય ?' "આ ભૂદાન ઉઘરાવો છો, જમીન ઉઘરાવીને બીજાને આપશો તેઓ ખેડશે અને ખેડવામા પાપ તો થવાનુ એટલે આરંભ–સમારંભની ક્રિયાને તમારાથી ટેકો પણ ન અપાય આમા તો ટેકો થયો ને ?" તેમને સમજાવ્યા કે પરિગ્રહ (સંઘરાખોરી) ને નરકનુ દ્વાર જૈનધર્મમા કહ્યુ છે ત્યારે જેની પાસે વધારે છે તેને સમજાવી જેની પાસે નથી તેને અપાવે તો બન્નેને લાભ થાય એકને રોટલા માટે અનીતિ કરવી પડે છે, બીજાને ભોગવિલાસથી અનીતિને માર્ગે જવુ પડે છે, તો બન્ને બચી શકે વળી હુ તો માત્ર લોકોને સાચી વાત સમજાવુ છુ તમે જાણતા જ હશો કે જમીનની વ્યવસ્થા તો ભૂદાનસમિતિ કરે છે બીજી વાત એ પણ છે કે, જેમ સ્વદારાસંતોષ (પોતાની પત્ની વિષેની મર્યાદા) નુ વ્રત લેવાથી જેમ સ્વપત્નીની છૂટ હોવા છતા તેનુ પાપ પ્રતિજ્ઞા દેનારને લાગતુ નથી, તેમ જેઓ નીતિના રોટલા માટે અલ્પારંભ કરે તેવી પ્રતિજ્ઞા દેનારને તેના પાપ સાથે સંબંધ નથી, માત્ર ત્યાગ સાથે જ સંબંધ છે એટલે હુ તો માનુ છુ કે, આજે

બધા સાધુ–સન્યાસીઓએ પળનો પણ વિલંબ કર્યા સિવાય લોકોને ત્યાગના રસ્તે દોરવા જોઈએ લોકો ક્રિયાકાંડોને જ ધર્મ માને છે અને ભાવઅહિંસા કરતાં દ્રવ્ય (બાહ્ય) અહિંસા ઉપર વધુ ઝોક આપે છે, એટલે આવી ગેરસમજણો ઊભી થાય છે

— વિશ્વવાત્સલ્ય 'પ્રવાસનોંધ' તા ૧૬–૬–૫૪

## ધર્મગુરુઓ અને મધ્યમવર્ગીય સ્થિતિમાં પરિવર્તન

(પત્રાંશ) "આજે જગતમા હુ જોઉ છુ કે મતાંધ–ધર્માંધ–મોહાધતાને લીધે રૂઢિધર્મ લઈ સૌ બેઠા છે ખોટા ખર્ચ લઈને બેઠા છે–શ્રમજીવી બનવુ નથી બુદ્ધિથી કાર્ય (મોટેભાગે) કરવુ છે ઉજળા લૂગડા પહેરવા ને સ્વાદિષ્ટ ખાવુ છે આવી સ્થિતિ મધ્યમવર્ગની છે ને આજની કેળવણી પણ તેવી જ મળે છે આ બદલાવવા ધર્મગુરુઓ પ્રયાસ કરે તો જરૂર સારો લાભ થાય"

— સૌરાષ્ટ્રના એક ગ્રામીણભાઈ

(ટિપ્પણી) મધ્યમવર્ગના માણસો ઉપલાથરના ટચૂકડાવર્ગનું અનુકરણ છોડી નીચલાથરના વિરાટ ભણી જુએ કે તરત તેમનો અને રાષ્ટ્રનો ચમત્કારિક ઉદ્ધાર થઈ જાય, પણ દુનિયાના સયોગો કે મૂલ્યાકનો ભણી જોવાને બદલે તેઓ સરકારને ગાળો દેવામા જ ઇતિકર્તવ્ય માની બેઠા જણાય છે આ ભાઇ કહે છે તેમ તેમના ધર્મગુરુઓ આ દુર્દશામાથી કાઢવા મથે તો ઝડપી કામ થાય, પણ સામુદાયિક રીતે ધર્મગુરુઓ પાસે આટલી બધી આશા આજે તો અસ્થાને છે. જાણ્યેઅજાણ્યે ધર્મગુરુઓનો મોટો ભાગ મૂડીદારોની પૂજાપ્રતિષ્ઠા વધારીને સમાજમા ધનપ્રતિષ્ઠાની અને શહેરલક્ષી મનોદશાની અધર્મવૃત્તિમાં ઉમેરો કરી રહ્યો છે અલબત્ત ગૂજગતના થોડા સાધુઓ સમયનો સાદ સૂણી જાગ્યા છે હિમાલય તરફ પણ મીરાબેનના પ્રયત્ને થોડી જાગૃતિ આવી છે પરંતુ, આ સાધુઓ પણ મીંધેગીધા ગામડાઓ અને નીચલાથર સાથે ઓતપ્રોત નહિ થાય, ત્યા લગી મૂળભૂત ફેરફાર નહિ

થઈ શકે. ઘણાખરા ધર્મગુરુઓને આજની સ્થિતિ અસહ્ય લાગે છે, પણ નીચેથી ફટકો મારવા જેટલી હિમ્મત તેમણે ગુમાવી છે. જો તેઓ દુનિયાના રાજકારણનો ધાર્મિકદૃષ્ટિએ અનુભવપૂર્ણ અભ્યાસ કરે તો નવી જીવનદૃષ્ટિ જરૂર આવે. એ આવે તો તેઓ કેળવણીના તંત્રને, જનતાને અને સરકારને સમન્વિત કરીને સાચો પલટો જરૂર આણી શકે, પણ આજે તો હજુ એ દહાડા દૂર લાગે છે.

— વિશ્વવાત્સલ્ય 'ટપાલ' ૧૮-૫-૫૧

## આર્થિક વિષમતા અને સમતાધર્મવાદી સાધુઓનું કર્તવ્ય

પ્ર૦ વિશ્વમાં દેખાતી આર્થિકવિષમતા શેને આભારી છે? કર્મને લીધે કે મૂડીવાદને લીધે? અને તે વિષમતા દૂર કરવા શું કરવું જોઈએ?

ઉ૦ જરીપુરાણા અને ઉપરછલ્લા કર્મકાંડને વળગી રહેનાર સાંપ્રદાયિકધર્મવાળા ઘણા લોકો, એકલા કર્મ ઉપર—અને તે પણ પૂર્વભવના કર્મ ઉપર—આર્થિકવિષમતાનો બધો વાંક ઢોળી નાખે છે. અને પ્રામાણિક-શ્રમ કરનારને પેટપૂર રોટલા ન મળે તોય તેને પાપી તથા હરામ કાળાબજારથી સમાજને ધોળે દહાડે છેતરી એકેક લૂંટ ચલાવનાર વિલાસીને પણ પુણ્યશાળી માનવાની હદ લગી બોલતા અચકાતા નથી. આ સરાસર ખોટું છે. વળી આર્થિકવિષમતાના પ્રશ્નમાં સર્વસ્થળે માત્ર મૂડીવાદનો જ વાંક કાઢીને મૂડીદારો ઉપર સબળ વાણીપ્રહારો કરવા કે હિંસ્રસાધનો અજમાવવા તે પણ બરાબર નથી.

આજની આર્થિક વિષમતામાં વ્યક્તિના પ્રારબ્ધ કરતાં સમાજના પ્રારબ્ધ તથા તેમાં પણ સમાજનેતાપણું પામેલા મૂડીવાદનો દોષ મુખ્યપણે છે. એટલે જ તેનો સાચો અને કાયમી ઉપાય ગામડારૂપી ઘટકની પોતપોતાની સ્વાશ્રયી અર્થરચના છે. આવી વિકેન્દ્રીકરણવાળી અર્થરચનાથી શ્રમ કરનારને પેટ, પહેરણ અને પથારીની ચિંતા નહિ જ રહે અને એમાં ત્યાગ અને નીતિના સિદ્ધાંત લાવવા સરળ થઈ

પડશે જો આવા સિદ્ધાંતો શ્રમ સાથે ભળશે તો તેવા સમાજમાં છેતરપિંડી કરનાર પોતાનુ સ્થાન નહિ જ મેળવી શકે આથી એકબાજુ ગામડા અર્થસભર થાય તેવા પ્રયત્નોમાં સમજુ માણસોએ સાથ આપવો જોઈએ અને બીજી બાજુ રાષ્ટ્રોપયોગી શ્રમ વિનાની અનીતિથી અને રાષ્ટ્રવિઘાતક ધધાથી મેળવેલા નાણાંવાળાને સર્વસ્થળેથી જાકારો આપવો જોઈએ આમાથી સાચો ધર્મ અને આર્થિક વિષમતાનુ નિરાકરણ, એમ બન્ને ક્રિયા ફલિત થવાની છે એકલદોકલ વ્યક્તિ કરતા જો નાનામોટા મડળો આ કામ ઉપાડી લે તો ભારતમા આ કામ ઝડપી બને તેવુ છે એમ ભારત દ્વારા દુનિયાની આર્થિક-વિષમતા પણ દૂર થાય તેમા કોઈ નવાઈ નથી આ કામ ન તો અમેરિકા જેવા રાષ્ટ્રો કરી શકે કે ન તો રશિયા જેવા દેશો કરી શકે. આ કામ તો માનવતાપ્રેમી અને સિદ્ધાતને વરેલા ચોક્કસપ્રકારના જૂથો જ કરી શકે એવા જૂથોને યોજવા કે વ્યવસ્થિત જૂથોનુ આ બાજુ ધ્યાન ખેચવુ તે કામ આગળીને-વેઢે ભલે ગણી શકાય પણ તેવા સાચા સમતાવાદી સાધુપુરુષોનુ છે કોઇપણ સરકાર કે તેના વિશ્વમાન્ય સુનદા તત્રવાહકો એકલા હાથે કદી જ ન કરી શકે અસાવધાન સરકારો તો ઊલટી મૂડીવાદના ચોકઠામા જકડાઈ જ જવાની

— વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' ૧૬–૮–૫૦

## યુગલક્ષી સાધુશ્રાવકો આર્થિકક્ષેત્રમાં ધર્મક્રાંતિ કરે!

..જૈનોનુ દેવતત્ત્વ વીતરાગી છે અને એ દર્શનમા સ્થૂળપરિગ્રહનો પણ ત્યાગ આલેખાયો છે અને તેથી જ સન્યાસ તરફ વધુ ઝોક છે. દેવોની મૂર્તિ બનાવવી એનો જ ત્યા અસ્વીકાર છે, ત્યા દેવને નામે દ્રવ્ય રાખવાની તો વાત જ ક્યાથી હોય ? દેવમૂર્તિ એક અવલબનરૂપ હોય તો ખોટુ નથી એવુ દીર્ઘદૃષ્ટિવાળા જૈનાચાર્યોએ સ્વીકાર્યા પછી જ મદિર અને મંદિરને લગતા ધનસચયનો પ્રશ્ન ઊભો થયો આ મદિરના નિભાવ માટે કાયમી ફંડ હોય તો સારુ, એવી વ્યાપારી બુદ્ધિમાથી દેવદ્રવ્યની ઉત્પત્તિ થઈ આ વ્યાપારીવૃત્તિએ છેલ્લા કાળમાં

લાભને બદલે હાનિ જ ઉપજાવી છે એટલે વિચારક જૈન મુનિવર્ગે છેલ્લા એ દાયકાથી વિરોધ ઉઠાવ્યો છે આમા પં ન્યાયવિજયજી મુનિ મહારાજે ઠીકઠીક ભાગ લીધો છે મારી જાણ મુજબ માડલના જૈનોએ આ દિશામા ધર્મક્રાન્તિ કરી દેવદ્રવ્યનો સાધારણ દ્રવ્યના જેવો ઉપયોગ થઈ શકે એમ ઠરાવ્યુ પણ છે

તીર્થંકરો પણ સઘને–તીર્થને–નમે છે, એમ જે જૈનો સ્વીકારે છે તે જ તીર્થંકરોને શબ્દથી માનવા છતા કહેવાતા જૈનોને જૈનસઘ-તરીકે સ્વીકારવા છતા એ જ સઘની ઉન્નતિમા આ દ્રવ્યનો ઉપયોગ ન થઈ શકે, એમ જે બોલી શકે છે, તેમને જૈનયુવકસઘ ન સમજાવી શક્યો, ન ખાળી શક્યો પરિણામે સરકારને આ વાત ઉપાડવી પડી છે

હુ તો ઇચ્છુ કે આ તીર્થંકરોને માનનારો એકેએક જૈન આ દેવદ્રવ્યનો સાચો અધિકારી છે જે સમાજે દ્રવ્ય આપ્યુ છે, તે સમાજના જ લોકોના ઉત્થાન માટે એનો ઉપયોગ કરવાનો સૌનો કુદરતી હક સાપડે છે પછી તે ગમે તે ફિરકાનો જૈન હો ઘણા જૈનયુવકો અને પ્રગતિશીલ સાધુઓ આવુ ઇચ્છતા જ હશે તેમના અવાજ અને તાકાત બન્ને મૂડીદારવર્ગે અને એ વર્ગના જાણ્યે અજાણ્યે હાથારૂપ બનનાર સાધુવર્ગે રુધી નાખ્યા છે, એમ જો એમને જણાતુ હોય તો આજે બહાર આવી એણે ખુલ્લો વિરોધ કરનાર આ નાનાવર્ગને પડકાર કરવો જોઈએ

બીજો મુદ્દો એ છે કે આ મિલ્કત જૈનધર્મની છે અને જૈનધર્મ હિંદુધર્મથી નિરાળો છે, આમ કહેનાર પણ પોતે જ પોતાના પગ પર બેડી નાખે છે માની લો કે આવતી કાલે એવો કાયદો થાય કે જે લોકો નાનાવાડામા હોય તેને બિનવાડામા માનતી હિંદીસરકાર મતદાર તરીકે નહિ સ્વીકારે, તેને કે તેવી સસ્થાને ગ્રાંટ નહિ આપે, હોદ્દામા પણ સ્થાન નહિ આપે, આવો કાયદો થયા પછી આવો વર્ગ પોતાના સમાજના લોકોને પૂછશે તો ખબર પડશે કે કોણ વાડા-વાદી જૈન તરીકે પોતાને ગણવા માગે છે ?

પણ આજે તો બન્ને ધર્મોમા ધર્મવિકાર ખૂબ પેઠો છે પ્રજા-વર્તન લગભગ માનવતાથી હેઠુ ઊતર્યું છે એથી જ આજની સરકારને માનવતાને વિકસાવનાર કાયદા કરવા પડે છે એકપત્નીવ્રત, હરિજનમંદિરપ્રવેશ બિલ, સ્ત્રીઓનો વારસાહક વગેરે આવા પ્રકારના કાયદાઓ ગણી શકાય

જે લોકો આવા કાયદાને ધર્મમા વિક્ષેપ કે સમાજબધારણમા વિક્ષેપરૂપ માને છે, તેમણે સાચા ધર્મ અને સાચા સમાજબધારણને બહાર લાવવુ જોઇએ અને કોઇ ગેરરસ્તે દોરનારના પજામા ફસાવુ ન જોઇએ, જેથી સરકારને આવા કાયદા જ ન કરવા પડે મારી તો નાનાવર્ગને વિનતિ છે કે તે પોતાને, ધર્મને અને દેશને હાનિ કરનારુ વર્તન છોડી દે જાણ્યે અજાણ્યે મૂડીવાદી માનસમા પડતો અટકી જાય અને દેવદ્રવ્યનો ઉપયોગ કહેવાતા જૈનસમાજ અને વિશાળ અર્થમા કહીએ તો સારા માનવસમાજના હિતમા તુરત વાપરી નાખવા કમર કસે જો આ વર્ગ સમજાવવા છતા ઇરાદે કે બિનઇરાદે ન સમજે તો માડલના જૈનો અને એના પ્રેરક મુનિમહારાજે તથા ઇતરવર્ગ આ પ્રસંગમા બહાર આવી આ ધર્મક્રાન્તિના તબક્કાને તુરત અપનાવી લે ન મૂડીવાદ તરફ ઢળતા વિરોધીવર્ગના પ્રચારમા અ જાય કે ન મૂગા રહીને સહકારી બને

ઉપરાત હું તો દરેક ફિરકાના પ્રત્યેક જૈનસાધુને પણ વિનવીશ કે તેઓ આખા સમાજને આવરી લેતુ એક જબરદસ્ત આદોલન ઊભું કરી બધિયાર કે બિનયોગ્ય સ્થળે પડેલા એ કહેવાતા દેવદ્રવ્યનો ઉચિત ઉપયોગ કરાવી સમાજ અને સમાજના મૂર્તિમત એવા દરિદ્ર-દેવોના આશીર્વાદ મેળવે અને સરકાર તથા પ્રજાને ખાતરી કરાવી આપે કે હરિજનોદ્ધાર અને સખાવતના સદુપયોગની પ્રવૃત્તિઓ એ તો સાચી ધર્મક્રાન્તિનાં જ સૂચકો છે એવી ક્રાન્તિને સાચો જૈનસાધુ આવકાર્યા વિના રહી જ શકતો નથી

—વિશ્વવાત્સલ્ય (ધર્મક્રાતિ અને જૈનો) તા ૧૬-૭-૪૮

## જૈન સાધુઓ અને ખાદીપ્રચાર

અમારા પ. પૂ. ગુરુદેવે જૈનજનતામાં જ્યાં તેઓ ગયા છે, ત્યાં ભાર પ્રયાસ કરી ખાદી–પ્રગતિ સાધી છે. તેઓ કહે છે કે—'અહિંસાની દૃષ્ટિએ ખાદી જેટલું શુદ્ધ બીજું વસ્ત્ર નથી. જેઓ બીજે સંગ્રહ ગણે છે, તેઓ હાથે કાંતે અને વણે તો સર્વોત્તમ અને જે ન કાંતે ન વણે તેઓ શુદ્ધ ખાદી અવશ્ય પહેરે.' આ ઉપદેશની સચોટ અસર સૌરાષ્ટ્રમાં થઈ છે. છગનભાઈ જોષીએ ખૂબ તારીફ કરતાં મને (જામનગરમાં) કહ્યું કે, 'પૂ. મુનિજી જેવા દિલનો ખાદી–પ્રેમ હજુ મારામાં પણ હશે કે કેમ, એ શંકા છે.' એ વાત સાચી જ છે. જૈનસાધુ ખાદીપ્રચારમાં આટલો રસ લે એ તેમને નવીન જ લાગે પરંતુ તેમાં નવાઈ પામવા જેવું નથી. જૈનસાધુઓ ખાદી પ્રત્યે ગજકારણ માનીને અલગ રહે છે, તે યથાર્થ નથી. ખરી રીતે જેમ અભક્ષ્યાહાર છોડાવવાની પ્રવૃત્તિમાં રસ લેવાય છે, તેમ ચરબીવાળાં કે યંત્રોત્પન્ન વસ્ત્રો છોડાવવાની પ્રવૃત્તિમાં રસ લેવાય, તે સક્રિય અહિંસાનું અંગ છે. યંત્રવાદને જાણ્યેઅજાણ્યે જેટલો ટેકો ઓછો મળે તેટલી માનવતા અને અહિંસાની ઉજ્જવળતા છે. પરિગ્રહવાદનું જૈનશાસન કટ્ટર વિરોધી છે. પરિગ્રહવાદ અને યંત્રવાદ બન્ને જન્યજનકભાવે આજે જગત પર સ્વામિત્વ જમાવી બેઠા છે. એટલે ખાદી અનેક રીતે મંગળકર છે, એમ માન્યા વિના ચાલતું નથી. ખાદી–પ્રચારથી લોકોનો ભૂખમરો અને તેને (ભૂખમરાને) લીધે જન્મતા ચોરી, લૂંટ આદિ દૂષણો તથા વ્યસનખોરી ઘટે છે, એ પ્રમાણો મળ્યા છે. ભાઈ તાલમજી લખે છે તેમ 'એક અબજ રૂપિયા ખાદીથી હિંદમાં બચે છે' એ આર્થિક દૃષ્ટિએ લાભ પણ નાનોસૂનો નથી.

—'પ્રશ્નોત્તરી અને પ્રાસંગિક' પા. ૨૩૭

## જૈન સાધુ અને સટ્ટો

(પ્ર) જૈન સાધુઓ સટ્ટામાં ભક્તોને ગબડાવે છે?

(૭) જો આવું જૈનધર્મમાં બનતું હોય તો જૈનસમાજનું એ મોટામાં મોટું દુર્ભાગ્ય ગણાય. ખરી રીતે તો આવું કોઈપણ ધર્મ માટે બરાબર નથી. સમાજદષ્ટિએ પણ યોગ્ય નથી મેં કેટલીક વખત સાંભળ્યું છે કે આંકફરક અથવા તો તેજીમંદીના આંકડા કાઢીને કેટલાક કહેવાતા જૈનસાધુઓ શ્રીમંતોને રળાવી આપે છે, એ બીના સત્ય હોય તો મારું એમ માનવું છે કે જૈન સમાજમાં આમ બને તે ખૂબ જ મોટા દૂષણરૂપ છે ઉપરાંત કુદરતની વિરુદ્ધ પણ છે

(क) સાધુ જો આંકફરક કાઢીને માણસને રળાવે વળી બીજાને રળાવે એમ દિનપ્રતિદિન તેનો ગુણાકાર જ થવાનો અને તેથી અનેક માણસને રડવું પડે, કારણ કે એક સ્થળે સંગ્રહ થાય એટલે બીજે ખાડા પડે એ કુદરતી કાનૂન છે

(ख) આમ થવાથી સાધુમાં અંતરંગ ખરા ત્યાગની ભાવના નહિ રહી શકે, કારણ કે આ પ્રવૃત્તિ આત્મશ્રદ્ધાની ઘાતક છે

(ग) તેજીમંદીના ખ્યાલો માત્ર અનુમાન છે કારણ જ્યોતિષ એ સંપૂર્ણ શાસ્ત્ર નથી સંપૂર્ણ નહિ એટલા માટે કે વર્તમાન પુરુ-પાર્થની લગામ, મુખ્યત્વે માનવીના પોતાના હાથમાં હોય છે, માટે અનુમાનોમાં કોઈએ ફસાવું નહિ આંકડા આપ્યા ખરા પડે તો ત્યાં કાગનું બેસવું અને ડાળનું પડવું, એમ અકસ્માત માનવો, સંપૂર્ણ સત્ય નહીં

—'પ્રશ્નોત્તરી અને પ્રાસંગિક' પા ૧

## ભિક્ષાજીવીઓની શાંતિસેના પ્રજાને શુદ્ધ ન્યાય અપાવે

નિખિલભારતની દૃષ્ટિથી જોઈએ તો કબીર અને તુલસીનો કાળ એવો હતો કે એમણે લોકો આગળ બે બાબતો મૂકી –(૧) સાહિબની બંદગી કરો અને (૨) ભૂખ્યાઓને અન્ન આપો આનો રહસ્યાર્થ એ હતો કે પ્રત્યેકના આત્મા અને શરીર બન્નેને પોષણ મળવું જોઈએ જે યુગમાં નીતિમયશ્રમની પ્રતિષ્ઠા હોય, તે યુગમાં

ભીખ માગનારા મળે ક્યાંથી ? આથી ભૂખ્યાને શોધી ને અન્ન આપનારા વ્રતધારીઓને કેટલીક વાર જંગલોના ખૂણેખૂણા ખૂંદી વળવા પડતા એમ છતાં ભૂખ્યું નયે મળે ! સૌરાષ્ટ્રના બિલખાનું સગાળશાગેરનું દૃષ્ટાંત આવી કસોટીની પરાકાષ્ઠા બતાવે છે હવે એ જમાનો ક્યારનોય વીતી ગયો છે આજે ભીખારીઓની સંખ્યા એટલી બધી વધી પડી છે કે ભીખબંધીનો કાયદો લાવવો પડે છે મતલબ કે એક યુગે ભિક્ષુકાની ભીખ સમાજમાં પૂજાપાત્ર હતી, તે આજ ઘૃણાપાત્ર બની છે વૈદિકધર્મમાં 'अतिथिदेवो भव' કહ્યું છે જૈન સૂત્રોમાં શ્રાવકને 'अतिथिसंविभागव्रती' કહી બિરદાવ્યા છે બલ્કે ત્યાં લગી કહ્યું છે કે 'આ વિશ્વમાં દાતા અને યાચક મળવા દોહ્યલા છે' આજે ખુદ કહેવાતા જૈનોના તીર્થસ્થળોમાં સુદ્ધાં સાધુઓ પ્રત્યની ભિક્ષા આપવાની વૃત્તિ દેખાતી નથી જેમની આવતી કાલ ઈશ્વરને ભરોસે હોય છે એટલે કે ચોવીસ કલાક માટે પણ જે અન્ન સંઘરતા નથી, રાત્રિભોજન કરતા નથી, તેવા ભિક્ષુઓનેય કેટલાક અપવાદો બાદ કરતાં તેજસ્વિતાપૂર્વકની ભિક્ષા આજે દુર્લભ થઈ પડી છે આ સ્થિતિ નવનિર્માણનું આહ્વાન નથી કરતી તો શું છે ?

જો કે જૈનભિક્ષુઓ આજે પણ તપ અને ત્યાગમાં સમાજમાન્ય ગણાય છે પ્રત્યેક ધર્મીને એમનું કઠિન જીવનઆચરણ આકર્ષે છે એમનો ઉપદેશ સુણવાનું દરેકને મન થાય છે, છતાં આ જૈનભિક્ષુઆમાંનો મોટો ભાગ પોતાના અમુક વર્તુલનો બની જાય છે, ત્યારે એને કાળે પણ ખુશામત અને ભય આવ્યા વિના રહેતા નથી

આથી જ મને લાગ્યું છે કે જે સાધુએ આવતી કાલ કુદરતને સોંપી છે, તેણે આજને પણ કુદરતને ખોળે સોંપવી જૂનું વર્તુલ છોડી નવું વર્તુલ કે વર્તુલો જાતે સર્જવા સમાજરૂપી ઈશ્વરની જ્ઞાનપૂર્વક ભિક્ષાવૃત્તિથી ઉપાસના આદરવી જેઓ આજલગી સામાજિક અન્યાયોનો ભોગ બન્યા છે, તેમને ન્યાય અપાવવા દરબદર ઘૂમવું ભૂખ્યા આજે અન્ન નથી માગતા પણ કામ માગે છે અને ! ખરી રીતે

ન્યાય માગે છે આથી હવે 'कर साहिबकी बंदगी और भूखेको कुछ दे' એ સૂત્રને પલટીને 'कर सत् न्यायकी साधना न्याय सभीको दे' આવું બનાવવું જોઈએ મતલબ કે સત્યપૂર્વકનો ન્યાય જાત ઉપર સાધીને આમપ્રજામા એ શુદ્ધન્યાયને એવો વહેચી નાખવો ઘટે કે કોઈ ન્યાય-વિના જીવવાનુ પસંદ કરે જ નહીં મે 'વિશ્વવાત્સલ્ય'મા હિંસાત્મક ત્રિપુટીમા ગણવેલ ત્રણ ચીજ બતાવી હતી (૧) લૂટ (૨) ભીખ અને (૩) વેઠ અને એમા એ પણ કહ્યુ હતુ કે જ્યા લગી લૂટ બધ નહીં થાય ત્યા લગી ભીખ અને વેઠ બધ થવાના નથી આપણે આઝાદ થયા બાદ તુરત આમ તો રાજ્ય તરફથી વેઠ કાઢી નખાવી અને સફેદ લૂટને લગારે આચ પહોચાડી શકયા નથી, એ લૂટને આચ લગાડવા માટે આજનુ સૈન્યબળ નહી ચાલે એને માટે તો આજને પણ ઈશ્વર ભરોસે છોડનારા લગોટધારીઓનુ સૈન્ય જોઈશે શ્રીમતો, જમીનદારો અને અમલદારોને બદલે ગામડાઓ, શ્રમજીવીઓ અને સ્ત્રી-સમાજને આગળ લાવવામા તથા એમા પડેલી છૂપી શક્તિઓની ખીલવણીમા આવુ સૈન્ય લાગશે તે જ દહાડે આખો દેશ આબાદ અને ઉન્નત બનશે મૂડીવાદ, જમીનદારી અને નોકરશાહીના બધનો તોડવામા સમાજની અપ્રતિષ્ઠાનુ શસ્ત્ર જ ખપ લાગવાનુ છે સમાજમા તે તત્ત્વો ક્યાકથી પણ પ્રતિષ્ઠાનો ટુકડો ઝૂંટવી લઈને આજે પણ જીવી શકે છે જે દહાડે એ પ્રતિષ્ઠાનો ટુકડો તેમને મળતો બધ થયો તે જ દહાડે તેમનો વિલય થવાનો છે આ ભગીરથ કામ ધર્મક્રાતિદ્વારા જ થઈ શકશે આ દેશમા જે જે ક્રાતિઓ થઈ છે ને વર્તમાને પણ ચાલી રહી છે, તેની પાછળ ધર્મના બળે જ કામ કર્યુ છે ને કરે છે, આજના કહેવાતા ધર્મગુરુઓ આ ધુરા લેવા આગળ નહી આવે તો તેમનુ સ્થાન કા તો નવા યુગના ધર્મનાયકો લઈ રહ્યા છે ને લેશે અથવા ભૂખ્યો દેશ અહિંસકક્રાતિનો અમૃત ઝરો ન પામતા હિંસક-ક્રાતિના ઝેર કટોરા પીને ચિરવિનાશ નોતરી બેસશે

—વિશ્વવાત્સલ્ય તા ૧-૮-૫૨

# ધાર્મિકક્ષેત્રનું દર્શન

[ આ વિભાગમાં મુખ્યત્વે ધર્મસંસ્થાઓ અને ધર્મગુરુઓની જવાબદારી શું છે? હિંદની પ્રજાનું નવનિર્માણ કયા બળદ્વારા કરી શકાશે? એશિયાઈ તાકાતનું મૂળ શું છે? હિંદની પ્રજાનું ખમીર શું છે? ધર્મો અને ધર્મગુરુઓ વિશ્વશાંતિના મશાલચી કઈ રીતે બની શકે? ધર્મસંસ્થાએ ભૂતકાળમાં પ્રજામાં સુસંસ્કારો રેડવામાં શો ભાગ ભજવ્યો છે અને હવે કઈ રીતે ભજવી શકે? વિશ્વના દરેક ધર્મો અને સંપ્રદાયો એકબીજાથી જુદા કેમ દેખાય છે? દરેક ધર્મનો સમન્વય શી રીતે થઈ શકે? દરેક ધર્મના અનુયાયીઓએ અન્ય ધર્મ પ્રત્યે સહિષ્ણુતા કઈ રીતે દાખવવી? ધર્મને નામે ચાલતા અન્યાયો, અત્યાચારો, ધર્મઝનૂન, છેતરપિંડી, વટાળવૃત્તિ વ. અનિષ્ટો દૂર કરી પ્રજાને સુસંસ્કારો આપવાની જવાબદારી કોની છે? ધર્મને નામે માનવ માનવ વચ્ચે ભેદભાવ, નાતજાત, છૂતછાત ચાલી શકે? ધર્મસ્થાનો અને મંદિરોમાં અમુક માનવોનો પ્રવેશ બંધ કરવો ધર્મ છે કે અધર્મ? સાચો સાધક પોતાના જીવનમાં ધર્માચરણ, સર્વધર્મઉપાસના તથા સર્વધર્મસંસ્થાપકોનું સ્મરણ કઈ રીતે કરી શકે? ધર્મને નામે પેસતી કુરૂઢિઓ દૂર કરવાનો ઉપાય કયો? પંથપ્રચાર અને વટાળવૃત્તિ અટકાવવાનો ક્રાંતિકારી ઉપાય કયો? અહિંસક સાધકે હિંસક તોફાનો અને હુલ્લડો વખતે શું કરવું જોઈએ? જૈન સાધુઓ માટે અહિંસા માત્ર નિષેધાત્મક છે કે વિધેયાત્મક પણ છે? જૈન સાધુ અમુક અલ્પારંભી માર્ગે પ્રજાને દોરવા છતાં પોતાની હિંસાત્યાગની પ્રતિજ્ઞા કેમ સાચવી શકે? આજના યુગે અનેકવિધ હિંસાપ્રસંગે અહિંસાનો રચનાત્મક ઉપાય શો છે? વિશ્વવાત્સલ્યની વ્યવહારિક સાધના શી રીતે થઈ શકે? ધર્મક્રાંતિ કરનાર સાધુ અને એના સાથીઓએ શું કરવું જોઈએ? શું ધર્મસંસ્થાનો આદર્શ એક માત્ર સંપ્રદાયને સંભાળવો એ જ છે કે બીજા બધા ક્ષેત્રોને? સાધકોની અસાવધાનીથી ધર્મનો બુરખો ઓઢીને અધર્મ કઈ રીતે પાંગરે છે? આજના યુગે ધર્મસંસ્થાના જવાબદાર સાધકોએ પોતાના જીવનનો ઢાળો કેવી રીતે બદલવો જોઈએ? આ બધું ગોષ્ઠીવૃત્તિથી બહુ લાક્ષણિક શૈલીમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે—સં ]

## ધર્મસંસ્થાઓની જવાબદારી

યુગના અવાજની સાથે પ્રજા પોતાના કદમ ન ઉઠાવી શકે તો યુગની માંગ પ્રજાને પરાણે પોતાના પ્રવાહમા ઘસડી જાય છે પરિણામે સંયોગાધીન પ્રાણી જેવુ પ્રાણી (ચેતનાવંત માનવી પણ) બની જાય છે આમ થાય તો તેવી માનવપ્રજામા ધર્મ, તત્ત્વજ્ઞાન અને સિદ્ધાંતો કારગત નીવડતા નથી આમપ્રજામાં જે વખતે ધર્મ, તત્ત્વજ્ઞાન કે સિદ્ધાતો કામ કરતા બધ થાય, ત્યારે સમજવુ કે તે પ્રજા નિષ્પ્રાણ અથવા ગુલામ બની ગઇ છે, આવી પ્રજામાથી ધર્મપ્રેમી, તત્ત્વપ્રેમી કે સિદ્ધાતપ્રેમી જનોના જૂથો પાકી શકતાં નથી અપવાદે કોઇ વિરલ વ્યક્તિ નીકળે તો પણ પ્રજાના ચોક્કસ થરો ઊચા ન આવે ત્યા લગી એવી વિરલ વિભૂતિ આગેકૂચ કરી શકતી નથી "પાચમા આરાના યુગમા મોક્ષગામી જીવ હોઈ ન શકે" એવા જૈનસૂત્રોના વિધાનમા આ વસ્તુ પડેલી છે આથી એ સ્પષ્ટ થાય છે કે આમજનતાને યુગની સાથે રખાવવાનો અવિરત પુરુષાર્થ કરવા તથા પોતાની જાતને સતત યુગની આગળ રાખ્યા કરવી, એ કોઇપણ સાચા ધર્મજીવી, સાચા તત્ત્વપ્રેમી કે સાચા સિદ્ધાતજીવીને ઓળખવાનુ યથાર્થ માપ છે આવો પ્રબળ પુરુષાર્થી પોતે નમ્ર, ઉદાર અને નિસ્પૃહી હશે, તેમજ તેમની નજીક રહેલો તેમનો પ્રેમી જનસમૂહ પણ આવો બનવા લગાતર પ્રયત્નશીલ હશે જ પોતાના અગત જીવનમા તથા તેમના નજીકના અનુયાયી જીવનમા આવા સદ્ગુણો ન જણાય તો તેવો માણસ ચાહે તેટલો ધર્મપ્રેમી, તત્ત્વપ્રેમી કે સિદ્ધાંતપ્રેમી ગણાતો હોય તોયે તેવુ તેનુ બિરુદ આમજનતામા લાંબો વખત માન્ય નહી રહી શકે

આજે આપણે એવા લોકશાહી યુગમા જીવી રહ્યા છીએ કે જો આમજનતાનુ લોકઘડતર કાચુ રહ્યુ તો બહુમતી લોકો જે બાજુ દેશને લઇ જશે તે બાજુ ધર્મસસ્થાઓને પણ ઇચ્છાએ કે અનિચ્છાએ જવુ પડશે ધાર્મિકસસ્થાઓના ટ્રસ્ટોને સરકારમાન્ય કરાવવા પડે

છે, તે એનો એક ટચૂકડો નમૂનો છે અલબત્ત, આજે તો ધર્મસંસ્થાઓના સુવિહિત સભ્યો સુદ્ધા ધાર્મિકસંસ્થાઓના ટ્રસ્ટો વિષે વાંધો ઉઠાવતા નથી, પણ લઘુમતીને પક્ષ ભલે સત્ય હોય અને બહુમતી પક્ષ સત્યથી વેગળો હોય તોય તે બહુમતીમાન્ય કાનૂનોને લઘુમતીએ સ્વીકારવા રહેશે જો કે મૂળે તો ભારતના ખમીરમા સત્યપ્રિયતા પડી હોવાને કારણે તથા લઘુમતીઓને રક્ષણ આપવાની બહુમતીની હમેશની ઉદારતાને કારણે એકદરે ભારતની લોકશાહીમા જોખમો ઓછા છે, પરતુ બે વિશ્વયુદ્ધોએ અને બીજા દેશોના સપર્કોએ જે કેટલાક અનિષ્ટો—ઇષ્ટોને નામે—ભારતના પ્રજામા પેસી ગયા છે તે જોતા ભારતનુ વર્તમાન પ્રજામાનસ અનિવાર્ય રીતે કેટલાક મૂલ્યપરિવર્તનો તત્કાળ માગે છે આવુ મૂલ્યપરિવર્તનોનુ મહાન કાર્ય ભારતનો પૂર્વ ઇતિહાસ જોતા ધર્મસસ્થાઓ દ્વારા ઝડપથી થયુ છે, પરતુ આજે આપણે કબૂલ કરવુ પડશે કે તેવી કાર્યક્ષમતા સસ્થાગત રીતે એક પણ ધર્મસસ્થામા આજ નજરે પડતી નથી મને પોતાને લાગ્યુ છે કે સાહિત્ય, વિજ્ઞાન, કળા અને જગતની અનેક પ્રવૃત્તિઓ પ્રતિક્ષણે જે કૂચ કરી રહી છે તેની સાથે ધર્મ અને ધાર્મિક તત્ત્વજ્ઞાન આગે કદમ કરી શક્યુ નથી પરિણામે એક બાજુ જડ કર્મકાડો કે માત્ર સકુચિત આધળી શ્રદ્ધામા ખદબદતુ લોકમાનસ દેખાય છે અને બીજી બાજુ બ્રહ્મચર્ય જેવી મહામૂલી ચીજની ઠેકડી ઉડાવનાર લોકમાનસ ભોગપ્રધાન સસ્કૃતિનુ ગુલામ બની ગયેલુ જણાય છે આવે વખતે ધર્મસસ્થાઓ જો નહી જાગે તો એમની કેવી હાલત થશે, તે આપણે રશિયા જ નહી બલ્કે ચીન જેવા એશિયાઈ દેશની સ્થિતિ જોતા પણ કલ્પી શકીએ તેમ છીએ જે પ્રતિમામાથી અસખ્ય આમજનો પ્રેરણામૃત પીતા, એ પ્રતિમાઓ ઉપર ધૂળના પડળ વળી ગયા છે એમ તાજેતરના ચીનપ્રવાસમા શ્રીરવિશકરમહારાજે દીઠુ વાત પણ સાચી જ છે વહેમો, અધશ્રદ્ધા અને પામરતા ઉપર આગેકૂચ કરી રહેલી ધર્મસસ્થાઓ માનવજાતની કટોકટી વચ્ચે જો અટ્ટહાસ્ય

વરીને નિષ્ક્રિય બેસી રહું તો એક વાર તો માનવજાત એમને સમૂળગી ફેંકી દે તેમા નવાઇ પામવા જેવુ કશુ નથી આપણા દેશના સદ્ભાગ્યે એક એવા મહામાનવી પાક્યો કે જેમણે સત્ય અહિંસાના આધ્યાત્મિક મૂલ્યોને આમજનતામા પ્રતિષ્ઠિત કર્યા જિંદગીની છેલ્લી પળો સુધી આ કામ તેમણે વણથભ્યે કર્યા કર્યું, સ્વરાજ્ય આવ્યા પછી જન-શક્તિનો એ પ્રવાહ થભી ગયો હતો ત્યા ફરીને ભૂદાનયજ્ઞરૂપે વ્યાપક ચાલના વિનોબાજી નિમિત્તે સાપડી છે, જ્યારે નવાઈની વાત એ છે કે જેમ ગાધીનિમિત્તની ધર્મક્રાતિમાં ધર્મસસ્થાઓ પાછળ રહી ગઈ, તેમ કદાચ આ યજ્ઞમા પણ પાછળ રહેવાનો પૂરતો ભય છે જો કે સદ્ભાગ્યે ધર્મસસ્થાઓમાની કેટલીક આર્ષદૃષ્ટિસપન્ન વ્યક્તિઓનુ ધ્યાન સારી પેઠે ખેચાયુ છે, પણ હવે તો એક એક ક્ષણ જાય છે અને ધર્મસસ્થાઓ ઉપર નવી આફત ઝઝૂમી રહી દેખાય છે. આપણે નજરોનજર જોયુ અને સાભળ્યુ કે ભારતપાકિસ્તાનના ભાગલા પડતાની સાથે ધર્મગુરુઓને અને ધર્મસ્થાનોને પણ એના સીધા ભોગ બનવુ જ પડ્યુ જૈનોના ધર્મગુરુઓનુ દેશાતર અને ગુરુદ્વારા-ઓનુ રૂપાતર જીવતા પ્રમાણો છે મારો કહેવાનો ભાવ તો એ છે કે આ બધુ નજરે જોવા છતા જે ધર્મસસ્થાઓ શાહમૃગની જેમ મોઢું ધૂળમા ઢાકી દેશે, તેથી તે બચી શકવાની નથી એટલે ધર્મસસ્થા-ઓની સાચી શ્રદ્ધાળુવ્યક્તિઓ જાગે અને માત્ર પ્રારબ્ધવાદની કે આત્મજ્ઞાનની વાતોમાથી મોઢુ બહાર કાઢી આમજનતાના ચોગાનમા આવે અને ધર્મસસ્થાઓને વિશ્વમા આવી રહેલી જડવાદની આધી-માથી સત્વર ઉગારી લે અને જગતને પણ જડવાદની ચૂડમાથી બચાવી લે જે ધર્મ કે તત્ત્વજ્ઞાન આમજનતાના રોજબરોજના પ્રશ્નોમા માર્ગ-દર્શન નહી આપી શકે અને માત્ર એકાદ વર્તુળમા પુરાઈ જશે, તો તે ધર્મ અને તે તત્ત્વજ્ઞાનનો ભૂતકાળ ચાહે તેટલો ભવ્ય હશે, પરતુ તેવા ધર્મો અને તેવા તત્ત્વજ્ઞાનો આ લોકશાહી યુગમા હતા ન હતાં બની જતા વાર લાગવાની નથી યુરોપમા આપણે જોઇએ છીએ કે

જે ઈશુના નામે જીવમાત્ર પ્રેમપાન કરી શકતો તે જ ઈશુને નામે નાતાલ જેવા પવિત્ર દિવસોમા શિકારબાજી ખેલાય છે આ શિકાર બાજી માત્ર પશુપખી લગી નથી અટકી, એણે હીરોશીમા અને નાગાસાકીનો ભલ લીધા પછી પણ હજુ શાતિનો શ્વાસ લીધો નથી આ નાતાલે પણ યુરોપના દેશો અરસપરસ શસ્ત્રોના કુરડિયામાથી બહાર નીકળી શક્યા નથી ભારત માટે દુનિયાને માર્ગદર્શન આપવાની ઘડી આવી છે, ત્યારે બીજીબાજુ ભારતને પોતે જ દુનિયાની ભીડમા સપડાવાનો ભય ઊભો થયો છે, આવે વખતે ધર્મસસ્થાઓની કોઇ જવાબદારી છે ખરી, તેનો વિચાર ધર્મપ્રેમીઓ, તત્ત્વપ્રેમીઓ અને સિદ્ધાતપ્રેમીઓ કરશે ખરા ?

— વિશ્વવાત્સલ્ય તા ૧૬-૧-૫૪

## વિશ્વશાન્તિના મશાલચી બનો !

રાજકીયક્રાન્તિની સાથે આર્થિકક્રાન્તિનો સવાલ જોડાયેલો છે તેમ તો આજે સૌ કોઈ જાણે છે પણ આર્થિકક્રાન્તિની સાથે ધર્મક્રાન્તિ અને સમાજક્રાન્તિના પ્રશ્નો પણ જોડાયેલા છે તે બહુ ઓછા લોકો જાણે છે રશિયાએ જોયુ કે પોતાની ઢબે આર્થિકક્રાન્તિ કરવામા ધર્મસસ્થાઓ રોધ કરી રહી છે, એટલે એણે ધર્મસસ્થાઓને ઉખેડવાનો ભરપૂર પ્રયત્ન કર્યો આપણી ઢબ જુદી છે અને ભારતને હજારો વર્ષથી લગાતાર એક એવુ પ્રેરકબળ મળ્યુ છે તે સદ્ધર્મરૂપી પ્રેરકબળ દ્વારા ધર્મસસ્થાઓમા પેઠેલા વિકારોને દૂર કરીને તે જ શુદ્ધ થયેલી ધર્મસસ્થાઓ વાટે સમગ્રક્ષેત્રોમા સાચી મૂળભૂત અને અહિંસકક્રાન્તિ કરી શકે તેમ છે ગાધીજીએ આ દિશામા પ્રારભ કર્યા પછી એ કામ થભી ગયુ, ત્યાથી કરી હવે આઝાદ ભારતે તે શરૂ કરી દેવુ જોઈએ 'ધર્મમથન'મા આપણે સ્પષ્ટ જોઈ શકીએ છીએ કે ગાધીજીએ ધર્મગુરુઓ પાસેથી બહુ મોટી આશા રાખી હતી આપણા દેશના સસ્કૃતિઉછેરમા અને સસ્કૃતિવિકાસમા બ્રાહ્મણ–

શ્રમણસંસ્થાઓનો લગાતાર ફાળો જોઈ શકાય છે આજે આપણે શોહંગ, ધનવાદીઓ અને સ્થાપિતહિતવાદીઓના ધર્મપ્રેમ પાછળ દંભ, મૂઢસ્વાર્થ અને એવા બીજા દોષો ભલે જોઈ શકીએ, પરંતુ લાખો ગામડામા વસેલી દેશની જંગી બહુમતીને જ્યારે વિકૃત ધર્મસંસ્થાઓ પાછળ પણ ગાંડીતૂર બનીને દોડતી જોઈએ છીએ, ત્યારે સુસંસ્કૃત થયેલી ધર્મસંસ્થાઓ અને શુદ્ધ ધાર્મિકો દ્વારા ભારતના સર્વાંગીપલટા વિષેની આશા તર્કશુદ્ધ અને વ્યવહારુ જણાયા વિના રહેતી નથી અહી ધર્મની વ્યાખ્યા ઘણી ઉદાર જોવામા આવે છે, એટલુ જ નહી એટલી જ ઉદારતાથી એ વ્યાખ્યા આચરણમા આવેલી જોવાય છે ત્યારે આશ્ચર્ય સાથે આનદના ઉદ્ગારો નીકળી પડે છે સદન કસાઈને અને ગણિકાને જે ધર્મ તારે છે, પ્રહ્લાદ અને કેલૈયા જેવા નાનેરા શિશુ-ઓને જે ધર્મભાવના પ્રાણનુ બલિદાન આપવા લગી પ્રેરે છે, આવુ જ્યારે જોઈએ છીએ ત્યારે એ જ તત્ત્વદ્વારા ભારતની જ નહી, બલ્કે વિશ્વની નવસમાજનિર્માણની શ્રદ્ધા મજબૂત બની જાય છે સવાલ એ છે કે આજની કહેવાતી ધર્મસંસ્થાઓ અને કહેવાતા ધાર્મિકોમા આવી કોઈ શક્યતા છે ખરી ? હજુ ગઈકાલના હિંદુમુસ્લિમહુલ્લડાના ઇતિહાસની શાહી સુકાઈ નથી ધર્મના ગાડપણે એક વિશ્વવંદ્ય પુરુષનો પ્રાણ લીધો તેના આસુ સુકાયા નથી અરે ! ભૂદાનયજ્ઞના પ્રણેતા અને ગાંધીતનુજ સત વિનોબાજી ઉપર પડાઓએ કરેલો હુમલો ભુલાયો નથી એથીયે આગળ જઈને જગન્નાથપુરીના મદિરમા એક ભાવુક ફ્રેંચ બહેન સાથે ભક્તિભાવપૂર્વક પ્રવેશ કરવા જતા તેમને અઢીમાસ પહેલા રોકવામા આવ્યા છે જૈનમદિરોમા આણદજી કલ્યાણજીની મશહૂર જૈન પેઢી તરફથી જ્યારે સૌને પ્રવેશવાની છૂટ મળી છે, ત્યારે એ જ મદિરોમા અસ્પૃશ્યો ન જાય તે માટે ભલે થોડા, પણ ખુદ જૈન સાધુઓ અનશન પર ઊતરી પડે છે અને 'જૈનાચારસમત' હોય તે રીતે જ અને તેવાઓથી જ જઈ શકાય, એવુ સમાધાન છાપામા જાહેર થાય છે આ બધી જ રોજબરોજની બનેલી ને બનતી હકી-

કતો છે, એ સાચુ, પરતુ ઉપલે જ સમયે શુ તેમાના જ વિરલરત્નો આપણને જોવા નથી મળતા? ગજબઅલી લાખાણી જેવાના જાહેર બલિદાનો જોઈએ જ છીએ. ઉપગત ઝનૂનમા પરવશ થયેલા જે મુસ્લિમોએ જેમને વારવાર 'કાફર' અને 'ગદ્દાર'ના વિશેષણોથી નવાજ્યા છે, તેમ છતા જેઓ કોઈપણ સાચા મુસ્લિમ અને સાચા હિદુની હરોળમા હમેશા ઊભી શકે તેવા મુસ્લિમ ભાઈબહેનો પણ છે જ, જે વાચકોના ધ્યાનમા આવ્યા જ હશે. ગઈ કાલે ઝનૂનીઓ જેમનો નાશ ઈચ્છતા હતા, આજે ઝનૂન નીકળી જતા તે જ ભાઈઓ ગઈ કાલના કાફર અને ગદ્દારને મુસ્લિમ અને ભક્ત તરીકે બિરદાવે છે તે પણ વાચક જોતા હશે. એક મહારાષ્ટ્રવાસી કહેવાતો બ્રાહ્મણ જે ગાડપણમા રગદોળાયો તે જ મહારાષ્ટ્રનો બ્રાહ્મણકોમમા જ જન્મેલો એક સપૂત એકવીસ એકવીસ દિવસના ઉપવાસ કરતો પણ આપણે જાણ્યો જ છે ને! જેનુ શુભ નામ હતુ સાને ગુરુજી. જૈનો વિષે શુ કહુ? જૈનધર્મમા નાતજાતને અવકાશ જ નથી, એમ આજે તો જૈનસઘો—જેમા સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ ચારે અગો છે, તેઓ—પણ માનવા અને બોલવા લાગ્યા જ છે. ત્યા વ્યક્તિઓના તો કેટલા નામો ગણવા? અલબત્ત, એ વાત સાચી છે કે આજની બહુમાન્ય ધાર્મિક વ્યક્તિઓ સમજવા છતા સમાજહાઉથી ભડકીને ક્રાન્તિ કરતા ડરે છે. કદાચ થોડુક કરે છે તો પણ પાછળથી રહી રહીને કરે છે. વિનોબાજી પાસે પડાઓએ હુમલાની માફી પાછળથી માગી તેના કરતા હુમલો જ નહોતો થવો જોઈતો. રાજ્યે કાનૂન કે સમાજનો લોકમત ઘણી બાબતમા આગળ ચાલે છે ને પાછળ ધર્મ-સસ્થાઓ અને ધાર્મિક જાગે છે અને તે પણ કોઈક જ. આ આવ ઊલટી ગગા છે. એમ છતા જરા ઊડા ઉતરીને જોઈએ તો રાજ્ય-કાનૂન અને સમાજનો લોકમત જ્યા જ્યા સાચી દિશા પર જતો હોય, ત્યા ત્યા તેનુ પ્રેરકબળ સદ્ધર્મ સિવાય કોઈ જ નથી હોતુ. સદ્ધ-ર્મની ગળણીથી ગળાયેલ રાજ્યકાનૂન કે લોકમત ન હોય ત્યા અપર-

પાર અનર્થો થાય છે. તે પણ આપણે ક્યા નથી અનુભવતા ? ગાંધીજીએ હમેશાં સદ્‌ધર્મમાંથી જ પ્રેરણા લીધી હતી . મને તો વ્યસનોનો ઈલાજ પણ સદ્‌ધર્મમા જ દેખાય છે જે સમાજમા સટોડિયા વૃત્તિ વિશેષ છે, તે સમાજમા વ્યસનો, જુગાર, ખોટો દમામ, ખર્ચ વગેરે દોષો વધવાના જ હકના રોટલાની પ્રતિષ્ઠા સ્થાપો. સાદાઈમાં ભવ્યતા અને સયમમા સૌન્દર્ય જોતા શીખો, એટલે પત્યુ શ્રમ, સાદાઈ તથા સંયમની નિષ્ઠા ગ્રામવાતાવરણમા સ્વાભાવિક છે. ગામડાઓ શહેરી સસ્કૃતિના ગુલામ બનવાથી બગડી ગયા છે, તે વાત સાચી. પરતુ એમ છતા ગામડાંઓ રાષ્ટ્રના જ નહી, રાષ્ટ્રસસ્કૃતિના પ્રાણ છે બુદ્ધ, મહાવીરે તો ઠીક પણ કૃષ્ણે અને રામે પણ ગામડાઓની જનતાને જ સદ્‌ધર્મના પ્રેરકબળ માટે મુખ્ય વાહન બનાવી હતી ને ! ગાંધીજીએ શહેરી જનતા પાસે ઘણુ કામ લીધુ, પણ તેમનુ ધ્યેય તો માત્ર ગામડુ જ હતુ ને ! આથી લાગે છે કે વેરવિખેર પડેલા ભારતનાં ગામડાઓને સદ્‌ધર્મના પ્રેરકબળથી એક ગાઠે બાધી આર્થિક, સામાજિક અને ધાર્મિક ત્રણે ક્રાન્તિઓ સાધીને વિશ્વના રાજકારણને સમગ્ર જનતાના કાબૂમા લાવી મૂકો ! આ સિવાય વિશ્વશાતિનો કાયમી ઉપાય કોઈ જ નથી ગામડાઓમા સદ્‌ધર્મનું પ્રેરકબળ લાવવા માટે વટલાવવાની જરૂર નથી તેમ તમારે જાતે પણ વટલાવાની જરૂર નથી. જે જાતિ, જે સપ્રદાય, જે રાષ્ટ્ર કે જે કોમમા તમે હો ત્યા રહીને તમારા પોતામાથી સકુચિતતા કાઢીને વ્યાપક સદ્‌ધર્મને અપનાવો ભલે તમારાજ ગણાતાઓ ધૂતકારી કાઢે ગામડાઓ તરફ મુખ વાળો સપ્રદાય, જાતિ, રાષ્ટ્ર કે કોમનુ નામ લીધા વિના ગામડામા સદ્‌ધર્મના બળે ઓતપ્રોત બનશો, એટલે તરતજ વિશ્વશાતિના મશાલચી બની જશો

—વિશ્વવાત્સલ્ય તા ૧૬–૬–૫૫

## એશિયાઈ તાકાતનું મૂળ

.ભારતીય સસ્કૃતિએ દુનિયાભરના સારા સારા તત્ત્વો હમેશાં

અપનાવ્યા છે, એમ છતાં ક્યાંક કોઈ અનોખું તત્ત્વ છે જ. આ તત્ત્વને જ હું સમગ્ર એશિયાની મૌલિક તાકાત માનું છું. એશિયામાંથી જ દુનિયાની માનવજાતને એવા મહાન પયગંબરો મળ્યા કે જેમણે માત્ર દૂર રહીને પીંછી ફેરવતા એક ચિત્રકારની અદાથી કે અળગા રહી પૃથક્કરણ કરતા વૈજ્ઞાનિકની અદાથી નહીં, પરંતુ કળા અને વિજ્ઞાનના ઊંડાણમાં ઊતરી જનાર મરજીવા તરીકે પોતાની સમગ્રતા વિશ્વસિંધુમાં ઓગાળી દીધી અને છતાંય એમનો અંતરાત્મા સતત તરતો રહેવા દીધો. એ પયગંબરોમાં પણ ભારતના ધર્મસંસ્થાપકો મુકુટમણિ સમા બની ગયા, કારણ કે ભારતની પ્રજામાં એ સમતા તે તે કાળે સહજ બની ચૂકી હતી. છેલ્લે છેલ્લે એ ધર્મક્રાંતિનો વારસો ગાંધીનિમિત્તે સમસ્ત વિશ્વને સાંપડ્યો.

આ દેશની ધર્મપરંપરાએ એશિયાની એકતામાં જબરજસ્ત ફાળો નોંધાવ્યો છે. એમાં કોઈથી ના કહી શકાય તેમ નથી. ભગવાન બુદ્ધને આથી જ એશિયાના પ્રકાશરૂપ વર્ણવાયા. આપણા દેશનું પ્રતીક પણ જે અશોક ચક્ર છે, તે અશોકના એ પ્રેરણાપાત્ર છે. ગૃહસ્થાશ્રમ અને સંન્યાસ બન્નેની ગંગાયમુનામાંથી આવા ધર્મધુરંધરો પાક્યા છે ને પાકશે. ભગવાન રામચંદ્ર અને ભગવાન કૃષ્ણચંદ્ર ગૃહસ્થાશ્રમની ગંગામાંથી ઉપજી આવ્યા, પરંતુ સતત યોગ રાખી શકે તેવા તપસંયમાદિ તત્ત્વો એમણે અગાઉના જન્મોમાંથી જ સાધી લીધા હતા. ભગવાનમહાવીરને અને ભગવાન બુદ્ધને એ તપસંયમ સંન્યાસ પછી લાધ્યાં ત્યારે ધર્મસંસ્થાપનનું જીવનરહસ્ય ત્યાગપૂર્વકના સંન્યાસપ્રતિકારમાં પડેલું છે. જે પુરુષો ગૃહસ્થાશ્રમી હોઈ હથિયાર સજી લડે છે, બીજા જે પુરુષો સ્થૂળ હથિયારો છોડી સૂક્ષ્મ હથિયારોથી જ લડે છે. ગાંધીજીના યુગમાં સૂક્ષ્મ હથિયારોની સામુદાયિક લડત ભારત લડ્યું અને ફરીને દુનિયામાંની ભૌતિક શક્તિઓને આધ્યાત્મિક શક્તિઓ આગળ પરાસ્ત કરી નાખી. ગાંધીજીએ ગૃહસ્થાશ્રમમાં સંન્યાસીજીવન ગાળ્યું. સામાજિક અને આર્થિક ક્રાંતિમાં સંન્યાસીજીવનવાળા જ સવિશેષ સફળ

થશે. કારણ કે આ લડાઈ ઘરઘરની અને સ્થળસ્થળના આવે છે. પ્રેમ રાખવો અને સાથે રહેવા છતાંય સત્યને ખાતર સતત લડ્યા કરવું-આ વસ્તુ બાવાઓથી સહેજે બને તેવી છે આ દૃષ્ટિએ સાધુસંસ્થા આજના યુગે ઘણી જ કિંમતી થવાની છે કેન્દ્રિત મૂડીમાંના કાળા આજે અશક્ય બન્યા છે ગમે ત્યાં ફેંકાવા છતાં કુદરત પર જ એક માત્ર નિર્ભર રહીને જે ટુકડા મેળવી કામ કરશે, ન મળે કે મળે તેની દરકાર નહીં કરે, તે જ સાચા સેવક આજના યુગે ટકી શકશે જો કે કાયમ માટે પણ શ્રમણબ્રાહ્મણવર્ગ-ત્યાગી વર્ગ-સિવાય ઘરઘરમાં અહિંસાની જ્યોત જલતી કોઈ નહીં રાખી શકે તમારા વિચારો ગમે તેટલા ઊંચા હશે, પણ જો કુદરતનિર્ભરતા નહીં હોય તો તમે ક્રાંતિમાં ટકી જ નહીં શકો આથી જ ગીતામાં 'यज्ञशिष्टाशिन सन्तो मुच्यन्ते सर्वकिल्बिषै' કહેવાયું છે જૈનશાસ્ત્રોએ પણ માલિકીહક છોડીને ભિક્ષુ થયેલા 'મુધાજીવી' સાધુને ઘણું જ મહત્ત્વનું સ્થાન આપ્યું છે હમણાં પીલાનીમાં પંડિતજી બોલ્યા હતા -"કશું પેદા કર્યા વિના ખાનાર આ પચાસ લાખ બાવાઓ દેશને બોજારૂપ છે" અલબત્ત, તેમાં થોડાક ઉચ્ચકોટિના પણ હશે આ સંખ્યા તો લેભાગુ ભીખમંગાની હશે સફેદ લૂંટ નાબૂદ કરવામાં સુવિહિતસાધુ-વર્ગ ઘણો ઉપયોગી થઈ શકશે સાધુઓએ પણ સમાજની-કે જેના પર મૂડીવાદની પકડ છે તેવા સમાજની-ખોટી ભડક છોડીને જે તાકાત ઉપર એશિયાઈ પ્રજા ઊભી છે, તે તાકાત માટે આગળ આવવું જોઈએ અલબત્ત, સુવિહિતસાધુઓ જેટલું લે છે, તેથી સવિશેષ આપવા આતુર હોય જ છે એમ છતાં તેમણે હવે વેળાસર સમજી લેવું જોઈએ કે જો તેઓ હજારો વર્ષથી જે ધર્મસંસ્થા તરફથી સંસ્કૃતિપોષણ વિશ્વપ્રજાઓને મળ્યું છે, તેમાં પાછળ રહી જશે તો દુનિયાની માનવજાત અને અહિંસાસત્ય જેવા મહામૂલા સિદ્ધાંતો ભોગ-વાદી સંસ્કૃતિમાં ગરક થઈ જશે, પરિણામે કાં તો સુવિહિત સાધુઓએ અનશન કરવા પડશે અને કાં તો તેઓ પતનના ગર્તામાં ગબડી પડશે.

ધર્મસંસ્થાઓનો સર્વધર્મસમન્વયનો ઝંડા લઈ આધ્યાત્મિકતાનો પાયો ધરબવા માટે તેઓ (સુવિહિત સાધુઓ) વિશ્વપ્રશ્નોના ચાગાનમા જલદી આવે તેમને સારુ આ ચેતવણી છેલ્લામા છેલ્લી હશે, એમ પણ હવે તેઓ સમજી લે

—વિશ્વવાત્સલ્ય તા ૧૬–૧૦–૫૩

## ધર્મગુરુઓ ધર્મસસ્કારો દ્વારા હિદનુ નવનિર્માણ કરે!

જાપાનનુ ખમીર રાજભક્તિ હતુ, એટલે જાપાનની પ્રજા પોતાના રાજા ખાતર સર્વ કઈ હોમવા તૈયાર થઈ હતી ઇગ્લેડના ખમીરમા શિસ્ત છે, તેથી જે સરકાર સત્તા પર હોય તેના કાયદાને ઇગ્લેડનો એકએક પ્રજાજન બધારણીય રાજા સુદ્ધા અક્ષરશ પાળતો રહ્યો છે, તે આપણે જોઈ ગયા છીએ આ પ્રમાણે પ્રત્યેક દેશને પોતપોતાનુ સ્વતત્ર ખમીર હોય છે પ્રજાવ્યાપી ઊડા સસ્કારનો નાડ તપાસી તે તે દેશની પ્રજાને કઈપણ આપવામા આવે તો જલદી ઝીલીને ધાર્યું કામ આપી શકે આ દૃષ્ટિએ હિદનુ ખમીર શુ? અથવા હિંદના ખમીરમા કયો સસ્કાર છે, એ જાણવાનુ સહેજે મન થાય છે

મને હિંદના ખમીરમા એકમાત્ર ધર્મતત્ત્વનોજ સસ્કાર ઊડો દેખાય છે હિંદના ઉત્થાન કે પતનમા એ સસ્કારે જ ભાગ ભજવ્યો છે અને ભજવશે, એ વિષે મને પૂરી ખાતરી છે જો મૌલવીઓ (મુસ્લિમ ધર્મગુરુઓ)માના કોઈક પણ ઇસ્લામ ધર્મને નામે–પવિત્ર મજહબને નામે–આ અધર્મ નહિ સાખી શકાય, એવો સૂર ઉઠાવ્યો હોત તો પણ દુનિયાની નજરે હિદના ઇસ્લામી જગતની કે હિંદની આવી દુર્દશા ન થાત દુ ખની વાત તો એ બની કે એ ધર્મગુરુઓ કાતો સખ્યાની લાલચમા અને કાતો મુસ્લિમ લીગી નેતાઓની બીતિમા અટવાઇ ગયા, પરિણામે ધર્મને નામે ચાલતી ગેરરીતિઓને એમણે સીધી કે આડકતરી રીતે મોટે ભાગે સમર્થન આપ્યુ છૂટીછવાયી વ્યક્તિઓએ જ એની સામે અવાજ ઉઠાવ્યો

સ્વામી વિવેકાનન્દને જે યશ મળ્યો તે ધર્મસંસ્કારને સાથે લઈને રાષ્ટ્રની વાતો કરી, તેથી જ દયાનન્દસરસ્વતીને શુદ્ધિના કામમાં જે કંઈ સત્કાર મળ્યો તે ધર્મની વ્યાસપીઠ પરથી જ. હિંદે બાલગંગાધર તિલકને લોકમાન્ય તરીકે અપનાવ્યા તે પણ એ સંસ્કારને લીધે જ બાપુજી વિષે પણ પ્રાર્થના અને ઈશ્વરનિષ્ઠાને લીધે જ પ્રજા આકર્ષાઈ અને એમના કાર્યક્રમો તરફ ઉત્સુક બની બાપુના અવસાનમાં પણ જે હાથા બન્યા તેઓમા ધર્મસંસ્કારની વિકૃતિ નહિ તો બીજુ શુ હતુ ? ગોડસે તો બિચારો નિમિત્ત બન્યો 'હિંદુરાજ' તરીકેની ઘેલછામા ધર્મના આંચલાવાલા મહતો અને લોકોએ જ એનો પાયો રોપ્યો હતો હિંદમા રાજાઓની સરમુખત્યારીથી માડીને તેમના ભયકર અધપાત પછી પણ ટકી રહેવામા બ્રિટિશસત્તા કરતા ધર્મને નામે ચાલ્યા આવતા ચીલાએ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે, એમા કોઈ ના કહી શકે તેમ નથી અસ્પૃશ્યતાના મૂળિયામા, સ્ત્રીજાતિને ઉતારી પાડવામાં તથા જ્ઞાતિના અને ગામના ચૌદશિયાઓને ચડાવી દેવામા પણ કહેવાતી ધર્મની વૃત્તિનો જ આધાર લેવાયો છે શ્રમજીવીઓમોને સ્વમાનહીન બનાવવામાં તેમજ મૂડીવાદને પપાળવામા પણ કહેવાતા ધર્મગુરુઓ અને ધર્મશાસ્ત્રોના તારવેલા અનર્થોએ જ મોખરાનો વેશ ભજવ્યો છે

ધર્મને નામે પેઠેલા કોમવાદના ઝેરને તથા ધર્મને નામે જે અસ્પૃશ્યતા, સ્ત્રી–અપમાન વગેરે સામાજિક દોષો પ્રજામા વણાયા છે, તે સુદ્ધા સાચા ધર્મની તાલીમ ધર્મની વ્યાસપીઠ પરથી અપાતા જ દૂર થવાના છે

હિંદનુ ખમીર આર્યો આવ્યા ત્યારથી જ ધર્મસંસ્કારથી ઘડાયુ છે અને આજપર્યંત ઘડાઇ રહ્યુ છે આ સાધન છોડી દઈને આપણે ચાહે તેવો ઉત્તમ હેતુ કે આદર્શ હોય તો પણ તે સિદ્ધ નહિ કરી શકીએ રશિયાના સામ્યવાદ કે સમાજવાદને ગમે તે કારણે અપનાવતા આપણા જુવાનોને સાચો માર્ગ ચીંધવાનુ કામ આ તત્ત્વ જ કરશે

અને તો આહારની સફાઈથી માંડીને જીવનશુદ્ધિ પર્યંતનો તથા ભૌતિકતાથી માંડીને નૈતિકતા લગીનો એકેએક પ્રશ્ન આ હિંદના ધર્મસંસ્કાર દ્વારા જ ઉકેલાવાનો છે, એમ દૃઢપણે લાગે છે. સાચો ધર્મ જ આ દેશને અને દુનિયાને તારવાનો છે, પછી એ ધર્મચિહ્નને ધારણ કરનારા સદ્ધર્મી વાટે આવો કે ધર્મચિહ્ન ધારણ ન કરવા છતાં ધર્મમૂર્તિ વાટે આવો! હિંદનુ અમારું જેમ ધર્મથી ઘડાયુ છે તેમ હિંદીના આખ ધર્મચિહ્નથી ટેવાઈ છે અને હિંદીના બુદ્ધિ ધર્મગ્રંથો સાથે કુસ્તી કરવા ટેવાઈ છે. આ બધું તપાસતા જૂના ધર્મશાસ્ત્રોમાંથી વર્તમાન જીવનને સ્પર્શીને પ્રેરણા આપનારા સૂત્રો જે કોઈ તારવી આપશે તે વ્યક્તિ કે તે સમૂહ જો ધર્મચિહ્નો (વાડારહિત) ધારણ કરીને ધર્મમય આચરણ કરતા હશે તો હિંદ તેનું નચાવ્યુ નાચશે આખા દેશની સૂરત પાયાથી પલટવી હોય અને પલટવી જ પડશે, તો ધર્મચિહ્ન, ધર્મશાસ્ત્રોનુ વૈજ્ઞાનિક સંશોધન અને સાચા ધર્મનું જીવત આચરણ એ ત્રણેનો સુમેળ જેટલો વહેલો અને વધુ પ્રમાણમાં સાધીશું તેટલા પ્રમાણમાં આપણી વહેલી અને વધુ સફળતા છે.

— વિશ્વવાત્સલ્ય 'હિંદનુ અમારું' તા. ૧૬-૯-૪૮

## ધર્મસંસ્થાઓ વિષે મોટી આશાઓ

(પ્ર) જે ધર્મસંસ્થાઓ વિષે તમે મોટી મોટી આશાઓ રાખો છો અને જનતા આગળ તેમના ગુણગાન ગાતા થાકતા નથી, તે ધર્મસંસ્થાઓમાં કઈ કંઈ સત્ત્વ રહ્યું હોત તો વિનોબાજી જેવા પુરુષ ઉપર એવી સંસ્થાના માણસો હરિજનપ્રશ્ન માટે હુમલો કરી શકત ખરા? એ હુમલો બતાવી આપે છે, કે જૂની ધર્મસંસ્થાઓ સડી ચૂકી છે, તેમને પુનર્જીવન આપવાની વાહિયાત વાતો કરવામાં સમય ગુમાવવા કરતા ધર્મના મૂળભૂત સત્યો-પ્રેમ, દયા, શાંતિ, ક્ષમા વગેરેનો આમજનતામાં પ્રવેશ કરાવી પ્રચાર કરવો, એ શુ ખોટું છે?

(ઉ) તમારો પ્રશ્ન સમયસરનો છે હું પ્રશ્નનો ઉત્તર આપુ તે

પહેલા જો તમે ભારતની પ્રજાસંસ્કૃતિમાં ધર્મસંસ્થાઓનો સર્વોત્તમ ફાળો સ્વીકારી લેતા હો અને મને લાગ્યું કે તેવું તમે સ્વીકારો છો જ તો ક્રાંતિપ્રિય નવી ધર્મસંસ્થાઓની રચનામાં પણ તમારે ભૂતકાળની તે સંસ્થાઓનો મસાલો લેવો જ પડશે એવો મસાલો લઈને નવી સંસ્થાઓ રચવી, તે કરતાં જ્યાં શક્ય છે, ત્યાં જૂનીનો જ પુનરુદ્ધાર શા માટે ન કરવો ? તમારે એ પણ સમજવું જોઈએ કે આજે આપણે કોઈ એકાદ દેશનો જ વિચાર નહીં કરી શકીએ ! દુનિયા એટલી ટૂંકી થઈ ચૂકી છે હું બરાબર જોઈ રહ્યો છું કે આજે તો તમારે માનવજાતની સાથોસાથ ગાય જેવી પશુજાતનો પણ વિચાર કરવો પડશે આ બધા વિચારોનો પાયો ધર્મસંસ્થાઓમાં પડેલો છે ભારતીય રાજકારણના પણ સાચા વિકાસ માટે બાપુએ જો કોંગ્રેસનો આધાર લીધો તો દુનિયામાં સામ્યવાદનો અને મૂડીવાદની સત્તાઓ સામે ધર્મસંસ્થાઓના આધાર વિના તમે (અહિંસક રીતે) સાચી સામાજિક–આર્થિક–ક્રાંતિ શી રીતે કરી શકવાના ? એટલે જ હું કહું છું કે પ્રેમ, દયા, શાંતિ, ક્ષમા આમજનતામાં પ્રવેશ કરાવવા ને પ્રચારવા એ ધર્મસંસ્થાઓ દ્વારા જ શક્ય છે અલબત્ત, આજે એ બધી ધર્મસંસ્થાઓ જડસું બની ગઈ છે, પણ આમજનતામાંથી જ ચુનંદા ધર્મગુરુઓ શુદ્ધિપ્રયોગો અને શાંતિસૈનિકોના બલિદાનો જેમ જેમ અપાવતા જશે, તેમ તેમ એજ ધર્મસંસ્થાઓ આળસ મરડીને ઊભી થઈ કામે લાગી જશે તમે જે હુમલાની વાત કરી, તેજ સ્થળે પંડાઓના પોતાના આમંત્રણે ખુદ હરિજનો પ્રવેશી ચૂક્યા, એ પોતે જ સાચા બલિદાનનો સફળ પ્રત્યાઘાત સાબિત કરે છે મારે એ પણ કહેવું જોઈએ કે કોઈ પણ દેશવ્યાપી સંસ્થાના ધાર્મિક પાયાનો આધાર લીધા વિના આપણે સીધા સદ્‌ગુણોના આચારપ્રચાર ચાહે તેટલા કરીશું તોય વિશ્વવ્યાપી સંગઠિત ચેતના ઊભી થવાની નથી. એવી ચેતના ઊભી નહીં થાય ત્યાં લગી સર્વાંગીણ દૃષ્ટિનું સામુદાયિક કામ જામી શકશે જ નહીં

— વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા ૧–૧–૫૪

## ધર્મસંસ્થાપકો, સાચો ધર્મ અને આજના ધર્મગુરુઓ

જ્યારે પ્રજાવર્ગમાં અજ્ઞાન, વહેમ અને રૂઢિઓનું સામ્રાજ્ય વ્યાપ્યું હતું, પ્રજાની સંસ્કૃતિના પ્રણેતાઓ ધર્મભ્રષ્ટ બની ગયા હતા, તેમનામાં સ્વાર્થ અને વિલાસ ખૂબ વધી ગયો હતો, પોતાની નિર્બળતા અને દોષો છુપાવવા તેમણે ધર્મના બાના હેઠળ પાપી પ્રવૃત્તિ આદરી મૂકી હતી, જે વખતે અહિંસાને સ્થાને હજારો મૂક અને નિરપરાધી પશુઓના બલિદાન થતા, યજ્ઞને નામે મનુષ્યજાતિની હિંસા થતી, જાતિવાદની ઓથ નીચે સત્તા, અહંકાર અને સ્વચ્છંદતાના જોર વ્યાપ્યા હતા, અઘોર પાપની શુદ્ધિ કેવળ જળસ્નાનથી થાય છે તેમ સમજાવાતું, જડપૂજાનું મહત્વ હતું, ખૂનખાર લડાઈઓ થતી, પ્રારબ્ધવાદની માન્યતાએ પુરુષાર્થને વિકૃત કર્યો હતો, તેવે વખતે એક મહાન ક્રાન્તિકારની આવશ્યકતા હતી જે ભગવાન મહાવીરે પૂરી પાડી

તે ક્રાન્તિ ક્ષણિક નહતી તેમ કૃત્રિમ પણ ન હતી તે ક્રાન્તિ સાચી અને સ્થિર હતી તેના ધ્યેયમાં એકજ વ્યક્તિ, સમાજ કે રાષ્ટ્રનું હિત નહતું એક માનવજાતિજ નહિ બલ્કે આખા વિશ્વના નાના મોટા સૌ કોઈ જીવોના કલ્યાણની તે ક્રાન્તિમાં સદ્ભાવના હતી આથી તેના સાધનો હિંસા, વેર કે સ્વાર્થ ન હતા, પણ પ્રેમ, વિશ્વબંધુત્વ અને સંયમ હતા

૨૫૦૦ વર્ષ પહેલાં થયેલ પ્રાચીન જૈનધર્મના પુનરોદ્ધારક અથવા ધર્મસંસ્થાપક મહાવીરનો યુગ જેમ ક્રાન્તિયુગ હતો તેમ આ ગાંધીયુગ પણ ક્રાન્તિનો યુગ છે જેમ તે વખતે જડવાદ અને આધ્યાત્મવાદના સંઘર્ષણ હતા તેમ આજે પણ છે તે વખતે જેમ ધર્મમાં વિકાર હતો તેમ આજે પણ છે માત્ર સ્વરૂપમાં ભલે ભેદ હોય

જ્યારે સાચી ક્રાન્તિની સામાજિક, રાષ્ટ્રિય અને ધાર્મિક ત્રણે ક્ષેત્રમાં પ્રજાને ભૂખ લાગી છે, પ્રગતિને પંથે દોડવા પ્રજાનું ચૈતન્ય થનથનાટ કરી રહ્યું છે, વિજ્ઞાન, કળા અને સાહિત્યાદિ સાધનોનો વિકાસ થઈ રહ્યો છે, તેવે જ પ્રસંગે સામાજિક રૂઢિઓની જંજીરો,

ધર્મને નામે વ્યાપી રહેલાં ધતીંગો વગેરે તેમના માર્ગમા રોધ કરી જાય અને ઝનૂનને જન્માવી મનુષ્યને અટકાવે છે, પથભ્રષ્ટ કરે છે. તેથી તેને પ્રેરણા આપી સન્માર્ગ બતાવે તેવા અવલબનની આજે ખૂબ આવશ્યકતા છે.

આજે પોતપોતાના મત કે સપ્રદાયમા જ ઇતિસમાપ્તિ માની લેવાનો જમાનો રહ્યો નથી એક જમાનો એવો પણ હતો કે બીજા મત કે સપ્રદાયનુ સાહિત્ય વાચવાનુ કે ઇતર ધર્મના અનુયાયીઓ સાથે મળી ઉદાર ધર્મચર્ચા કરવામા જ સૂગ મનાતી હતી પોતપોતાના કદાગ્રહમા પડી ધર્મને નામે વિતંડાવાદો તથા ઝઘડાઓ થતા હતા અને પરિણામે ફરજિઆત પોતાનો ધર્મ પળાવવા માટે માનવ જેવી ઉપયોગી જાતિની હિંસા પણ થઈ જતી, આજે પણ એવા સસ્કારોની છાપ કોઈ કોઇ મત કે વાદોમા રહી ગઈ છે ખરી, પરતુ આજે બહોળો વર્ગ એવો છે કે તે સર્વધર્મસમભાવમા માને છે અને તેનું પ્રમાણ પણ સારી સખ્યામાં છે તેથી સકુચિત માનસ વિસ્તૃત સ્વરૂપ પકડતુ જાય છે, એટલુ જ નહિ બલ્કે જૂનવાણી માનસમા પણ હવે ઉદાર ભાવનાના સસ્કારો રેડાવા લાગ્યા છે એક વૈષ્ણવ આજે જૈન અને બૌદ્ધ સાહિત્ય વાચી શકે છે, તે જ રીતે બૌદ્ધ અને જૈનોના સંબધમા પણ બને છે. કુરાન, બાઇબલ, ગીતા વગેરે પુસ્તકો કોઈ પણ સપ્રદાયનો માણસ હોશે હોશે વાચીને પચાવે છે સારાશ કે 'મારુ એ સાચુ' તેને બદલે 'સાચુ એ મારુ' એ ભાવના વ્યાપક થતી જાય છે અને તે યોગ્ય અને સગત પણ છે

કોઇપણ દર્શન, મત, વાદ કે ધર્મ સત્ય પર જ પ્રતિષ્ઠિત થયા હોય છે અને સત્યને ઉદ્દેશીને જ તેના નિયમનો ઘડાયા હોય છે. તે વસ્તુ નિર્વિવાદ છે અને જે સામાન્ય ભેદ હોય છે તે માત્ર સમાજનુ માનસ, દેશ, કાળ અને પરિસ્થિતિને અનુલક્ષીને જ યોજાયું હોય છે. તે તે ધર્મ, મત, વાદ કે સંપ્રદાયના અનુયાયીઓને આ વસ્તુસ્થિતિનુ પક્ષીથી ભાગ્યેજ ભાન રહે છે તેથી તેનો બહોળો વર્ગ ધર્મની વાસ્ત-

વિકતા કરતા રૂઢિ તરફ વધારે ઢળતો જાય છે તેથી જ ધર્મ જેવું અખંડ અને અબાધિત તત્ત્વ હોવા છતા તેને તે સાંપ્રદાયિક બનાવી વિકૃત બનાવી દે છે

આવી પરિસ્થિતિને અંગ કોઈપણ ધર્મને સમજવા માટે તે ધર્મસંસ્થાપકના અનુયાયીઓના જીવન પરથી તે ધર્મને કદી સમજી શકાય નહિ અને માપીયે શકાય નહિ કારણ કે તેઓ પોતપોતાના ધર્મપિતાના સિદ્ધાંતોથી ઘણીક વાર વિરુદ્ધ વર્તતા હોય છે અને તે વસ્તુનું તેમને ભાન સુદ્ધાં હોતું નથી એટલે અનુયાયીઓના વર્તન પરથી જ જો તે તે ધર્મસંસ્થાપકોનું જીવન મપાય તો તે મહાપુરુષોને ખૂબ જ અન્યાય મળે એટલેજ તેમને ઓળખવા માટે તેમના મૂળભૂત સિદ્ધાંતોનું અધ્યયન કરવા ઉપરાંત તેમના સમયની સમાજ, રાષ્ટ્ર અને લોકવલણની ઐતિહાસિક દૃષ્ટિએ સ્થિતિ તપાસીએ તો જ તેનું યથાર્થ રહસ્ય સમજાય અને ઊંડું ઊંડું રહેલું સત્ય આપણે તેમાંથી શોધી શકીએ

—'સાધક-સહચરી' પાના ૧૧ થી ૧૫

## ધર્મગુરુઓ ધર્મસંસ્કરણની અગત્યતા સમજે!

ચાલુ રૂઢિને ચુસ્ત વળગી રહેવાની વૃત્તિવાળા લોકોને, પછી તે ગમે તે સંપ્રદાયના હો, નવીન ઘટનાઓથી હંમેશા અસંતોષ થવાનો પરંતુ ધાર્મિક સંસ્કરણ વિના જે સંપ્રદાય ચાલે છે, તે હંમેશા નિસ્તેજ બની જાય છે એટલે ધાર્મિક સંસ્કરણ થવું જ જોઈએ એ થાય તે પહેલા અમુક કાળની અધાધૂંધી અને અસામંજસ્યનો પણ સંભવ હોય જ છે આજે ધર્મ, સમાજ, રાષ્ટ્ર, લગ્નસંસ્થા, અર્થકારણ આદિ દરેક ક્ષેત્રોમાં પરિવર્તનની જરૂર છે અને થઈ પણ રહ્યા છે એને સુદૃઢ પાયા પર સ્થિર કરવા માટે અને વિકાસશીલ રાખવા માટે ધાર્મિક સંસ્કરણની ભારે જરૂર છે દરેક ધર્મના પ્રાણવાન પુરુષો આ આ અણમૂલી તકનો લાભ લઈ લે

—વિશ્વવાત્સલ્ય (હસ્તલિખિત) વર્ષ ૧ અંક ૬

## ધર્મોપદેશકના લક્ષણો

શ્રીમાન, રાજા, દલિત, ગરીબ, પતિત વગેરે સૌ પર સાચા ઉપદેશક સમભાવી હોય છે તેની દષ્ટિમા આ ઊંચ, આ નીચ, આ અધિક, આ અલ્પ કે આ પતિત એવી લેશમાત્ર ભેદબુદ્ધિ હોતી નથી. કારણ કે સર્વ પર એકસરખુ ભાવ એજ મુનિનુ લક્ષણ છે કોઈ આનો અર્થ એવો ન કરે કે સૌને એક જાતનો ઉપદેશ જ આપવો. કારણ કે તેમ કરવાથી તેનુ પરિણામ અનિષ્ટ આવે ત્યા જેની જેવી યોગ્યતા અને ભૂમિકા હોય તેજ પ્રમાણે કહેવુ જોઇએ જે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ તથા સ્વશાસ્ત્ર અને પરશાસ્ત્રનો જાણકાર હોય તેવો દીર્ઘદષ્ટિ, સમદર્શી અને જ્ઞાની પુરુષ જ ઉપદેશક થવાને યોગ્ય છે અનુક્રમે શ્રોતાનુ સાધ્ય, તેની માન્યતા સાધ્યને પહોચવાનો માર્ગ અને તેની પૂજ્યપાત્ર વસ્તુ શી છે, તે સમજીને, તેનુ ધ્યેય જાણીને, તેના યોગ્ય વિકાસ માટે માનસશાસ્ત્રથી અવલોકીને તેની શક્તિ અનુસાર ઉપદેશ અપાય, તે જ યોગ્ય ગણાય. જો એ ઉપદેશથી સાધકનુ હિત ન સધાયુ હોય, તો ઉપદેશકે માનવુ ઘટે કે ઉપદેશમા ક્યાક ભૂલ છે એમ જાણી દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ અનુસાર એ ક્રિયાની રીતભાત રાખવી જોઇએ મૌનત્વની સાધના પછી જ ઉપદેશક બનવુ, યોગ્યતાપ્રમાણે જ અનુભવમય ઉપદેશ આપી લોકકલ્યાણ અને આત્મકલ્યાણનો સમન્વય સાધવો જે પોતે આદરનાર છે તે જ બીજાને તે માર્ગે લાવવા સમર્થ બની શકે છે માટે તેવા પુરુષો જ 'ઉપદેશ' આપવા સારુ યોગ્ય ઠરે છે

—આચારાગસૂત્ર 'નોધ' પા ૭૧–૭૨

## ઉપદેશ આપવાની રીત

ઉપદેશ આપતા પહેલા 'પોતાના આત્માનુ અહિત ન થાય" એમ કહેવામા આશય એ છે કે ઉપદેશ આપવો એ કંઈ મુનિ-સાધકની સાધનાનુ પ્રધાન અગ નથી આ વાત શ્રોતા અને ઉપદેશક

અનંત ચિંતનીય છે. શ્રોતાઓ જો એમ સમજે કે મુનિ સાધક સમાજની પાસેથી સાધનસામગ્રી લે છે અને તે બદલામાં ઉપદેશ સંભળાવે છે, તો એ શ્રોતાઓ કશુંય ન પામી શકે અને ઉપદેશક પણ આ હેતુએ આપે તો કશું ન આપી શકે. ઉપદેશ એ તો ઉપદેશકનું અંતર સ્ફુરણ હોય, કર્તવ્ય ન હોય. કર્તવ્ય પાછળ થોડી થોડી પણ ફળની ઇચ્છા છે. અને જ્યાં ફળની ઇચ્છા હોય ત્યાં 'શ્રોતાએ શું લીધું? શું કર્યું?' એવા એવા સાત્વિક ચિંતાને ઓઠે એક પ્રકારની આસક્તિ પોષાય તથા રાગબંધન પણ થાય જ. સાગર કે આત્માનું પતન ન થાય, એવી ઉપદેશમાં સાવધતા હોવી ઘટે. 'ઉપદેશ આપવામાં ઉપયોગ રાખ,' એટલે ત્યાગી સાધક તો પૂર્ણત્યાગનો જ ઉપદેશ આપે, એવો એકાંત અર્થ ન કરો. જો કે બીજા સૂત્રમાં 'વિભાગપૂર્વક ધર્મનું રહસ્ય સમજાવે' એમ કહી આનો ખુલાસો આપી જ દીધો છે. અધિકારપ્રમાણે જ ધર્મ પથ્ય છે, એટલે પૂર્ણ ત્યાગી સાધુને અલ્પત્યાગ બતાવે, એમાં એમની ન્યૂનતા ગણાય, એવો ભ્રમ કે ભય રાખવાનું કારણ નથી. એક ગૃહસ્થ ગૃહસ્થજીવન ગાળવા છતાંય વિકાસ સાધી શકે છે અને જ્યાં સુધી પૂર્ણ ત્યાગની શક્તિ ન હોય ત્યાં સુધી આ ક્રમિક વિકાસ જ એને માટે યોગ્ય છે, એમ જૈનદર્શન માને છે, તો પછી ત્યાગી સાધકને એની યોગ્યતાપ્રમાણે ઉપદેશ આપી સદ્ગુણો વિકસાવવાની પ્રેરણા આપે એમાં અપ્રાસંગિક કે અયુક્ત જેવું શું હોઈ શકે?

આ રીતે સમજીને વર્તી શકાય તો વ્યક્તિધર્મ જાળવનાર એ વ્યક્તિ કુટુંબધર્મ, સમાજધર્મ, રાષ્ટ્રધર્મ કે વિશ્વધર્મને પણ વફાદાર રહી શકે. કારણ કે વ્યક્તિત્વની જવાબદારીનું એને બરાબર ભાન હોય.

—આચારાંગસૂત્ર 'નોંધ' પા. ૨૭૦, ૨૭૧

## સાધુસંતો અને મૌલવીઓ ધર્મનાં સાચાં તત્ત્વો સમજાવે!

કામદારે જે કર્યું છે તેમાંથી બોધપાઠ લઈ હવે આપણે આગ-

—(મણિનગરાશ્રમની એક સભામાં) વિશ્વવાત્સલ્ય તા. ૧-૫-૪૮

## ધર્મોપદેશક અને ધર્મની ઉદારતા

ધર્મ તો સૂર્યના પ્રકાશ જેવો વ્યાપક છે અમુક માટે હોય અને અમુક માટે નહિ, એવો ધર્મમાં પક્ષપાત ન હોય કે ન હોવો ઘટે, તેમજ મુનિ પણ પોતાનો અનુભવ અભેદભાવે અને નિસંકોચ રીતે પ્રત્યેક પણ જાતિ, દેશ કે ધર્મને માનનારાને કહે એને પણ પક્ષપાત ન હોવો જોઈએ કોઈને અહીં પ્રશ્ન થાય કે એવા મસ્ત અને નિષ્પક્ષપાતી મુનિ સાધકને ઉપદેશ આપવાની શી જરૂર? આથી જ કહું છું–જેઓનું માનસ ઉપદેશ ગ્રહણ કરવાને યોગ્ય લાગે તેમને જ એ આપે અથવા જે માગે તેને જ આપે પણ કોઈ જાતની સ્પૃહા રાખી આપવાની ઉતાવળ ન કરે જોકે ઘણા સાધકોમાં તો સૌ કોઈને ઉપદેશ આપવાની પ્રથા થઈ પડે છે, તેઓ પોતાની પાસે જે કંઈ હોય તે જલદી બીજાને આપવા મંડી પડે છે. પણ એ ઉચ્ચકોટિના સાધકો માટે યોગ્ય નથી આ વૃત્તિ જન્મવાના કારણોમાં પોપટિયુ જ્ઞાન અને આત્મશ્રદ્ધાની અલ્પતા મુખ્યત્વે હોય છે. છતાં એને ઉદારતાનું રૂપ અપાય છે, ત્યાંય ભૂલ થાય છે જળાશય ઉદાર છે, છતાં કોઈની પાસે તે પોતાની ઉદારતાનો પરિચય આપવા જતું નથી કાંઠે આવી જે પાત્ર મૂકે તે લઈ શકે છે. એટલે ઉપદેશ એ મુનિસાધકનો સંપ્રદાય ચલાવવાનું સાધન નથી, પણ જિજ્ઞાસુની જિજ્ઞાસા-

પ્રાપ્તિનું અને તે સાધનનિમિત્ત માત્ર છે ત્રીજી વાત એ પણ છે કે ધર્મોપદેશ સૌને માટે એક જ જાતનો ન હોવો જોઈએ, પણ ભૂમિકા-ભેદે ભિન્ન ભિન્ન હોવો ઘટે આકાશ એક છતાં પ્રકારો અનેક રહે છે જેમ વૈદ્યોને ત્યાં દવાઓ અનેક હોવા છતાં તેઓ બધી દવાને એકીસાથે એકીવખતે કોઈ પણ દર્દીને આપી દેતા નથી, તેમ આધ્યાત્મિક વૈદ્યો પણ જે માનવીને દર્દ હોય તે દર્દનું મૂળ શોધી એને યોગ્ય જ ધર્મરૂપી ઔષધ આપે, અને તો જ એને એ પથ્ય થાય ધર્મ આખા વિશ્વને આપી શકાય એવું ઉદાર અને વ્યાપક તત્ત્વ છે, એટલે તેની વ્યાપકતા અને મૃદુતા પણ તેવાં જ ઉદાર હોવી સ્વાભાવિક છે કોઈ પણ સાધક પોતાની યોગ્યતાપ્રમાણે એ ધર્મનો લાભ લઈ શકે તે રીતે જ્ઞાનીપુરુષો એને ધર્મ સમજાવે, એના વર્તમાન જીવન પર એની તાત્કાલિક અસર કરાવે ઘણીવાર કેટલાક સાધકો ધર્મને નામે ઉધારખાતાની પેઢીઓ ચલાવતા હોય છે, એ યોગ્ય નથી ધર્મનું ફળ જીવનપર તાત્કાલિક અસર પણ જરૂર કરી જાય અને જીવનને સંસ્કારી બનાવી શકે છે, એટલે ધર્મ નગદ છે, ઉધાર નથી પરંતુ જ્ઞાની પુરુષ જ આવો સાચો ધર્મ દેખાડી જાય અને સાધક જેટલું જીરવી જાય તેટલું અને તેવું જ આપી શકે, એ વાત ભૂલવી જોઈતી નથી

—આચારાંગ 'નોંધ' પા ૨૬૬, ૨૬૭

## ધર્મોની અનેકતા જોઈ સાધક સમન્વય સાધે!

જેવું પોતે ઇચ્છે છે તેવું જ આખું જગત ઇચ્છી રહ્યું છે એટલે સ્વ અને પરની એકવાક્યતા સાધવા માટે ધર્મની ઉત્પત્તિ થાય છે અને તેથી પ્રત્યેક ધર્મ, પછી તે ગમે તે ધર્મસંસ્થાપકોએ નિર્દેશ્યા હોય, પણ જો તે ધર્મ તરીકે ઓળખાતા હોય તો તેમાં અહિંસાનું સ્થાન હોવું જોઈએ જો અહિંસા એ જ ધર્મ હોય તો ધર્મ પંથ, મત વગેરે આ બધા ભેદો શા માટે જોઈએ ? વિશ્વ પર

— આચારાંગસૂત્ર 'નોંધ' પા ૧૨૬

## સત્યાર્થી સાધક ધર્માંધતાથી દૂર રહે !

દુનિયામાં પ્રવર્તતા મતો, પંથો, સંપ્રદાયો કે ધર્મોનો પ્રારંભ તપાસીએ તો તેઓ કોઈ એક કાળ અને સંયોગો પરથી જન્મ્યા હોય છે. તે વખતનો ઇતિહાસ તપાસતાં એમ થવું વાસ્તવિક હોય છે, એવું જણાવ્યા વિના રહેતું નથી પરંતુ એ જ માન્યતાને જ્યારે ત્રિકાળાબાધિત અને પૂર્ણ સત્યરૂપ માનીને તેને અનુસરનારાઓ, અન્ય-કાળ અને અન્ય સંયોગોમાં પણ તે જ રૂપે તેને રાખી મૂકવાનો આગ્રહ સેવે અને એ આગ્રહને વળગી રહેવા માટે બીજા વાડાઓ રચે, તે વાડાઓને બીજાઓ પર પરાણે લાદવાનો પ્રયત્ન થાય, ત્યારે તે માન્યતા એકાંત અને અનર્થકારી બને એમાં આશ્ચર્ય જેવું નથી, પણ સત્યાર્થી સાધક આ પ્રવાહમાં ખેંચાઈ પોતાનું પતન ન નોતરે, બીજાને પડવામાં પણ સાથ ન દે અને બની શકે તો તેવે માર્ગે જતા સાધકોને તે પ્રેમપૂર્વક પોતાનો અનુભવ કહી સન્માર્ગે વાળવાનો પ્રયત્ન કરે

— આચારાંગ 'નોંધ' પા ૨૯૦

## ધર્મઝનૂન વિકાસમાં બાધક છે!

એક વ્યક્તિને એક ધર્મમાંથી એંચી પરાણે બીજા ધર્મમાં લાવવો અને વાણીથી, પ્રલોભનથી શક્ય ન બને તો બળાત્કારથીયે લાવવો અને ઉપરથી એ પાપક્રિયા નથી પણ ધર્મ છે, ધર્મ ખાતર હિંસા પણ ક્ષમ્ય છે, એવા એવા ઉપદેશો આપી ઝનૂનનો પ્રચાર કરવો, ધર્મને નામે રક્તની નદીઓ વહેડાવવી, માનવમાનવ વચ્ચેની સહજ પ્રેમવૃત્તિમાં ઝેર રેડી એમની વચ્ચે ભેદોની દીવાલો ખડી કરવી, માણસાઈ વિસરાવવી અને માનવસભ્યતા ભૂલવી–એ બધાનું મૂળકારણ ઝનૂનભરી ધર્મની આપણી વૃત્તિ છે, એમ કહ્યા વિના કેમ ચાલશે? આખી હિંસ્ર પશુઓ પણ પોતપોતાની જાતિ પ્રત્યે માયાળુ હોય છે તો માનવમાનવ વચ્ચે આવી 'માણસ ન ધાય, માણસ ખાઉં' જેવી વૃત્તિ હોય, એ માનવસંસ્કૃતિને વિઘાતક જ છે. આ વૃત્તિને પોષવામાં વિશ્વના અકલ્યાણનો, અનિષ્ટતાનો સંભવ છે. એ ધર્મને નામે આવેલો વિકાર છે.

આખેકામાં કોઈ ઉચ્ચ કે કોઈ નીચ નથી. તેમ કોઈ ધર્મ પણ ઉચ્ચ કે નીચ નથી. શરીરના જેમ પગથી માંડીને શિર સુધીના બધા અંગો ઉપયોગી છે, તેમ બધા આખા જગતની દૃષ્ટિએ ઉપયોગી છે. ધર્મો, મતો અને સંપ્રદાયો માત્ર સાધનો છે, ઉપર ચડવાની સીડીઓ છે. જેની જેટલી શક્તિ તેટલું તે સ્વીકારે, એમાં આગ્રહ શાનો?

માન્યતાનો, જાતનો, કે ધર્મનો આગ્રહ, હું ઉચ્ચ અને બીજા નીચ એવા જ કોઈ મિથ્યાભિમાનથી જાગે છે અને એ મિથ્યાભિમાનને લઈને જ આત્મશ્રદ્ધા હણાય છે, ઝનૂન પોષાય છે, તેમજ બીજા પ્રત્યે ઘૃણા અને તિરસ્કાર પણ જાગે છે.

—આચારાંગસૂત્ર 'નોંધ' પા. ૩૫૮–૩૫૯.

## ધર્મની વ્યાપકતા, વિવિધતા અને સાચા ધર્મનું રહસ્ય

ધર્મનો અર્થ એમ કોઈ સાંપ્રદાયિકતામાં લઈ જાય! કારણ કે

આજ પ્રત્યેક સંપ્રદાયમાં રૂઢિ અને ઉપરના કર્મકાંડને જ ધર્મ તરીકે સ્વીકારી લેવાથી સંકીર્ણતા પેસી ગઈ છે અને તેવી સંકુચિતતામાં જ પોતાના સંપ્રદાયનો ધર્મ છે, એજ પરિપૂર્ણ છે અને અમારા મતમાં આવે તોજ મુક્તિ-મોક્ષ-નિર્વાણ મળે છે, એમ માનનારો વર્ગ પ્રત્યેક સંપ્રદાયમાં મોટે ભાગે હોય છે, પણ એ યથાર્થ નથી, જો કે પોતાના સંપ્રદાયમાં પ્રવર્તતો ધર્મ તેના પ્રવર્તક મહાપુરુષે કેવા સમયમાં અને કયા સ્થળે પ્રવર્તાવ્યો હતો? તે વખતે તે દેશની પ્રજાનું માનસ કેવું હતું? તે પ્રદેશ કયો હતો? ત્યારે પ્રજામાં સામુદાયિક વિકાસ કેટલો હતો? આ બધા પ્રશ્નો સાથે તે ધર્મ, મત કે સંપ્રદાયના ઇતિહાસનો ગાઢસંબંધ છે એવું સત્ય વિચારે તો ધર્મને નામે લેશ પણ સાંપ્રદાયિકતા કે અધર્મ ન નભી શકે પરંતુ આવા સત્યવિચાર માટે જે બુદ્ધિ જાગૃત થવી જોઈએ તે બુદ્ધિની આડે મનુષ્યે મતાગ્રહની જે દીવાલ બાંધી દીધી હોય છે, તે આડી ઊભી છે અને સત્યને સ્પર્શ કરવા જતાં રોકી રાખે છે

ધર્મની સત્યતા અને પ્રાચીનતા કાળ પરથી નિયત કરવામાં [illegible]ા ભૂલ છે કાળ કે સંયોગો પર ધર્મનું નિર્માણ જ નથી [illegible]નો આધાર પ્રત્યેકજીવના પૃથક્પૃથક્ જીવનવિકાસ પર નિર્ભર [illegible]ઓ અને ભૂમિકાઓમાં જેમ જેમ વિવિધતા દેખાય [illegible]ાત્ર પરત્વે ધર્મમાં પણ તેનું વૈવિધ્ય હોય

[illegible]ષ્ય વસ્તુ સમક્ષ હોવા છતાં વસ્તુસ્વભાવ, વાસ્ત- [illegible] જાણી શકતો નથી, સારાસારનો વિવેક કરી શકતો [illegible]રિણામે ધર્મરહસ્યને ભૂલી પર પગથી ઊતરી આવેલા [illegible]ા બાહ્યખોખાને જ વસ્તુનો વાસ્તવિક ધર્મ કલ્પી [illegible]ા તે ઝડપાઇ જાય છે અને આત્મવિકાસ રુંધે છે

[illegible] કે પ્રજાના ઉપરના સત્યો (ધર્મો) ભલે જુદા જુદા [illegible] તો એકજ હશે દા ત શિયાળામાં ગરમ કપડાં

પહેરવા પડે છે, પણ ઉનાળામા એ કપડા છોડીને મલમલના પહેરવા પડે છે શિયાળામા તરસ લાગે છે તેના કરતા ઉનાળામા વધારે લાગે છે શબને ઠેકાણે પાડવા માટે ઇરાનમા કોઈ ભૂમિકા નહોતી એટલે એને કૂવામા નાખવામા આવે છે અરબસ્તાનમા લાકડા ઓછા પણ જમીન પુષ્કળ એટલે દફનાવવામા આવે છે અને ભારતમા જમીન ઓછી, લાકડા પુષ્કળ એટલે બાળવામા આવે છે આ બધાનો હેતુ ગદકી ન ફેલાય તે રીતે શબનો નિકાલ કરવાનો છે આ વસ્તુ સમજી લઈએ તો (ધર્મો જુદા જુદા હોવા છતા) આપણે સૌની સાથે પ્રેમથી રહી શકીએ

જ્યારે ધર્મના મૂળભૂત તત્ત્વો ખોવાઇ જાય ત્યારે મૂળ સિદ્ધાતો સાચવી રાખીને નાની નાની પ્રક્રિયાઓને ભજવી પડે છે આનો અર્થ એ નથી કે નાની ક્રિયાઓને છોડી દેવી, પણ મૂળ વાતનો ખ્યાલ રાખવો આજે છેલ્લા વરસોથી મૂળભાવને ભૂલીને ઉપરના ખોખા માટે લોકો ઝઘડા કરે છે એક દિવસના પ્રક્રિયાભેદને લોકો સહન કરી શકતા નથી સાથ અને પાયમના ઝઘડા કરે છે ગાદીઓ માટે વર્ષો સુધી ઝઘડા કરે છે પણ કાળાબજાર, અનીતિ, ધનની પ્રતિષ્ઠા બધુ ચાલતુ હોય છે. તેને માટે કોઇને ચિતા થતી નથી પહેલા આપણે ત્યા કોઇ માણસ અનીતિથી ચાલતો તો તેને કોઈને કોઇ કહેનારુ મળતુ છેવટ ધર્મગુરુ તો કહેતા જ પણ હવે સ્થિતિ જુદી થઈ ગઈ છે હજારો રૂપિયા ગમ તે રીતે કમાઈને પાચસા ધર્માદામા આપરે તો તેની ભૂલ બતાવવાને બદલે 'ધર્મવીર'નુ ઉપનામ આપવામા આવે છે, ધર્મના અને સમાજના બધાય બધનો પૈસા ખાતર છોડી દેવાયા છે તેમા કોઈ ધર્મગુરુઓએ ધ્યાન આપ્યુ નથી

(આજે) મિથ્યા આડબર, આધળીભક્તિ, મિથ્યા અતિશયોક્તિ અને પરપરાગત કલ્પનાથી એનુ માનસ એટલુ દૃઢ થઈ ગયુ હોય છે અને હૃદય એટલુ તો આવેશમય બની ગયુ હોય છે કે નવીન વિચાર-ણીને પચાવી શકે તેવી વિવેકબુદ્ધિ માણસમા ઉદ્‌ભવી શકતી નથી

ગની વસ્તારી બજાવી ગણાય' આવાં ભ્રામકસૂત્રોથી દુનિયામાં ઈસા-ગની મંઝિલ કેટલી બધી ઓછી થઈ છે, તે સૂક્ષ્મ વિચારક સહેજે કળી શકે એમ છે.

બુસ્રિઆગર (મકર નાટકનો પ્રદેશ)મા મે ખ્રિસ્તી પાદરીનુ જે કામ અને સમર્પણ જોયુ, તે ખરે જ આકર્ષક હતુ. મિશનરીઓના દવાખાનાના ડૉક્ટરો અને છાત્રાલયના પાદરીઓમા જે ત્યાગ, જે સ્નેહ અને જે માનવતા દેખાય છે, તે કોઈને પણ અનુકરણરૂપ છે આમ છતા એ બધાની પાછળ જે વટાળવૃત્તિ છે તે એટલી તો ભયકર છે કે એનો ખ્યાલ સામાન્ય રીતે જોનારને કે સામાન્ય રીતે વિચારનારને ભાગ્યે જ આવી શકે.

એક કસાઈ બકરાને મારે છે, ત્યારે એ કસાઇને દયાપ્રેમી સમાજથી અસહકાર પ્રાપ્ત થાય છે એકની માલિકીનુ જાનવર બીજો કોઈ મારી નાખે અને માલિક એની ફરિયાદ કરે તો એના મારનારને ન્યાયાધીશ સજા કરે છે એક માનવી બીજા માનવીનુ ખૂન કરી ખૂની ઠરે તો ફાંસી જેટલી એ ખૂનીને શિક્ષા થઇ શકે છે આ બધા ખૂનીઓ કરતા વટાળવૃત્તિવાળો માનવી—પછી ભલે તે સાધુ હો, નેતા હો કે ગમે તે હો—તે વધુ નુકસાન કરે છે કારણ કે તે માત્ર માનવીના શરીરને જ નહિ, બલ્કે એના મન અને આત્માને પણ હણી નાખે છે

ગઈ કાલે જે માણસ નમ્ર હતો, સરળ હતો, એ આજે અક્કડ અને કુટિલ બને છે ગઈ કાલે એને કોઇનુ ખૂન કરતા, કોઈની બહેન પર બૂરી નજર કરતા આત્મડંખ થતો હતો, આજે એ ધર્મઝનૂનથી ખૂનો અને બળાત્કારો કરવા પ્રેરાય છે આ ભયકરતા સમાજ, રાષ્ટ્ર અને વિશ્વ માટે શુ નાનીસૂની ભયકરતા છે? ધર્મને નામે કુસંપ, ખૂન, વિકૃતશૃગારો, અત્યાચારો, જૂઠ વગેરે ઇતિહાસને પાને ચિતરાયા હોય તો એનુ મુખ્ય કારણ ધર્મમા પેઠેલી આ વટાળવૃત્તિ છે ચતુરસેન શાસ્ત્રીનુ 'धर्मके नाम पर' એ નામના પુસ્તકમા આલેખાયેલા કરપીણ ચિત્રોનો મોટો અપયશ વટાળવૃત્તિને ફાળે જાય છે

ગીતામાં પણ આ જ કહ્યું છે 'न बुद्धिभेद जनयेत्' બુદ્ધિભેદ ન પડાવવો અને ખાસ કરીને અધૂરી સમજવાળાનો તો બુદ્ધિભેદ ન જ પડાવવો સાચા ધર્મિકોનું કાર્ય તો માનવતાના પ્રચારનું છે ઓઘો, ચરવલો કે તિલકટકી એ તો માત્ર પરિવેશ છે એ ધર્મ નથી અને ધર્મના અગત્યના અંગ પણ નથી જો ભગવા કે ધોળા વેશમાત્રથી આત્મદર્શન થતા હોય તો એવા આત્મદર્શન વિના કોણ રહેત? જો માત્ર દિગંબરપણાથી જ મોક્ષ મળતો હોય તો બગલા, ઘેટા બિચારા દિગંબર જ છે ને!

એક કાળ એવો હતો કે ચર્ચાથી હારે એવા લોકોને પોતાના પંથમાં ઘસડી લાવવામાં આવતા મધ્યયુગની બૌદ્ધો અને જૈનો વચ્ચેની ચર્ચાબાજી આવા જ નમૂનાઓ છે. જૈનો અને વૈદિકપંડિતો વચ્ચે પણ એવી તર્કની કુસ્તી ચાલતી જ હતી સમય પલટાયો અને ધર્મના નામના ઝઘડાને સ્થાને જાતિના ઝઘડારગડા આવ્યા જાતિના ઝઘડાથી ઊઠીને રાષ્ટ્રમાં વાદોને નામે એ તોફાનો આવ્યા આજે ય એ સામ્યવાદ, સમાજવાદ આદિ નામોને રૂપે ચાલે જ છે ત્યાં વળી રાષ્ટ્રીય આઝાદી આવ્યા પછી હવે ખ્રિસ્ત અને ઇસ્લામની વટાળ-વૃત્તિનું જોર આ દિશામાં કંઈક નરમ પડયું છે, ત્યાં નાનામોટા વાડાઓના ધર્મપ્રચારનો બુરખો ઓઢી વટાળવૃત્તિ જોર પકડવા માંડે છે, ત્યારે ભારે દુઃખ થાય છે

આટલા જ સત્સંગી, આટલા જ વિરાગી, આટલા જ આસ્તિક, આટલા જ ભાવિક, આટલા જ મરજાદી આટલા જ સમકિત, આવાં ત્યાં ત્યાં "જ" શબ્દવાળાં વાક્યો છે, ત્યાં બીજાઓને સહેજે ઉતારવામાં અને હલકા ગણવામાં આવે છે એક બાજુ ઉચ્ચતાની ગૌરવગ્રંથી અને બીજી બાજુ નીચતાની લાઘવગ્રંથી માનવમાનવના ભાડુ-હક્કોની વચ્ચે આવીને આથી વર વાળી બને છે અને વિશ્વપ્રેમનું વાતાવરણ વેરઝેરથી કલુષિત થાય છે

જૈનદર્શનનો સ્યાદ્વાદ કે ગીતાનો "એકને પકડ્યે સાચ બધાનું

ભાગવી શકે છે. ભલે એક બાજુ નાની સંખ્યા હોય અને બીજી બાજુ મોટી સંખ્યા હોય. પણ તે રાજ્યમા તેને પોતાના સાચા સામાજિક જીવનને અવિરોધી એવી અંગત માન્યતા ધરાવવાનો પૂરો અવકાશ છે. આનો જ 'બિનસાંપ્રદાયિક' શબ્દનો આશય હોઈ શકે જ્યારે કોઈ સાંપ્રદાયિક માનવી પોતાની અંગત માન્યતાઓ આવા રાજ્યની કોઈ વ્યક્તિ કે કોઈ વસ્તુ ઉપર લાદે, ત્યારે તે વસ્તુને બરદાસ્ત કરવી એ રાજ્યના ઉપલા સિદ્ધાંતને અનુકૂળ નથી, પણ પ્રતિકૂળ છે

એ વાત સાવ સાચી છે કે સ્વરાજ્ય આવ્યા પછી પણ વટાળપ્રવૃત્તિનો છેદ હજુ ઊડ્યો નથી તે વટલાવનાર, વટલાનાર અને તે તે ધર્મસંપ્રદાય એમ સૌને હાનિકર્તા છે, એમ પણ હુ માનુ છુ સરકાર પાસે તો દંડશક્તિનુ જોર સવિશેષ હોઇ હુ તો આ દિશામા જનસેવકો અને જનતાનું જ ધ્યાન દોરવા માગુ છુ આવી વટાળ-પ્રવૃત્તિનો શુદ્ધસાધનોથી સામનો કરવો જોઇએ, એમ હુ માનુ છુ ધર્મપ્રચારનુ મૂળ આચાર છે વેશ અને કર્મકાંડ વ બધુ સાધનરૂપ જરૂર હોઇ શકે, પણ તે સાધ્ય નથી જ ઇસ્લામ ધર્મમા અને ખ્રિસ્ત ધર્મમા જે સત્યો છે તે સત્યોનો આમા ઇન્કાર નથી, તે તે સત્યો મેળવવા માટે તે તે સપ્રદાયના માણસો તેવા તેવા કર્મકાડા પાળે, તેની સામેનો પણ ઇન્કાર નથી માત્ર ઇતર સંપ્રદાયોમા રહેલાઓ ઉપર ભયથી અથવા લાલચોથી જે અસર ઉપજાવવામા આવે છે, તેનો ઇન્કાર છે બાકી એ સાચુ છે કે સર્વધર્મોમા સત્યો પડેલા જ છે, જેને જેને જેમા જેમાથી એ મળતા હોય, તે જરૂર લે પોતાને ફાવતા કર્મકાડો પણ આચરે, પરતુ તે કર્મકાડો આચરવા માટે તે તે વ્યક્તિએ પોતાનો જન્મપ્રાપ્ત સપ્રદાય છોડવાની જરાયે જરૂર નથી ઊલટુ, મને તો એમ લાગ્યુ છે કે માનવી પોતાના સપ્રદાયમા રહી અન્યસપ્રદાયોના સત્યોને શોધે અને આચરે, તેથી તો તે માનવીદ્વારા પોતાના સપ્રદાયને પણ સાચા અર્થમા પાળવાનો ને ઉપરાત બીજા સંપ્રદાયોના સત્યો ઉમેરવાનો અનાયાસે લાભ મળે છે આ દિશામા

એ વર્ષોથી ધાર્યું વિચાર્યું છે અને સર્વધર્મસેવા કરવાનો આ રીતે મારો નમ્ર પ્રયાસ છે. વૈષ્ણવ રહેવા છતા જેમ જૈનક્રિયા પાળી જ શકાય છે તેમ જૈન રહેવા છતા વૈષ્ણવક્રિયા પાળી જ શકાય છે. આ ઉદારતાને પરિણામે હું જોઉં છું કે વણિક દશાશ્રીમાળી કોમમા વૈષ્ણવ શૈવ સ્વામીનારાયણીય જૈન વગેરે ધર્મો પાળતા કુટુંબો પોત-પોતાના સંપ્રદાયમા રહેવા છતા રોટીબેટીવ્યવહારો ખુશીથી જાળવી રાખી શકે છે. એ જ રીતે જૈનોમા ક્યાંક આંતરરાષ્ટ્રીય લગ્નો પણ દેખાય છે. એક જૈને મુસ્લિમકન્યા સાથે તથા એક જૈનબાળાએ ખ્રિસ્તી મુરતિયા સાથે લગ્ન કર્યાની વાતો છાપાઓમા આવી હતી. સૌ પોતપોતાના જન્મગત સંપ્રદાયની શુદ્ધિમા ઉપયોગી થઈ દરેક સંપ્રદા-યોમાના સત્યો શોધે ને આચારે તેથી સમાજ અને દેશ બન્ને ઊંચા જવાના છે. સાથે ધર્મતત્ત્વો પણ એવી રીતે વધુ બહાર આવીને દીપવાના છે. જૈનોમા છેલ્લા સૈકાઓ [illegible] થયેલા યોગીશ્વર આનંદઘનજીનુ વલણ આ દિશામા મને વ્યવહાર અને પ્રેરણાપ્રદ લાગ્યુ છે. તેઓએ જૈનત્વ અને જૈનતત્ત્વો છોડ્યા નથી. તેમના એક એક કાવ્યમા જૈનતત્ત્વપ્રેમ જણાઈ રહે છે અને છતાયે તેઓ જાણે સર્વધર્મોના સાધુ હોય તેમ લાગ્યા વિના રહેતુ નથી. તે કાળના જૈનસંપ્રદાયે ભલે તે આવડા મહાન પુરુષની દરકાર ન કરી, પણ તેમણે જૈનસંપ્રદાયોની દરકાર જરૂર કરી છે. આજે દેશને આવા બિનસાંપ્રદાયિક મહાપુરુષોની સતત દોરવણી જરૂરી છે કે જેઓ વટાળ-પ્રવૃત્તિનો અસરકારક વિરોધ કરી શકે છે. પ્રજા અને સરકારને બિનજોગી રહેલા પૈ છે અને છતાં સદ્ધર્મની સાથે સંપ્રદાયોનો ઇન્કાર કરતા જ નથી. આવા પુરુષો દ્વારા જ ધાર્મિક સંપ્રદાયોના વટાળ-પ્રવૃત્તિઓ દૂર થઈ હોય તો તે આપોઆપ દબાઈ જાય છે. ભારતની સરકાર અને પ્રજા બન્ને આવા પુરુષોને શોધી કાઢે અથવા શોધ્યા ન સાંપડે તો પેદા કરે. સાચી બિનસાંપ્રદાયિકતાનો પણ આજ રાજમાર્ગ છે.

—વિશ્વવાત્સલ્ય તા. ૧-૧૧-૫૩

# સર્વધર્મોપાસનાની સાધના

નદીઓ જુદી જુદી છે, પણ એમનું છેવટનું સ્થાન મહાસાગર તે તો એક જ છે મનુષ્યો જુદા જુદા છે પણ વહેતું વાયુતત્ત્વ તત્ત્વથી એક જ છે પાત્રો નોખા નોખા છે પણ એમા માટી તો એક જ છે ઘરો જુદા જુદા છે, પણ આકાશતત્ત્વ તો એક જ છે. ચાવલ, ચોખા, તંદુલ, નાદર, એમ ભાષાપ્રમાણે અલગ જુદા જુદા છે, પણ અર્થ તો એક જ છે. પહેલું ધોરણ, બીજુ ધોરણ, ત્રીજું ધોરણ, એમ ધોરણભેદ જુદાં જુદા છે પણ તે શાળાનો ઉદ્દેશ તો એક જ છે તેમ યાહુદી, ઇસ્લામી, જરથોસ્તી, ખ્રિસ્તી, વૈદિક, બૌદ્ધ અને જૈન, એમના કર્મકાંડની કક્ષાઓ જુદી જુદી છે, પણ સૌ ચડતા પગથિયાં પછીનુ સ્થાન તો એક જ છે જેમ મકાનના મજલાઓ જુદા જુદા છે, પણ મકાન એક છે, જેમ અંગ ઘણા પણ અંગી એક છે આ જ રીતે સર્વધર્મોમાથી સાર શોધી અંતિમ તત્ત્વને શોધો

"સા, રી, ગ, મ, પ, ધ, ની," એ સમાવલીમાથી જ્યા જ્યા ખપ પડે તે સૂર લઈ સંવાદનથી સંગીત સધાય છે, તેમ જન્મે મળેલા સમ્પ્રદાયમાં રહીને એની ધર્મને નામે પડેલી કુરૂઢિઓને તોડી એમા રહેલુ સત્ય તારવીને કોઈપણ બીજા સમ્પ્રદાયમાં સ્વાગની રીતે વટલ્યા વિના, દરેકે બીજા સમ્પ્રદાયોમાનું સાચુ તત્ત્વ, પોતાના જીવનમાં ભરીને આગળ વધવુ, એજ પોતાના અને અન્યના વિકાસ માટે અનિવાર્ય સફળ ઇલાજ છે જેમ ભમરો કોઈપણ ફૂલમા ફસાયા વિના કે તેને કષ્ટ આપ્યા વિના તેનો રસ ચૂસી લે છે, તેમ કોઈપણ ધર્મના સમ્પ્રદાયની કે તેના માણસની ટીકા કર્યા વિના તેમજ આંધળી શ્રદ્ધા રાખ્યા વગર, તેમાથી તત્ત્વ તારવી પચાવી લો, એટલે બેડા પાર.

ગમે તે દેશમા જાઓ ભાષા જુદી હશે એક કહેશે 'સ્વાગતમ્' બીજો કહે છે 'પધારો' ત્રીજો કહે છે 'વેલકમ' પણ બોલવા પાછળ ભાવ એક જ હોય છે. આ મૂળ તત્વને જોતા શીખીએ જેમ કેરીની

એમાં 'સર્વધર્મસમાનું' વ્રત આપોઆપ જ પ્રગટતું હશે

— સંસ્કારપોથી ભાગ ૩ પાના ૩૩

કાર્મીણ સંપ્રદાયના સાધુઓ પ્રત્યે યોગ્ય બધા જ પ્રકારના વ્યવહાર સાચવવા ઘટે અને તો વધુ ઉત્સાહથી એ તકનો લાભ ઉઠાવી લેવો જોઈએ. મૂળ તો કુસંગ ન થઈ જાય, આટલા માટે જ આ પ્રતિબંધ મૂકાયો હશે, પરંતુ આજે એ કોઈ પણ રીતે સમર્થનપાત્ર નથી એટલે બીજા ધર્મોને વાંચીએ, અભ્યાસ કરીએ, અન્યધર્મી વ્યક્તિઓને મળીએ, એમનું સાહિત્ય વાંચીએ, એમાં કાંઈ હાનિ નથી, લાભ જ છે માત્ર આપણા મનમાં ગુણપૂજા જ મુખ્યત્વે હોવી જોઈએ. સર્વધર્મસમભાવનો અર્થ બધા ધર્મો સરખા છે, એમ નથી, પણ બધાય ધર્મોમાં એક સનાતન સત્ય પડેલું છે એ બધાના મૂળ સંસ્થાપકો સત્યને લક્ષમાં રાખીને પોતાની ભૂમિકા, લોકોની ભૂમિકા અને ભૌગોલિક કે બીજા કારણોને લઈને કહી ગયા છે, તેમાં સંશોધન પરિવર્દ્ધન વગેરે ઘણા થયા છે એટલે સમભાવ રાખીને જિજ્ઞાસુભાવથી પોતાના સાંપ્રદાયિક ધર્મોમાંથી જે ભાવે સત્ય શોધવા તત્પર રહીએ છીએ તે જ ભાવે બીજાના ધર્મોમાંથી પણ સત્ય તારવા માટે મથતા રહેવું જોઈએ બીજી રીતે કહીએ તો ધર્મની કક્ષાઓ આપણે આપણી રીતે ભલે પાડીએ, પણ તે કક્ષાઓને લઈને એકને ઉચ્ચ અને બીજાને નીચ નહિ ઠરાવીએ કે માનીએ, માત્ર ઉપદેશોની કક્ષાઓ પોતાની રીતે ભલે પાડીએ આ દૃષ્ટિથી જોતા મે મહાવીરના ઉપદેશો મોટે ભાગે ઉચ્ચભૂમિકાના હોઈ તેમનું નામ પ્રથમ લીધું છે, જેમ મસ્તકનું સ્થાન ઉપરથી જોતાં પહેલું છે પણ નીચેથી જોતા પગ જ પહેલા આવે છે, તેમજ મુહમ્મદસાહબની પ્રમાણિકતા (ઇમાનદારી) વગેરે પહેલા આવે છે, આ રીતે તેઓમા કક્ષાભેદ ભલે ગણીએ, પણ બધાયને પોતપોતાને સ્થાને ઊંચા માનીએ

— (એક મુનિને આપેલા પત્રમાંથી.) કોઠ તા. ૧૨–૧૦–૫૦

## સર્વધર્મસમભાવી સાધકનું વર્તન

પ્ર૦ સર્વધર્મસમભાવની પ્રાર્થના કરવાવાળો સાધક બીજા ધર્મોમાં કે બીજાઓની માન્યતાઓમાં દંભી કે જૂઠો આચારવિચાર જુએ તો તેનું ખંડન કરી શકે કે નહિ?

ઉ૦ દંભ અને જૂઠાણાનું ખંડન કરીને નિખાલસતા અને સત્યાચરણને બહાર લાવવી એ જ ધર્મનું મુખ્ય અંગ ગણાવું જોઈએ. એટલે કોઈ પણ સંપ્રદાય કે ધર્મના દંભ અને જૂઠાણાઓનું કડક રીતે ખંડન થાય તેમાં સર્વધર્મસમભાવને કશી જ આંચ ન આવી શકે. પણ આ ખંડનપંથ ખૂબ પાત્રતા માગે છે. સર્વધર્મસમભાવનો અર્થ હું એ ઘટાવું છું કે બધા ધર્મો અને માન્યતાઓમાં એક સનાતન અને અખંડ સત્ય પડેલું છે તેનો સ્વીકાર કરવો તે. સર્વધર્મસમભાવની આ વ્યાખ્યા સ્વીકાર્યા પછી કોઈ પણ ધર્મ કે માન્યતા માત્ર પોતીકી નથી તેમ પારકીયે નથી. સંપ્રદાયે હું જૈન હોઉં તો મારે જૈનમાન્યતાઓમાં પડેલા અનિષ્ટોનું ખંડન જોરથી કરવાનું પ્રાપ્ત થાય છે અને ઈતરધર્મની માન્યતાઓમાં પડેલા સુસત્ત્વોને તારવીને તેનું મંડન કરી જૈનધર્મનું સંશોધન કરવાની વધુ ફરજ ઊભી થાય છે. આમ કરતાં કરતાં એક કાળ એવો આવે છે કે બધા ધર્મો પોતાના બની રહે છે. આટલી કક્ષા પ્રાપ્ત કર્યા બાદ દરેક ધર્મમાં પોતાને દેખાતા દંભ કે અનિષ્ટોના ખંડનનો સાચો અધિકાર સહેજે સાંપડે છે. આવી કક્ષા પામ્યા વિના બીજાના ધર્મ કે માન્યતા પરત્વે ખંડનમાં પડવું તેમાં કાં તો સાંપ્રદાયિક-મોહ હોય છે અને કાં તો મિથ્યાભિમાન હોય છે.

—વિશ્વવાત્સલ્ય પ્રશ્નોત્તરી ૧-૧૧-૫૦

## સર્વધર્મસંસ્થાપકોને સદ્ગુણવિકાસ માટે લઈએ છીએ

પ્ર૦ તમે ધર્મતત્ત્વ પરથી મુખ્ય સંપ્રદાયો અને એ સંપ્રદાયોના સ્થાપકો લેવા માગો છો પણ એના કરતાં સૌના સદ્ગુરુઓને જ લો

દા. ત. માનવતા, અહિંસા, સત્ય વગેરે તો શી હરકત? ઊલટું, મને તો ભય છે કે કુરાનશરીફ માન્ય કરવાની સાથોસાથ બીજી વાતો ગૌણ બનશે અને તલવાર પાછી આવશે, એમ નથી લાગતું?

ઉ. માણસના હિંસક અંતઃકરણમાં જે એક મોટી ભૂખ હોય છે તે તમો કહો છો તેવા સદ્ગુણોથી જ પુરાય છે, એ વાત સાચી, પરંતુ એ સદ્ગુણોને પ્રાપ્ત કરવા માટે એને કોઈને કોઈ પુરુષ, એ પુરુષના ઉદ્ગારો, મોટે ભાગે એને અનુસરનારું પોતાના સમાન વિચાર ધરાવતું જૂથ અથવા કોઈને કોઈ આધારની જરૂર પડે છે આમ છે જ, તો નવા આધારો ઊભા કરવાને બદલે જૂનાઓને સંશોધીને મૂકવા વધુ ઠીક છે સદ્ધર્મ એ એક જ તત્ત્વ એવો છે કે જેના પર બેસ-વાથી લિંગ, વેશ, દેશ, રંગ વગેરેની કોઈ જ દીવાલ નડતી નથી જાપાનનો સાચો બૌદ્ધ ચીનના કે હિંદના સાચા બૌદ્ધ સાથે જે ઐક્ય અનુભવી શકે છે, એ ઐક્ય બીજી કોઈ રીતે અનુભવાતું નથી અલબત્ત, ધર્મની વાતમાં તમે કહો છો તે ભયસ્થળો પણ છે જ પરંતુ મને એવું કોઈ સ્થળ બતાવશો કે જ્યાં કશું ભયસ્થળ જ ન હોય! હું તો એમ પણ પૂછું કે, એવા ભયસ્થળોને નિવારવા માટે પણ સદ્ધર્મ સિવાય સફળ હથિયાર બીજું કયું છે? તમે યાદ રાખજો કે કુરાનને નામે જે તલવાર લેશે એને નિવારનારો પણ એ કુરાનને માનવા-વાળામાંથી જ નીકળવાનો છે એટલું ખરું કે, મે અગાઉ કહ્યું તેમ સાધ્ય અને સાધન બન્નેની શુદ્ધિ પર વિવેકભરી રીતે જોવાનું અને દૃઢતાપૂર્વક એનો અમલ કરવાનું બળ તે તે સંપ્રદાયના અનુયાયીઓએ પ્રાપ્ત કરવું રહેશે જ સાધનની શુદ્ધિ મોટેભાગે આપણા હાથની વસ્તુ છે, એટલે એના તરફ ખાસ જોવું સાધ્યશુદ્ધિની કચાશ પણ સાધનની શુદ્ધિ વધતાં દૂર થશે, એમ કહેવામા પણ મને સંકોચ લાગતો નથી

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' ૧૬–૧૦–૪૯

## પંથપ્રચાર અટકાવવાનો ક્રાંતિકારી રાજમાર્ગ

(પત્રાંશ) સાધુઓએ પ્રચાર શરૂ કર્યો હતો અને સદ્ભાગ્યે

સંઘના ઘણા માણસોએ સામે પ્રચંડ વિરોધ દર્શાવ્યો પણ જે ધર્મ જનતાના મૂળસિદ્ધાંતનું ઉલ્લંઘન કરે તેવા પંથને તરત જ દાબી દેવાની કોશિશ કરવી જોઈએ જૈનધર્મનો મૂળસિદ્ધાંત 'અહિંસા'નો પાઠ આપણા તીર્થંકરોએ આપણી સમક્ષ મૂક્યો છે આવા અહિંસાના સિદ્ધાંતવિરુદ્ધ (અને બીજા ઘણા ધર્મવિરુદ્ધના) પ્રચાર કરવા માગે છે તે કેવી રીતે સહન થઈ શકે? હવે આ બાબતમાં વધારે ચર્ચામાં ઉતરવા કરતાં મારી આપને વિનતિ છે, તે આપ ધ્યાનમાં લઈ ઘટતું કરશોજી

(ટિપ્પણી) આ ભાઈ જે પંથ વિષેની વાત કહે છે તે પંથના મૂળનિરૂપકે જે આશયથી 'દયા અને દાન'ને સ્થાને 'પ્રેમ અને સંયમ'નો સિદ્ધાંત બતાવ્યો હતો, તેનો એજ પંથના અનુયાયીઓ અનર્થ કરે છે પત્રલેખક મારી પાસે એ પંથને નામે ચાલી રહેલા અનર્થોનો જે રીતે સામનો આમાં દર્શાવ્યો છે, તે રીતે તે ન ઇચ્છી શકે મારી રીતે તો સોનગઢને નામે જે વિચારો ફેલાયા છે, તેનો સંપૂર્ણ પ્રતીકાર મેં કર્યો જ છે અને આ પંથનો પણ મારી રીતે તો પ્રતીકાર થઈ જ રહ્યો છે મારી પ્રતીકારની રીતની બે બાજુ છે, એક જ નથી તેમાંની એક બાજુ એ છે કે આવા મતમતાંતરો પેદા થવાનાં કારણો જૈનસમાજમાં છે શુષ્ક કર્મકાંડોની ચૂડમાં ફસાયેલા સમાજની સામે ઢાલની બીજી બાજુવાળા વિચારો ફેલાવવા જ જોઈએ ઉપરાંત પ્રતીકારની બીજી બાજુ એ છે કે વિરોધી વિચારો એકાંગી નહિ, પણ સર્વાંગી હોવા જોઈએ અને એમાં યુગાનુલક્ષિતા પણ હોવી જોઈએ પ્રતીકારની આ બાજુને કારણે મારા પ્રત્યે આ બધા મત ધરાવતા લોકો ચાહ ધરાવવા મથે છે પણ જ્યારે નજીક આવે છે, ત્યારે તેઓ નથી તો એકાએક ઝીલી શકતા, તેમ નથી તો નકારી શકતા પણ અનુભવે મને ખાતરી થઈ છે કે જૈનસમાજનો મોટો ભાગ આ પ્રવૃત્તિઓ અને વિચારો તરફ ખેંચાઈ રહ્યો છે. પણ મારે કહેવું જોઈએ કે હું આંધળી રૂઢિમાં નથી માનતો, છતાં

સ્પષ્ટ છે કે મારે વિશેના વિભાગ સામે પ્રતીકારની મારી રીત પણ જુદી છે ત્યાં સમાજ જૈનસમાજ તથા ધર્મસેવક ભાઈને મારું સૂચન છે કે આજે જે ભેદ ચાલુ છે તેમાં મહાપરિવર્તન જરૂરી છે. જો એ ઉપર બતાવ્યું તે રીતે સ્વીકારીને થશે તો આવા જુદા જુદા વાડાઓનો તાત્કાલિક જ નિકાલ થશે સંઘોને વિભાગમાં પડતા અટકાવવાનો જે માર્ગ છે. તે અંગે થોડા સૂચનો આ છે —

(૧) પ્રત્યેક સંપ્રદાયનો ગામેગામ વહીવટ એક થવો જોઈએ. (૨) ચોમાસું કરનાર સાધુસાધ્વી એક જ નીતિના સમર્થક બનવા જોઈએ. પણ આ નીતિ વ્યાપક ધોરણ પર હોય, એટલે ગમે તે ફિરકા કે સંપ્રદાયના હોય તો પણ હરકત નહીં આવે. (૩) ધર્મસ્થાનોમાંથી ધનને ખાતર જ મળતી પ્રતિષ્ઠા દૂર કરવી જોઈએ (૪) દરેક સંપ્રદાયના સાધુસાધ્વીઓની સમાચારી જુદી હોય તો પણ એકસાથે જ બધાનું સહભોજન હોવું જોઈએ (૫) દેશ, સમાજ, અર્થકારણ, એમ દરેક દિશાનો અભ્યાસ કરી. એ અનુસાર ધર્મોપદેશ થવો જોઈએ. (૬) પછાત કોમોને અને એવા વર્ગોને આગળ લાવવા પ્રયત્ન કરવો જોઈએ. આમાં જે ઉદારતાની જરૂર છે, તે ઉદારતા આજના કહેવાતા અગ્રણી સાધુસાધ્વીઓ તથા શ્રાવક–શ્રાવિકાઓ નહિ બતાવે ત્યાંલગી જૈનસમાજની ક્રાંતિની તૃષા છિપવાની નથી અને દિને દિને થઈ રહેલી છિન્નભિન્નતા અટકવાની નથી, એવો મારો અનુભવ અને અભ્યાસથી બંધાયેલો નમ્ર છતાં દૃઢ મત છે નાતબહાર, ભાણાવ્યવહારત્યાગ કે સંપ્રદાયબહારના શસ્ત્રો હવે બૂઠાં સિદ્ધ થઈ ચૂકયાં છે એમણે આ દર્દમાં ઉમેરો જ કર્યો છે જો મૂળથી દર્દ કાઢવું હોય તો કડકપણે કહેવાતા જૈનસમાજે–સાધુસાધ્વી અને શ્રાવકશ્રાવિકા એમ ચારે વર્ગે–આત્મનિરીક્ષણ અને સંશોધન કરવું જ પડશે

—વિશ્વવાત્સલ્ય 'ટપાલ' તા ૧૬–૩–૪૮

## મતપ્રચાર કોઇની નિંદાથી થતો નથી

( પ્ર ) તેરાપંથી તો ગાયનો વાડો બળતો હોય અને એ આગ-

માયા ગાયોને બચાવે તો તેને મિથ્યાત્વી માને છે.

(ઉ) હંમેશા એટલું યાદ રાખવું કે એ વાક્ય પ્રત્યેકને માટે પ્રત્યેક પ્રસંગે એમ ન જ હોય, એમ સમજે અને આપણે જાણવું જોઈએ કે કોઈપણ સંપ્રદાયના આદિપુરુષ કોઈપણ વાતને સકારણ ઉપસ્થિત કરે છે, પાછળથી એમના અનુયાયીઓ એ ધ્યેય ચૂકી માત્ર રૂઢિને પકડી બેસે કે પાકાફેરની વાત કરે તે જુદી વાત છે ઘણીવાર એવું પણ બને કે દૂરથી સાંભળેલી વાતોમાં તથ્ય પણ ન હોય ટૂંકમાં કહું તો એવી સાંપ્રદાયિકતાવાળી વાતોથી નિરાળા રહેવું, એજ કલ્યાણનો માર્ગ છે એ વાતમાં તથ્ય હોય તો, મનુષ્યોને ખરી દયા અને દાનને માર્ગે વાળવા કાંઈ માગતું હોય, તો પણ નિંદાથી કદી સત્યમત પ્રચાર થતો જ નથી ઊલટું ઉભયપક્ષે એમાં હાનિ જ છે મતપ્રચાર તો પ્રેમમય, સત્યમય અને ન્યાયદૃષ્ટિવાળા આચરણથી જ થાય છે ધાર્મિક ગણાતી વ્યક્તિની એજ ફરજ છે, આ ફરજ બજાવવાથી ધર્મને નામે ચાલતા પાખંડ, ખૂનામરકી અને દગાપ્રપંચ વગેરે આપોઆપ શાંત થઈ જાય છે

—વિશ્વવાત્સલ્ય 'હસ્તલિખિત' વર્ષ ૧—અંક ૫

## ધર્મસંપ્રદાયોની શુદ્ધિનો ઉપાય

(પ્ર.) આજે જેટલા ધર્મસંપ્રદાયો ચાલે છે તે ચાલુ રાખવા યોગ્ય છે કે નહિ? સંપ્રદાયોનું સમીકરણ કરનાર પણ પાછો નવો સંપ્રદાય બાંધી બેસે છે આ વિષે આપનો શો મત છે?

(ઉ) જે ધર્મસંપ્રદાયોની જનસંખ્યા વિપુલ થઈ ગઈ છે અને જે સંપ્રદાયોમાં પરંપરાથી પાવિત્ર્ય વૃદ્ધિગત થતું થતું જળવાઈ રહ્યું છે, તે બન્ને પ્રકારના સંપ્રદાયો જીવવા જોઈએ, એવો મારો દૃઢમત છે આ દૃષ્ટિએ મેં સાતેક સંપ્રદાયો ખાસ તારવ્યા છે એ સંપ્રદાયો પણ અરસપરસ સહકારથી જ જીવી શકે બધા જ સંપ્રદાયોએ એકમેકમાંથી ગુણોની આપલે કરવી જોઈએ, એમ હું માનું છું

આ દૃષ્ટિએ જ તે ભાલનળકાંઠાના સંપ્રદાયના ઘણા સાધુઓ બીજા સંપ્ર-દાયોમાંથી ભેગા આવ્યા છે. તેનું શુદ્ધીકરણ થવું જોઈએ. આમા નવા સંપ્રદાયનો ભય નથી. તેમ ખૂબ એવા જૂના સંપ્રદાયોની સંશુદ્ધિ અને ગતિને પણ અવકાશ સાંપડી રહે છે.

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી તા. ૧૬-૨-૫૮

## ધર્મસંસ્થાઓ નીતિજીવી સક્રિય ભક્તો તૈયાર કરે!

.ધર્મને નામે ક્રિયાશક્તિ વધવી જોઈએ તેના બદલે આજે ધર્મને નામે ક્રિયાશક્તિ નિર્મૂળ થતી જાય છે. અકર્મણ્યવૃત્તિ જોર કરતી જાય છે આપણી એ કમનસીબી છે કે કોઈ સાધુ ક્રિયાશીલતા બતાવે છે તો લોકો માને છે કે આ સાધુ સાધુતથી પણ ખાલી ઇશ્વરભજન કરવાનુ કહે, નિવૃત્તિ લઈને બેસી રહેવાનુ કહે તો માને કે આ સાચો સાધુ છે. પરિણામે ધર્મસ્થાનકો નિદ્રાના અખાડા જેવા બની ગયા છે જો નિવૃત્તિમાં પ્રવૃત્તિ ભળે તો આ દૂર થાય આમ કરીએ તો દુનિયાની બધી તાકાત કરતા આપણી તાકાત વધી જાય. ઋષિમુનિઓએ કહ્યુ છે કે ' તુ આત્મા માટે બધી પ્રવૃત્તિ કર ' અને આત્મા તો જીવમાત્રમા છે એ બધાની નિ સ્વાર્થભાવે સેવા કરવી તે આત્મસેવા જ છે આવી તાલીમ આપવાની જરૂર છે . ભગત એટલે જગતને બેટરી (પ્રકાશ) આપી શકે તે નિષ્ક્રિય હોય તે ભક્ત નથી સતને માટે બીજાને સારુ માથુ મૂકે તેવા ભકતો પેદા કરવાની જરૂર છે એ કોણ કરશે ? ધર્મગુરુઓ કે સમાજ ? તમે માનો છો કે સાધુઓ અમને દોરશે, પણ સાધુઓ એમ માને છે કે સમાજને રુચે તેવું નહી કરીએ તો રોટલો નહી મળે ખેડૂતો, ગોવાળો કે મજૂરો બધા ય કામ તો કરે છે પણ તેઓમા ભક્તિ નથી, વેઠ છે આનો એક જ ઉપાય છે કે દરેક વાતમા નીતિ આવવી જોઇએ, અને નિવૃત્તિ સાથે પ્રવૃત્તિ અને પ્રવૃત્તિ સાથે ભક્તિ ભળવી જોઈએ

—વિશ્વવાત્સલ્ય ' પ્રવાસનોધ ' તા ૧૬-૬-૫૬.

## ધર્મસંપ્રદાયો માટે તેજસ્વી માર્ગ

ભારતસરકાર પાસે આજના સાંપ્રદાયિક સંતોની એક સમિતિ રચવાનો અનુરોધ કરતો એક ઠરાવ પરિષદે (સર્વધર્મપરિષદે) પસાર કર્યો, તે એનું જીવતું જાગતું દુઃખદ પ્રમાણ છે. ખુદ ધર્મસંપ્રદાયો પણ સરકાર પાસે પોતાને માન્ય કરાવવાનો પ્રયત્ન કરે ત્યારે તેમનું રહ્યુંસહ્યું ધર્મતેજ પણ સરકાર આગળ નમી જવાનું. ખરી વાત એ છે કે વિરાટ પ્રજા આગળ પોતાને સર્વમાન્ય કરાવવાની ત્રેવડ ધર્મસંપ્રદાયોમાં નથી રહેતી, ત્યારે જ આવી માગણી થતી હોય છે. હું તો એ અપેક્ષા રાખું છું કે બધા જ ધર્મસંપ્રદાયો આમજનતાના ચોગાનમાં જઈ પોતાના અને જનતાના સાચા ધર્મતેજને વધારે. પંડિત જવાહરલાલ ધર્મસંપ્રદાયોના તખતાના આશ્રય વગર પણ જો દુનિયાના ચોગાનમાં જઈ ભારતનું ધર્મતેજ વધારી શકે તો જે ધર્મસંપ્રદાયોનો ભૂતકાળ ગૌરવપૂર્ણ છે, તે તખતા ઉપરથી કેટલું વધુ થઈ શકે? પરંતુ તે માટે લુખ્ખી વાણી આજે નહીં ચાલી શકે, જીવંત અને આમૂલાગ્ર જનતાજન્ય અનુભવ અને સ્વગુણવિકાસ બન્નેય જોઈશે. આ સ્થિતિ આજે ભલે ન હોય તે પામવા માટે સબળા પ્રયત્નો હોવા જોઈએ, થવા જોઈએ.

–વિશ્વવાત્સલ્ય (મુંબઈમાં વિવિધસંપ્રદાયીઓનું મિલન) તા. ૧–૧૨–૫૪

## ફરજ અને ધર્મનો અર્થભેદ અને ધર્મજીવીઓનું કર્તવ્ય

(પ્ર) 'ફરજ' અને ધર્મ' બન્નેને ઘણા ઉચ્ચ ગણાતા કાર્યકરો એક માનતા હોય છે, તો એ બંને વચ્ચેનો અર્થભેદ શો?

(ઉ) ફરજનો સંબંધ ખાસ તો સમાજના અંગ તરીકે જીવતી વ્યક્તિએ કેમ વર્તવું, એટલું જ બતાવે છે. એ સમાજમાં પણ મુખ્યપણે તો માનવસમાજ જ આવે છે. ધર્મશબ્દ ઠેઠ જગતના સર્વ જીવો સુધીની ફરજ બતાવે છે, એટલું જ નહિ પણ મુખ્યપણે ઊંડાણના સત્યને સામે રાખીને આત્મવિકાસ અને જગતવિકાસ બંનેની સમતુલા

સમજવાનાં પણ શોભે છે. આપણે ત્યાં ભૌતિકવાદનો જે સાહિત્ય-ધારા ચાલેલી છે તથા ધર્મક્ષેત્રે પડેલા સાર્વભૌમ ધર્મશબ્દનો સાચો અર્થ જીવન વ્યવહારમાંથી વિસારી દીધો છે અને તેથી ધર્મને ઓઠે જે અંધશ્રદ્ધા અને અનિષ્ટો આજે પાંગરી ગયાં છે તેને લીધે માનવ-સમાજ પ્રત્યેની પોતાની સ્વાભાવિક સામાન્ય ફરજ પણ ચુકાઈ ગઈ છે, એટલે ધર્મક્ષેત્રે જુદા ફરજશબ્દની જરૂરિયાત તો આજે ઊભી થઈ જ છે. એમ જ્યાં ફરજ પાછળથી ઉપર કહ્યું તેટલા વિશાળ અને ખરા અર્થમાં ફરજનું ધર્મ સાથે સંધાન નહીં હોય, તો આ દેશ આજની દુનિયાને આધ્યાત્મિક માર્ગદર્શન આપવામા સફળ થવાનો જ નથી, તે યાદ રાખવુ જોઈએ ફરજ ખાબોચિયુ છે તો ધર્મ કાયમ વહેતો મીઠો અમૃતઝરો છે અમૃતઝરા સાથે જો ખાબોચિયાનુ સંધાન હશે તો જ તેનુ કાયમી મૂલ્ય છે નહી તો ચુકાઇને સાફ થઈ જશે અમૃતઝરો તો આખી દુનિયા પીએ તોય કદી ખૂટવાનો નથી માત્ર એ ઝરાને પામીને, પછી દેખાડનાર સાચા ધર્મજીવીઓ આ દુનિયામા પેદા થવા જોઇશે, એ તો ખરુ જ.

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા ૧૬–૯–૫૪

## આજનો સાંપ્રદાયિક ધર્મ ઉપલક દેખાય છે

સંપ્રદાયોદ્વારા પળાતો ધર્મ વ્યક્તિને ચોખ્ખી કરવાનુ કામ કરે છે અને એ રીતે વધતા વધતા તે અમુક સમાજ સુધી પહોચે છે પણ છેલ્લે તો તે સમગ્ર સમાજ અને જગત સુધી પહોચવો જોઇએ છેલ્લાકાળમા પરિસ્થિતિ બદલાઇ ગઈ છે ધર્મ ઉપલક દેખાય છે પણ આંતરિક ધર્મ દેખાતો નથી આમ તો તત્ત્વજ્ઞાનની વાતો ઠેઠ જગલથી મહેલ સુધી પહોચી છે, પણ જીવનમા તાણાવાણાની જેમ દેખાતી નથી ધર્મિષ્ઠ ગણાતો માણસ પણ આજે તો જે ઘરેડમા સમાજ ચાલતો હોય છે, એજ પ્રવાહમા ભળી જાય છે

—વિશ્વવાત્સલ્ય 'પ્રવાસનોંધ'

## ધર્મક્ષેત્રના આર્યદ્રષ્ટાઓ ચેતે !

જે ધર્મ 'આત્મવત સર્વભૂતેષુ' અને 'પવિત્રીક્રિયતે યેન તત્ પુણ્ય' જેવા ભવ્ય સૂત્રો શીખવ્યા કરે છે, તે જ શીખનાર કે શીખવનારના જીવનમા જો કશો ફેરફાર ન થતો હોય તો ધર્મક્ષેત્રના આર્યદ્રષ્ટાઓએ પણ હવે ચેતવુ જ જોઈએ નહી તો 'મૈ શરાબ પીતા હૂ મગર મેરા ચોકા ડિમડિમ છીને નહી દેતા' જેવા પ્રત્યક્ષ કિસ્સાઓ ઠેર ઠેર બન્યે જવાના મોઢામા ને મનમા ઈરાદાપૂર્વક નાપાક ચીજ રેડનાર અગરને ગગાજળમા રોજ નવડાવતો હોય, તોય તે પવિત્ર નથી, ધર્મિષ્ઠ નથી, આ નગદ સત્યને સમજી સાચા ધર્મિકો અને નાગરિકોએ પોતાનુ કાર્યક્ષેત્ર કેટલુ વિશાળ છે તે સમજી અમલમા લાવવુ જ રહ્યુ

—વિશ્વવાત્સલ્ય તા ૧-૩-૫૪

## સમયધર્મ ઓળખી સાધુજીવનચર્યામાં પલટો કરો

પાચ મહાવ્રતો એ મૂળગુણ કહેવાય છે તે જ આત્મોન્નતિના સાચા સાધન છે બાકીની ઇતર ક્રિયાઓ ઉત્તરગુણો કહેવાય છે અને તે મૂળગુણની પુષ્ટિ માટે યોજાયેલી છે

મૂળ ધ્યેય કર્મબંધનથી મુક્ત થવુ કે મુક્તિ મેળવવી છે અને તે માર્ગે જવાના મૂળભૂત તત્ત્વોનો કોઈપણ કાળે, કોઈપણ સમયે, કોઈપણ સ્થિતિમા પલટો થઈ શકે નહીં તે સત્ય તો ત્રિકાલાબાધિત હોય છે, તેને કોઈપણ પલટાવી શકે જ નહિ પરતુ ઉત્તરગુણો અને ક્રિયાના વિધિવિધાનોમા કાળ કે સમયપ્રમાણે પલટા થયા છે અને થવાના સમયધર્મનો સાદ સાભળ્યા વિના ગતિ કર્યા કરવામા ભય અને હાનિ રહેલા છે સમયધર્મને ઓળખી સરળમાર્ગેથી કેવળ આત્મલક્ષ્ય રાખી ચાલવામા સત્યની, ધર્મની અને શાસનની રક્ષા સમાયેલી છે

આજથી ૨૫૦૦ વર્ષ પહેલા ભગવાન મહાવીરના સમયની આ

વાત જ ભગવાન મહાવીરે સમાજમાનસને ઓળખી આત્મજીવનની ચર્ચામાં મહાન પગલું ભર્યું હતું. પૂર્વથી ચાલી આવતી પાર્શ્વનાથની પરંપરા ફેરવતાં જનતાને વાણી ગમી હતી અને કડક વિધિવિધાનો સ્થાપી જૈન-શાસનનો પુનરુદ્ધાર કર્યો હતો. સમયધર્મને ઓળખવાથી જૈનશાસનની મંગળધ્વજા તે સમયના વૈદિક અને બૌદ્ધ શાસનના શિર પર ફરકવા લાગી હતી.

—ઉત્તરાધ્યયનસૂત્ર, 'નોંધ' પા ૧૯૭

## શ્રમણવર્ગ અને શ્રાવકસમૂહ સમયધર્મને ઓળખે

સમયધર્મ એટલે આ કાળે આ સમયે આ સ્થિતિમા શાસનની ઉન્નતિ શી રીતે થાય? તેની હૃદયસ્પર્શી વિચારણાપૂર્વક ઉન્નતિ કરવી. એ અબાધિત સત્ય છે તે પલટી શકે જ નહિ, પણ શાથી કરવી તે સાધનિક સમયધર્મના હાથમા છે તેમા પરિવર્તન સંભવિત છે સમયની હાકલ સૌ કોઇને માટે છે સમાજ સમયધર્મથી સંકળાયેલો છે શ્રમણ-વર્ગ અને શ્રાવકસમૂહ એ બધા સમાજના અંગો સત્યને ઓળખી સંગીન પુરુષાર્થ કરે અને સુવ્યવસ્થિત રહી જૈનશાસનની ઉન્નતિ કરે તે જ અભીષ્ટ છે

—ઉત્તરાધ્યયન 'નોંધ' પા ૨૧૫

## યુગાનુસારી પરિવર્તન ધર્મસંસ્કરણ સૂચવે છે

ભગવાન મહાવીરનુ જીવન જુઓ કે એમનુ સંઘ–(તીર્થ) બંધારણ તપાસો પૂર્વકરતા અનેકરીતે પરિવર્તન દેખાશે જૈનસંસ્કૃતિનુ મુખ્ય ધ્યેય ત્યાગ છે છતા એ (મહાવીર) પોતે આદર્શ ગૃહસ્થજીવન જીવી બતાવે છે ચાતુર્યામની પરંપરાને બદલી તે પાંચ મહાવ્રતોની સ્થાપના કરે છે, વસ્ત્રધારણમા પરિવર્તન કરે છે શ્રમણસંસ્થાના નિયમો ય નવીન રીતે ઘડે છે એવી તો નાનીમોટી અનેક ક્રિયાઓમા પરિવર્તન કરે છે, એ વાત કેશીગૌતમીય સંવાદમાં સ્પષ્ટ આપી

અને સમાચારોથી જાણું મળ્યા જ કરે છે. જૈન વિશ્વના કૂટ પ્રશ્નોમાં આપણી અહિંસા, સત્યાર્થ અને અપરિગ્રહ તેમજ સ્યાદ્વાદની શુદ્ધ સાધનાઓવાળી ગતિઓથી બળ ન લાગે તો ધર્મની મહત્તા કેટલી (શેષ) રહી જાય છે? જૈનધર્મે માત્ર વ્યક્તિશુદ્ધિનો જ વિચાર નથી કર્યો, એણે અને બૌદ્ધધર્મે વ્યક્તિશુદ્ધિની સાથે સમાજશુદ્ધિ સાંકળી છે, એજ માટે મન મોટી વિશેષતા છે. અલબત્ત, બૌદ્ધધર્મ વધુ પડતો લોકસંગમાં પડ્યો અને તેથી વ્યાપકશુદ્ધિનો લાભ તે ધર્મને સારી પેઠે મળ્યો બુદ્ધ લાઈટ ઓફ એશિયાનું ગૌરવ પામ્યા અને ચોમેર એ ધર્મીઓની સંખ્યા વિસ્તરી રહી, પણ વ્યક્તિશુદ્ધિ ગૌણ બનવા પામી, જેને પરિણામે સંખ્યાવૃદ્ધિના પ્રમાણમાં ગુણવત્તા ન વધી શકી જૈનસંપ્રદાયોમાં એથી ઊલટું થયું વ્યક્તિશુદ્ધિમાં તેઓ ખૂબ આગળ વધ્યા, પરંતુ વ્યાપકતા ન વધી અને અંદરઅંદરના નાના વર્તુળો અને રૂઢ થયેલા જડતાપ્રધાન ક્રિયાકાંડોની જેલમાં પુરાઇ રહ્યા આજે હવે જૈનસંપ્રદાયોએ વ્યાપક પ્રશ્નો ઉપાડી લેવાની ઘણી જરૂર છે। સામુદાયિક રીતે તેરાપંથી–આચાર્ય તુલસીએ આ દિશાની પહેલ કરી છે ખરી, પણ પોતાનો સંપ્રદાયમોહનો બચકો સાથે રાખીને, એ પહેલ કરી હોય, એમ છાપ ઊઠે છે જો આ છાપ સારી હશે તો, એકલો પ્રચાર ચાહે તેવા ખર્ચ પછી પણ એ સંપ્રદાયને સરવાળે ભારે પડશે અને કાંતો આચાર્ય તુલસીને પોતાને પોતાના સમુદાયથી અળગા થવું પડશે તેરાપંથીસંપ્રદાયની એકતા આજે જે રીતની છે તે મારા મતે કદી અનુકરણીય નથી, આ વિશ્વના લોકશાહીયુગમાં વિચાર-સ્વાતંત્ર્ય અને વાણીસ્વાતંત્ર્ય ઉપર તાળાં મારીને એક નેજા નીચે સાધુ-સાધ્વીઓને માત્ર સ્થૂળ નિયમોથી બાંધવામાં કઠોર સરમુખત્યારી હોવાનો પૂરતો સંભવ છે રાજકીય ક્ષેત્રની સરમુખત્યારીઓ કરતાં ધાર્મિક ક્ષેત્રોની આવી સરમુખત્યારીઓ વધુ ભયજનક હોય છે. આનું એક પરિણામ એ પણ આવે છે કે દંભ અને છુપા અનાચારો વધી પડે છે। આટલી ટૂંક પ્રસ્તાવના વાંચ્યા વિચાર્યા પછી 'વાંકાનેર જૈન સ્થા.

સાધુસંમેલન' પરની વિચારણાની નોંધ આપ સૌ આ દૃષ્ટિએ જોશો તો તેમાં પૂરતું તથ્ય જણાયા વિના નહિ રહે, એમ હું માનું છું થોડાક પ્રશ્નોની નીચેની વાતો મંજૂર (આજે કે કાલે) રાખ્યા વિના છૂટકો નહિ થાય –(૧) આત્મા એક અને જીવ અનેક માન્ય છે? યોગીશ્વર આનંદઘનજી મનું 'ભાજનભેદ કહાવત નાના એક મૃત્તિકારૂપ રી' માન્ય છે? (૨) જો એ માન્ય હોય તો કમમાં કમ જૈનસાધુવર્ગ અને શ્રાવકવર્ગ એક નૌકાના બેસારુ જોઈશે જ ને? એ જો માન્ય હોય તો જે શ્રાવક-વર્ગ સત્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહમાં સામુદાયિક નિયમન સ્વેચ્છાએ ન સ્વીકારતો હોય, ત્યાંલગી સાધુવર્ગ ઉપર તેની પકડ ક્યાં લગી રહેવાની છે? એટલે કાં તો શ્રાવકવર્ગે સ્વૈચ્છિક નિયમનો ઊભાં કરવાં પડશે અને કાં તો નીડર સર્વલક્ષી અને નિઃસ્પૃહી સાધુઓને સમાજે ગુમાવવા પડશે (૪) સેંકડો માણસો સાંભળી શકે તેમ જ કરવું હોય તો તેવાં પ્રવચનો બંધ કરવાં પડશે અથવા વીજળીનો ઉપયોગ અનિવાર્ય ગણવો પડશે (૫) જો શ્રાવકવર્ગને આવવાની છૂટ હશે તો શ્રાવિકા-વર્ગને પણ આવવા દેવાની છૂટ માન્ય રાખવી જ પડશે, નહીં તો એ અન્યાયને શ્રાવિકાવર્ગ હવે સાંખી રહેવાનો નથી, એ ભૂલવું ન ઘટે (૬) સાધ્વી કરતાં સાધુ ઊંચા છે, એ ભૂતકાળનો ભ્રમ ભૂલવો પડશે અને ભૂતકાળની એ ભ્રમમાન્યતાના સાચા પ્રાયશ્ચિત્તરૂપે સાધ્વીવર્ગનું મહત્વ પણ સ્થાપવું પડશે

આ બધી વાતો જૈનાચાર્યપરંપરા અને જૈનઆગમોને પૂરે પૂરી અનુકૂળ છે જ છતાંય યુગાનુકૂળ વિશેષતાઓ મૌલિક જૈનત્વને આંચ ન આવે તે રીતે અપનાવવી જ પડશે મહાવીરસભામાં સાધુ-સાધ્વીઓ, શ્રાવક–શ્રાવિકાઓ ત્યારે ને ત્યારે આવતાં રહેતાં સાધ્વીઓએ તિક્ખુત્તાના પાઠવાળા નમસ્કાર સાધુઓને કર્યાનું ક્યાંય ઉલ્લેખ નથી ને વખતે નાવ હતી, તો નાવનો ઉપયોગ થયો જ છે, આજ રેલ્વે, મોટરનો ઉપયોગ ભલે ન કરાય, કારણ કે ગ્રામ્ય–લોકસંપર્ક તૂટવાનો તેથી ભય છે, પણ વીજળીનો વાણી માટે પણ ઉપયોગ કા

ન ફેલાય' તે વખતે ધ્વનિપ્રવર્ધકોનો અવાજ નહોતો, કારણ કે વ્યવ-સાયો મર્યાદિત હતા, આજે ધ્વનિપ્રવર્ધકો વિના ગ્રામ્ય આમ જનતાને (કે જે દેશના પંચાણું ટકા છે તેને) પહોંચાશે જ નહિ વળી મકાન અલબત્ત, જ્યા લાઉડસ્પીકર વિના ચાલે, ત્યા ચલાવવાનો આગ્રહ તો કોઈ જ રાખે 'મહાગુજરાતના સાધુવર્ગ'ને ક્રાતિ ઝીલવામા અગ્રેસર એટલા માટે માન્યો છે કે એ પ્રદેશમા નવુ ઝીલ-વાની કુદરતી તાકાત છે. લોકાશાહને મહાગુજરાતે આપ્યા, લવજી ઋષિ, ધર્મસિંહજી અને ધર્મદાસજી પણ એણે જ આપ્યા. એટલે ધર્મક્રાતિના માર્ગમા સુનંદા શ્રાવક ભાઈબહેનો અને સુનદા સાધુ-સાધ્વીઓ આગળથી પગરણ માડે! મને ખાતરી છે કે આજે તો જૈનયુવાનોના માનસ એટલા તૈયાર થઈ ગયા છે, કે જૈનસમાજ આપમેળે પાછળ દોડ્યો આવશે પણ જો આખા સમાજને સાથે રાખવા માટે ઉપર કહી તેવી મૂળભૂત ધર્મક્રાતિમાં જો પાછળ રહ્યા તો ક્રાતિપ્રિય-માનવીઓ પણ પાછળ રહી જશે અને આખો સમાજ પણ પાછળ રહી જશે મારા મનની આ સાચી વ્યથાનુ માપ કાઢવામા તમે સહાનુભૂત થશો, એમ માની લાબો પત્ર લખ્યો છે. ગુજરાતેતર પ્રદેશોમાનુ બાવીસસપ્રદાયો દ્વારા સાદડીમા જે એકતાનુ સક્રિય કાર્ય થયાનુ આપ પ્રમાણિકપણે માનો છો, તેના મૂળમાજ મારા મતે મોટી ખામી પડેલી છે! તે એ છે કે એમા પદોની લાલચ તો મુખ્ય-પણે પડી છે! અને નવી ધર્મક્રાતિની કોઈજ વાત નથી માત્ર થાબડ ભાણા છે આ વિષે મારા પર આવતા જુવાન સાધુમિત્રોના તે સંબંધી તથા બીજા પત્રો અને સમાચારોથી આપના અભ્યાસ કરતા વધુ ઊડાણમા હુ માનવા પ્રેરાઉ છુ એટલે જ મારો નિશ્ચિત મત છે છે કે સુનદા ભલે થોડા પણ ઉદાત્તરત્નોને તમારા જેવા ટોચના સ્થા જૈનસમાજના માણસોએ હાર્દિક ટેકો આપી તેમનો રસ્તો વધુ સ્વચ્છ કરી, ધર્મક્રાતિના અભિનવ પ્રયાણ સફળ બનાવવામા ધ્યાન પરોવવું જોઈએ

જ્યા સમાજ જૈનધર્મક્રાતિના કિરણમાથી ફૂટ્યા છે અને સમયાનુસાર તેમા ક્રાતિ ઝીલનારી વ્યક્તિઓ અવિરોધ પાકી છે, ત્યા લગી આપણો બન્નેનો મત એક છે, પરતુ ધર્મપ્રાણ લોકાશાહ પછીથી સામુદાયિક ક્રાતિ નથી જૈનોમા થઈ, નથી તો જૈનસમાજમા થઈ આ વાત મે આચારાગની પ્રસ્તાવનામા જણાવી છે (૧) આનદઘનજી (૨) શ્રીમદ્ રાજચદ્ર અને થોડાઘણા (૩) વાડીલાલ મો શાહ આ ત્રણ પુરુષો ત્યાર બાદ પાક્યા, પરતુ જૈનસમાજે સીધેસીધા સામૂહિક રીતે ન ઝીલ્યા લોકાશાહને, ન ઝીલ્યા બીજા આ ત્રણ પુરુષોને! એજ રીતે લોકાશાહની પૂર્વે થયેલા સમયસારના કર્તા કુદકુદને પણ ન ઝીલ્યા! ખરી વાત જ એ છે કે સામુદાયિક રીતે કદી ક્રાતિ ચાલતી નથી, એમ ઈતિહાસપરપરા કહે છે ક્રાતિ વ્યક્તિગત જ ચાલે છે અને વ્યક્તિઓ જ એ ક્રાતિ કરનારની પાછળ ખેચાય છે. મારી ઈચ્છા હમેશા એ રહી છે કે ક્રાતિ કરનાર વ્યક્તિએ પોતાના સપ્રદાયમાથી કે પોતાના વર્તુળમાથી રાજીનામુ આપવાથી નવો સઘાડો ઊભો થાય છે અને તે નવા સઘાડા તથા જૂના વાડા વચ્ચેના આપસી ઘર્ષણમા શક્તિઓને વેડફવાથી જગતના ચોગાનમા ધર્મવૃદ્ધિ થતી નથી, પણ ધર્મની ગ્લાનિ જ થાય છે જેમ ક્રાતિકાર વ્યક્તિઓને સપ્રદાય છોડવાની જરૂર નથી, તેમ જે સપ્રદાયના કે જે સમાજની તે ક્રાતિકાર વ્યક્તિ હોય, તે સપ્રદાયે કે સમાજે પણ તે તે વ્યક્તિને ઊડાણથી સમજી લેવાની જરૂર છે ભલે આખો સપ્રદાય કે આખો સમાજ ક્રાતિને એકદમ ન ઝીલે, પણ આમ ક્રાતિકાર વ્યક્તિ કે વ્યક્તિઓ સાથે જો મીઠો સબધ રાખે તો નવો વાડો ઊભો ન થાય અને સમાજનુ પણ ધીરુ અને સાચુ પરિવર્તન થયા કરે આવો ક્રાતિપ્રિય સમાજ દુનિયાના પ્રશ્નોમા સાચો માર્ગદર્શક બનવાને લાયક રહી આગળ રહ્યા કરતો હોય છે હવે મૂળ મુદ્દા પર આવુ—જૈનધર્મના મૂળભૂત સિદ્ધાતો કયા ? (૧) વિચારમા સ્યાદ્વાદ (૨) આચારમા અહિંસા ઉપરાત ગણીએ તો સાધુ—આચારના ઉપલા બે સિદ્ધાતોને વ્યવહારમા

મૂકવા માટે પાંચ મહાવ્રત, પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ છે આ મહાવ્રતો એ મૂળવસ્તુ છે અને સમિતિઓ તથા ગુપ્તિઓ તેની જનેતા છે એમ છતાં મહાવ્રતોમાં પણ બ્રહ્મચર્યવ્રત મુખ્ય છે, એ બ્રહ્મચર્યને સાગારવ્રત ગણ્યુ ત્યારબાદ તપોમાં ઉત્તમ બ્રહ્મચર્ય ગણાયું બ્રહ્મચર્ય પણ એટલુ ઉદાત્ત કે સ્થૂળિભદ્રમુનિ કોશાગણિકાને ત્યા રહે તેઓ પણ પૂર્ણ બ્રહ્મચારી ભિક્ષુ ગણાય તથા ભરતચક્રવર્તી સસારમાં રહીને પણ કેવળજ્ઞાન પામી શકે તેવો બ્રહ્મચારી રહી શકે આ બધાનો સાર એ છે કે જૈન એ નામકક્ષા છે, વાડા નથી એમા આતરિક નિર્લેપતાની મુખ્ય વસ્તુ રહેલી છે. ખૂબી તો એ છે આથી જ જૈનસસ્કૃતિમા ગુણ-નિષ્ઠાને જ મહત્ત્વ અપાયું છે, વ્યકિત કરતા સસ્થા અને સસ્થા કરતા ધ્યેયને જ મહત્ત્વ અપાયુ છે

ભાઇશ્રી ! તમો જો જૈનધર્મમા અમુક પ્રકારની વિકૃતિ પેસી ગયેલ છે, એવુ કબૂલો છો અને તેને દૂર કરવાનો માર્ગ આચાર-વિચાર બનેની શુદ્ધિમા રહેલો છે, એમ પણ માનો છો તો પછી આચારવિચારની શુદ્ધિ માટે આમૂલાગ્રપરિવર્તન જરૂરી છે, એમ સ્વીકાર્યા વિના કેમ ચાલશે ? જે ધર્મોના શ્રમણસઘનો પાયો થાભડ-ભાણાનો છે, સૌને સ્થાન આપવાની વાત સ્વીકારવી પડે છે, આમ કદી ક્રાતિ થઇ શકે નહી લોકાશાહનુ પણ આધારસ્થળ સચ્ચાઈ અને ઉદાર સહિષ્ણુતા જ જોઇશે આગળ પેરા ૭ મા તમો તમારા પત્રમા લખો છો કે "રાત્રિ-પ્રવચનમા સ્ત્રીની હાજરીનો પ્રશ્ન વગેરે વ્યાવ-હારિક અને સામાજિક દૃષ્ટિએ વિચારાયેલ છે તેમાથી જે અનિષ્ટો ઉદ્ભવે છે તે પ્રતિ ઉપેક્ષા સેવી શકાય નહી " આમ સમૂહમા આવતી સ્ત્રીઓ અગે પણ જો સાધુઓ પ્રત્યે શકા હોય તો તેવા સાધુઓને સમાજપ્રતિષ્ઠિત સાધુ શી રીતે ગણી શકાય ? આમ તો જે ભય રાત્રે છે તે દિવસે ય કયા નથી ? કદાચ આમ માનીને જ એક મોટો પડદો રાખવાનો રિવાજ મારવાડમા હતો, એવુ સાધુસમેલનમા ગયેલા ત્યારે ત્યા જોયેલુ તમારે સમજવુ [illegible] એ કે હવે આ [illegible] ર ઘણો

પ્રશ્નોમાં આપણી સ્પષ્ટ માર્ગદર્શન ન આપી શકે તો તેવા જૈન શાસ્ત્રોના સિદ્ધાન્તોમાં એ નકામી જ લેખું થશે. તેઓ જૈન શાસ્ત્રોને જૈનેતર વિચારને માટે કામ ગમીવાદી કે સ્થાપિતહિતવાદી પક્ષ પણ ચેતના ભરી જ ગતી જોવા માગે છે અને સાચી ક્રાંતિ તરફ મોં ખગોળ ભૂગોળને પણ એ ચેતના ભરી નવીન સાથે જકડી રાખવા માગે છે. (શ્રીમાન પોપટલાલ સાથે થયેલ પત્રવ્યવહારમાંથી)

— "જૈનપ્રકાશ" તા ૧૦-૨-૫૫

## સાધુસમાજ અને યુગાનુકૂળ ધર્મક્રાંતિ

(પત્રાંશ) "इस समाजमे अभीतक साहसी और विचारक युवक साधुको पचानेकी शक्ति नहीं है। अभीतक इसकी हाजमाशक्ति कमजोर है। मारवाड के साधु तो उसी पुरानी लीक पर चलना और चलाना चाहते है। यद्यपि संघऐक्य हुआ है, परंतु उसकी दीवार मजबूत नहीं है, आचारभिन्नता के कारण आपसमें मनोमालिन्य और गुटबंदी की भावना अभीतक बनी हुई है। इस समाज का कल्याण न मालूम कैसे होगा? रचनात्मक कार्य को तो ये लोग सावद्य प्रवृत्ति समझते हैं।...साधुसमाजकी यह अकर्मण्यता मुझे बहुत खलती है। केवल रुढिवश व्याख्यान दे देना और आहारपानी लाकर कर लेना, क्या यही आत्म कल्याण है? जब कोई भी समाजमें रहता है तो उसे समाज के सुख-दु:ख के प्रश्नो को हाथमें लेना ही पडेगा। एक तरफ तो 'शिवमस्तु सर्वजगत' और 'मित्ती मे सव्वभूएसु' की भावना चलती है, दूसरी तरफ उसके लिये सक्रिय कार्य कुछ नहीं है, यह अटपटा सवाल है! वे युगकी नब्जको नही पहचानते और पुराने जमानेकी भ. महावीर के युगकी बातें करते है, परंतु देखा जाय तो उनके अंदर मानसिक हिंसा कितनी व्याप्त है? जो थोडे बहुत विचारक मुनि हैं, वे भी इसमे रह कर सक्रिय काम करने या प्रवृत्ति करनेसे हिचकिचाते है, क्योंकि उन्होंने पहले अपने अनुयायियोको दूसरी तरहकी यानी निवृत्तिपरक शिक्षा दी

थी, अब वे कोई प्रवृत्ति करते हैं तो उन्हें उनके अनुयायी पतित, शिथिलाचारी और सम्यक्त्वभ्रष्ट घोषित कर देते हैं, इसलिए विचारक मुनि भी अपनी संचित प्रतिष्ठा को खोना नहीं चाहते, भले ही उन्हें समाजरचना के कार्यमें पड़ने से बाद में ज्यादा भी प्रतिष्ठा मिले।"

—એક વિદ્વાન સ્થા. જૈનમુનિ

(ટિપ્પણી) પત્રલેખકે નિખાલસતાથી પોતાના વિચારો કંઈ જ સંકોચ રાખ્યા વિના અહીં પ્રગટ કર્યા છે, તે બદલ હું ધન્યવાદ આપીને સાદડીમાં થયેલા સર્વૈક્ય વિષે આ પહેલાં અભિપ્રાયો જાહેર થયા છે. એ ઐક્યના પાયામાં જ મુખ્ય ભૂલ પડેલી છે, એટલે ફરીથી એને સુધારીને જ આગળ વધવાની મારી સલાહ છે. સાધુઓની એકતામાં નિયમબંધનોની જડતા બાધક બન્યા વિના રહેતી નથી. વ્યક્તિસ્વાતંત્ર્ય પૂરેપૂરું સાચવીને જ એવી એકતા ટકી શકે. સત્યપ્રિયતા અને ઉદારદૃષ્ટિ ઉપર જ એવું ઐક્ય સાચી રીતે બંધાવું જોઈએ. જૈન સમાજના મુનિઓએ હવે થોડુંક સાહસ કરીને પણ આગળ આવવાનો સમય પાકી ગયો છે. એવા સાહસ માટે પણ પ્રતિષ્ઠા–ત્યાગની, નિંદા–સહનની અને ધર્મક્રાંતિની જરૂર છે. કાળે કાળે આવું જૈનસમાજમાં ઓછાવત્તા અંશે થયું જ છે. પૂ. ગાંધીજીએ એવો ધોરી માર્ગ દોર્યો છે કે આવા જૈનમુનિઓ માટે આ ભગીરથ-કામ આજે થોડું સહેલું થઈ ગયાનો જાતઅનુભવ મને થઈ ચૂક્યો છે.

—વિશ્વવાત્સલ્ય 'ટપાલ'ના ૧૬–૧–૫૩

## ધર્મક્રાંતિના પ્રેમીજનોને!

(પત્રાંશ) "आपश्रीने संस्कृत साधुओंके संगठन तथा सक्रिय कार्य करनेके सबबमें लिखा, परन्तु मैं तो ऐसा अनुभव करता हूँ, कि आपश्रीने जैसी क्रान्ति की है, वैसी क्रान्ति करनेवाला कोई भी शिक्षित साधु वर्तमानमें मुझे नहीं दिखता है। सिर्फ समाजको विचार देनेका काम तो फिर भी दो तीन साधु कर रहे हैं, परन्तु उन्हीं

विचारोंको जब आचरणमें लानेका प्रसंग आता है तब तो हिचकिचाते ही हैं। . शुक्षिक्षित साधु ऐसे भी हैं; जो अच्छे लेखक एवं विचारक भी हैं, फिर भी सक्रिय क्रान्ति करनेका साहस नहीं रखते हैं। मालूम होता है जैसे कोई महाभय उन पर सवार है।...अपनी अपनी प्रतिष्ठाका मोह प्रतिदिन बढ़ता जाता है और येन केन प्रकारेण उसीको टिकाये रखनेके लिये ही मानो सारा प्रयत्न हो रहा है।.. मैं तो अपने इतने वर्षो के अनुभव के पश्चात् इसी निष्कर्ष पर आया हूँ कि वर्तमान साधुसंस्था के द्वारा सामूहिकरूपसे समाज या राष्ट्रका किसीभी तरहका हित नहीं हो सकता है, वे अपने आपमें किसी तरह का भी परिवर्तन नहीं करना चाहते हैं। श्रमणसंघकी नौका अपने उसी रुपमें पडी है, कोई विशेष गति या प्रगति नहीं है।"

—એક સુવિદ્વાન જૈનમુનિ

(ટિપ્પણી) અહિંસક ક્રાન્તિની પ્રક્રિયા મૂળે વ્યક્તિથી જ શરૂ થઈ શકે તેવી હોય છે, એટલે સમૂહના સમૂહને શરૂઆતથી જ આવી ક્રાન્તિમા સાથે ચલાવવાની મમતા છોડવી જોઈએ. હુ સતત જે સગઠનની વાત કરુ છુ, તે તો મુખ્યત્વે ગ્રામસગઠનની કરુ છુ કારણ કે અહિંસક ક્રાન્તિનુ વાહન ગામડાઓમાથી જ મળવાનુ છે સાધુઓ અને સેવકો માટે તો મે 'સુસસ્કૃત' વિશેષણ વાપર્યા પછી સગઠન શબ્દ વાપરવાનુ પસદ કર્યુ છે, તે એટલા માટે કે તેમા પણ થોડાક રત્નો તો છે જ માત્ર તેમાથી (ઊડે જઈને) વીણી વીણીને તેમને બહાર લાવી સાકળવા જોઈએ સુસસ્કૃત વિશેષણ માત્ર લેખન, વિચાર-પ્રચાર કે વ્યાખ્યાનને નહી, પણ મુખ્યત્વે ક્રાન્તિપ્રિયતાને સૂચવવાના અર્થમા લેવાવુ ઘટે જેમ હોજરીમા મળ હોય તો સુદર સ્વસ્થ દેખાતુ શરીર પણ બગડેલુ ગણાય, તેમ અગતપ્રતિષ્ઠાનો મોહ વગેરે મળ મનમા ભર્યો હોય ત્યા લગી નિર્ભય અને સ્વચ્છ તદુરસ્ત મનની ક્રાન્તિ થઈ જ ન શકે

મે 'વાકાનેર સાધુસંમેલન' વાળી નોંધમા આ મતલબનુ લખ્યુ "પરસ્પરવિરોધી એવા વિધવિધ મિશ્રણના મણકાઓને એક માળામા ગૂથવાના પ્રયત્નો કરવા કરતા વિચારસહિષ્ણુતામાથી ઊભા થયેલા માનસિક-ઐક્યનુ સગઠન ભલે ટચૂકડુ હોય, તોયે સાર્થક નીવડશે"

માનસિકઐક્ય આજે કદાચ જોવામા આવતુ ન હોય તો પણ સમય અને સજોગોમા પરિવર્તન થવાને કારણે, વિચારસહિષ્ણુતાનુ ઐક્ય આવતી કાલે જરૂર ઉદ્‌ભવશે તેનો પાયો તો નખાઈ ગયેલ છે. એમ તો આપણે સૌએ કબૂલવુ જ જોઈએ

હુ માનુ જ છુ કે શાસ્ત્રોની ચર્ચા નગદ સત્યથી વિરુદ્ધ ન હોઈ શકે પાણીને ખૂબ વલોવવાથી ફીણ ભલે દેખાય, પણ માખણનો પીડા ઊતરતો નથી. ઊતરે ય નહી, તેમ સૌ સૌનો વ્યક્તિગત પ્રતિષ્ઠાનો લોભ પૂરો કરવામા ને થાબડવામા આવે ત્યાલગી આવી સવ-એકતાનો કે શાસ્ત્રીય-માન્યતાઓનો ભ્રમ ભલે ટકી રહેતો લાગે, પણ એમા મૂળભૂત સત્ત્વ કદી આવી જ ન શકે આજની સાધુસસ્થા આવી રીતે આખીને આખી અકબધ રાખીને ધર્મક્રાતિ કરવામા માનનારાઓને આ પત્રલેખક મુનિજીએ અનેક વર્ષોના ઊડા અનુભવ પછી ચેતવી દીધા છે ! અને તે યથાર્થ છે આથી મારી તો જૈનસમાજના મુખ્યત્વે ત્રણે ફિરકાઓને વિનતિ છે કે તેઓ ઉક્ત પત્રલેખકના હૃદયોદ્‌ગાર પર ફરીફરીને વિચારે ! વળી પત્રલેખક તો સપ્રદાયમોહનો ભચકા સાથે રાખીને ફરનારા મોટા લેખાતા ધર્મપ્રચારકોને પણ ચેતવ્યા છે અને મૂળભૂત પરિવર્તન વિના ધર્મક્રાન્તિની અશક્યતા પણ સ્પષ્ટ દર્શાવી દીધી છે જેમ આ વાત અહી મુખ્યત્વે જૈનસ્થાનકવાસી-સમાજના વર્ધમાનશ્રમણસઘને લાગુ પાડી છે તેમ જૈન દિગબર-સમાજ અને મૂર્તિપૂજક જૈનસમાજના સઘોને પણ આ વાત લાગુ પડે જ છે

ખુદ ભગવાનમહાવીર અને ભગવાનબુદ્ધને જોઈએ તો પ્રથમ તેમણે એકલે પગે ધર્મક્રાન્તિના પથમા પ્રયાણ માડ્યુ પછી અલબત્ત,

ગોરા મગધ મળી ગયા તેમાં પણ યાદ રાખવા જેવું છે કે બ્રહ્મસમાજમાંથી થોડાક બ્રાહ્મણો જ તેમને પ્રથમ પ્રથમ મળી શક્યા હતા. દા. ત. ગૌતમ, આનન્દ વગેરે. પરંતુ ધર્મક્રાન્તિનું વિશાળ ક્ષેત્ર તો નારીસમાજ, નીચલા થરો અને ગામડાંઓમાંથી જ ત્યારે પણ તેમને મળી શક્યું હતું આજે પણ ધર્મક્રાન્તિ માટે એ જ ક્ષેત્રો ફરી સંભાળી લેવા પડશે ભગવાન, મહાવીર અને બુદ્ધ તો ધર્મક્રાન્તિકારો ઉપરાંત ધર્મસ્થાપકો પણ હતા જ વળી તે વખતે ધાર્મિકપુરુષોનું સીધું ક્ષેત્ર સામાજિક હતુ, આજે આર્થિક, સામાજિક અને રાજકીય ત્રણે ક્ષેત્રોને ધર્મ સાથે જોડવા પડશે આમાં કોઈ નવી વાત નથી, ગાંધીજીએ એક આદર્શ ધર્મક્રાન્તિકારની અદાથી ચીલાઓ પાડ્યા છે, તે ચીલાઓને થોડાં થોડા મઠારવાનુ અને કેટલાક નવા ચીલાઓ પાડવાનુ કામ ધર્મક્રાન્તિના પ્રેમીજનોએ કરવાનુ છે અને તે ધર્મક્ષેત્રની વ્યાસપીઠો ઉપર રહીને જ કરવાનુ છે.

—વિશ્વવાત્સલ્ય 'ટપાલ' તા ૧–૯–૫૪

## આમૂલાગ્ર પરિવર્તન વિના ક્રાંતિ સંભવિત નથી

હમણા હમણાં સાધુસન્યાસીઓમાં પ્રજાભિમુખ સળવળાટ જાગ્યો છે, તે આશાસ્પદ વસ્તુ છે, એ સંસ્થાના સભ્ય તરીકે મને વધુ હર્ષ થાય છે જૈનસમૂહમા સાડા ચારસો વર્ષ પહેલા આવેલી ધર્મક્રાતિમાથી આ (સ્થાનકવાસી) સપ્રદાય જન્મ્યો આ સપ્રદાયમાં જૈનધર્મના સમન્વયવાદનુ કોઈ એવુ તત્ત્વ પડ્યુ છે કે જેને લીધે સમાજસુધારાની અસર એને થયા વિના રહેતી નથી એમ છતા આજનો આ સંપ્રદાય ધરમૂળથી પરિવર્તન માગે છે .આવતા વૈશાખ માસના આરભમા એ જૈન ફિરકાની સાધુશ્રાવકપરિષદ મારવાડ (સાદડી)મા મળે છે પરિષદ ઉપર સ્થાનિક પ્રજાનો પણ સારો માઠો પ્રભાવ પડી જતો હોય છે. મારવાડમા સાપ્રદાયિક કટ્ટરતા અત્યાર લગી ઠીકઠીક નજરે પડી છે. ધનલોલુપતાવાળી કંજુસાઇ પણ ઓછી નથી રાજશાહી અને મૂડી-

વાડી પકડથી એ પ્રદેશ હજુ ઠીકઠીક ટેવાયેલો જણાય છે છતા ત્યાની ધર્મભક્તિ, એકાગ્રતા, સાદાઈ, ત્યાગ એ બધાનો સદુપયોગ પણ થઈ શકે છે તાજેતરમા આ સમ્પ્રદાયના સાધુઓએ માહોમાહે એકસૂત્રતા લાવવાનો ઠીકઠીક પ્રયત્ન કર્યો છે, પણ એક એમાના જ વિદ્વાન મુનિમહારાજ અનુભવપૂર્ણ દર્દજનક લખે છે—'કોઈને જૂની ઘરેડ મૂકવી નથી, ત્રુટીઓ કાઢવી નથી પરિગ્રહ છોડવો નથી ભોગ દેવાનો કે લાલસા (શિષ્યશિષ્યાઓ વ૦ ની) છોડવાનો કોઈનેય મોખ નથી, (ત્યા માનવતા પણ નથી ત્યા) માનવતા વિના સાધુતા કેમ સાપડે?' આવા આત્મસ્પર્શી મહાન ઉદ્ગારમાથી આ ભાવિ પરિષદને ઘણુ ઘણું મળી રહેશે ભલે કામ થોડુ થાય, પણ પાયાનુ થાય તો સારુ એને માટે મારી વિનતિ આ જાતની છે—એકી સાથે સમુદાય ક્રાંતિક્ષમ થઈ શકતા નથી, માટે આ પરિષદમા તો સર્વધર્મપરિચય વધારવાનો સામાન્ય ઠરાવ પસાર કરી અખિલ-હિંદવ્યાપી આઠથી દશ સાધુઓની એક ક્રાંતિક્ષમ સમિતિ નીમી કાઢવી આ સમિતિ વર્તમાન રાજનીતિજ્ઞો, ધર્મનીતિજ્ઞો, રચનાત્મકકાર્યકર-આગેવાનો, સ્ત્રીસમાજો અને આતરરાષ્ટ્રીય ધર્માભ્યાસકોનો સપર્ક સાધીને એક 'નવ સાધુનિયોજન' પોતાના ફિરકાના મૂળતત્ત્વોને જાળવીને બનાવી કાઢે અને એ 'નવસાધુનિયોજન' ફરીને એ વર્ષે મળનારી પરિષદમા સુધારા વધારા સાથે પસાર કરાવે એ પસાર ન થાય ત્યા લગી નવી દીક્ષાઓ ઉપર અકુશ મૂકે?

સાદડીમા મળેલા બૃહત્ સાધુસમ્મેલનમા આમૂલાગ્ર પરિવર્તન નહી, પણ થાગડથીગડ જે સુધારાની છાપ જરૂર છે આચાર્ય, ઉપાચાર્ય અને મત્રીમડળ બધારણરૂપે ગમી જાય છે, પરતુ એમાના નામો વાચતા દરેકને સ્થાન આપવાના થાબડભાણા દેખાયા વિના રહેતા નથી જેમના વિચારોને પૂર્વપશ્ચિમ જેવુ અતર છે, તેવા નામો એમા સાકળ્યા છે આ બધુ જોતા મને પોતાને લાગે છે કે મૂળ કાચુ છે, કારણ, દિલથી ઊગેલુ નહિ, પણ સયોગોએ લાદેલુ છે ખરી વાત એ

કે જે પાર્ષદોની આગળ જીવનગંગાનો પ્રવાહ નથી અને મૂડી તથા મંદિરોનાં વર્ચસ્ છે ત્યાં લગી આગળ સાધુતાનું તેજ ખીલીને બહાર નહીં આવી શકે; આવશે તો સંપ્રદાય એને પચાવી શકશે નહીં. એથી જ મારી વિનંતિ છે કે જૈન સાધુઓ આપણા દેશ અને દુનિયાના સંયોગોનો વિચાર કરતા થયા છે, તે દરેક વર્તુળોનો અભ્યાસ કરી જે બંધારણ સર્જે તેમાં સંમત થાય તે સાધુસાધ્વીઓ સંઘમાં જોડાય અપરિગ્રહી અને વિશાળ દૃષ્ટિવાળો શ્રાવકસમૂહ તેમાં ભળે અને બાકીના સાધુ–સાધ્વીઓ તથા શ્રાવક–શ્રાવિકાઓ માટે તે માર્ગદર્શક બને ! આજે જ્યારે વિશ્વપ્રશ્નો સાથે ધર્મને જોડવાની સાધુસંન્યાસીઓ માટે અનિવાર્ય ફરજ આવી ઊભી છે અને જૈનસાધુઓ માથે, એના 'અહિંસા પરમો ધર્મ'ના દાવા સાથે વધુ જવાબદારી છે, ત્યારે જગતની ઝડપથી બદલાતી પરિસ્થિતિઓમાં તેમણે જો નક્કર અને કાયમી કામ કરવું હશે તો આમૂલાગ્રપરિવર્તન વિના નહીં ચાલે. થીગડથાગડથી એ ગાડું વચ્ચે જ ક્યાંક ગબડી પડવાનું કે અટકી પડવાનું.

—વિશ્વવાત્સલ્ય તા. ૧–૪–૫૨, ૧–૧૦–૫૨

## સાધુસંન્યાસીઓ માટે નવયુગનો સંદેશ

(પત્રાંશ) આપશ્રી જૈનધર્મના સંન્યાસીમુનિ છો, છતાં સૌમાં ભગવાન એક છે, એમ સત્ય માનનાર છો, એમ ખરેખર લાગવાથી પત્રથી લખું છું. મને લાગે છે કે આજના વિદ્વાન્ સંન્યાસીઓ દરેક ધર્મનો સાચો અભ્યાસ કરી તે જ સત્ય ઉપદેશે તો કેવું સારું?

—એક વૈદિક સંન્યાસીજી

(ટિપ્પણી) સંન્યાસીવર્ગ તરફ મારી મહાન અપેક્ષા વાચકો જાણે છે. આ જે અર્થ–સમાજ–ક્રાંતિની જલદ છતાં શાંત અહિંસક પ્રક્રિયામાં ઘેર ઘેર દીવડા પ્રગટાવવાની જરૂર હોઈ, તેમાં સાચા નિઃસ્પૃહી સાધુઓ અને મરજીવા જનસેવકો જ અગત્યનો ભાગ ભજવશે, એમ માનીને આજે હું મારો એકલવાયો પંથ ૐમૈયાની અને ગુરુજનોની

ચ્યાથી એડી ગયો છુ આજના યુગે "જરૂરિયાતો વધારવાને બદલે જરૂરિયાતો ઘટાડો અને પોતાના ભોગે બીજાને જીવાડો" આવો અમલ જેઓ કરવા માગે છે કે કરે છે તેને સારુ જ્ઞાનનો જમાનો છે, એમા ના નથી બાકી નાતજાત અને સત્તા તથા મજહબ આદિને નામે જેઓ મોહભર્યો અજ્ઞાનમા ઇરાદે બિનઇરાદે ભેદ જન્માવીને રાચે છે, તેઓ તો આ યુગને શેતાનયુગ બનાવવા મડી પડયા છે, તેમ હુ સ્પષ્ટ માનુ છુ 'સૌમા એક ભગવાન છે' એટલુ માનવાથી જ ચાલતુ નથી, પોતાના વ્યવહારમા એ એકતાનો તાળો મેળવવાનો છે આથી જ હુ નાના સરખા માનવજૂથમા પણ આવી જાતનો પ્રયોગ કરી ગયો છુ મારે એ પણ કહેવુ જોઈએ કે વિશ્વમા એક ધર્મ નહી ચાલી શકે, બધા ધર્મોને પોતપોતાને સ્થાને ગોઠવી શકે તેવી સમન્વયરૂપી એકતા જ આજે અસરકારક નીવડશે એટલે જ જગતના સેકડો વર્ષ પહેલાના સાત મહાપુરુષોના પ્રસ્થાપિત ધર્મો દ્વારા વિશ્વ સાથે વાત્સલ્ય સાધવાનો સુપ્રયત્ન થવો ઘટે, એમ માનીને હુ વર્ષોથી ચાલી ગયો છુ પત્રલેખક 'પોતે સમાજને બોજારૂપ સન્યાસી ન હોવાનુ' લખ્યુ છે, તે ઠીક છે જે બ્રહ્મચર્યલક્ષી સયમના અને માલિકીહકના સપૂર્ણ ત્યાગમા દિલપૂર્વક માનીને એ અનુસાર અહોનિશ ચાલે છે અને સમાજને માતા જેવુ હેત આપીને ચલાવે છે, તેવો સન્યાસી કે સેવક ગમે તે સપ્રદાયમા હોય છતા તે પોતાને કે સમાજને ભારરૂપ નથી જ બાકી જેના મૂળચારિત્ર્યમા ક્ષતિ છે અને તે ક્ષતિને ઢાકવા મથે છે, તેવો માણસ ચાહે તેટલુ બાહ્ય તપનુ, બાહ્ય સેવાનુ કે બાહ્યબુદ્ધિનુ પ્રદર્શન કરતો હોય, પણ પોતાને અને સમાજને બોજારૂપ જ છે સાચી વિદ્વત્તાનુ બીજ સાચુ ચારિત્ર્ય છે સાચા ધર્મોબ્યાસનુ મૂળ સાચા ચારિત્રની જિજ્ઞાસા છે

—વિશ્વવાત્સલ્ય 'ટપાલ' તા ૧-૫-૫૪

**નવી દૃષ્ટિ સાથે સાધુસાધ્વીઓ જાગૃત થાય!**

(પત્રાશ) વાત્સલ્ય-શબ્દમય હૃદય મન બનાવુ છુ બીજા

સાધ્વીઓના આપના કાર્યને ..સારી રીતે જુએ છે .આપના વિભાગના ઘણાં સાધ્વીઓને . મળાયું. અમારા ગ્રુપમાં ૮૫ સાધ્વીજીને મળાયું. તેમાંથી યુવાન સાધ્વીઓમાં ઉત્સાહ દેખાય છે. હિંમતનો અભાવ જણાય છે તેઓને સાચી દૃષ્ટિ મળતા હિંમત આવે... ”

—એક જૈનસાધ્વીજી

(ટિપ્પણી) હું વારંવાર કહું છુ. ધર્મ કરતા વિજ્ઞાન અને સૌ કરતા મૂડી આગળ વધી ગઈ છે. પરિણામે માનવ ઉપર શાસન સવાર થઈ ગેડું છે. આ ઊલટી ગંગા હોય ત્યાલગી વિશ્વશાન્તિ કાયમી ન બના શકે ઊંઘતા ધર્મે જાગીને હવે સૌની આગળ પોતે નીકળી જાય તેટલી હદે ઝડપ કરવી પડશે આમ તો બધા ધર્મસંપ્રદાયો પાસે આશા છે પણ જૈનસંપ્રદાયો પ્રત્યે સવિશેષ છે કારણકે જૈનસપ્રદાયોનો આચાર-વિચારના સુમેળવાળો ભૂતકાળ ભવ્ય છે એમની અહિંસાનો પાયો સ્યાદ્વાદ છે. આજે જ્યારે રશિયા જેવા નાસ્તિક લેખાતા દેશો પણ પં જવાહરલાલ ને આટલું મહાન માન આપે છે અને સહઅસ્તિત્વ જેવા સ્યાદ્વાદના સિદ્ધાંતોથી આકર્ષાય છે, ત્યારે જૈનસપ્રદાયોની મોજૂદા જવાબદારી ઘણી વધી જાય છે માટે જો ફિરકાભેદ ટાળીને જૈનસાધ્વીઓ અને સાધુઓ ભરપૂર ચારિત્ર્ય સાથે વિશ્વયોગાનમા આવે તો ઘણુ કામ થઈ શકે સૌ પોતપોતાને સ્થાને રહીને આ કામ કરી શકે. આ પત્રલેખિકા કહે છે તેમ દૃષ્ટિ સાફ કરવી એ સૌથી પ્રથમ અને મહત્ત્વનુ પગલુ છે, એમા શંકા નથી દૃષ્ટિ સાફ થયે બીજી શક્તિઓ આપોઆપ જાગે છે જ

—વિશ્વવાત્સલ્ય ‘ટપાલ’ ૧ જુલાઈ ૫૫.

## જૈનમુનિ અને ગીતા

એક જૈનમુનિ ગીતા પર લખે ત્યારે ‘એ શા સારુ’? એવી જિજ્ઞાસા થાય તે બનવા જોગ છે. કારણ, અનેક ભાષાઓમા અને સખ્યાબંધ હાથે ગીતા પરત્વે લખાયુ છે, છતા જૈનમુનિને હાથે ગીતા

પર લખવામાં આવ્યું આ આવૃત્તિ પહેલી જ છે ત્યારે જૈનસૂત્રોથી ઓળખતા વર્ગમાં અહિંસા, ત્યાગ અને તપનો આત્મા વ્યવહાર શિથિલ જણાય છે, ત્યારે વૈદિક તરીકે ગણાતા વર્ગમાં આચાર-ધર્મ તરીકે સ્નાન તથા ઘી-હોમનો વિધિ જ પ્રધાન મનાય છે, ભક્તિને નામે આત્મશુદ્ધિના તત્ત્વ ઢીલા થઈને મલિન તત્ત્વો જોર પકડે છે, અદ્વૈતવાદ માત્ર વાણી-સ્વાદનો વિષય બની જાય છે, ત્યારે આચારાંગ અને ગીતા-માતાનો સુયોગ અજબ જાગૃતિ લાવે છે

એ (ગીતા) નિવૃત્તિરૂપી નૌકામાં બેઠેલા સંન્યાસીને પ્રવૃત્તિલક્ષનું સુકાન ઠીક કરવા કહે છે, તેમજ પ્રવૃત્તિરૂપી આગમાં પડેલા ગૃહસ્થને નિવૃત્તિ-લક્ષનું તુંબડું આપી ઉગારી લે છે

પ્રવૃત્તિલક્ષી નિવૃત્તિ અને નિવૃત્તિલક્ષી પ્રવૃત્તિ એમ બન્નેનો સમન્વય એજ આત્મકલ્યાણ અને વિશ્વકલ્યાણનો સમન્વય છે સર્વધર્મોનું મધ્યબિંદુ એ છે વિશ્વશાંતિનું અંતિમ સાધન પણ છે

—"જૈનદૃષ્ટિએ ગીતાદર્શન" (પ્રસ્તાવના) પાના નં ૧, ૨, ૩

## સાચા ત્યાગથી જ વિશ્વશાંતિ સંભવિત છે!

ત્યાગ એ જેટલો વ્યક્તિગત આધ્યાત્મિક વિકાસમાં સહાયક છે તેટલો જ સમાજ, રાષ્ટ્ર અને વિશ્વને પણ પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે ઉપકારક થઈ પડે છે

જે સમાજમાં આદર્શ ત્યાગની પૂજા છે તે સમાજ નિઃસ્વાર્થી સંતોષી અને પ્રશાન્ત હોવાનો તેની નિઃસ્વાર્થતા રાષ્ટ્રની પીડાતી પ્રજાને આશ્વાસન આપી શકે અને તેની શાંતિના આંદોલનો વિશ્વમાં શાંતિનો પ્રચાર કરી શકે

આથી જે રાષ્ટ્રમાં ત્યાગની મસ્તી છે ત્યાં સુખનો સાગર સ્વયં ઉભરાવાનો, તે સાગરની લહેરમાં વર્ગોના વૈમનસ્ય લય થવાના અને વિરોધક શક્તિના પ્રચંડ બળો પણ શમી જવાના

પરંતુ જે રાષ્ટ્રની પ્રજામાં ભોગવાસનાનું જ પ્રાધાન્ય છે ત્યાં

કેરામાં મન મેળવા જ્યા ત્યાગ, અશાંતિના, ગૃહક્લેશ ઇત્યાદિ શાંતિના સંકલ્પોનું મમત્વ ત્યાગી આત્મશાંતિનું આવે. કારણ કે પછી અપ નાનું થવાય. સારાંશ કે આદર્શ ત્યાગમાં વિશ્વશાંતિનું મૂળ છે અને ભાગનાનું પોષણ વિશ્વની અશાંતિનું કારણ છે

— દશવૈકાલિક સૂત્ર 'નોંધ' પા ૧૩

## આત્મવિકાસમાં જાતિવાદ બાધક નથી

આત્મવિકાસમા જાતિના બંધન હોતા નથી. ચંડાલ પણ આત્મ-કલ્યાણના માર્ગ આરાધી શકે છે ચાડાલજાતિમા ઉત્પન્ન થનારનુ પણ હૃદય પવિત્ર હોઈ શકે છે હરિકેશ મહામુનિ ચંડાલકુળમા જન્મ્યા છતાં ગુણના ભડાર હતા. પૂર્વના યોગસસ્કાર હોવાથી નિમિત્તવશાત્ વૈરાગ્ય પામી ત્યાગી બન્યા

જાતિનાં વિધાન મદ માટે નથી, વર્ણ–વ્યવસ્થા કર્મપ્રમાણે નિયત થઈ હતી તેમા ઉચ્ચ–નીચતા ભેદોને સ્થાન ન હતુ ! જ્યારથી ઊચ–નીચના ભેદોને સ્થાન મળ્યુ ત્યારથી તે વ્યવસ્થા મટી તિરસ્કાર અને અભિમાનના પુજોમા પલટી ગઈ ભગવાને જાતિવાદના ખડન કર્યા ગુણવાદને સમજાવ્યો અભેદભાવના અમૃત પાયા અને દીન, હીન, પાતત જીવોનો ઉદ્ધાર કર્યો

— ઉત્તરાધ્યયનસૂત્ર 'નોધ' પા ૮૦–૮૧

## જૈનધર્મને જૈનસાધુઓ અને ગૃહસ્થો સંકુચિત ન બનાવે !

આણદજી કલ્યાણજીની પેઢી તરફથી પોતાના વહીવટ તળે ચાલતા જૈનમદિરોમા માનવમાત્રને પ્રવેશ કરવાનો અધિકાર માન્ય રાખતી ઘોષણા કરવામા આવી છે, તેને હુ ઘણી જ આવકારદાયક ગણુ છુ વૈદિક–સપ્રદાયોના વિકાસમાથી બૌદ્ધ અને જૈન બન્ને મુખ્ય સપ્રદાયો હસ્તીમા આવ્યા છે એ બન્નેમા નાતજાતને ઠેકાણે ગુણ-કર્મદ્વારા જ ઉચ્ચનીચપણુ નખવામ આવ્યુ છે તેમાય જનધર્મે તો

પ્રથમથી જ સ્ત્રી શૂદ્રો સુદ્ધાં સર્વને મોક્ષ લગીના સમાન અધિકારો સ્વીકાર્યા છે ગુણ સિવાયની કશાની પૂજા જૈનધર્મને મંજૂર નથી એમ છતાં બીજા સંપ્રદાયોની માઠી અસરથી જૈનસંપ્રદાયો પણ મુક્ત નથી રહી શક્યા તેમાંની એક વાત અસ્પૃશ્યતાની હતી પ્રત્યેક જૈનવિચારકને તે ખટકે તેવી હતી જે વસ્તુ મહર્ષિ દયાનંદ અને ગાંધીજીને સૂઝી તે વસ્તુ સૌથી પહેલી જૈનોને સૂઝવી જોઈતી હતી જૈનસાધુઓની એ પ્રથમ ફરજ હતી કે આ પ્રાચીનકાળથી ચાલી આવેલી પ્રણાલી જૈનોને તેઓ સુઝાડે અને બીજા સંપ્રદાયોના આવી આવી માઠી અસરથી જૈનસંપ્રદાયોને બચાવી લે! દુર્ભાગ્યે તેમાંના બહુ થોડાને આ વસ્તુ સૂઝી હતી જેમને સૂઝી હતી તેઓ પણ સામુદાયિક રીતે આવું મૂઝાડી શક્યા નહોતા તેને બદલે આજે જૈન-શ્રાવકોના પવિત્ર મંદિરોનો વહીવટ કરતી એક મોટી પેઢી જાતે જ આ વસ્તુ સ્વીકારે છે તેથી મોડું થવા છતાં આવી ઘોષણાની કિંમત મારે મન ઘણી મોટી છે અલબત્ત કાયદો તો એમ કહેતો જ હતો. પરંતુ જૈનો હિંદુ નથી એ ઉહાપોહને કારણે ત્યાં કાયદો નિરુપાય પણ કદાચ બની શકત એટલે જ સ્વેચ્છાએ જે થયું તે વધુ આવકારલાયક બને છે હું પોતે સ્પષ્ટપણે માનું છું કે જૈનધર્મ વિશ્વધર્મ છે વૈદિકધર્મ તથા બૌદ્ધધર્મનું વિકસિત રૂપ છે આથી જૈનોમાં માનવમાનવવચ્ચે રોટીબેટીવ્યવહારનો પણ ભેદ ન હોવો જોઈએ. હમણાં મે મુદ્રામાં સાભળ્યું કે નોકારસી જમણ (કે જેમાં નમસ્કારમંત્ર ઉચ્ચારનાર સર્વ કોમો સહભોજન કરી શકે તે) માં ભેદ રખાયો હતો કોઈપણ સાચો જૈન વિચારક આવા ભેદભાવનો વિરોધ કર્યા વિના રહી જ ન શકે માનવમાત્ર માટે જૈનમંદિરપ્રવેશની આ ઘોષણા હવે આવી અનેક દિશામાં ક્રાન્તિકારક ફેરફારો કરવામાં નિમિત્ત રૂપ બનશે એવી હું આશા રાખું છું જૈનોના છાત્રાલયો કે આશ્રમો વિષે પણ નાતજાતના ભેદ વહેલી તકે નાબૂદ થશે એમ પણ માનું છું માટે જ તે દૃષ્ટિએ આ ઘોષણાને ફરી ફરીને આવકારું છું

—વિશ્વવાત્સલ્ય 'પ્રા. નોંધ ૧૬–૪–૫૫

# અસ્પૃશ્યતાનિવારણ અને ધર્મગુરુઓ

મુક્ત ભારતમાં અસ્પૃશ્યતા-નિવારણનો સખત કાયદો અમલમાં કે વડોદરા નરેશ રાજાએ આઝાદી પહેલાં જ મક્કમ સયાજીરાવે કાયદાની દિશામાં નક્કર પગલાં ભરેલાં. પછી તો બાપુ આવ્યા અને એમણે ધર્મભાવદૃષ્ટિથી દેશભરમાં આ દિશાનું જબરું પગલું ભર્યું. મહર્ષિ દયાનંદજીની શુદ્ધિ-પ્રવૃત્તિની એમાં મદદ મળી ખરી, પરંતુ બાપુનો મુખ્ય મુદ્દો તો એ હતો કે, "અસ્પૃશ્યતા એ હિંદુધર્મનું કલક છે" મતલબ કે ધર્મધુરંધરો જ પ્રાયશ્ચિત્તની દૃષ્ટિથી અસ્પૃશ્યતા નિવારે ત્યારે જ અસ્પૃશ્યતા સમૂળગી અને સારી રીતે નીકળી શકે. તાજેતરમાં ગિરનાર જેવા સૌરાષ્ટ્રના યાત્રાધામને આગળેથી પકડેલ જેટલા મહંતોએ ઉપલા મુખ્ય મુદ્દાની નજરે જોતા અસ્પૃશ્યતાનિવારણ અંગે પોતાની સહીઓ સાથે જે મુસદ્દો બહાર પાડયો છે, તે તે ખરે જ પ્રશસા માગી લે છે આ લખાય છે ત્યારે જ સમગ્ર ભારતમાં સર્વધર્મો અને સર્વજાતિઓ વગેરેને લાગુ પડતુ એક માનવભેદનિવારક બિલ લોકસભામા આવી રહ્યુ છે આમા શુદ્ધન્યાયની દૃષ્ટિએ થતા અસહકારોને જડ કાયદો ન ગૂંચવી નાખે તો તો આ ઠીક છે, પણ એકલી અછૂતોની અસ્પૃશ્યતાની દૃષ્ટિએ કહુ તોય મહંતો, પડાઓ, ધર્મગુરુઓ, બ્રાહ્મણો અને મદિરોના ટ્રસ્ટીઓ પ્રાયશ્ચિત્તની લાગણીપૂર્વક અસ્પૃશ્યોને હૈયા સાથે અપનાવે તે જ સાચુ અને સપૂર્ણ ઠીક છે કાયદો તો અનેક રીતે સુયાણી જેવો છે, જ્યારે ધર્મતખતાના ઠેકેદારો સાથે રહેતી આમપ્રજા જણનારી જેવી છે 'જણનારીમા જોર હશે' તો જ સુયાણી મદદરૂપ થનારી છે,' એ હકીકત આ પ્રશ્નને પણ તેટલી જ લાગુ પડે છે, આશા રાખીએ કે ગિરનારના મહંતોની જેમ ધર્મતખતાના કહેવાતા સૌ અધિકારીઓ વેળાસર અસ્પૃશ્યતાનુ પ્રાયશ્ચિત્ત કરી સાચાધર્મમા પડેલા આવા ડાઘા તુરત નિવારી નાખે !

—વિશ્વવાત્સલ્ય 'પ્રા૦ નોંધ' ૧–૪–૫૪

## ધર્મગુરુઓ અને અસ્પૃશ્યતાનો કલંક

(પત્ર) "અહી જૈન સાધ્વીજી બિરાજે છે વિદ્વાન અને અભ્યાસી છે સુદર વ્યાખ્યાન વાચે છે હરિજનવાસની મુલાકાતે અમે તેઓશ્રીને લઇ ગયેલા, ત્યા (તેમણે) પ્રવચન આપ્યુ હતુ, જૈનસઘમા એ અગે ઠીકઠીક ચર્ચાઓ થઇ આવા વિરોધથી તેમની (સાધ્વીજીની) આખ ખુલી ગઈ છે હવે તેમને લાગ્યુ કે બધા કામોમા આ અસ્પૃશ્યતા દૂર કરવાનુ કામ વધુ અગત્યનુ છે આ દિશામા જૈનસિદ્ધાતની દૃષ્ટિએ ઉપયોગી થઇ શકે અને પ્રોત્સાહન આપી શકાય એ રીતે માર્ગદર્શન આપવા વિનતિ છે"

—'મોરબીથી એક સ્થા જૈન યુવક'

(ટિપ્પણી) ઉત્તરાધ્યયનસૂત્રમાના મુનિહરિકેશી તથા સૂક્ષ્મ અહિંસા અને સત્યસિદ્ધાત ખાતર બલિદાન આપનાર મુનિમેતાર્ય એ બન્ને જૈનધર્મના મહાશ્રમણો શ્વપાકકુલમાજ જન્મેલા હતા એ જગજાહેર છે એમ છતા આજનો જૈનસમાજ અસ્પૃશ્યતાનિવારણમા સમાજ તરીકે સક્રિય ભળતો નથી, તેનુ કારણ બીજા સમાજોની તેના પરની માઠી અસર છે

જો કે સ્થાનકવાસી જૈન કૉન્ફરન્સના માનદમત્રી તા ૨૨-૯-૫૪ ના મુબઇથી લખેલા પત્રમા જણાવે છે 'જૈનધર્મમા અસ્પૃશ્યતાને સ્થાન છે જ ક્યા?' આ વાતનુ ઉચ્ચારણ તો આપણી કૉન્ફરન્સે પોતાના અધિવેશનોમા અનેકવાર કરેલ છે, એ આપની જાણમા હશે આનો અર્થ એ થયો કે કાતો અસ્પૃશ્યતામા માનનારા સ્થા જૈનો કૉન્ફરન્સની આ વાતને સ્વીકારતા નથી અને કાંતો કૉન્ફરન્સની આ વાત ઠરાવના કાગળની બહાર વ્યાપકપણે પૂગી નથી તે જે હો, તે હો, પણ નાતજાતના ભેદ જ્યાલગી જૈનધર્મમા નભશે, ત્યા લગી નાની મોટી આભડછેટો દૂર નહિ થઇ શકે સહધર્મીવાત્સલ્યને નામે થતા જમણોમા પણ જૈનો નાતજાતના ભેદ હટાવતા નથી

મનાય છે કે સમાજની રૂઢિઓ તેમ ને તેમ અકબંધ રહ્યા કરે અને તેથી ધર્મને આઘાત પણ થયા કરે. આ સ્થિતિ જૈનધર્મ કે બ્રાહ્મણ સંપ્રદાયો બંને સમાજો જેવા ન જૈનોએ આમેની અસ્પૃશ્યતા જનકલ્યાણ આદર્શોની ગરજ ના ધર્મના માથા કલંક સમી છે. ઘણા કાળથી આજ લગી ધર્મગુરૂઓએ કાં તો એને સાંખી લીધી છે અને કાં તો પંપાળી છે! આ. જૈનધર્મનો કાંટો ધર્મક્રાંતિમાંથી સર્જાયો છે. તે સમાજના સાધુસાધ્વીઓ આ દિશામાં દિલપૂર્વક લાગી પડે તો અસ્પૃશ્યતા-નિવારણની ચળવળને સંગીન ટેકો મળે અને જૈન-ધર્મની શાન પણ વધે એ વિષે શંકાને સ્થાન જ નથી

—વિશ્વવાત્સલ્ય 'ટપાલ' તા ૧૬-૧૧-૫૪

## વિશ્વવાત્સલ્યની વ્યાવહારિક સાધના

વિશ્વવાત્સલ્ય એ વીતરાગનુ પરમ લક્ષણ છે મહાવીરને વિશ્વ-વત્સલ જરૂર કહી શકાય વિશ્વ સાથે વાત્સલ્યનો પ્રયોગ કરવામા પ્રવૃત્તિ સહેજે આવે જ છે એટલે નિવૃત્તિ-માર્ગમા રહેલી શુષ્કતા કે જડતા પેસતી નથી તેમ વાત્સલ્ય સર્વત્ર વર્ષાવવાનુ ધ્યેય હોઇ તેને કોઇ એક વ્યક્તિ, એક પદાર્થ, એક ક્ષેત્ર, એક કાળ કે એક અમુક ભાવ ત્યા બાધી પણ શકતો નથી એટલે નિવૃત્તિ પણ સહેજે સભવે છે. પ્રવૃત્તિ અને નિવૃત્તિ બન્નેનો સમન્વય આ આદર્શમા છે

પ્રેમ તો પતિ-પત્નો વચ્ચેના શરીર સબધમા પણ વપરાય છે. સેવાશબ્દમા કામના કે નામનાનો મોહ ભળી શકે છે વાત્સલ્ય અને તે પણ વિશ્વ સાથેના વાત્સલ્યમા વિકાર, મોહ કે મમતા સ્પર્શી જ શકતા નથી વિશ્વવાત્સલ્યના પથમા જગતના પ્રત્યેક ધર્મ, પ્રત્યેક વ્યક્તિ, પ્રત્યેક પ્રવૃત્તિને સ્થાન હોઇ શકે છે કર્મયોગ, જ્ઞાનયોગ, ભક્તિયોગ એ ત્રણેનો સમન્વય એકજ જીવનમા સાધવો તેનુ નામ છે-વિશ્વવાત્સલ્ય-સાધના વિકાર માત્ર દૂર કરી નમ્રપણે એ સાધના સાધવી જોઇએ "સકલ જગતની બની જનેતા, વત્સલતા સહુમા રેડુ,

એજ ભાવનાના અનુયાયી બનવાનુ મહુને તેડુ !" વિશ્વવાત્સલ્યની સાધના માટે એ ભાવના ખૂબ ઉપયોગી થશે

—સમ્કારપોથી ભા ૩ પા ૩૭

વિશ્વવાત્સલ્ય વિષે મે 'ધર્મદૃષ્ટિએ સમાજરચના'મા ઘણુ કહ્યુ છે માણસ માત્ર 'નકાર'થી નથી જીવી શકતો એના જીવનમા 'હકાર' અને 'નકાર' બન્ને જોઇશે પ્રવૃત્તિ પણ જોઇએ અને નિવૃત્તિ પણ હોવી જોઈએ અન્યાયની સામે સતત લડવુ જોઇએ, પણ પ્રેમથી જગતની સાથે સબધ (અનુબધ) રાખવા છતા નિર્લેપભાવે રહેવુ આ રીતે જોતા માતૃભાવ જ એવો ભાવ છે જેને લઇને જગત પ્રત્યે કર્તવ્યપાલન કરવા છતા અનાસક્ત રહેવાનુ હોય છે શ્રાવકો માટે 'સ્વધર્મીવાત્સલ' બતાવ્યુ છે, જ્યારે વીતરાગતા–પ્રેમી સાધુઓ માટે જગત પ્રત્યે વાત્સલ્ય (વિશ્વવાત્સલ્ય) રાખવાનુ સૂચવ્યુ છે એથી જ એમને 'છકાયાના માતાપિતા' કહ્યા છે છકાયાથી છેટા રહેવુ જેમ નિવૃત્તિમાર્ગ છે, તેમજ છકાયાની સાથે ઓતપ્રોત હોવા છતા તેનાથી અનાસક્ત રહેવુ, એ પ્રવૃત્તિમાર્ગ છે સાધુસન્યાસીઓ માટે મૌલિક વિચારનો પ્રચાર અને સમાજની નૈતિક ચોકી એ બે કામોને હુ અગત્યના ગણુ છુ એટલે તેઓ પ્રત્યક્ષ સક્રિય પ્રવૃત્તિમા ન પડે તો સારુ, એમ હુ માનુ છુ પરતુ આજના યુગે જે નિખાલસ, સાત્વિક સેવાભાવી અને પ્રેમી છે, તેને માટે વાણી અને મનથી આટલા દૂર ગયા વિના છૂટકો નથી છેવટે તો 'ગૃહસ્થલિગસિદ્ધા' જેટલુ જૈનશાસન ઉદાર છે જ અને સાધુવેશમા કોશાગણિકા ને ત્યા સ્થૂળિભદ્ર જેવા મહાસમર્થ મુનિને મોકલવા સુધા તેમના ગુરુ તૈયાર થઇ જાય છે આ બધી વાતો શુ સૂચવે છે ? આપણે આ બધા ઉપર શાતચિત્તે તટસ્થ દૃષ્ટિથી વિચાર કરીને આમાથી મૌલિક તત્ત્વ તારવી લેવુ જોઇએ આધળુ અનુકરણ નહી કરવુ તેમજ પરિવર્તન થઇ જ ન શકે તેવી ખોટી ટેક પણ ન રાખવી

—(એક મુનિને આપેલા પત્રમાથી) કોઠ તા ૧૨–૧૦–૫૦

# વિશ્વવાત્સલ્યના અભિલાષી માટે

આપણે જો વિશ્વવાત્સલ્યના અભિલાષી હોઈએ, વિશ્વવત્સલ-યુગ લાવીએ ઠીક, તો આજથી જ એ ભાવનામય જગતમાંથી એકદા સ્થૂળ જગત બનવાનું જ છે; એ નિષ્ઠા દૃઢ કરીએ આજનું વર્તમાન એજ ભાવિ યુગનું સર્જન.

(૧) વિશ્વ આખું મારી સાથે સંકળાએલું છે, હું એનાથી મોહે અલિપ્ત રહીશ, પ્રેમે લેપાએલો રહીશ.

(૨) હું બ્રહ્મચારી છું. વિકાર મારું સ્વરૂપ નથી

(૩) મનસા, વાચા અને કર્મણા સત્યની સેવા એ મારો જીવનમંત્ર

(૪) બધા ધર્મો મારા જ છે જેમ કાન, નાક, માથું, પગ, હાથ, મારા જ અંગો છે તેમ માટે હું બધા પાસે કામ લઈશ

(૫) મારા જાનમાલ આદિ મારા જ નથી, પણ વિશ્વના સુધ્ધા છે કારણ કે મેં એને વિશ્વમાંથી જ મેળવ્યાં છે હું એનો જવાબદાર ટ્રસ્ટી છું એકલો માલિક નહિ

(૬) क વ્યાજની પ્રથા માનવ-સમાજને બાધક છે હું એ પ્રથાને અવશ્ય તજીશ અને લોકોને છોડાવીશ

ख માનવ સમાજને બાધક એવા વ્યવસાયો નહિ કરું અને બીજાઓને છોડાવીશ

ग જંજાળમય પ્રવૃત્તિ નહિ સેવું પરંતુ લોકકલ્યાણ અને આત્મકલ્યાણ વચ્ચે અબાધક પ્રવૃતિ સેવીશ

(૭) પરનિંદા આત્મશ્લાઘા તજી દઈશ

(૮) કૃત્રિમ સજાવટ નહિ કરું આત્મસૌંદર્યવાન પ્રસન્ન રહીશ

(૯) સંયમના હેતુને લક્ષમાં રાખી, અન્ન, જળ, ફળાદિ લઈશ કેફી વસ્તુ, મદ્ય, માંસ, જુગાર યા ચોરી, વિષયાશકિત એ સામે હું દૃષ્ટિ માંડીશ નહિ

(૧૦) क ખાવામાં, પીવામાં, ચાલવામાં, બોલવામાં, સુવામાં, જાગવામાં સતત ઉપયોગશીલ રહીશ

ख ઉપયોગિતા, નિયમિતતા, વ્યવસ્થિતા માગ સાથી રહેશે
(૧૧) क ગફલતથી આતમભાન ન ચૂકુ તેટલો જાગૃત રહીશ
ख એમ છતા ભૂલ થાય તો માફી માગવા તત્પર રહીશ
ग નમ્ર રહીશ
(૧૨) રાત્રિભોજન અસહજ છે, માટે નહિ લેવુ

— વિશ્વવાત્સલ્ય હસ્તલિખિત તા. ૧-૭-૪૨

## જ્યાં કર્તવ્યપાલન છે, ત્યાજ વાત્સલ્ય છે !

પ્ર આપણા સગા કે સ્વજનો પ્રત્યે વાત્સલ્ય રાખવા જઈએ તો તેમા મોહ, મમતા કે આસક્તિનો ભય રહે છે એમના સુખદુ ખની સ્મૃતિથી આપણને હર્ષશોક થાય છે, તે જ પ્રમાણે એમને આપણા વિષે થાય છે તો સાથે રહી વાત્સલ્ય રેડવાને બદલે દૂરથી અરસપરસની ફરજો બજાવવી નહી સારી ?

ઉ મોહ, મમતા અને આસક્તિનુ ઝેર મુખ્ય હોય ત્યા વાત્સલ્યનુ પીયૂષ ટકી શકે નહી, પણ મોહ, મમતા કે આસક્તિના ભયથી ડરીને વાત્સલ્યને તરછોડાય નહી વાત્સલ્યપાન અને અરસપરસની ફરજો એ એકમેકના પૂરક છે ફરજો જેમ દૂર રહીને પણ બજાવાય તેમ નજીક રહીને પણ બજાવાય આદર્શ શિષ્ય-ગુરુના દાખલાથી આ વધુ સ્પષ્ટ સમજી શકાશે એકલવ્યે દૂર રહીને દ્રોણ ગુરુનુ વાત્સલ્ય પીધુ, અર્જુને સગાથે રહીને પીધુ, પણ કર્તવ્ય વખતે અર્જુનને દ્રોણગુરુ સામે પણ લડવુ પડ્યુ ને લડ્યો ધૃતરાષ્ટ્રના દુર્યોધન પ્રત્યેના સ્નેહમા મમતાએ વધુ જોર કર્યું તો બન્ને જણ કર્તવ્ય ચૂક્યા અને કુળસહાર નોતર્યો જ્યારે રાજા દશરથ અને રામ એ પિતા-પુત્રે સાચુ વાત્સલ્ય પીધુ અને પાયુ, તો છેવટે કર્તવ્યની વેદી પર બન્ને બલિદાન આપીનેય જગ જીતી ગયા ભાઈઓ તરીકે જોઈએ તો લક્ષ્મણજીએ રાઘવની નજીક રહીને વાત્સલ્ય પીધુ અને ભરતે દૂર રહીને પીધુ બન્નેએ પોતપોતાની ફરજો બજાવી વાત્સલ્યની રસગગાજીને નજીકમા

સ્વજનોને પ્રીતિપાત્રનું મન નારાજ થાય પણ કર્તવ્ય ભંગ કરીને નહીં તે જ રીતે દૂર રહેવાને કારણે અભિમાન વધુ થતું હોય તો સંગાથે રહેવાનો આગ્રહ ન રાખવો જોઈએ દૂર રહીને કર્તવ્યાનંદ લૂંટવા જોઈએ ક્યાંક દૂર રહેવું ધર્મ હોય. ક્યાંક નજીક રહેવું ધર્મ્ય હોય સગા સ્વજનો સાથેના વાત્સલ્ય અને કર્તવ્ય વચ્ચે વિસંવાદ ઊભો થાય ત્યાં કર્તવ્યને મુખ્ય પદ અપાય. તો જ તે શુદ્ધ વાત્સલ્ય ગણાય જેમ ડેરીના સંબંધમા ભગતે વલણ લીધું હતું તેમ આમ જોતા કર્તવ્ય એ માથુ છે અને વાત્સલ્ય એ ધડ છે બન્નેનુ જોડાણ અનિવાર્ય છે

વિશ્વવાત્સલ્ય પ્રશ્નોત્તરી તા ૧–૯–૫૧

## વિધેયાત્મક અહિંસા અને જૈન–સાધુસાધ્વીઓ

હમણાં એક યુવાન અને જિજ્ઞાસુ જૈનમુનિ મળ્યા હતા તેમણે પોતાનું મનોમંથન ઠાલવતાં કહ્યું, 'મને એકીસાથે બે વિચારો આવે છે (૧) શ્રી અરવિંદોની સાધના–પ્રણાલીને અનુસરું અથવા (૨) બાપુજીના રચનાત્મકકાર્યમા પડું' તેઓ સ્પષ્ટ નહોતા કરી શકતા પરંતુ મને જણાયું કે નિદાન તેમને બાપુજીના રચનાત્મકકાર્યમા પડવુ હોય, તો એમ પણ લાગતુ હોવુ જોઈએ કે જૈનસાધુના લેબાશવાળો સાધુધર્મ છોડી દેવો જોઈએ ચર્ચા દરમ્યાન તેઓ મને પણ વિનમ્રભાવે કહેવા લાગ્યા, 'જૈનસાધુની વ્રતપ્રતિજ્ઞાને આપની પ્રવૃત્તિઓથી આંચ આવે છે, એમ હુ માનુ છુ. બીજુ તો ઠીક પણ મન, વચન અને કાયાથી હિંસા ન કરવી, ન કરાવવી કે ન એને સમર્થન આપવું, એ વ્રતને તો આપ વફાદાર રહી જ કેમ શકો?" આ મુનિને જેમ લાગે છે તેમ અનેક સાધુઓને લાગતુ હશે, એમ હુ માનુ છુ

આપણે ત્યા સન્યાસની પ્રણાલિકા વર્ણવ્યવસ્થાના કાળ જેટલી પ્રાચીન છે. પરતુ મહાવીર અને બુદ્ધના વખતે એણે બહુ ચોક્કસ અને વ્યવસ્થિત રૂપ લઈ ત્યારના સમાજ ઉપર ખૂબ પ્રભાવ પાડ્યો.

યુક્ત સનાતની એવા શંકરાચાર્ય નૈષ્ઠિક બ્રહ્મચર્ય–આશ્રમમાંથી સીધા જ સંન્યાસ–આશ્રમમાં જઈને ધર્મક્રાન્તિ મચાવે છે, એ હિન્દવ્યાપી આંદોલનનું પ્રમાણ પૂરું પાડે છે.

જૈનધર્મનો શ્રમણવર્ગ સમાજથી તદ્દન અલગ રહી સાધના તરફ વળે છે, એમ છતાં એમાંનો એક પ્રવાહ લોકોના સંપર્કમાં રહી મહાવીરના ચતુર્વિધ (સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા) સંઘને આગળ ચલાવે છે, ત્યારે બીજો પ્રવાહ જંગલમાં રહી નિવૃત્તિ તરફ વધુ પડતો ઢળે છે. બૌદ્ધધર્મનો શ્રમણવર્ગ લોકહિતના પ્રવૃત્તિ તરફ વધુ ઢળે છે. વૈદિકધર્મ તો બ્રાહ્મણ અને આરણ્યક એટલે ગૃહસ્થાશ્રમ અને વાનપ્રસ્થાશ્રમ એવા બે આશ્રમો જ વિશેષ જાળવી ગયા છે.

આમ આખા ભારતના ઇતિહાસ જોતાં સાધુ–સંન્યાસીઓની સમાજ પ્રત્યે વિશિષ્ટ ફરજ છે, એ ખ્યાલ ટકી શક્યો નથી અને સંન્યાસી તેમ જ ગૃહસ્થ વચ્ચેની સંકલના તૂટી પડી છે. ધર્મતત્ત્વ સમજવા સંશોધન માગે છે અને એવા સંશોધનનો વધુમાં વધુ અવકાશ સંન્યાસીવર્ગ પાસે હોવાથી આ બન્ને આશ્રમોના છૂટાછેડાની સાથે જીવન અને ધર્મના પણ છૂટાછેડા થાય તે સ્વાભાવિક જ છે.

ઉપરી જ સ્થિતિને કારણે અહિંસાની વ્યાખ્યામાં તથા કાર્યની બાબતમાં જડતા આવી ગઈ છે. જૈન સાધુસાધ્વીઓ મોટેભાગે અહિંસાના નિષેધાત્મક બાજુ લે છે, એટલે 'હિંસા ન કર' 'ચોરી ન કર' 'જૂઠ ન બોલ' એમ કહે છે, પણ અહિંસા આચર, અસ્તેય વર્ત, સાચું બોલ, એમ ભાગ્યે જ કહે છે. કદાચ વાણીથી કહે છે તો પણ એમને કોઈ એમ પૂછવા જાય કે "માંસાહાર છોડું અને ડુંગળી પ્રસંગોપાત્ત ખાઉં તો? કારણ કે ઈંડાં અને પાપડ બન્નેની રીતે ડુંગળીની અપેક્ષામાં મારી સામે બીજી કોઈ ચીજ દેખાતી નથી." તો માંસાહાર છોડવાનું એ કહેશે, પણ બીજું માર્ગદર્શન કશું જ નહિ આપે. એક કાળ એવો હતો કે આખી શ્રમણસંસ્થા સાથેનો બ્રાહ્મણ-

વર્ગ આવું સ્પષ્ટ માર્ગદર્શન કરાવી શકતો હતો, એટલે શ્રમણોને આવું કહેવાનો ભાગ્યે જ જરૂર પડતી. આ કાળ વિજ્ઞાનની બોલબાલાનો છે સમાજની પરિસ્થિતિ બદલાઈ છે, એટલે ઇચ્છાએ કે અનિચ્છાએ સાધુસાધ્વીઓને વળવું તો પડે જ છે, પરંતુ રખે મને હિંસા થશે ! એ મને પાપ ચોંટી જશે ! એ બ્હીકે એ કાંતો થરથરતાં જવાબ આપે છે અને કાંતો વાતને ઉડાવી દે છે અથવા હાસ્યાસ્પદ સ્થિતિમા મુકાઈ જાય છે.

જૈનશાસ્ત્રો, જૈનગ્રથો અને જૈનાચાર્યોની આચારપરપરા આમ ત્રણ પ્રકારનો સંદર્ભ લઇએ તો યુગેયુગે જૈનધર્મે સ્પષ્ટ કર્ત્તવ્યરાહ ચિંધ્યો છે ધર્મ એ જેમ દીવાદાંડી છે, તેમ અંધારાનો દીપક પણ છે જ સન્યાસ–આશ્રમ એ પણ એક સાધના–માર્ગ છે તે પોતે સાધ્ય નથી, એટલે સન્યાસીઓનો મોટો વર્ગ માત્ર પ્રવૃત્તિના ક્ષેત્રમા પડી જાય તો સમાજની સશુદ્ધિ માટેની એકધારી જ્યોત ઝાખી પડી જવાનો ભય રહે છે, એ ખરુ. પણ આજે તો સ્થિતિ એવી થઈ છે કે કેટલાક વાયુકાયની હિંસાને ભયે બગાસુ ખાવામા પણ અચકાય છે અને રખે પાપ લાગે તે ભયે ન ફાવે તો દભમાર્ગે વળી જાય છે, ત્યારે હવે અહિંસાનુ વિધેયાત્મક સ્વરૂપ વિચારવુ ખાસ જરૂરી બને છે.

પ્રવૃત્તિમાત્રમા હિસા છે અને પ્રવૃત્તિ તો શરીરની સાથે છે જ, આમ સમજી લેવાય તો પ્રવૃત્તિથી દૂર રહેવાને બદલે પ્રવૃત્તિની પાછળ રહેલા દોષનો અને ગુણનો જ વિચાર કરવાનો રહેશે

ફોલ્લીને ફોડવાથી પાપ નહિ પણ ફોલ્લીને પંપાળવાથી પાપ થાય છે તેમ જે સ્થળે સ્પષ્ટ માર્ગદર્શન આપવુ જોઈએ ત્યા બોલવાથી પાપ નહિ પણ મૂગા રહેવાથી પાપ થાય છે આમ પાપ અને પુણ્ય, ધર્મ અને અધર્મ તેમ જ ગૃહસ્થાશ્રમ શ્રેષ્ઠ કે સન્યાસ શ્રેષ્ઠ એ બધી જ બાબતો વિવેક માગી લે છે આથી જ ધર્મની એક વ્યાખ્યા એ પણ છે 'विवेकमयोऽयं' ધર્મ વિવેકમય છે જૈન અને ઇતર ધર્મના સાધુસન્યાસી તથા ધર્મોપદેશકોએ પોતાની પ્રતિજ્ઞામા વિવેક.

ઉમેરવાની આ ટાણે મુખ્ય જરૂર છે

—વિશ્વવાત્સલ્ય તા ૧-૧-૪૯

## જૈનસાધુ અને રચનાત્મક અહિંસા

પ્ર૦ "તીડ અને ગેઝ મારવા એ હિસા ખરી કે નહિ? અને હોય તો આ સરકાર શા માટે મરાવે છે? આપ સરકારને ન મારવાનુ જોરપૂર્વક કેમ નથી કહેતા?"

ઉ આજે દરેક પ્રશ્નને બહુ લાબી દૃષ્ટિથી જોવો જોઈએ ગેઝ કે તીડ મારવા એ હિસા છે, એમા કોઈ પણ ના કહી શકશે નહિ પણ ન મારવુ એવુ જોરપૂર્વક કહીએ તેની સાથે આપણી જવાબદારી પણ ઊભી થાય છે, એ ન ભૂલવુ જોઈએ આજે માત્ર બોલવાથી કે ધન આપવા માત્રથી અહિસા નહિ પાળી શકાય કે નહિ પળાવી શકાય જો જવાબદારી ન લઈએ તો આપણને વિરોધ કરવાનો અધિકાર રહેતો નથી"

પ્ર૦ પછી આપ એમ કહો છો ને કે તીડને મારવા દેવા?

ઉ૦ હુ એક જૈન સાધુ છુ અને પાણીનુ ટીપુય પણ નકામુ ન બગાડવાનુ જે ધર્મ કહેતો હોય, જે ધર્મ પાણીના બિદુમા પણ અસખ્ય જીવ (વિજ્ઞાનપૂર્વક) છે એમ માનતો હોય, તે ધર્મનો નમ્ર અનુયાયી, હુ હિસા કરવાનુ કેમ કહી શકુ? પણ જ્યા સુધી મારી પાસે અનાજ બચે અને તીડો પણ બચે, એવો કોઈ ચોક્કસ ઉપાય ન હોય, કોઈ બતાવી પણ નહિ શકતુ હોય ત્યા સુધી હુ સરકારને કયા બળે પર અટકાવી શકુ? તીડાનો પ્રશ્ન, ગેઝાનો પ્રશ્ન અને વાદરાઓને પ્રશ્ન જુદા જુદા પ્રકારે વિચારવા જેવો છે માત્ર ઈંદ્રિયવિકાસની દૃષ્ટિએ જ નહિ, પણ નવી ઉત્પત્તિ અટકે, જૂનાના નિકાલમા મુખ્યત્વે અહિસાની દૃષ્ટિ રાખી નિકાલ કેમ થાય વગેરે વસ્તુ મને ગભીર વિચારમા મૂકે છે હુ સ્પષ્ટ માર્ગદર્શન પામી શકતો નથી, ત્યા લગી જેમ મારવામા સમતિ નથી આપતો, તેમ ન મારવાનુ પણ ભારપૂર્વક કહેતા સંક-

ચાઉ છુ, તમે પણ શોધનમાં મને મદદ કરો. જુઓ, રોઝનો પ્રશ્ન મારી પાસે આવ્યો ત્યારે મને જે સૂઝ્યો તે રસ્તો મેં બતાવ્યો કે જો રોઝને બચાવવાં હોય તો મહાજનોએ પોતાના વીડોમાં મોટા કમ્પાઉન્ડ ઊભાં કરી નર અને માદાને અલગ અલગ રાખી જિંદગી પર્યંત પાળવા જોઇએ. તેનાથી કામ લેવાય તેવા અખતરા કરવા જોઇએ જોકે આમાં પણ હિંસા તો છે પણ સરવાળે અહિંસા વધારે છે

પાટણમા અમે શ્વાનગૃહ જોયેલુ તેમાં નર અને માદાને રાખવાના સ્થાન જુદાં જુદાં હતા કારણ એ હતું કે એક વખત ગાયકવાડ સરકારે કૂતરાને મારી નાખવાનો હુકમ કરેલો ત્યારે ત્યાના મહાજને કહ્યુ 'આપ ના મારશો અમે રસ્તો કાઢીએ છીએ' આ રીતે એમણે બચાવ્યા પણ હવે પાછા તે ભાઇઓ પણ નિષ્ક્રિય થઈ ગયા છે

હવે તમો સમજી શકશો કે અહિંસાની વાત ભારે ભોગ માગે છે. અહિંસાનો અર્થ માત્ર 'ન મારવુ' એટલો જ થતો નથી પણ 'કેવી રીતે જિવાડવુ' એની જવાબદારી પણ ઊભી કરે છે આજે આપણે જે જાતનુ જીવન જીવતા હોઈએ તેમા કાંઈ પણ ફેરફાર ન કરીએ અને પેલા ઉત્પાદક શ્રમજીવીઓને રોટલાના સાસા પડતા હોય, દેશને અન્નની સખત તંગીની ભીતિ હોય, એવી પરિસ્થિતિમા આપણે જાતે ખેતીમા આત્મીયતા પરોવી અન્નોત્પાદનમાં કિંમતી અને સર્વસ્પર્શી મદદ ન કરીએ ત્યા લગી આપણી અહિંસાની વાત અસરકારક ન બને, એમ હું જોઉ છુ જો સાચો વિરોધ હોય તો અસર કેમ ન પડે? તમે ગૃહસ્થો છો તમારે જમીન મેળવવી અહીં સહેલી છે જાતે કરવાની ટેવ ભલે ન હોય, પણ ખેતી અને ગોપાલનમા મન પરોવો અને પાકને નુકસાન કરતા પ્રાણીઓને બચાવવાનો પ્રત્યક્ષ અનુભવ બતાવો આ હુ નવી વાત નથી કહેતો જૈનસૂત્રોમા આવા શ્રાવકોને જ ઉલ્લેખપાત્ર શ્રમણોપાસક કહ્યા છે આવુ કષ્ટ કરશો તો જ સરકાર અને

પ્રજાને ડરપોક કરી નાખે એ બાબતમાં હું તમારી સાથે જ છું માત્ર, પણ તમારા અક્રિય દળ ઉપર આધાર રાખે છે. સરકાર તો પ્રજાનો પડછાયો છે. પ્રજાના આવા વિરોધને તે ન નકારી શકે. એક દાખલો લઈએ. જુઓ ગામમાં લૂંટારા આવ્યા હોય, આપણે બારણાં બંધ કરી અંદર પૂરી જઈએ અને બહાર ધીંગાણું ચાલતું હોય તેવા વખતે કહીએ કે બિચારાને મારશો ના, તો એ વીરની અહિંસા નહિ કહેવાય, જૈનની અહિંસા પણ નહિ કહેવાય. કાયરની અહિંસા ભલે કહેવાય અને એ વાત કોઈ માને પણ નહિ. એ તો ત્યારે છાતી કાઢીને મોખરે પહોંચો અને જૈનશાસ્ત્રની રચનાત્મક–અહિંસાનો પરચો લૂંટારાને બતાવો અને પછી કહો કે ન મારશો તો તમારી અસર વિદ્યુતવેગે થશે. [જોકે આ બધી વાતો એ ભાઈઓના ગળે ઊતરી નહિ હોય, કારણ કે તેઓ તો નિષેધાત્મક–અહિંસાની અને તેય બિન-રચનાત્મક વસ્તુથી ટેવાયેલા જણાતા હતા. પણ આ વિચાર તેમના કોમળમાનસ પર આઘાત જરૂર આપ્યો. નોંધકાર]

—વિશ્વવાત્સલ્ય 'પ્રવાસ-નોંધ' તા. ૧-૪-૫૧

## અહિંસાના ઉપાસકનો વિવેક

અહિંસા એ ગમે તેવું તોય સાધન છે અને સાધન સર્વકાળે, સર્વસ્થળે, સર્વદ્રવ્યે અને સર્વભાવે એક જ રૂપે હોય તેવું એકાંત નથી. તેથી પ્રથમ તો અહિંસાનું રહસ્ય વિવેકપૂર્વક ઉકેલવું જોઈએ અને પછી આચરણ થવું જોઈએ. તે રહસ્ય ન સમજાય તો અહિંસાના સિદ્ધાંતનું વિકૃત પરિણામ એ રીતે આવે, કે જે હાલ ઘણે સ્થળે દેખાઈ રહ્યું છે. એક તો ધર્મને ઓઠે થતી હિંસારૂપે અને બીજુ ધર્મને ઓઠે ગેરસમજણે થતી અહિંસાના અતિરેકરૂપે. એક તરફ દેવને નામે પશુઓના બલિ અપાય છે, અને બીજી તરફ સૂક્ષ્મ જંતુઓ તરફ દયા હોવાનું બતાવનારાઓ માનવજાત પ્રત્યેની હમદર્દીથી પણ દૂર દેખાય છે. આ બન્નેને સૂક્ષ્મ રીતે અવલોકીએ તો કોઈના વૃત્તિ

અને ક્રિયા બન્નેમાં હિંસા દેખાય છે, તો કોઈની વૃત્તિ કરતાં ક્રિયામાં વધુ હિસા દેખાય છે, અને કોઈની ક્રિયામા કદાચ પ્રત્યક્ષ ન દેખાતી હોય તોયે વૃત્તિમાં હિસા હોય છે, જ્યા અહિસાનુ સાચુ સ્વરૂપ સમજાયુ હોય ત્યા આવી સ્થિતિ ન હોય

સામાન્ય રીતે હિંસા એટલે કોઈ જીવને હણી નાખવુ એટલી જ વ્યાખ્યા મનાય છે, પણ એ પૂર્ણ નથી અને તેથી કોઇ પણ જીવ—પછી તે નાનો હોય કે મોટો હોય તેના ઉપર માલિકી રાખવી, મમત્વ રાખવુ, કબજો ધરાવવો કે તેની લાગણી દૂભવવી એ પણ હિસા જ છે હિસાની આ સમજણ પછી અહિસાની વ્યાખ્યા કેટલી ઉદાર હોય એ સહેજે સમજી શકાય અહિસાનો ઉપાસક મનથી પણ કોઈની લાગણી દૂભવવા ઇચ્છે નહિ પોતાના આશ્રયે રહેલા જીવો પર અત્યાચાર ગુજારે નહિ, અધીન રહેલા નોકર, ચાકર કે પશુઓ પણ પોતાના સમાન સુખ ઇચ્છે છે, તેમનામા ય ચેતનાશકિત છે, પ્રાણતત્વ છે, દેહાદિ સામગ્રી છે, વ્યકત કે અવ્યકત મન શકિત છે, જીવનેચ્છા છે અને સત્યની જિજ્ઞાસા પણ છે એમ સમજી પોતાને તેનો માલિક ન સમજે પણ પાલક, પોષક કે પિતા તરીકે સમજે તેના પર બાળક જેવુ વર્તન રાખે, એ સાચી અહિસા છે

— આચારાગ 'નોધ' પા ૧૧૩–૧૧૪

## અહિંસા જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં હોવી જોઈએ

અહિસાનો જીવનના પ્રત્યેક ક્ષેત્ર સાથે સંબધ છે સાચા અને સનાતન ધર્મનુ પાલન અહિસાની જીવનવ્યાપી આચરણીયતામા છે. આવી અહિસા કે જેનો સબધ પ્રત્યેક કર્મ, મન અને વાણી સાથે છે તે જીવનમા વણાય તો તે દ્વારા કેવળ વ્યકિતનો જ નહિ પણ સમાજ, રાષ્ટ્ર અને વિશ્વનો પણ વિકાસ છે, અને એ સર્વને માટે અનિવાર્ય હોઈ શ્રદ્ધાસ્પદ બનવી ઘટે

કૃત્રિમ વિલાસોમા હિસાની સભાવ્યતા છે, હિસા અને ધર્મ

એકાગ્રાથે હોઇ શકે નહીં બહિર્મુખદૃષ્ટિ આત્મવિકાસનુ આવરણ અને કર્મબધનનુ મૂળ છે એનાથી જ આસક્તિને વેગ મળે છે

અહિંસાના જીવનવણાટની શક્યતા માટે આસક્તિ અને પૂર્વાધ્યાસોથી પર રહેવુ આવશ્યક છે એટલે જાગૃતિથી પ્રવૃત્તિમા અને વૃત્તિમા શુભ સસ્કારો સ્થાપિત કરવાની તક સાપડે છે

— આચારાગ 'નોધ' પાના ૧૨૦

## સાચા સાધુઓ અહિંસાવિધાન લોકભૂમિકા જોઈને કરશે

(પ્ર) સાધુઓ લોકકલ્યાણનો ઉપદેશ આપે છે એ લોકકલ્યાણમા સમાઈ જતા મારા આ પ્રશ્નો છે —(૧) આજે મચ્છરનો ત્રાસ અસહ્ય થઈ ગયો છે તેમાથી બચવા તેનો નાશ કરવાનો સ્પષ્ટ આદેશ આપો તો લોકો એ બાબતની જે બેકાળજી રાખે છે તેને બદલે વધુ કાળજી રાખતા થાય પરિણામે મચ્છરનો ઉપદ્રવ ઓછો થાય અને મેલેરિયાની ભયકર બીમારીમાથી જનતા બચી જાય (૨) ખેતીવાડીને નુકશાન કરતા પ્રાણીઓનો પ્રશ્ન છે ખેતી એ આપણા દેશનો પ્રાણપ્રશ્ન છે, વળી આજે તો કોઈ પણ હિસાબે ઉત્પાદન વધારવાની ખાસ જરૂર છે જો આમ ઉત્પાદન વધારવુ હોય તો એ પ્રાણીઓનો નાશ કેમ ન કરવો? (૩) એક ગામમા પ્લેગ ચાલતો હોય, ઉદર ખૂબ વધી ગયા હોય તો તેવે વખતે સાધુવર્ગ ઉદર મારવાનો સ્પષ્ટ આદેશ કેમ ન આપે?

(ઉ) સાધુઓ લોકકલ્યાણનો ઉપદેશ આપે છે એ લોકકલ્યાણ એકલા માનવદેહનુ જ નહિ પણ પ્રાણીમાત્રનુ કલ્યાણ એમા એકને મારવાની અને બીજાને જીવાડવાની વાત ન હોય હા, એટલુ ખરુ કે માણસ એ વિકસિત પ્રાણી છે એટલે તેની સગવડો અને સાધનસામગ્રી તરફ વધુ ધ્યાન કુદરતી રીતે જ અપાય પણ એથી તો એની જવાબદારી વધારે વધી જાય છે તેની બુદ્ધિનો ઉપયોગ બીજાના વિકાસ માટે હોય, નાશ માટે ના હોય જગત આજે હિંસા

તરફ તો ઘણોજ રહ્યું છે માણસજાતના સુખ માટે અવનવા સાધનો શોધાય છે તેવે વખતે એ બધાને અહિંસા તરફ લઇ જવા માટે કોઇપણ વર્ગ, વ્યક્તિ કે સંસ્થા વિવેકપૂર્ણ અહિંસાની ચોક્કસ દૃષ્ટિ ધરાવતી હોવી જોઇશે. ભારતની સંસ્કૃતિ હમેશાં "જીવો જીવસ્ય રક્ષણ"ની રહી છે

મચ્છરનાશના પ્રયત્નથી તેની જાતિનો સંપૂર્ણ નાશ થઈ શકશે ખરો ? આજે ડી ડી ટી નો ઉપયોગ મોટા પ્રમાણમા થાય છે, છતા તેના ઉપદ્રવથી સંપૂર્ણ બચી શકાયાનુ જાણમાં નથી આ આખુ જગત સભર છે. સોયની અણી જેટલી જગ્યા ખાલી નથી તેમાં કુદરત એટલે કર્મના મહાનિયમ આગળ માનવી શુ કરી શકવાનો એક જીવાતનો નાશ થશે કે પ્રત્યાઘાતરૂપે બીજી અસખ્ય જાતો ઊભી થવાની ક્રિયાની સામે પ્રતિક્રિયા પડી જ છે આને માટે સરસ ઉપાય તો એ છે કે જીવાત ઉત્પન્ન ન થાય તેની સાવચેતી પ્રથમથી જ રાખવી તેનાથી બચવાના સાધનો વાપરવા અને રોગની સામે ટકી રહેવાની શક્તિ અને મનોબળ કેળવવૂ જેટલી મહેનત, નાણા અને સમય જીવાતનો નાશ કરવામા ખર્ચાય છે તેનાથી ઓછુ જીવાત ઉત્પન્ન ન થાય તેની સાવચેતીમા વપરાય તો આ પ્રશ્ન ઘણો સહેલો બની જાય

તમારો બીજો પ્રશ્ન ખેતીવાડીને નુકશાન કરતાં પ્રાણીઓનો છે આજે એક વર્ગ તેનો નાશ કરવામા માને છે, બીજો વર્ગ બચાવવામા માને છે અને ત્રીજો બહુ મોટો વર્ગ છે તે છીછરી દયા બતાવે છે પોતાના ખેતરમાથી હાંકે છે, પરિણામે બીજાના પાકને નુકસાન કરે છે પોતે મારતો નથી પણ કોઇ મારતુ હોય તો એમા નારાજ નથી થતો આ ત્રણે બાબતો સંશોધન માગે છે 'ના મારો' કહેવાથી કામ પૂરું થતુ નથી તેવુ કહેતાની સાથે જ ખેતીવાડીને નુકશાન ન થાય તેવા પ્રયત્નો પણ શરૂ કરી દેવા જોઇએ કાતો એ પ્રાણીઓને પાળવા જોઇએ અને શકય હોય તો ઉપયોગમા લેવાય

તેવી તાલીમ આપવી જોઈએ અથવા તેની સખ્યા કદી વધે નહિ તે માટે નર અને માદાને જુદે જુદે સ્થળે રાખવા માટે સાધનો ઊભા કરવા જોઈએ

જ્યારે પાટણમા સરકારે કૂતરાને મારી નાખવાનો હુકમ કર્યો ત્યારે મહાજને એક રસ્તો કાઢ્યો નર અને માદા માટે જુદે જુદે રાખવાની શ્વાનગૃહમા વ્યવસ્થા ઊભી કરી અને એમ કરી નવી પ્રજા અટકાવવાનો પ્રયોગ કર્યો જો કે આમા બ્રહ્મચર્ય પળાવવાની હિસા તો છે છતાય આ વચલો માર્ગ જ યોગ્ય કહી શકાય જો કે આજે એ બાબતનુ લક્ષ કોઈને રહ્યુ નથી આપણી અહિસા હમેશા પ્રત્યક્ષ હિસા દેખાય ત્યારે જ જાગે છે

ત્રીજી વાત પ્લેગના ઉદરોની છે,—સાચો અહિસક પોતાની જાનને હોમવામા જ ધર્મ માને છે પહેલા તો તે ન થાય તેવા જ પ્રયત્નો કરતો હોય છે પ્લેગની જનેતા ગદકી છે એટલે પહેલેથી જ તે તરફ ધ્યાન આપવુ જોઈએ અહિસક માણસ ઉદરને મારવાની વાત નહિ કરે તેમ ત્યાથી ભાગશે પણ નહિ પોતે મોતની પરવા કર્યા સિવાય પ્લેગના દર્દીઓ વચ્ચે ઘૂમશે તેમની સારવાર કરશે અને કદાચ ગામ ખાલી કરવુ પડે તો તેમા મદદ કરશે આમ છતાય બળાત્કારે બીજાને અહિસા પાળવાનુ તે નહિ કહે કથનમાત્રથી માણસ અહિસક નથી બની જતો તે આત્માનો ગુણ છે એટલે જ્ઞાનપૂર્વકની સમજણથી જ તે આવી શકે

અહિસાનુ વિધાન વ્યક્તિની ભૂમિકા જોઈને વિવેકબુદ્ધિથી ગૌણ કરી શકાય કાયર થતા માણસને સામનો કરવાનુ કહી શકાય પણ એકાગી હિસાનુ વિધાન તો ન જ કરી શકાય એક વખત લાભ દેખાતા કાર્યમા પણ હિસાનુ વિધાન કર્યા પછી જનતાને તેમાથી પાછી વાળવી મુશ્કેલ છે પછી તે ધીમેધીમે તે વ્યક્તિનો સસ્કાર બની રહે છે

—વિશ્વવાત્સલ્ય 'વાર્તાલાપ' તા ૧૫-૮-૪૯

## ધર્મગુરુઓ સમાજને ધર્મની સ્પષ્ટ પ્રેરણા આપે !

(પ્ર) જૈનો, જલકણ, અનાજ, વનસ્પતિ તથા અગ્નિના તણખામા પણ જીવોનો સ્વીકાર કરે છે, તો પછી એક બાજુથી જેમ ઉપવાસો કરવાનુ સીધુ કે આડકતરુ સૂચન જૈનસાધુવર્ગ કરે છે તેમ 'સાહમ્મિવચ્છલ્લ' રૂપે પોતપોતાના જૈન ફિરકાઓને જમણ કરવાનું પણ સૂચન કરે છે (બીજી બધી વાતો કોરે મૂકીએ, તોય) આમા હિસા છે કે નહીં ? સાધનો અને સ્થળો બન્ને અવ્યવહારૂ હોવાથી તેમા જ પાર વગરની જીવહિસા થાય જ છે, તો આમા ધર્મ કયો હોઇ શકે ?

(ઉ) જૈનોની અહિંસાનું છેલ્લું મૂળ અ દરના રાગદ્વેષ રહિતપણા ઉપર આધાર રાખે છે રાગદ્વેપ જે પ્રવૃત્તિથી વધે તે હિ સા અને ઘટે તે અહિંસા આ છે, જૈનોની અહિસા વિષેનુ અ તિમ રહસ્ય પણ માણસનુ અ ત કરણ એટલુ શુદ્ધ ન થયુ હોય, ત્યા લગી બહારની ક્રિયા ઉપરથી હિ સા અહિ સા માપવી પડે, એવા માપમા અ ગત સ્વાર્થ જેટલો ઓછો તેટલી સ્થૂળઅહિ સા જરૂર ગણાય છતા ઉપવાસોમા જેમ વાસનાની તીવ્રતા હોય તો તે અધર્મ બની શકે છે, તે જ રીતે જોતાં સમાજને ઉપયોગી ક્રિયા હોય અને પોતાની વાસના ઓછી થવાનુ તેમાં કારણ મળતુ હોય, તો તેવી ક્રિયામા (સ્થૂળ હિ સા હોવા છતા) ધર્મ પણ હોઈ શકે છે બાકી આજે જૈનલોકોમાં જે જમણવારો થાય છે, તેમા વ્યાપક સમાજને ઉપયોગી થાય તેવુ તત્ત્વ ભાગ્યે જ હોય છે અને વાસના પણ ઘટવાને બદલે વધતી જણાય છે, ત્યાં તે દષ્ટિએ તે જમણવારોમા ધર્મ થવા વિષે શ કા જરૂર રહે આ વાત થઇ તે ઊંડી અને વ્યાપક દષ્ટિથી વાત થઇ

વિશ્વવાત્સલ્ય પ્રશ્નોત્તરી તા ૧-૧૦-૧૪

## ત્રણ કરણ ત્રણ યોગથી હિંસાત્યાગની પ્રતિજ્ઞા અને જૈનસાધુસાધ્વીઓ

પ્ર૦ અમે બન્ને જૈનશ્રમણ છીએ જૈનના આજના ફિર-

સાધુઓ પૈકીના ક્રાન્તિપ્રિય ફિરકામાં દીક્ષિત થયા છીએ જૈનદીક્ષા છોડ-
વાનો કે એમાં ક્યાંયે ઢીલા પડવાનો અમારો ઇરાદો નથી સાથોસાથ
વિશ્વમાં ભારતવર્ષે શાંતિનો જે ઝંડો લીધો છે, તેમાં આજે સાચા
જૈનશ્રમણોએ હવે ચોથી મોખરે રહેવું જોઈએ, એ આપની વાત
અમારે ગળે બરાબર ઉતરી ગઈ છે આપના વિચાર, વાણી અને વર્તન
અમને પૂરેપૂરા ગમે છે, પણ એક જ વિમાસણ રહે છે કે મન, વચન
તથા કાયાએ હિંસા ન કરવી, હિંસા ન કરાવવી અને હિંસાને
ન ઉત્તેજવી, તેવા નવપ્રકારની જૈનસાધુપ્રતિજ્ઞામાં આપની બહુતપ્રવૃત્તિ,
રચનાત્મકકાર્ય તથા રાજકારણના પ્રશ્નો વગેરે બધું કેમ બેસે છે, તે
સમજવું છે આપ આ વિષે સંક્ષેપમાં ઉત્તર આપશો ?

ઉ૦ જૈનશ્રમણ નવપ્રકારની હિંસાત્યાગની પ્રતિજ્ઞા એટલા
માટે લે છે કે તે પોતાના કલ્યાણ સાથે વિશ્વનું કલ્યાણ સાધી, સધાવી
શકે, નાના કુટુંબની મમતાને છોડી વિશ્વવાત્સલ્ય પામી શકે તેણે માલિ-
કીહકનો સર્વથા ત્યાગ પણ તે હેતુએ કર્યો છે સંપૂર્ણ સાધુપ્રતિજ્ઞા
લીધા બાદ તે માત્ર પોતાની જાતનો જ નહિ, પણ માનવસમાજ
તથા સમસ્ત પ્રાણીસમાજનો માબાપ થવા માગે છે માનવશરીર દ્વારા
કોઈ એકેએક ઠેકાણે માબાપનું વાત્સલ્ય પાવા પહોંચી શકાતું નથી એટલે
તે સકળવિશ્વમાંના બગડી ગયેલા અનુબંધોને સુધારીને ઠીક કરવાનું જ
કામ મુખ્યપણે કરે છે ઋષભનાથે બગડી ગયેલા અનુબંધને સુધારવા
માટે ભરપૂર પ્રયત્ન ગૃહસ્થાશ્રમમાં કર્યો હતા, પણ મર્યાદિત માલિકી
હકની રક્ષા કરવાના ધર્મને જાળવતા જાળવતા અનુબંધ સુધારવાનો
હોવાથી તેઓ આમજનતાને સાંગોપાંગ માર્ગદર્શન નહોતા આપી
શક્યા તેમણે નીતિનો માર્ગ ચીંધી માનવજાત અને પશુજાત
ઉપર મહાઉપકાર તો કીધો, પણ અધૂરા માનવી સાથે સાંગોપાંગ
અનુબંધ ન જોડવાને કારણે તે માનવીઓ શીકલું ન છોડતા અમુક
વખત સતત બાંધી રાખવાની અજાણતાં આવડી ભૂલ કરી બેઠા તેથી
તેનો બદલો તેમને સાધુદીક્ષામાં ત્યાગતપથી ભરપાઈ કરવો પડ્યો, આજે

પાછલાના જૈનશ્રમણોએ પણ 'ખેતી ન કરવી ગાય ઘેર ન રાખવી, ઘંટીએ ન દળવું' વગેરે વગેરે અલ્પારંભના ગૃહસ્થોના સ્વધર્મની ક્રિયાઓનો નિષેધ કરી, જે ભૂલો કરી છે, તેનું પ્રાયશ્ચિત્ત હવેના જૈનશ્રમણોએ ગામડાં સાથેનો પ્રથમ અનુબંધ કરીને પૂરું કરવું પડશે આજે જૈનસાધુઓ અકાળે અનારંભી એટલે નિષ્કર્મણ્યરૂપ બની બેઠેલા ને તેથી મહારંભનાં ચરણદાસ બનેલાં ગામડાઓને અલ્પારંભનો વિવેક સમજાવે તથા મહારંભી નગરોના સ્વામી બનાવે તેમાં જાનમાલત્યાગ ઉપરાંત પ્રાણમોંઘેરી છતાં ખોટીદિશાથી સાંપડેલી પ્રતિષ્ઠાનો અને ઊલટી માન્યતાઓનો મહાન ત્યાગ કરવાનું જે સમર્પણસામર્થ્ય રહેલું છે, તેથી જૈનશ્રમણોની અહિંસકક્રાંતિની આગેવાની સિદ્ધ થવાની છે તથા ખોટો ચાલી આવેલો અનુબંધ સાચ જ માર્ગે વળવાનો છે જેમ જેમ સાચો અનુબંધ સ્થપાવાનું કામ સમાજમાન્ય થતું જશે, તેમ તેમ જૈનશ્રમણોનું કામ ઓછું થતું જશે અને ત્યારે તેઓ દૂર રહીને માત્ર વાણીના સહજ ઇશારાથી દોરવણી આપશે તો પણ ચાલી શકશે. દા ત સાધુ બાહુબલિનું મિથ્યા મહામાન માત્ર સાધુ ઋષભનાથના ઇશારાથી અને બ્રાહ્મી સુંદરીના એકજ વચનથી ઓગળી શક્યું હતું ગૃહસ્થ ભરતને કે માતામરુદેવીને તો બહારના ઇશારાનીયે જરૂર નહોતી પડી ગૃહસ્થોના વિવિધધર્મો સૌ બરાબર સમજવા માંડ છે, ત્યારે સાચા સાધુવર્ગનો ઇશારો કે બહુ બહુ તો વાણી જ વિશ્વમાર્ગદર્શન માટે પૂરતાં થઇ જાય છે. પણ જ્યારે ગૃહસ્થોના ધર્મોની ગાડી ઊલટે પાટે ચઢી જાય છે, ત્યારે તેને સીધે પાટે વાળવા માટે સાચા શ્રમણોએ પોતાની સર્વશક્તિઓ સર્વક્ષેત્રે સત્યઅહિંસાની પ્રતિષ્ઠાના અનુસંધાનમાં કામે લગાડવી પડે છે, લગાડવી જ જોઇએ નહીં તો 'છકાયનાં પિયર' થવાને બદલે 'છકાયના વિરાધક' થવાનો મહાન અધર્મ તેમના દ્વારા અજાણતા પણ થઈ જવા પામે છે આ મહાન અધર્મથી આપણી જાતને અને વિશ્વને ઉગાર્યા વિના સાચા શ્રમણો માટે આજે બીજો કોઈ જ રસ્તો રહ્યો નથી

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' ૧૬ મે અને ૧ જૂન ૧૯૫૬

## અલ્પારમ્ભી કાર્યોની પ્રેરણા અને સાધુવર્ગની અનાસક્તિ

પ્ર. (૧) આપ કૂવા, તળાવ, ખેતી વ પ્રશ્નોમા તલસ્પર્શી માર્ગદર્શન આપો છો, તે ગામડા અને દેશ માટે મેવાનુ સર્વોત્તમ કાર્ય છે, પણ જૈનધર્મના સાધુ તરીકે આપને કર્મબધન નહી થતુ હોય ? જૈનસાધુવર્ગ કહે છે ઋષભરાજાએ સાધુ થયા પહેલા ખેતીનો ઉપદેશ કર્યો, તેથી ભોળા ખેડૂતોએ સી કલા બાધી રાખ્યા, તેનુ બધન તેમને થયુ અને સાધુ થયા બાદ વર્ષો લગી ભિક્ષા ન મળી. નદન-મણિયારનો જીવ વાવ–તળાવમા ગયો અને દેડકો થયો આ બાબતમા આપ જૈનશાસ્ત્રની દૃષ્ટિએ સમજાવશો ?

ઉ (૧) ત્યાગીવર્ગનો ધધો જ એ છે કે તેઓ જે કાઈ ઉપદેશ દે તેના કરતા વધુ જવાબદારીપૂર્વક તે આચરી બતાવે। અલબત્ત, તેઓએ સપૂર્ણ માલિકીહક છોડયો હોવાથી જાતે તો અલ્પારભના કામો પણ નહી કરે, પણ માલિકીહકની મર્યાદાવાળા ગૃહસ્થાશ્રમીઓને મહારભમાથી છોડાવી અલ્પારભને માર્ગે જરૂર દોરશે જૈનસાધુવર્ગની જવાબદારી આ દિશામા મોટી છે ઋષભરાજાના જે બધનની જૈન-ગ્રથકારો વાત કરે છે તે લોકોને સાચુ માર્ગદર્શન આપ્યુ, તે બદલ નહી જ, ઊલટુ તેવા માર્ગદર્શનને લીધે તો તેઓ રાજા હોવા છતા સમકિતરૂપી સમ્યગ્જ્ઞાનને સાચવી શકયા છે તેમને જે સ્થૂળબધન થયુ, તે તો માત્ર થોડી અસાવધાની રાખી તેથી ભોળા ખેડૂતોને તેઓએ બધી વાતો પ્રથમથી સ્પષ્ટ કહેવી જોઈતી હતી આવા તીર્થંકરપુરુષને પણ કર્મબધનમા અપવાદ નથી, તે આ જૈનગ્રથકારો આથી ચોખ્ખુ-ચટ બતાવી આપે છે નદનમણિયારે વાવ, તળાવ, બગીચા વ બનાવ્યા, તેથી દેડકો નથી થયો, પણ પૌષધ જેવી સાધનામા બેઠી વાવાદિમાની ગવાતી કીર્તિ ઉપર આસક્તિ સાચવી તે ખાતર તે દેડકો થયો હતો આસક્તિ પણ કાચી હોવાથી તેણે સહજ નિમિત્ત મળતા સમકિત પણ સાધી લીધુ અને દેવગતિ પણ પામી ચૂકયો આથી સહેજે સમજાશે કે તેણે પ્રજાહિત માટે પોતાની ફરજ-

પ્રમાણે તળાવો વ બનાવ્યા. તેથી તો તેણે સાચું પુણ્ય મેળવ્યુ અને પડળ જતા શુદ્ધધર્મ પણ સાધી લીધો જેઓ આસકિત રાખ્યા વગર આવાં સેવાનાં કામો કરે છે, તેઓ મોક્ષ પણ મેળવે છે ને સર્વોત્તમ તીર્થંકરપદ પણ મેળવે છે. શ્રીકૃષ્ણવાસુદેવનુ જૈનગ્રથોમાનુ જીવનચરિત્ર આનો પ્રબળ પુરાવો છે, તમો જાણતા હશો કે પંદર કર્માદાનમા તળાવ-કુડ તોડીને સુકાવી દે તેની જ વાત છે, એટલે જે ગૃહસ્થા એવી અનાસકિત સાચવી તળાવને પોષે છે, તે તો સ્વધર્મ જ બજાવે છે આવો ઉપદેશ જૈનસાધુઓ આપે, તેમા બંધન નહી પણ તેમા તેમના સ્વધર્મનુ અમલી સ્વરૂપ હોઈ બંધનમુકિત થવી જ સંભવ છે હા, જૈનસાધુવર્ગે પણ અનાસકિતને તો સતત જાળવી રાખવી જ જોઈએ

—'વિશ્વવાત્સલ્ય' 'પ્રશ્નોત્તરી' તા ૧-૩-૫૬

## જૈનધર્મની અહિંસાના દુરુપયોગનો જવાબદાર સાધુવર્ગ છે.

પ્ર. જૈનધર્મની અહિસા બહુ સૂક્ષ્મતામા ઊતરી પડે છે, પણ મોટે ભાગે જેની સાથે રાતદિવસ કામ લેવાનુ છે, તે માણસો સાથે ક્રૂર રીતે વર્તતા કેટલાય ધાર્મિક જૈનો જેવા મળે છે આવા યુગમાં આ લોકોને સાચો રસ્તો દેખાય તે માટે શુ કરવુ જોઈએ ?

ઉ આજના જૈનો વિષે સહાનુભૂતિપૂર્વક છતા કેટલીક વાર ઉગ્રપણે મે ટીકાઓ કરી છે એ બધા પછી પણ મને એમ લાગ્યા જ કર્યું છે કે ગૃહસ્થજૈનો કરતા અમારો વધુ વાંક છે જ્યારે ધર્મ એ માત્ર શાસ્ત્રાર્થ કે ધર્મસ્થાનકોનો વિષય નહિ પણ જીવનનો વિષય છે, એવી સમાજમા સ્વાભાવિક સમજ થશે, ત્યારે જ આનો છેવટનો ઉકેલ સાપડશે અને આને સારુ તો પ્રત્યક્ષ વ્યવહારમા ધર્મનુ આચરણ કરતા લોકો અને એવા જ ઉપદેશકોની સખ્યા આજ કરતા વધારવી રહી છે કોઈને પણ સાચો રસ્તો દેખાડવા માટે ગીતાનુ "આચરે અચરાવવા" એવુ જે વાકય છે તે સચોટ છે.

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા ૧૬-૭-૫૯

## જૈનસાધુઓ અહિંસક રીતે ઝઘડાઓનો નિકાલ કરે!

એક પાઠશાળા ઉપર એક સંપ્રદાયનું જ પાટિયું અને તેનોજ વહીવટ છે તે સામે વિરોધ થતા તે ઝઘડો આખા ગામના જૈનોમા ફેલાઈ ગયો અને હજારો રૂપિયા અદાલત વગેરેમા વેડફાયા છે બીજા પ્રસંગમા એક જૈનમુનિરાજને નિમિત્ત બનાવી એક જૈનપક્ષે બીજા જૈનપક્ષ સામે ફરિયાદો અને જમ્બર ઊહાપોહ મચાવી મૂક્યો છે

હું પ્રબળપણે માનું છું કે આજની દુનિયાને કાયમી શાતિનો રચનાત્મક માર્ગ બતાવવામા હવે ધર્મસંસ્થાઓએ આગળ આવવું જોઇએ જૈનધર્મસંસ્થાઓએ તો તેમા મોખરે રહી ઝંડા પોતે ધરવો જોઈએ જ્યાલગી અંદરઅંદરના વિખવાદોમાથી જૈનો ઊચા ન આવે ત્યા લગી તેઓ આ ભગીરથકાર્ય શી રીતે કરી શકે? ઉપરના બન્ને પ્રસંગોમા માની લઈએ કે એકપક્ષ સૈદ્ધાંતિક રીતે સાચો છે અને બીજોપક્ષ જ એને નાહક હેરાન કરી પૈસા અને લાગવગને જોરે અન્યાય કરી રહ્યો છે, તો પણ સૈદ્ધાંતિક સચ્ચાઈ ધરાવતા પહેલા પક્ષે યોગ્ય નેતાગીરીતળે એવડા શુદ્ધ ઉપાયો લેવા જોઈએ કમભાગ્યે સાધુસાધ્વીઓ આવે સ્થળે આવી નિર્મળ દોરવણી આપી શકતા નથી તેથી કાતો તેઓ બેદરકાર રહે છે અથવા અશુદ્ધ એવા પ્રતિકાર પગલા લેવડાવવામા રસ લેતા બની જાય છે પરિણામે અશાતિ ટળતી નથી, વિખવાદ વધે છે અને અશુદ્ધ ઉપાયો તેમજ નાહક અદાલતબાજી ફેલાતી જાય છે સામાન્ય રીતે આવા ઝઘડાઓના મૂળ મમતામા અને પૂર્વગ્રહોમા પડેલા હોય છે એટલે એક પક્ષને એક ઠેકાણે અન્યાય થયો હોય, તો વળી તેજ પક્ષ બીજા પક્ષને બીજે ઠેકાણે અન્યાય કરી નાખે છે આમ પરંપરા ચાલે છે આથી જ લાગે છે કે અન્યાયનો પ્રતીકાર તો થવો જ જોઇએ પણ તે શુદ્ધ સાધનો દ્વારા થવો જોઈએ જે પક્ષને અન્યાય થયો હોય તે શુદ્ધ એવા જનતાના નાયક પાસેથી મદદ મેળવી તપ, પ્રેમ અને સમજાવટથી જ પોતાના પરના અન્યાયને દૂર કરાવે જેથી કાતો અન્યાય

કરનાર પક્ષનુ તરત હૃદયપરિવર્તન થાય અથવા તો તેવો પક્ષ જન-હૃદયમાં આદર–શ્રદ્ધા આપોઆપ ગુમાવે, તેવુ લોકવાતાવરણ રચાઈ જાય બીજા પ્રસંગ માટે મે આજ વિનંતિ અન્યાયપાત્ર થએલા મનાતા પક્ષમાંના એક મુનિશ્રીને કરી છે મને આશા છે કે કહેવાતો અન્યાયપીડિત પક્ષ આ શુદ્ધઉપાયોની વાત હૈયે ધરીને કચ્છની સમસ્ત જૈનઆલમને માર્ગદર્શક નીવડશે

—વિશ્વવાત્સલ્ય

## વિચારક સાધુઓનો યુગધર્મ

.વરસીતપના પારણાનુ મહત્ત્વ આ દિવસોમાં હોય છે. લોકો ખૂબ શ્રદ્ધાથી, દૂર દૂરથી અહી આવે છે તેમને દેવ–દર્શનની સાથો-સાથ આચારમા ધર્મ કેમ ઉપયોગી થાય એ વાત સાચા સાધુઓ સમજાવે તો સોનામા સુગધ ભળે આજના બેકારીના જમાનાંમા જમણો ઓછા થાય, જમણોમા બિગાડ ઓછો થાય, રેશમી અને ભભકાદાર વસ્ત્રોને બદલે સાદાઈ લાવે, આજીવિકામા પ્રમાણિકતા આવે અને સ્વચ્છતા કે જેને જૈનધર્મનો આત્મા કહી શકાય તેને બદલે લોકો ઠેર ઠેર ખૂબ જ ગદકી કરી મૂકતા હોય છે વળી સ્ત્રીપુરુષોની મર્યાદા પણ સચવાતી નથી, માટે સ્વચ્છતા સાચવો એમ ઘણી બાબતોમા ડાહ્યા ધર્મિષ્ઠપુરુષો વિચાર કરી સાચુ અચગવે તો આજનો યુગધર્મ તેઓ અને તેમના અનુયાયીઓ સારી પેઠે પાળી શકે.

—વિશ્વવાત્સલ્ય 'પ્રવાસનોંધ' તા. ૧–૭–૫૪

## જૈનસાધુ દ્રવ્ય–અહિસા કરતાં ભાવઅહિંસામાં મુખ્યપણે મદદગાર બને !

(પત્રાશ) "આપશ્રી જૈનસાધુ છો અને જૈનના સિદ્ધાત એમ કહે છે "પુષ્પપાખડી જ્યા દુભાય, ત્યા જિનવરની નહી આજ્ઞાય',

આપે બ્રિટિશના વખતમાં નળકાંઠામાં અત્યાચાર કરીને યુરોપિયન સાથે શિકાર ન કરવા બાબત મહેનત કરેલ હતી. એ યાદ કરજો અને શ્રી ઢેબરભાઈ સાથે મેંગોરમાં થતી હિંસા અટકાવવા બનતું બધું કરી છૂટવા વિનતિ”

—એક મુનિરાજ

(ટિપ્પણી) જૈન શાસ્ત્રોમાં બાહ્ય જીવદયાની વાત તો જરૂર છે, પણ તેમાં ભાવદયાનો સિદ્ધાંત આત્મારૂપ છે અને બાહ્ય જીવદયા શરીર-રૂપ છે. આત્મા પ્રથમ બચવાય અને શરીર પછી બચવાય તો બન્નેમાં સાકર ભળ્યા જેવું. પણ જેત બેય બચાવાતા હોય અથવા પ્રથમનું જ બચાવાતું હોય તો ત્યાં પ્રથમનું જ બચાવવાનું હોઈ શકે. ગણોતધારાના સંરક્ષણરૂપ આંદોલન વખતે આ જ વસ્તુ મને સ્વધર્મરૂપ લાગી ગઈ હતી, જે પ્રસંગને પત્રલેખક જાણે છે. ત્યારે તેમને આ વાત નહોતી સમજાઈ, આજે સમજાઈ હોય તો મને સંતોષ થશે. બ્રિટિશ વખતે જે પ્રયત્નનો પત્રલેખક ઉલ્લેખ કરે છે તે જનતા દ્વારા જ હતો. તે વખતના મુંબઈના ગવર્નરના શિકાર સામે પ્રેમનગરના લોકવિરોધનો પડઘો પાડવાનો તે પ્રયત્ન હતો. પત્રલેખકે તે પ્રયત્નની યાદી આપી અને જાત કરી, તે મને ગમ્યું. તેનો ઉત્તર ઉપરની નોંધમાંથી તેમને સંતોષકારક રીતે મળી રહેશે. શોષણની નાબૂદી અને શાસનનું નિરપેક્ષપણું એ આજના યુગની મહાન ભાવઅહિંસા છે, તે કામમાં તેઓ મધ્યપણે મદદગાર બને તેવી પ્રાર્થના છે.

—વિશ્વવાત્સલ્ય ‘ટપાલ’ તા. ૧-૮-૫૬

## અહિંસાના અડગ ઉપાસકની મર્યાદા

(પ્ર) અહિંસાના અડગ ઉપાસક ઉપદેશ કરવામાં જેટલો સમય ગુજારે છે તેટલો સમય હિંસક વૃત્તિની પાશવીલીલા જ્યાં જ્યાં ભજવાતી હોય ત્યાં ત્યાં પહોંચી જઈ તેનો અહિંસક પ્રતીકાર કરે તે વધારે ઇચ્છવા યોગ્ય નથી શું? ઉપદેશથી લોકોને માર્ગદર્શન મળે તે

કરતાં જીવન જ માર્ગદર્શનરૂપ કાં ન બને?

(૩) પ્રથમ તો નિખાલસપણે આ પ્રશ્નને મારા ઉપર જ લાગુ પાડી કહું કે "હું અહિંસાનો અડગ ઉપાસક હોવાનો દાવો કરતો નથી અલબત્ત, મારો એ માર્ગે પ્રયાસ છે જ" વળી હું ઉપદેશને ધ્યેય તરીકે નથી માનતો, સાધન તરીકે જ માનું છું અહિંસાના ઉપાસકે જ્યાં જ્યાં ખુલ્લી હિંસા થતી હોય ત્યાં જઈને અહિંસક પ્રતીકાર કરવો જ જોઈએ, એ મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે એકાંતિકપણું છે અલબત્ત, જીવનમાં જે વસ્તુનો અંશ પણ હૃદયસ્પર્શી રીતે ન ઉતરે તે વસ્તુનો ઉપદેશ એ એક ઠેકડી છે, નિરર્થક બકવાદ છે પરંતુ અહિંસા એક એવી વસ્તુ છે કે જે હિંસા કરતાં ઊલટી જ છે અહિંસામાં બાહ્યક્રિયા, બાહ્ય સરંજામ અને બાહ્ય દેખાવ, એ ગૌણપણે છે. હિંસાની તાલીમ પણ બહારથી જ અપાય છે અહિંસાની તાલીમ અંદરથી શરૂ થાય છે અહિંસક ડગલે ને પગલે પોતાનાં અંતરશોધનમાં રોકાયો હોય છે તે જ્યાં હોય ત્યાંજ પ્રથમ તો અહિંસાનો ચમત્કાર પ્રગટ થાય છે. તે એકક્ષણ પણ અહિંસાથી નિરાળો થવા ઇચ્છતો નથી હિંસાથી મનુષ્યને થાક ચઢે છે, અહિંસાથી કદી થાક લાગતો નથી જેમજેમ તે ઊંડા ઊતરે છે તેમ તે રસમય જ બનતો જાય છે હિંસા અને અહિંસા વચ્ચેનો આ ભેદ સમજવા જેવો છે.

આ રીતે જોતા, "અહિંસક હિંસકક્રિયા થતી હોય ત્યાં જઈને પ્રતીકાર કરવો ઘટે" એ વાક્ય પરથી જો આપણે એમ તારવીએ કે 'જ્યાં હિંસકક્રિયા થતી હોય ત્યાં જઈ અહિંસક પ્રતીકાર ન કરે તો તે અહિંસાનો અડગ ઉપાસક નથી, તો તે વાક્યમાત્ર એકાંતિક છે. એટલુંજ નહિ બલ્કે અહિંસાની ખોટી પરીક્ષા કરનાર છે, એમ પણ દેખાઈ રહે છે. અહિંસાની કસોટી માટે તો એના પ્રત્યેક વિચાર, પ્રત્યેક વેણ અને પ્રત્યેક કર્મ એ બધું જોવાવું જોઈએ. એટલે કે અંતરંગ કસોટી, એ એની ખરી કસોટી છે અને તે તો જ્ઞાની જ જોઈ શકે છતાંય બાહ્ય રીતે પણ જોનારથી અહિંસક પરખાયા વિના રહેતો નથી, માત્ર દૃષ્ટિ

શુદ્ધ હોવી જોઇએ એટલે કે જીવતકાર્ય એ જ જનતા માટે માર્ગદર્શન છે ઉપદેશજ માત્ર નહિ, એ તમારા અભિપ્રાયમા તો હુ સમત જ છુ અહિસાપ્રેમી કહેવડાવનારાની નિકટમા ખુલ્લી હિસાવૃત્તિ પાંગરતી હોય અને તે ખૂણામા ભરાઈ રહે, કશોય પ્રામાણિક સક્રિય પ્રયત્ન ન કરે કે તે સ્થાન છોડી ડરકુ થઈને ભાગે તો જરૂર તે અહિસાપ્રેમીની અહિસા લાજે જ છે હુ પણ તેવો બનુ તો મારી અહિસા શૂન્ય જેવી છે છતા ગમે ત્યા હિસા થતી હોય ત્યા મારે જવુ જ જોઇએ, એવો આગ્રહ બરાબર નથી એવો આગ્રહ રાખનાર અહિસક અતિશયોક્તિને માર્ગે છે, એમ માનવુ જોઈએ અને તે અતિશયોક્તિ કીર્તિ કે કળાની લાલસા પાછળ જોડાયેલી હોઈને આત્મપતનકર નીવડવાનો પણ સભવ છે પોતાના હૃદયની શુદ્ધિ અને આત્મલક્ષ્ય બન્ને જાળવીને એ જ્યા જ્યા હિસાનુ સાભળે ત્યા અલબત્ત, મન, તન, વચન અને શક્ય સાધનથી સવળો પ્રયત્ન કરે, પરતુ એકાતિક હઠ ન પકડે

—'પ્રશ્નોત્તરી અને પ્રાસગિક' પાના ૧૭૦

## કોમી હુલ્લડ વખતે ધર્મગુરુઓ દ્વારા કર્તવ્યપ્રેરણા

આ વખતના ઠેર ઠેરના કોમી હુલ્લડો કોમી જ નથી એની પાછળ રાજકારણ પડ્યુ છે તે આજનુ નથી, જૂનુ છે આપણા ધર્મગુરુઓએ 'મિયા મહાદેવને ન બને' તેમ બોલી એમા ઉમેરો કર્યો છે બ્રિટિશ અમલની જે કાળી બાજુ હતી, તેણે આમા ભાગ ભજવ્યો છે પણ હુ ધર્મગુરુઓને કાળે એની જવાબદારી, તેમનુ સ્થાન જોતા મહાન ગણુ છુ, શિવાજીનુ ચિત્રણ જ ખોટુ કરવામા આવ્યુ છે ખરી રીતે શિવાજી હિંદુધર્મવાદી ન હતા પણ હિંદુસસ્કૃતિવાદી હતા એ ધર્મઇતિહાસ ન શિખાયો, શિક્ષણનો ઇતિહાસ પણ ખોટી રીતે શિખાયો છે અને આમા પણ બ્રિટિશરોનો ફાળો ઓછો નથી જો કે આજે તેઓ તો ગયા છે સ્વરાજ્ય સિદ્ધ થયુ છે, પણ મે અગાઉ કહ્યુ જ હતુ કે સસ્કૃતિમા પાડેલા ગાબડા પછી ઉત્પાત થશે ખરો જ

આજે દેખાઈ રહ્યુ છે કે સસ્કૃતિ નેવે મુકાઈ છે હિદુઓ મુસલમાનોના ખૂન કરે છે, મુસલમાનો હિંદુઓના ખૂન કરે છે. આગ, લૂટમા પણ બેય ચડસાચડસી કરી રહ્યા છે. આમા શેતાનિયત સિવાય ક્યાંય ઈન્સાનિયત દેખાતી જ નથી ત્યા સસ્કૃતિની તો વાત જ શી ? આવે વખતે સાધ્વી . જીએ જે રાહ દોરી આપ્યો છે, જે યોજના ઘડી આપી છે, તે મે તારા પત્રમા વાચી—

(૧) તેમા પહેલી કોટિ તો એ મુકાઈ છે કે હુલ્લડમાના તોફાની ટોળાઓમા ધસી જવુ આક્રમણ જેના પર થતુ હોય તેમને બચાવવા યત્ન કરવો અને પોતે હોમાઈ જવુ

(૨) બીજી કોટિ એ છે કે જ્યા ટોળા ન હોય પણ છુપા હુમલા ચાલુ હોય તેવા તોફાની વિસ્તારોમા નિર્ભયતાથી ફર્યા કરવુ અને ભયગ્રસ્ત માનવીઓમા અભયનો સચાર કરવો

(૩) ત્રીજી કોટિ પોતપોતાના લત્તાઓ સભાળવા સામનો કરવો પડે ત્યા મનુષ્યોચિત અને ઉઘાડા સામનો કરવો કોમભેદ વિના માનવમાત્રનુ રક્ષતકાર્ય ચાલુ રાખવુ. આમા પોલીસમદદને અવકાશ જ નથી અને મને લાગે છે કે આજ માર્ગ સાચો (અહિસક) માર્ગ છે

—'જગદબાના પત્રો' પા. ૫૫

## કોમી હુલ્લડ વખતે અહિંસક સાધુઓનું કર્તવ્ય

[સન ૧૯૪૬ ના દિવસોમા હિન્દુમુસ્લિમ-હુલ્લડ પ્રસગે અમદાવાદમા લોહીની નીક ચાલી રહી હતી તે સમયે મુનિશ્રી સતબાલજી એક અહિંસક સાધુ તરીકે શહેરમા શાતિ માટે પોતે લત્તેલત્તે ફરીને લોકોને સમજાવતા રહ્યા હતા તે સમયે આટલી બધી ભયકરતા હોવા છતા તેમના મનમા કેટલી નિર્ભયતા હતી તે તેમના તે સમયના ઉદ્ગારો ઉપરથી સમજી શકાય છે —સ ]

'ભય એ કેવી વસ્તુ છે ? આપણે ગમે તેટલા પ્રયત્નો કરીએ તોપણ કોઈકવાર તો એની અસર થઈ જ જાય છે હુ પણ ભયથી

સંપૂર્ણ મુક્ત છું, એમ નથી મને પણ કોઈ કોઈ વાર એવા લાગ-ણીઓમાં ફરતાં, એવી પરિસ્થિતિ જોતાં ભયની ઝણઝણાટી વ્યાપી જાય છે પણ આજે તો આખા શહેરમાં ભયનું એક મોજું વ્યાપી ગયું છે'

'જે ભયથી મુક્ત નથી તે અહિંસાની વાત જ ન કરી શકે એટલે જેઓને અહિંસામાં શ્રદ્ધા હોય તેમની તો માત્ર એક જ ફરજ છે કે સમાજમાં જે ભય વ્યાપી ગયો છે તેમાંથી તેને મુક્ત કરે અને આને માટે રસ્તો શો? સૌથી પહેલાં પોતે ભયથી મુક્ત થાય અને જાણે કોઈ હિન્દુ નથી, કોઈ મુસલમાન નથી, એમ સમજી તે સામાન્ય રીતે ફરે એમ કરતાં કરતાં જો મૃત્યુ આવે તો હસીને ભેટી લે'

'જ્યારે વ્યક્તિની, સમૂહની કે વર્ગની હિંસકવૃત્તિ પ્રકોપ ઉપર ચડે છે, ત્યારે વાણીનો ઉપદેશ કેટલીકવાર કારગત થતો નથી ત્યાં સ્વેચ્છાએ મૃત્યુના મુખમાં કશી જ હોહા સિવાય હોમાઈ જવું હિંસકને શક્ય તેટલી અનુકૂળતા કરી આપવી, એ જ શુદ્ધ અહિંસા માનતી વ્યક્તિ, સમૂહ કે વર્ગનો ધર્મ થઈ પડે છે

'આ ધર્મ બજાવવાની ધગશ એ સંસ્કૃતિરક્ષકનો અપૂર્વ પ્રયોગ છે એ તાદૃશ આચરાયા પછી સમાજ માટેનું અધૂરું કામ અધૂરું નહિ ગણાય'

—'સાધુતાની પગદંડી' પા ૪૧, ૪૨

# વ્યક્તિગત ક્ષેત્રનું દર્શન

[આ વિભાગમા, સાધુતાને લગતી ક્રિયાઓ, બાહ્ય આચારો. વ્યવહારો, નિયમો અને મર્યાદાઓ વિષે સ્પષ્ટ રીતે ચર્ચા કરવામા આવી છે. સાથોસાથ સાધુજીવનમા ઉપરના વ્યવહારો, નિયમો અને મર્યાદાઓનુ (ઉત્તરગુણોનુ) મહત્ત્વ કેટલું છે અને મૂળગુણો (મહાવ્રતો)નુ મહત્ત્વ કેટલુ છે? સાધુવેશનુ સાધુતામા કેટલુ પ્રયોજન છે? સાધુતાના સાચા લક્ષણો કયા? ભગવાન મહાવીરે જેમ પાર્શ્વનાથથી ચાલતી આવેલી પરપરાઓમાં પરિવર્તન કર્યું તેમ પછીના આચાર્યો અને સાધુઓ દ્રવ્ય–ક્ષેત્ર કાળ–ભાવાનુસાર કેટકટલુ અને કયા આધારે પરિવર્તન કર્યું છે? ભ. મહાવીરે દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવ ઓળખીને, મૂળભુત સત્યો સાચવી બાહ્યક્રિયાઓ, મર્યાદાઓ અને પરપગઓમા ફેરફાર કરવાની ચાવી સાધકોને આપેલી; આજે યુગધર્મનુ તાળું ઉઘાડવા માટે આ ચાવીનો કેમ ઉપયોગ થતો નથી? એમા સમાજના મૂડીવાદી અને રૂઢિચુસ્ત સ્થિતિસ્થાપકવર્ગે સાધકને આપેલી ખોટી પ્રતિષ્ઠા જવાનો ભય અને પદ વ. પ્રલોભનો કેટલો ભાગ ભજવે છે? સાધુસાધ્વીઓમા સાચું તેજ કેમ નથી પ્રગટતું? ક્રિયાકાંડોમા જડતા ક્યારે આવે છે? પરાણે લાદેલા નિયમનોથી સાધકજીવનમા કયા અનિષ્ટો ઉદ્ભવે છે અને સમાજજીવન ઉપર એની શી અસર થાય છે? સાધકજીવનમા દંભ, કપટ, છિદ્રાન્વેષીપણુ, સ્વાદલોલુપતા, પદપ્રતિષ્ઠાના પ્રલોભનો, વ્યક્તિગત ટીકા કે નિંદા કરવાની વૃત્તિ કયા કારણે પેસે છે અને તેને દૂર કરવાનો રાજમાર્ગ કયો? શું ભિક્ષાજીવી સાધુ સમાજને બોજારૂપ નથી? સાધુઓએ આજના યુગે કાતણ વ. ઉત્પાદક શ્રમ કરવો જોઈએ કે કેમ? ચાતુર્માસમા એક ઠેકાણે નિવાસ કરવાનો શો હેતુ છે? જૈનસાધુઓ અનિવાર્ય પ્રસગે રેલવિહાર કરે તો શો વાંધો છે? પાદવિહાર અને ભિક્ષાચરી બનેનુ રહસ્ય શું છે? દીર્ઘકાળદીક્ષિત સાધ્વી આજના દીક્ષિત સાધુને વદન કરે, તે ઉચિત કે કેમ? રાત્રિપ્રવચન અને પ્રાર્થનામા ભાઇઓની જેમ બહેનો શામાટે ન આવી શકે? સાધુઓ જૈન, હરિજન, મુસલમાન વગેરે ભેદભાવ છોડીને બધાય નિર્માંસાહારી ઘરોથી ભિક્ષા લે તો કોઈ બાધ છે ખરો? સંતબાલજીએ લીધેલો યુગાનુલક્ષી માર્ગ જૈન સાધુસાધ્વીઓ માટે યોગ્ય છે કે કેમ? વ બાબતો ઉપર અગત અનુભવ અને શાસ્ત્રીય આધારે પ્રતિપાદન કરવામાં આવ્યું છે —સં.]

# મારો માર્ગ અને જૈનસાધુઓનુ કર્તવ્ય

સવાલ તો એ છે કે આજે હુ જે પથ ખેડી રહ્યો છુ તે એક સ્થાનકવાસીજૈનસાધુ માટે યોગ્ય છે કે કેમ ? મે પોતે જાતે આ સવાલ મારા મનને પૂછ્યા કર્યો છે અને મારા મનને પૂરેપૂરી ખાતરી થઈ ચૂકી છે કે આજને ટાકણે અનાયાસે હુ જે માર્ગ કાપી રહ્યો છુ તે પથે જૈનસાધુસાધ્વીઓને ગયા વિના છૂટકો નથી હુ ખેડી રહ્યો છુ તે સાવ નવો માર્ગ છે, એમ પણ નથી જૈનઆગમો અને જૈનઆચાર્યોની પરપરા એની ગવાહી પૂરે છે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવરૂપે આવેલા શાસ્ત્રના શબ્દો એ સનાતન પ્રમાણ પૂરુ પાડે છે કે જૈનદર્શન પ્રવાહી છે અને મૂળસિદ્ધાતોને જાળવી એમા સમયે સમયે નાના મોટા ફેરફારો થવા જ જોઈએ આ સાદ જ્યારે જ્યારે મોડા સુણાયા ત્યારે ત્યારે કોઈ એક તદ્દન નવો જ સપ્રદાય એમાથી જન્મ્યા કર્યો છે માત્ર સ્થાનકવાસી સમાજમાજ જોઈએ તો બત્રીસ નાના મોટા સપ્રદાયો ઉપરાત તેરાપથી નામનો સપ્રદાય તદ્દન જુદા જ મતવ્યો ઉપર ઊભો થયો અને છેવટે છેવટે શ્રીમદ્ ઉપરાત સોનગઢમા કાનગઢનો ફાટો તદ્દન અલગ ઊભો થઇ ગયો છે મારા મનમા જૈન-દીક્ષા લીધા પહેલા સપ્રદાયોની ગડમથલ ઠીક ઠીક ચાલી હતી

આજે પ્રત્યેકક્ષેત્રમા ઊડા ઊતરીને હુ પ્રાયોગિકસઘની પ્રવૃત્તિઓમા પ્રેરણારૂપ રસ લઈ રહ્યો છુ તેમા પણ શાસ્ત્રો અને ઇતિહાસગત પાત્રોના આધાર મળે છે મે પોતે મારી અગત મર્યાદાઓ સ્પષ્ટ આકી લીધી છે બીજાઓને અને તેમાય કિસાન, મજૂર, સ્ત્રી અને પછાતોમા સહિત ગામડાઓને હુ મને જે સૂઝે છે તે રીતે અહિસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહને માર્ગે મત્રપણે દોરી રહ્યો છુ મને એ સ્પષ્ટ ભાસે છે કે મહારભને પથે વળી ગયેલી દુનિયાની માનવજાતને અલ્પારભને પથે વાળવાનુ ભગીરથ કાર્ય ઊડા ઊતરીને કોઇપણ જાતનો સપ્રદાયભેદ ન ગણતા સાધુસતો અને સેવકોએ કરવાનુ છે અલબત્ત, એક સ્થાનકવાસી જૈનશ્રમણ તરીકે હુ જાતે

અત્યાર ભની પણ ઉત્પાદકપ્રવૃત્તિમા સક્રિય ભળતો નથી પણ તેથી જ માનુ છુ કે તેટલી જ હદે નૈતિક દોરવણી આપવાની જવાબદારી સવિશેષ હોવાથી દુનિયાના વર્તમાન પ્રશ્નોમા મારે ઊંડા ઊતરવુ જ જોઈએ કોંગ્રેસની ઉત્પત્તિ ગમે તે સંયોગોમા થઈ હોય પણ ગાંધીજીનો હસ્ત સ્પર્શ થયા પછી એને જે શિક્ષા-દીક્ષા મળી છે અને જે સાધક કોટીના નાણુમો આજે પણ એમા મોજુદ છે તે જોતા તેના શુદ્ધિ અને સિદ્ધાંતોને સમર્થન આપવાનું મને મારા પથમા અનિવાર્ય લાગ્યા કર્યું છે આજે એકરીતે તો એની સામે મારુ પ્રેમયુદ્ધ બીજા કોઈ કરતા વધુ પણ છે પરંતુ તે પ્રેમયુદ્ધની પાછળ સ્પષ્ટદર્શન અને મર્યાદાઓ પણ છે

—વિશ્વવાત્સલ્ય તા ૧-૩-૫૩

## મારા પ્રતીકો પાછળનો આશય

આ ક્રિયા સિવાય જૈન, જૈનેતર કે કોઈ બીજા સંન્યાસીસમાજમાં છે જ નહિ. મુહપત્તી એ આ ક્રિયાનું માન્ય થઈ પડેલું ચિહ્ન છે, છતાં તે આ જ રીતે બંધાવી જોઈએ, એવું કોઈ વિધાન નથી. આથી હું એના કામપૂરતા સ્વીકારમાં પણ એકાંત આગ્રહ ગણવામાં સંમત થાઉં છું. હવે જ્યારે એ ચિહ્ન મેં સ્વીકાર્યું જ છે તો રૂઢિગતમાન્યતા પૂરતો ત્યાગ કર્યા પછી એને ગણવામાં કશી હાનિ નથી. અલબત્ત, એ ચિહ્ન ગણવાથી પ્રથમતઃ કોઈને સાંપ્રદાયિકતાની ગંધ આવી જવા સંભવ છે, પરંતુ હું લોકહૃદયનો જે સ્તર અનુભવી રહ્યો છું તે જોતાં તેવો સંભવ ટકે તેમ નથી. બીજી બાજુ જે જૈન સ્થા. સંપ્રદાયને હું ખાસ દોરવા માગું છું, એ દોરવણીમાં આ ચિહ્ન ગણવાથી ટેકો મળતો જાય છે. સર્વધર્મસમન્વયનું મારું મુખ્ય ધ્યેય એ દૃષ્ટિ પર રચાયું છે કે જગતમાં મતભેદો કોઈ ભિન્નભિન્ન સંપ્રદાયો તો રહેવાના એ રહે તેમાં કશું ખોટું નથી. માત્ર તે બધાઓનો સમન્વય કરવાનો છે. પોતપોતાના સંપ્રદાયમાં રહી રૂઢિગત અંગોનો ત્યાગ કરી પ્રતીક ભલે રાખે બીજા સંપ્રદાયવાળાઓનો પોતા જેટલો જ અધિકાર માન્ય રાખે એટલે સમન્વય થવાનો જ. પોતપોતાના સંપ્રદાયમાં રહેવાથી વટાળવૃત્તિનો નાશ થશે અને નવા-સંપ્રદાયો ભાગ્યે જ ઊભા થશે અને કદાચ થશે તો પણ તે પોતાના જૂના સંપ્રદાયની સામે લડવા ખાતર નહિ પણ સંશોધન ખાતર જ થશે. આને પરિણામે આખો જૂનો સંપ્રદાય શુદ્ધિ પામશે અથવા સંગઠનની ભાવનાનો એને સીધો લાભ મળશે. આ દૃષ્ટિએ જલવિહાર મુહપત્તીત્યાગ, રજોહરણત્યાગ વગેરે બાબતમાં હું સ્થા. સંપ્રદાયમાં [illegible] અને [illegible] લોકોના માન્યતાને મારો સિદ્ધાંત જણાવતો હોય ત્યાં બીજા લોકોની માન્યતા કરતાં વધુ મહત્ત્વ આપું. ભાલનળકાંઠાનો પ્રયોગ ચાલે છે. હજુ મારે માટે મને જલવિહાર અનિવાર્ય નથી લાગતો. આત્મા અને વિશ્વ વચ્ચેની મારી સમન્વયભરી સાધનામાં રજોહરણ, મુહપત્તી હજુ બાધ કરતાં મને જણાતાં નથી. માથાનું મુંડન અને દાઢીમૂછનું લુંચન પણ મને ઠીક જણાયું છે. બાહ્યશુદ્ધિ હું

સ્નાન વિના જળવાય તે જોઉં છું

પાદવિહાર અને ભિક્ષાચરી એ બન્ને અંગોએ મારા આદર્શના અને લોકસંપર્કના માર્ગમા મદદ પહોચાડી છે અલબત્ત, રેલવિહાર, અભિક્ષાચરી વગેરેથી સાધુતામા જાગૃતિ હોય તો આંચ આવતી નથી. એમ છતા મને આજે લાગે છે કે સાધુસંન્યાસીઓને એ માર્ગે અનુકરણ કરવાનુ કહેવામા જોખમ છે. હુ સંન્યાગીસંસ્થાનો સભ્ય છુ. સર્વધર્મસમન્વયનુ મિશન કે જેનુ બીજ મને મુખ્યપણે માગ પૂ ગુરુજીની ઉદારતા, જૈનદર્શનના આગમો અને આચરણથી મળ્યું છે. તે દષ્ટિએ હું જૈનસાધુ અને તેમાય સ્થા સંપ્રદાયના જૈનસાધુ તરીકે મારી જાતને માનવા મનાવવામા ગૌરવ લઈ શકુ છુ મહાત્માજી પ્રવૃત્તિમાર્ગમા પડેલા છતા નિવૃત્તિના લક્ષ્યે અવ્યક્ત ઈશ્વરાર્થે કાર્ય કરી ગયા છે એમને ગાંધીજીના મુખ્ય મળ્યો હુ નિવૃત્તિમાર્ગમા પડેલો છતા પ્રવૃત્તિને લક્ષ્યે ચાલુ છુ એટલે એમની બાહ્યપ્રવૃત્તિઓ સાથે મારે જ સમાનતા કોઈ નહિ. ધ્યેયની સમાનતાને મુખ્ય માનીને જ ચાલવુ રહ્યું. પૂ. બાપુજીમા રેંટિયો, ગીતા અને પ્રાર્થનાની ત્રિપુટી જામી હતી. મારામા કઈ ત્રિપુટી છે તે શું કહું? મને ધર્મગુપ્તતા, એકાન્તવાસ અને સર્વધર્મના અભ્યાસે [illegible] આપ્યુ જ. વિશ્વાત્મ્યના ધ્યેયના મને ૐકારનુ અવલંબન [illegible] કે હુ બાપુજીના [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible]

બાજુઓના સુખદ ઉકેલ આવશે, એ વિષે મારી શ્રદ્ધા અટલ છે એને જાળવી રાખવાનો સાથ સહિયારો આપવા માટે હું સૌને વિનવું છું
—વિશ્વવાત્સલ્ય તા ૧૬-૧૦-૪૮

## જૈનસાધુ-મર્યાદા-વિષયક પ્રશ્નોત્તરી

(પ્ર) આપ મુહપત્તી શા માટે બાંધો છો ?

(ઉ) મુહ એટલે મો અને પત્તી એટલે પાટો આપણે જ્યારે બોલીએ છીએ ત્યારે મો દ્વારા શ્વાસોચ્છ્વાસ લેવાય છે નાક અને મોની રચનામા અંતર છે, નાકની તો કુદરતી રચના જ એવી હોય છે, કે હવામાં ઉડતા નાના નાના જતુઓ, ધૂળના કણો સાથે ચળાઈને જ જાય જ્યારે મોમા એવુ નથી સૂક્ષ્મ જીવોની હિંસાની દૃષ્ટિ તો આપણે ગૌણ ગણીએ પણ સ્વચ્છતા અને આપણા આરોગ્યને ખાતર પણ આ વસ્તુ ઉપયોગી છે ઉપરાત સભ્ય માણસ સાથે બોલતા અથવા તો શાસ્ત્ર વગેરે વાચતા આપણું થૂક તેપર ન પડે તે માટે પારસીઓ પણ આડુ કપડુ રાખે છે હરહમેશ સાથે રાખવુ તેના કરતા સરળતાની ખાતર આ મોઢે જ પાટો બાધવાની બુદ્ધિ માણસને સૂઝી

(પ્ર) આપ ચપલ શા માટે પહેરતા નથી ?

(ઉ) એક વાત તો એ છે કે પગરખાને માટે ચામડુ જોઈએ એટલુ બધુ ચામડુ અહિંસક મળવુ અશક્ય છે અને વળી સારી જાતના કુમાશ અને ગ્રેઈનવાળા બૂટ તો તાજા કતલ કરેલા ઢોરના ચામડામાથી જ બને અને બક અને એવા પ્રકારનુ ચામડુ તો તદ્દન કુમળા ઢોરોને સહારીને જ તૈયાર કરવામા આવે છે એટલે પગરખા પહરીને આપણે એક રીતે હિંસાને જ સહાય કરીએ છીએ તો સમાજમા થોડાતો એવા ઉઘાડ-પગા જોઈએને કે લોકોને થાય કે જો આ લોકો ઉઘાડા પગે ફરી શકે તો આપણે ચાલીસ કલાક પહેરવાને બદલે એનો થોડા ઉપયોગ કરીએ અથવા દસ, બાર જોડીને બદલે એક

સ્નાન વિના જળવાય તે જોઉં છું

પાદવિહાર અને ભિક્ષાચરી એ બન્ને અંગોએ મારા આદર્શના અને લોકસંપર્કના માર્ગમા મદદ પહોચાડી છે. અલબત્ત, રેલવિહાર, અભિક્ષાચરી વગેરેથી સાધુતામાં જાગૃતિ હોય તો આંચ આવતી નથી. એમ છતા મને આજે લાગે છે કે સાધુસંન્યાસીઓને એ માર્ગે અનુકરણ કરવાનુ કહેવામા જોખમ છે, હુ સંન્યાસીસંસ્થાનો સભ્ય છુ. સર્વધર્મસમન્વયનુ મિશન કે જેનુ બીજ મને મુખ્યપણે મારા પૂ ગુરુજીની ઉદારતા, જૈનદર્શનના આગમો અને આચરણથી મળ્યુ છે. તે દૃષ્ટિએ હુ જૈનસાધુ અને તેમાય સ્થા સંપ્રદાયના જૈનસાધુ તરીકે મારી જાતને માનવા મનાવવામા ગૌરવ લઈ શકુ છુ મહાત્માજી પ્રવૃત્તિમાર્ગમા પડેલા છતા નિવૃત્તિના લક્ષ્યે અવ્યક્ત ઈશ્વરાર્થે કાર્ય કરી ગયા છે એમને રાષ્ટ્રતખ્તો મુખ્ય મળ્યો હુ નિવૃત્તિમાર્ગમા પડલો છતા પ્રવૃત્તિને લક્ષ્યે ચાલુ છુ એકમેકની બાહ્યપ્રવૃત્તિઓ સાથે ભાગ્યે જ સમાનતા હોઈ શકે. ધ્યેયની સમાનતાને મુખ્ય માનીને જ ચાલવુ રહ્યુ. પૂ. બાપુજીમા રેંટિયો, ગીતા અને પ્રાર્થનાની ત્રિપુટી જામી હતી, મારામા કઈ ત્રિપુટી છે તે શું કહુ ? મને અગુપ્તતા, એકાંતસેવન અને સર્વધર્મના અભ્યાસે ઘણુ આપ્યુ છે વિશ્વવાત્સલ્યના ધ્યેયમા મને ૐમૈયાનું અવલંબન ગમે છે હુ બાપુજીના પ્રયોગક્ષેત્રનું અંગ બનું એવી આશા રાખનારાઓને મારી વિનતિ છે કે તેઓ મારી અભિલાષાની સામે જુએ—ખાસ કરીને તો સાધુસંન્યાસીઓને—અર્થકારણ તથા રાજકારણ સાથે મેળ હોઈ જ ન શકે, એ ભ્રામક માન્યતા દૂર કરવામા યત્કિંચિત્ પણ ફાળો આપવાની મારી અભિલાષા છે શ્રમ, તર્ક અને ભાવનાની ત્રિવેણી બાપુના અક્ષરશ અનુકરણરૂપે મારામા ન હોય, તોયે ઓછા વધતા પ્રમાણમાં એ સુયોગ સામે રાખીને જ સંતોષપૂર્વક ઉન્નતદૃષ્ટિએ ધપી રહ્યો છુ, એમ નમ્રપણે માનુ છુ મૈયાની દયાથી અર્થદૃષ્ટિને સ્થાને ધર્મદૃષ્ટિનું સ્થાન આવ્યે ભૌતિક અને આધ્યાત્મિક બન્ને

બાજુઓના મુખર ઉત્તર આવશે, એ વિષે મારી શ્રદ્ધા અટલ છે એને જાળવી રાખવાનો મને અવસર આપવા માટે હું સૌને વિનવું છું

—વિશ્વવાત્સલ્ય તા ૧૬–૧૦–૪૮

## જૈનસાધુ-મર્યાદા-વિષયક પ્રશ્નોત્તરી

(પ્ર) આપ મુહપત્તી શા માટે બાંધો છો ?

(ઉ) મુહ એટલે મો અને પત્તી એટલે પાટો આપણે જ્યારે બોલીએ છીએ ત્યારે મો દ્વારા શ્વાસોચ્છ્વાસ લેવાય છે નાક અને મોની રચનામાં અંતર છે, નાકની તો કુદરતી રચના જ એવી હોય છે, કે હવામાં ઉડતા નાના નાના જંતુઓ, ધૂળના કણો સાથે ચળાઈને જ જાય ત્યારે મોમાં એવું નથી સૂક્ષ્મ જીવોની હિંસાની દૃષ્ટિ તો આપણે ગૌણ ગણીએ પણ સ્વચ્છતા અને આપણા આરોગ્યને ખાતર પણ આ વસ્તુ ઉપયોગી છે ઉપરાંત સભ્ય માણસ સાથે બોલતા અથવા તો શાસ્ત્ર વગેરે વાચતા આપણું થૂંક તેના પર ન પડે તે માટે પારસીઓ પણ આડું કપડું રાખે છે હંમેશા સાથે રાખવું તેના કરતા સરળતાની ખાતર આ મોઢે જ પાટો બાંધવાની બુદ્ધિ માણસને સૂઝી

(પ્ર) આપ ચંપલ શા માટે પહેરતા નથી ?

(ઉ) એક વાત તો એ છે કે પગરખાને માટે ચામડું જોઈએ એટલું બધું ચામડું અહિંસક મળવું અશક્ય છે અને વળી સારી જાતના કુમાશ અને ચેઈનવાળા બૂટ તો તાજા કતલ કરેલા ઢોરના ચામડામાથી જ બને અને બક અને એવા પ્રકારનું ચામડું તો તદ્દન કુમળા ઢોરોને સંહારીને જ તૈયાર કરવામાં આવે છે એટલે પગરખા પહેરીને આપણે એક રીતે હિંસાને જ સહાય કરીએ છીએ તો સમાજમાં થોડાનો એવા ઉઘાડ-પગા જોઈએને કે લોકોને થાય કે જો આ લોકો ઉઘાડા પગે ફરી શકે તો આપણે ચાલીસ કલાક પહેરવાને બદલે એનો થોડો ઉપયોગ કરીએ અથવા દસ, બાર જોડીને બદલે એક

સાદી જોડીથી ચલાવીએ, વળી એ દ્વારા પગને પણ એક પ્રકારની તાલીમ મળે છે માણસ ગમે તેમ આડુંઅવળું જોઈ ચાલતો બધ થાય છે રવિશંકરદાદા રમૂજમા ઘણીવાર કહે છે, કે મારા પગને કાંટો લાગે છે, ત્યારે પહેલા મને લાગવાને બદલે કાંટાને લાગે છે

(પ્ર) પણ આપ ઉઘાડા પગે ફરો અને શેરીની ધૂળમા ગળફો, થૂક, છાણ, મૂતરને લીધે અનેક પ્રકારના રોગના જંતુઓ હોય છે આપના પગ સાથે ચોટી તે ઘરમા આવે તે કરતા પગે રક્ષણ રાખ્યુ હોય તો ?

(જ) જો પગે રક્ષણ રાખીશુ તો આપણે ચાલવામા બેદરકાર બનીશુ અને ધૂળમા તો ગદકી વધવાની જ એટલે જો આપણે ઉઘાડા પગે ફરતા હઇશુ તો ક્યા થૂકવુ, ક્યા મળ વિસર્જન કરવો. એનો હમેશા ખ્યાલ રહેશે આપણા મોટાભાગના રોગો આપણા આ નાખી દેવાના અજ્ઞાનમાથી જનમ્યા છે એ ધૂળ તો હવાના ઝપાટા દ્વારા ય ઘરમા આવે છે, એટલે એથી બચવાનો રસ્તો પગે બૂટ પહેરવાનો નહિ, પણ સમાજને એની નાગરિક ફરજોનો ખ્યાલ આપવાનો છે. ગાધીજીમા આ વસ્તુ હતી તેઓ કહેતા કે મને કોઇ પૂછે કે તમે આ વસ્તુ કેમ કરી તો એકેએક વસ્તુનુ મારી પાસે કારણ હોય છે તેઓને કોઈ પૂછે તમે અહી કેમ થૂક્યા ? તો તેઓ કારણો સાથે જવાબ આપશે ટૂકમા નાનામા નાની વસ્તુને માટે તેઓ જાગૃત હતા જ્યારે આપણા મોટા ભાગના કામો ટેવોથી જ થાય છે ગમે ત્યા થૂકવુ, ગમેતેમ પાણી પીવુ, ગમે ત્યા મળમૂત્રવિસર્જન કરવુ આ બધી આપણી કુટેવો છે એ ખાસ સુધારવાની છે. જૈનધર્મની પાચ સમિતિઓમાની એક મળ, મૂત્ર, બળખો, લાળ, લિંટ, ક્યા કેવી એના વિવેક અગે છે અને તેમા નકામી વસ્તુ ક્યા અને કેમ નાખવી, તેમ સમજાવ્યું છે. તેના ૧૦ પ્રકાર છે પણ જો આપણે તદુરસ્તીને ખાતર, આપણા નાગરિક જીવનને ખાતર પણ આટલુ વિચારીએ તો ઘણુ

પ્ર–તો આપ વાહનમા કેમ નથી બેસતા ?

જ –હુ કાઈ યંત્રનો દુશ્મન તો નથી જ. બાપુજીના અવસાન

બાદ શ્રી કાકાસાહેબનો પત્ર આવ્યો હતો, કે 'આપ હવે એ બંધન છોડી રેંટિયાનો ઉપયોગ શરૂ કરો' મેં તેમને જણાવ્યું કે, જો એવી અનિવાર્ય જરૂર લાગશે, તો તે કરતા હું અચકાઉં નહીં પણ આજે તો જરૂર લાગતી નથી અને આ વાત પત્રમાં વાંચી ઘણા ગ્રામસેવકોના પત્રો આવ્યા હતા, કે આપ એવો નિર્ણય લેશો તો પછી પગે ચાલી ગામડાંનો જે સીધો લોકસંપર્ક છે તે તૂટી જશે માટે ગામડાંને ખાતર પણ આપની મર્યાદા ન છોડશો

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા ૧૬–૯–૪૮

## જૈન સાધુમર્યાદા અને કાંતણ

મારી પરિસ્થિતિની ભૂમિકા સંન્યાસીની છે જે જૈન–દિશામાં મેં દીક્ષા લીધી છે, તેના જે વેશ અને નિયમો મારા ઉપલા કાર્યને અને મૂળભૂત સિદ્ધાંતોને બાધક નથી તે વેશનિયમો મેં જાળવી રાખ્યા છે ભિક્ષાચરીનો અને પાદવિહારનો પણ એમાં સમાવેશ થઈ જાય છે જેમણે માલિકીહકનો સંપૂર્ણ ત્યાગ કર્યો છે અને ગૃહસ્થાશ્રમના નિયમોથી વિમુક્ત છે, તેમણે કાંતવું જ જોઈએ, એવો આગ્રહ હું રાખતો નથી જેઓ કાંતવામાં પાપ માને છે અથવા બાહ્યક્રિયાઓમાં જ પાપ સમજે છે, તે માન્યતામાં હું સંમત નથી પાપ તો મૂળે વૃત્તિમાં છે છેવટે તો સંન્યાસાશ્રમ અને ગૃહસ્થાશ્રમ પોતે પણ સાપેક્ષ જ છે, ત્યાં બીજી તો વાત જ શી કરવી! પરંતુ જેમના હાથમાં સત્ય, પ્રેમ અને ન્યાયની કસોટીનું મુખ્ય હોકાયંત્ર હશે, જે વર્ગ પોતે અવિરતપણે સમાજના બધા જ બળોને વ્યવસ્થિત, નિયમિત અને ઉપયુક્ત બનાવવાના કામમાં મુખ્યપણે રોકાયેલો હશે, તે વર્ગની પાસે આજીવિકાના સાધનોના ઉત્પાદનનું કામ લેવા કરતાં ઉપલું કામ લેવાય તે વધુ ઉપયોગી છે, એ દૃષ્ટિનો સ્વીકાર કરી ભિક્ષોપજીવી–ત્યાગીઓને અમારીભિક્ષાને માર્ગે જવા દેવાનું હું પસંદ કરું છું આવા દૃષ્ટિ અને ખ્યાલ હોઈને સૌ કાંતે તો સંન્યાસી પણ કાં ન કાંતે અથવા સંન્યાસી કાંતે તો જ સમાજમાં કાંતણની ક્રિયાની વધુ પ્રતિષ્ઠા થાય, એવો આગ્રહ મને

બનતા નથી અને નિષ્ક્રિય ગયા છે આથી આપને શ્રદ્ધાપૂર્વક અનુગામીઓને નિષ્ક્રિય બનાવવા નિમિત્ત બને છે

૭ (૭) બાહ્યક્રિયામાત્રથી અન્યના ભાવોનું સમગ્રપણે અનુમાન બાંધતા પહેલાં થોભવું જોઈએ મારા સત્યમાં વિશ્વાસ હોય તો મારી અહિંસામાં તમારા જેવાએ વિશ્વાસ રાખવો જોઈએ પ્રસંગ આવવાની વાટ જોવી જોઈએ બાપુ સાથે ચાલનારા દેશનેતાઓમાં જેમને અહિંસા પ્રત્યે બાપુ જેવી શ્રદ્ધા નહોતી તેઓ પણ બાપુની સરદારીમાં એમની અહિંસાની શક્તિ જોઈને અનુસર્યા તેમ તમે કરી શકો છો અથવા બાઈ મુરીલિસ્ટરની જેમ છૂટા પડી શકો છો મારી મુખ્ય દૃષ્ટિ સત્યાગ્રહીવર્ગ તરફ છે કારણ, હું એ સ્થિતિમાં વસ્યો છું એટલું જ નહિ પણ આપણા દેશનો કાયમી ઉદ્ધાર અને વિશ્વશાંતિનો કાયમી ઉપાય હું એ સત્યમાં જોઉં છું સત્યાસત્યમાંથી હું માત્ર તેમ જ નથી લેતો પણ એ પ્રકારની ભૂમિકા લઉં છું નીતિની કસોટી લઈને એકેએક પ્રશ્નને જોનાર વર્ગને હું આ કોટિમાં ગણું છું અને એ વર્ગની જરૂરિયાત પર વજન આપવાનું મારું મુખ્ય જીવનકાર્ય માનું છું એવી બાહ્યક્રિયામાં રસ લેવા છતાં જાગૃત રહી મારી મર્યાદામાં સંતની પ્રતિષ્ઠા તો બાપુએ અપાવી જ છે એમના જીવનકાળ દરમ્યાન ભલે એ કાર્ય બહુ બહાર ન આવ્યું હોય, હવે આવી રહ્યું છે પણ સંતની પ્રતિષ્ઠાના વગર નીતિનો પાયો મજબૂત નહિ હોય તો ખોટી દિશામાં વળવાના જ મતલબ કે સમાજવાદીઓ ભૌતિકવાદ તરફ ઝુકાઈ જશે, પરિણામે સમાજવ્યાપી હિંસાનું રૂપ નિપજવાનું આજે મોટો ભય એ જ ઊભો થયો છે, એમ તમે વિચારશો તો આજે જણાશે તમે ઉત્પાદક શ્રમની વાત લઈ ઉચ્ચારી છે ત્યારે મારે કહેવું જોઈએ કે ઉત્પાદક શ્રમમાં તમે માત્ર ખોરાક, કપડાં કે મકાન જ લેતા જણાઓ છો અસલમાં, માનવીને એ બધાની જરૂર છે પણ એ બધામાં નીતિ જોઈએ માનવસમાજના ચારેય પાયામાં ચોથો વધુ મહત્ત્વની ચીજ નીતિ છે, તમે જોઈ શકશો કે દેશની મુખ્ય જરૂરિયાત

નથી રહેતો [મારી ચાલુ દિનચર્યામાં બીજાં કુદરતી શરીરશ્રમોને જ્યાં લગી અવકાશ છે, ત્યાં લગી હું ન કાંતુ તો પણ મને શરીરશ્રમની ઊણપનુ દુ ખ નથી. બાકી ખાદી, ગ્રામોદ્યોગો અને ગૃહોદ્યોગો તરફ મારું વલણ છે જ આદર્શસમાજવાદમા એમને જ મુખ્ય સ્થાન હોઈ શકે –(વિ વાત્સલ્યમાંથી) ]

ગાંધીદર્શનના વધુમા વધુ અનુરાગી, ગાંધીજીના નિકટ અને દૂરવર્તી તેમના અનેક ભક્તોના પ્રેમપાત્ર તેમજ એમણે બાંધી આપેલી સડક પર જ સમાજરચનાની ગાડી દોડવવાની ખ્વાહીશ ધરાવનાર મારા જેવા પાસે કાંતણની અપેક્ષા નવલભાઈ જેવાં અનેક ભાઇ–બહેનો રાખે, એ હુ સમજી શકું છુ કાતવા માટે સમય ન કાઢી શકાય, એવુ તો કઈ છે જ નહિ કાંતણયજ્ઞની સમાજમાં હજુ વધુ ને વધુ પ્રતિષ્ઠા થાય, એ જરૂરી પણ છે અને એમ છતાં ઉપર કહ્યુ તેમ મારી દૃષ્ટિમાં મુખ્યત્વે જે સાધુવર્ગ છે, તે દૃષ્ટિએ જોતા કાતણના સિદ્ધાંતની સાથોસાથ આનુષંગિક જે કઇ સવાલો ઉપસ્થિત થાય છે, તે દૃષ્ટિએ કાતણને એ વર્ગ પૂરતુ મે ગૌણસ્થાન ગણ્યુ છે પરંતુ સન્યાસી–વર્ગમા અવટાળવૃત્તિ સહજ રહેવી જોઈએ સમાજ સાથે સંપૂર્ણ સકળાયેલા રહેવા છતા શક્ય તેટલી એમની નિર્લેપતા રહેવી જોઇએ અર્થકારણ, સમાજકારણ, રાજકરણ એ બધાઓમા ધર્મકારણની પ્રતિભા મોખરે અને ઝળહળતી રાખવાની જવાબદારી મુખ્યપણે એ વર્ગને માથે રહેવી જોઈએ, આવુ જો વિરલ વ્યક્તિને બદલે કોઈ અમુક સમૂહમા રાખવા માગતા હોઇશુ તો તે સમૂહના વ્યક્તિસ્વાતત્ર્યને અબાધક એવાં અને સ્વૈચ્છિક પણ નિયમનો અને મર્યાદાઓ સ્વીકારવાં જ જોઇશે .

—'સાધુતાની પગદડી' પા ૧૬–૧૭

## ગાંધીવિચારસરણી, સંતબાલજી અને સાધુમર્યાદાઓ

પ્ર (૧) આપ આ યુગે વધુમાં વધુ કઈ વિચારસરણી હિન્દ અને દુનિયાને માટે ઉત્તમ ગણો છો ?

ઉ (૧) ગાંધીવિચારસરણી

પ્ર (૨) ગાંધીવિચારસરણી એટલે શું?

ઉ (૨) ગાંધીવિચારસરણીની ટૂંકી વ્યાખ્યા એ છે કે અહિંસા અને સત્યને સમાજમાં સક્રિય કરવા. જેમ અહિંસા વ્યક્તિના જીવનમાં પ્રેમી હૃદયપલટો કરાવી શકે છે, તેમ સામાજિક હૃદયપલટો પણ કરાવી શકે છે માટે એ સાધનને સમાજવ્યાપક બનાવવું અને રાષ્ટ્ર રાષ્ટ્રના રાજકારણમાં પણ સચ્ચાઈ ભરવી. તેમણે દેશને આપેલ રચનાત્મકકાર્યક્રમનો એકેએક મુદ્દો આ વ્યાખ્યામાંથી ફલિત થયો હતો.

પ્ર (૩) ગાંધીજીને આપ મળ્યા હતા?

ઉ (૩) મારે એકજવાર અને તે પણ ઉડતી મુલાકાત થઈ હતી.

પ્ર (૪) એમની સાથે તમારે પત્રવ્યવહાર હતો? કઈ બાબતો ચર્ચાએલી?

ઉ (૪) હા, મારી ધારણા એવી છે કે મેં એકથી વધુવાર લખ્યું હશે પણ એમના હાથનો જવાબ માત્ર એકજવાર આવેલો અને તે હરિજનઆશ્રમના હરિજનોની બાબતમાં.

પ્ર (૫) ગાંધીવિચારસરણીને તમો અમલમાં માનો છો?

ઉ (૫) એ વિચારસરણીના ઉપર કહેલા આત્મામાં માનું છું, પણ જ્યારે એ વિચારસરણી અમલમાં અને વ્યવહારમાં આવે છે ત્યારે એમાં બીજા અનેક સંયોગો કામ કરતા હોય છે એટલે કોઈની પણ કોઈ વિચારસરણીને અક્ષરશઃ સ્વીકારવી બીજા કોઈને ય માટે શક્ય નથી.

પ્ર (૬) આપને કોઈ ગાંધીના અનુયાયી કહે તો તેમાં વાંધો લો ખરા?

ઉ (૬) એ તો ગૌરવની વાત છે, પણ આપણામાં અનુયાયી કહેવાથી સામાન્યરીતે અનુકરણની અસર હોય છે. હું તેવો અનુયાયી નહિ ગણાઉં. આથી આજના અને આજ પૂર્વના જે જે વિચારો

હિંદની સંસ્કૃતિ સાથે વણાયા છે, તેમા આ યુગે મારો સૌથી વધુ આદર ગાંધીવિચારસરણી પ્રત્યે છે, એટલુ જ કહી શકાય અને આથી જ અક્ષરેઅક્ષર જોનારને કેટલીક બાબતોમાં મારો જીવનપ્રવાહ અને મારી વિચારધારા બાપુજીના જીવનપ્રવાહ અને બાપુજીની છેલ્લે છેલ્લે હરિજનબંધુમા આવી ગયેલી વિચારધારાથી કોઈ કોઇ બાબતમા છેક જ જુદી લાગશે ગાંધીવિચારસરણીએ સાચે જ દેશ અને વિશ્વમા જે ધોરી સડક તૈયાર કરી છે તેના પર હુ જેને ધર્મદૃષ્ટિએ સમાજરચના માનીને ચાલું છુ, તેના ચણતર ચણાશે એવી મારી આજે અવ્યક્ત છતા સ્પષ્ટ કલ્પના છે નિખાલસપણે મારે કબૂલ કરવુ જોઈએ કે એમની હૈયાતીમા હુ આદર ધરાવતો, હૈયાતી બાદ જ હુ એમને પૂજતો થયો છુ. એમના આકસ્મિક અવસાને મારામા એમના પ્રત્યેનુ વધુ તાદાત્મ્ય પ્રેર્યુ છે

પ્ર (૭) ખરુ કહુ તો મને આપની અહિસામાં જૈનસંપ્રદાયની અસર લાગે છે આપ ક્રિયામા માનો છો ખરા, પણ આપનો સાધુવેશ કે એ નિયમોની, વેશની વાડ આડી આવે છે મને માફ કરજો આ તમારી મુહપત્તી, અસ્નાન અને અકાંતણ તથા એવી અનેક બાબતોમા તમોને જેટલો આગ્રહ જૈનસાધુપણાનો છે, તેટલો આગ્રહ ગાંધીવિચારસરણીનો નથી બાપુજી શ્રમને પ્રતિષ્ઠા આપતા અને એ શ્રમ પણ ઉત્પાદકશ્રમ હોવો જોઈએ, આપ પગપાળા ચાલો છો. જાતે પોતાનુ અંગતકામ મોટે ભાગે પતાવતા હો છો, એ બધામા શ્રમ આવે છે ખરો, પણ ઉત્પાદક શ્રમ આવતો નથી એટલુ જ નહિ, ઉત્પાદક શ્રમ જેવા કે ખેતીસંબંધમા આપના ખ્યાલો જુદા જણાય છે જેમકે બતીને બૂઝાવવી હોય તો ય આપ જાતે ન કરતા બીજા કરે એમ ઇચ્છતા દેખાઓ છો કારણ તમો મુહપત્તીવાળા જૈનસાધુ છો અને એ સાધુવેશના નિયમોમા આવી ક્રિયાને આરંભ કહેવાય છે આ જ દૃષ્ટિએ આપ સમાજસેવાની સંસ્થાઓમાં, રાજકારણમા અને સમાજની ઝીણામાં ઝીણી વાતમા રસ લો છો પણ જાતે ક્યાય સભ્ય

બનતા નથી અને નિષ્ક્રિય રહો છો આથી આપને શ્રદ્ધાપૂર્વક અનુસરનારાઓને નિષ્ક્રિય બનાવવા નિમિત્ત બનો છો

ઉ (૭) બાહ્યક્રિયામાત્રથી અતરના ભાવોનુ સમગ્રપણે અનુમાન બાધતા પહેલા થોભવુ જોઈએ મારા સત્યમા વિશ્વાસ હોય તો મારી અહિંસામા તમારા જેવાએ વિશ્વાસ રાખવો જોઇએ પ્રસગ આવવાની વાટ જોવી જોઈએ બાપુ સાથે ચાલનાર દેશનેતાઓમા જેમને અહિંસા પ્રત્યે બાપુ જેવી શ્રદ્ધા નહોતી તેઓ પણ બાપુની દોરવણીમા એમની અહિંસાની દોરેલી રેખાને અનુસર્યા તેમ તમે કરી શકો છો અથવા ભાઈ પૃથ્વીસિહજીની જેમ છૂટા પડી શકો છો મારી મુખ્ય દૃષ્ટિ સન્યાસીવર્ગ તરફ છે કારણ, હુ એ સ્થિતિમા ઘડાયો છુ એટલુ જ નહિ પણ આપણા દેશનો કાયમી ઉદ્ધાર અને વિશ્વશાતિનો કાયમી ઉપાય હુ એ સસ્થામા જોઉ છુ સન્યાસશબ્દથી હુ માત્ર વેશ જ નથી લેતો પણ એ પ્રકારની ભૂમિકા લઉ છુ નીતિની કસોટી લઈને એકએક પ્રશ્નને છણનાર વર્ગને હુ આ કોટિમા ગણુ છુ અને એ વર્ગની જરૂરિયાત પર વજન આપવાનુ મારુ મુખ્ય જીવનકાર્ય માનુ છુ એથી બાહ્યક્રિયામા રસ લેવા છતા જાગૃત રહી મારી મર્યાદામા શ્રમની પ્રતિષ્ઠા તો બાપુએ અપાવી જ છે એમના જીવનકાળ દરમ્યાન ભલે એ કાર્ય બહુ બહાર ન આવ્યુ હોય, હવે આવી રહ્યુ છે પણ શ્રમની પ્રતિષ્ઠાનો વળાક નીતિનો પાયો મજબૂત નહિ હોય તો ખોટી દિશામા વળવાનો છે મતલબ કે શ્રમજીવીઓ ભૌતિકલાભો તરફ એ ચાઈ જશે, પરિણામે સમાજવ્યાપી હિંસાનુ ફળ નિપજવાનુ આજે મોટો ભય એ જ ઊભો થયો છે, એમ તમો વિચારશો તો સહેજે જણાશે તમે ઉત્પાદક શ્રમની વાત પણ ઉચ્ચારી છે ત્યારે મારે કહેવુ જોઇએ કે ઉત્પાદક શ્રમમા તમો માત્ર ખોરાક, કપડા કે મકાન વ લેતા જણાઓ છો અલબત્ત, માનવીને એ બધાની જરૂર છે છતા એ બધામા નીતિ જોઈશે માનવસમાજના ધારણપોષણમા સૌથી વધુ મહત્ત્વની ચીજ નીતિ છે, તમે જોઈ શકશો કે હવેની મુખ્ય જરૂરિયાત

નીતિ જ છે રોટીની તાણ હવે આપણો મુખ્ય પ્રશ્ન નહિ રહે, પણ ઉત્પાદન પછી એની યોગ્ય વહેંચણી એ હવે આપણો મુખ્ય સવાલ રહેવાનો આવે વખતે સામાજિક અહિંસા અને સામાજિક સત્ય માટે સમાજના નાના મોટા એકેએક અંગમા નીતિ અને ચારિત્ર્ય પ્રતિષ્ઠિત કરવા પડશે નીતિને વ્યવહારમા લાવી શકાય છે, એટલુ જ નહિ, સમાજને ટકાવવામા એ એકજ સર્વોચ્ચ બળ છે, તેવુ વિધાન પ્રત્યક્ષ દર્શનમાં કરાવવાની મારી અભિલાષા છે માત્ર સાધુ નહિ પણ ગૃહ-સ્થાશ્રમમાં રહેતા પતિપત્ની કે રાજકારણીય હોદ્દેદારો પણ ચારિત્ર્ય, નીતિ અને સચ્ચાઈ વ ઉચ્ચ ગુણો જીવનમા અપનાવી શકે છે. તે બતાવી શકે તેવો સમાજ ઊભો કરવો છે, પણ સૌને પોતપોતાની મર્યાદાઓ હોય છે મારે પણ તેવી મર્યાદા છે, હોવી જોઈએ એક માણસ દરેકકામને ધ્યેયની મર્યાદામા રહી માનતો હોવા છતા એકેએક ક્રિયા જાતેજ કરતો નથી આરભ કે સાધુવેશના સવાલ કરતા તમોએ કાતણ, બત્તી વ ના દાખલાઓ આપ્યા તેમાં ઉપલો સવાલ અને મર્યાદા મુખ્ય છે, કેટલાક નિયમો સમાજમા પ્રચલિત હતા, તે પૈકી મૌલિક વિચારો કરતા કરતા મે કેટલાક બદલ્યા છે, કેટલાક જતા કર્યા છે અને કેટલાક ઉમેર્યા છે, તેમ જ્યારે જ્યારે જરૂર પડશે, ત્યારે ત્યારે તેમાં સુધારો વધારો થઈ શકશે

આ રીતે જોતા મુહપત્તી, પગવિહાર, અસ્નાન, અકાંતણ વગેરે એકાતે અચલ અગો નથી તેમ છાશવારે બદલવા જેવા અગ પણ નથી હુ સર્વધર્મઉપાસનાને નીતિ અને ચારિત્ર્યના પ્રચારમાં અગત્યનુ અગ ગણુ છુ છતા એમા સપ્રદાયના ત્યાગને સ્થાન નથી. ઊલટુ સપ્રદાયના અત્યાગનો વધુ આગ્રહ છે

— વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા ૧૬-૬-૪૯

## કોઈપણ સંસ્થાના સભ્ય નહીં હોવા છતાં કાર્યપ્રવૃત્તિ બધા ક્ષેત્રોમાં !

(પત્રાંશ) "સૌરાષ્ટ્રરાજ્યે શ્રી વિનોબા પાસે ભૂદાનયજ્ઞએક્ટને

સારુ એક સમિતિની માગણી કરી છે, વિનોબાજી સામે આપનુ નામ પણ છે, પરતુ સાભળ્યુ છે કે આપ કોઈ સમિતિમા રહેતા નથી, વળી પગપાળા ઘૂમો છો આવા સયોગોમા આપને પૂછ્યા વિના નામ લખીને આપને મુશ્કેલીમા ન મૂકવા,એ માટે પુછાવુ છુ નામો જલદી આપવાના હોઈ આપ 'હા' કે 'ના' નો ઉત્તર તારથી આપો તો સારુ

—સર્વોદયસમ્મેલન-મત્રી શ્રીવલ્લભસ્વામી

(ટિપ્પણી) ભાલનળકાંઠામાની એ પ્રવૃત્તિઓમા સતત વર્ષોથી તરબોળ છતા—હુ ક્યાય સભ્ય નથી કોણ જાણે શાથી પણ મારી ખાસિયતમા એ વણાયુ છે કે ચારે વર્ણોના અને ચારે આશ્રમોના નવી દુનિયાના નવી સમાજ-રચનાના અગો તૈયાર થાય એવી પ્રવૃત્તિ સહજ મળેલી જૈનસન્યાસીઅવસ્થામા સતત કર્યા કરવી કારણ કે તે સિવાય ધર્મ અને બીજા અગોના પડેલા છુટાછેડા સધાશે નહીં રાજકારણ સાથે ધર્મને જોડીને બાપુએ કઠિન કામ સરળ બનાવ્યુ, હવે ધર્મકારણ સાથે અર્થકારણ, સમાજકારણ અને રાજકારણને જોડી ધર્મમય (અહિસક) સમાજરચનાનુ કામ પૂરુ કરવુ પડશે અને તેમા સન્યાસીવર્ગે અગત્યનો ફાળો આપવો જોઈએ, એમ માની હુ અહોરાત્ર મથુ છુ, છતા સભ્યપદથી દરેક સ્થળે લગભગ અલગ રહુ છુ આ કારણે ભૂદાનસમિતિમા મારા નામને સારુ હુ નિરુપાય છુ આ નિરુપાયતાને સતવિનોબાજી આગળ નમ્રપણે રજૂ કરવા મે વિનતિ કરી છે

—વિશ્વવાત્સલ્ય 'ટપાલ' તા ૧-૮-૫૪

## શુ વિશ્વપ્રેમી સાધુને સાંપ્રદાયિક ચિહ્ન કે પ્રવૃત્તિમાર્ગ અવરોધરૂપ છે?

પડિત સુખલાલજી અને પરમાનદભાઈ કાપડિયા આવ્યા હતા પ્રથમતો તેમણે મહારાજશ્રીને અમુકજ જાતનુ સાપ્રદાયિક ચિહ્ન (મુહપત્તી)

કાઢી નાખવાની વિનંતિ કરી. "આપ વિશ્વધર્મની વાત કરો છો, વિશ્વપ્રેમી થવા ઇચ્છો છો, તે પથે છો, એટલે હવે આ વાડાનુ ચિહ્ન કાઢી નાખવુ જોઈએ" આ ભાઈઓ મહારાજશ્રીની ઉચ્ચભૂમિકાની દષ્ટિએ આ વાત કરતા હતા જ્યારે રૂઢિચુસ્તો મહારાજશ્રી ધર્મથી વિરુદ્ધ કામ કરી રહ્યા છે મતલબ કે ઉતરતી ભૂમિકાએ જઈ રહ્યા છે માટે ચિહ્ન છોડવુ જોઈએ એમ કહે છે વાત એકની એક હોવા છતાં ભાવ જુદો છે મહારાજશ્રીએ તેમને સમજાવ્યા કે વ્યક્તિ કોઈને કોઈ પોષાક ધારણ કર્યા સિવાય રહેતી નથી એક બદલશે એટલે બીજો આવશે હુ દઢપણે માનુ છું કે જે વ્યક્તિ જે સપ્રદાયમા જન્મી હોય અને વિકાસ પામી હોય, તે સંપ્રદાય અને સપ્રદાયે આપેલાં ઉપકરણો છોડવાથી કે નવા સજવાથી વટાળવૃત્તિ અને સંકુચિત વાડા બનવાનો ભય રહે છે વાડા બને છે તેથી અટકતુ નથી પણ નવાવાડાના સભ્યો જૂનાવાડાવાળાને ભાંડવાનુ અને ઈર્ષા-દ્વેષ કરવાનુ કામ પણ કરે છે હા, સંપ્રદાયના વિચારક લોકોનુ એમ માનવુ થાય કે આ ચિહ્નનો આ યુગે આ કક્ષાએ રાખવાની હવે જરૂર નથી તો તો ચિહ્ન છોડવાની આખી ભૂમિકા જ બદલાઈ જાય છે

બીજી વાત પંડિતજીએ એ કરી કે આપ ઘણીવાર લખો છો અને કહો છો કે જૈનધર્મના મૂળમા પ્રવૃત્તિ પણ પડલી છે હુ એની ઐતિહાસિકદષ્ટિએ સ્પષ્ટ ના પાડુ છુ એ મૂળેજ નિવૃત્તિપ્રધાન ધર્મ છે એનો અર્થ એ નથી કે આપ આજે જે કરી રહ્યા છો તે ખોટુ છે. ઊલટુ વ્યક્તિ અને સમાજ બન્નેને માટે એજ ઉચિત છે પણ નિવૃત્તિપ્રવૃત્તિની મૂળ માન્યતામા આપણી વચ્ચે મતભેદ રહે છે મહારાજ-શ્રીએ કેટલાક શાસ્ત્રીય પ્રમાણો આપી પ્રવૃત્તિમાર્ગનુ પ્રતિપાદન કર્યું પણ પંડિતજીએ નિવૃત્તિના ઉદાહરણ આપ્યા છેવટે નિષ્કર્ષ એ આવ્યો કે એક પ્રસગ કે વાક્યનો માણસને પોતાને ઠીક લાગે તે અર્થ તાણી શકે છે અને એથી ચર્ચાનો અત આવી જાય છે મૂળે તો એ અર્થો

પોતાના અને સમાજના વિકાસમાં ઉપયોગી હોવા જોઈએ બાકી માન્યતાભેદ તો રહેવાના અને એમાંજ ધર્મોની ખૂબીઓ છે મહારાજશ્રી તો વૈદિક અને જૈન બન્ને ધર્મોને એકમેકના પૂરક જ માને છે એકમાં પ્રવૃત્તિ-પ્રધાનતા છે જ્યારે બીજામાં નિવૃત્તિ-પ્રધાનતા છે

વિશ્વવાત્સલ્ય 'વાર્તાલાપ' તા ૧-૧૨-૫૪

## એકચર્યા ધર્મક્રાંતિમાં બાધક નથી

(પ્ર) એક કાળે એકલા જૈનસાધુસાધ્વીઓએ વિચરવું નહી, એવી આચાર્યોએ આજ્ઞા કરી છે, જ્યારે આજે સત્ય સાથે જ સંપર્ક ગણી ધર્મક્રાંતિને માર્ગે જનારા એકલવાયા પડે છે. કારણકે કેટલીક વાર તેમના સાથી સાધુસાધ્વીઓને એકદમ ગળે ન ઊતરવાથી અથવા સમાજનો ડર લાગવાથી તે સાથે ભળતા નથી, એટલે કાંતો ચીલે ચીલે ચાલવું અથવા એકલવાયો પંથ ખેડવો આ બેમાં કયું સારું ?

(ઉ) સત્ય સાથે સંબંધ ગણી ધર્મક્રાંતિને પંથે જનાર સાધુસાધ્વીઓએ સમાજને પણ સાથે લેવાની દૃષ્ટિ ન ભૂલવી, પણ ગરજ આતમાં એકલવાયો પંથ ખેડવો પડે તો જરૂર ખેડવો અલબત્ત, એકલવાયા પંથમાં પોતાની ચોકી નિરંતર કરવી જોઈએ, નહીંતો બાવાના બેય બગડે સમાજની ક્રાંતિ તો એકકોર રહી જાય અને પોતાની પણ અપક્રાંતિ થઈ જાય બાકી એકાકી વિચરવામાં વાંધો નથી જૈનસૂત્રોમાં સમર્થ સાધુસાધ્વીઓને માટે એકાકી વિચરવાના ઘણા દાખલાઓ મોજૂદ છે અલબત્ત, શ્રીનગરે બીજા પણ કેટલાક જોખમો છે જ પરંતુ આજે તો એવા શ્રાવકશ્રાવિકાઓ પણ ઘણા મળી આવશે કે જેઓ સુપાત્ર સાધુસાધ્વીને સગાથ અને સેવા બન્ને આપી શકશે પોતાના સમાજના માણસોનો સત્યલક્ષી પ્રેમસંબંધ અવગણ્યા વિના તથા ચારિત્ર્યશુદ્ધિનો સતત જાગ્રત ખ્યાલ રાખીને સર્વસમાજવ્યાપી ધર્મક્રાંતિનો ઝંડો લઈને જે ચાલશે તે સાધુસાધ્વી પોતાના સમાજની ધર્મક્રાંતિના અગ્રદૂત બની શકશે માટે મન આવી

ક્રાતિ જ સાચી ધર્મક્રાંતિ છે

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા. ૧૬–૩–૫૬

## સ્ત્રી સંપર્ક અને જૈનમુનિ

(પ્ર) તમે સ્ત્રીઓના સ્પર્શ વિષે તમારું હાલનુ આચરણયુક્ત મંતવ્ય દર્શાવ્યું, પણ એ મહાવ્રતની નવવાડ વિષે તમે શુ માનો છો?

(ઉ) હું મારી જાતને વધુ વિકસાવવામાં સ્ત્રીઓના સ્પર્શને ઇરાદાપૂર્વક ટાળવાનુ પસદ કરું છું મને એમ પણ લાગે છે કે તેમ કરવુ જૈનસંન્યાસીપરપરાને પણ વધુ બધબેસતુ છે બાકી જેઓ નિર્દોષપણે સ્ત્રીસ્પર્શ કરે છે કે તેવા સ્પર્શને સહી લે છે, તેઓ જૈન-સાધુની પંક્તિમાં નહી ગણાય, એવા એકાગી મતવ્ય સાથે હુ મળતો નહી થઈ શકુ જિનકલ્પીસાધુઓના એવા ઉદાહરણો જૈનગ્રથોમા મળે જ છે કે જેમણે સ્ત્રીસ્પર્શને સહી લીધો હોય! એવા નિર્વિકાર-મૂર્તિ જૈનશ્રમણની આખમા પડેલા કણાને એક યુવાન સ્ત્રીએ જીભ-વતી કાઢ્યુ અને પરિણામે પોતાનો કપાલચાલ્લો સાધુના મસ્તક પર ઘસાયાનુ દષ્ટાત સતીસ્થાનકોમા જૈનો હોસથી બોલે છે કે ગાય છે, તે આજે જાણીતી વાત છે એટલુ જ નહી બલ્કે ખુદ દીક્ષાગુરુની આજ્ઞા મેળવીને સ્થૂળભદ્ર પોતે જ્યા પૂર્વાશ્રમમા પતન પામેલા, તેવી કોશાગણિકાને ત્યા જઈને ચાતુર્માસ ગાળે છે અને તે દરમ્યાન સાથે જ રહે છે એ પણ જગપ્રસિદ્ધ ઘટના છે આવું અનુકરણ સૌ કોઇ ન કરી શકે, પણ મારે પોતાને માટે નમ્રપણે કહુ તો વિશ્વમાતૃત્વ પામવાનો આ જન્મે કે જન્માતરે મારો કોડ છે 'વિશ્વવાત્સલ્ય'ના ધ્યેયમા માતૃત્વની મુખ્ય ઉપાસના રખાઈ છે, એટલે નરજાતિ કરતાયે નારીજાતિના હંમેશના સામાજિક સપર્કમા તો હુ પોતે માનુ જ છું

—વિશ્વવાત્સલ્ય તા ૧–૪–૫૩

## સાધુને માટે વેશ સાધન છે, સાધ્ય નથી

માત્ર વેશપરિવર્તનથી વિકાસ ન થઇ શકે વેશપરિવર્તનની સાથે

હૃદયનુ પરિવર્તન જોઈએ આથીજ જૈનદર્શન જ્ઞાન અને ક્રિયા (વર્તન)નુ સાહચર્ય સ્વીકારે છે

વેશ એ કઈ સાધ્ય નથી, માત્ર બાહ્ય સાધન છે તે બાહ્યસાધન આતરિક સાધનની પુષ્ટિમા અને આત્મવિકાસમા મદદરૂપ થાય તેટલા પુરતુ તેનુ પ્રયોજન છે વેશ ભલે ભિન્ન હોય પરતુ તત્ત્વમા કશો ભેદ છે જ નહિ, ભિન્ન વેશ રાખવાના પણ તે જ [ (૧) લોકોમા વિભિન્ન પ્રકારના વિકલ્પો અને વેશો પ્રવર્તી રહ્યા છે, તેમા આ વેશ પરથી લોકોને પ્રતીતિ થાય કે આ જૈનસાધુ હશે (૨) 'હુ સાધુ છુ' તેવુ પોતાને વેશથી ધ્યાન રહે માટે (૩) સયમનો તે દ્વારા નિર્વાહ થાય એવા] પ્રયોજનો છે

વેશ અને સમાચારી ભિન્ન છતા સભોગ–સામ્પ્રદાયિકવ્યવહારના ભૂત ત્યા (કેશીશ્રમણ અને ગૌતમ વચ્ચે) નડયા નહિ જ્યા વિશુદ્ધપ્રેમ ઉછળતો હોય અને સમુદાયનો કદાગ્રહ ન હોય, ત્યા તેવુ વિષવાતાવરણ હોયજ શાનુ ? આવા સતસમાગમની એકજ ક્ષણ કરોડો જન્મોના પાતકને લય કરી નાખે છે

—ઉત્તરાધ્યયનસૂત્ર 'નોધ' પાના ૩૭, ૨૦૬

## બ્રહ્મચર્ય, સાધુવેશ અને અન્ય સાધુમર્યાદાઓ વિષે ખુલાસો

તમારી સૌની ઊડી મમતાને, હુ મૂડી વિશેષ એટલા માટે ગણુ છુ કે મૂળ સમ્પ્રદાયમા રહીને વૈચારિક અને આચારિક ધર્મક્રાન્તિ થઈ શકે છે, તે આદર્શ આજના વિશ્વધર્મ–સપ્રદાયો માટે ઘણો જ માર્ગદર્શક અને પ્રેરક બની શકે તેમ છે

મારે પ્રથમ તો એ નમ્રપણે કહેવુ જોઈએ કે સ્થા સમાજ પોતે જ ધર્મક્રાન્તિ પરથી હસ્તીમા આવ્યો છે એ સાચુ, ક્રાન્તિને ઝીલવાની ત્રેવડ તે સમાજની વ્યક્તિઓમા હોય તેય બરાબર, પણ એણે શિસ્તની આકરી નીતિ નથી અપનાવી, એથી જ એમાથી સોનગઢી ને તેરાપથી થયા ને જુદા પડયા, એમ માની શિસ્તની આકરી નીતિ

અપનાવવાનુ વિચારાતું હોય, તો તે વિચારમાં હું પાયાની ભૂલ માનુ છું મારુ ઇતિહાસ-વાચન તો એમ કહે છે, કે જો વિચારસહિષ્ણુતાની વાતને સ્થા સમાજે આચાર-સહિષ્ણુતામાં ચાલુરૂપે અપનાવી રાખી હોત, તો કદાચ એ ઉપલાં બને જુથો જુદા પડત નહીં અને જુદા પડત તો તેમનુ ચાલત નહી મારી પોતાની જાત માટે હું એમ ઇચ્છીને વર્તી રહ્યો છુ કે ધર્મક્રાન્તિને પાર પાડવા સમ્પ્રદાય કે સમ્પ્રદાય વેશ છોડવાની જરાય જરૂર નથી વટાળવૃત્તિ કે નવો સમ્પ્રદાય જાતે રચવા સામે મારો એટલો બધો જાગૃતિભર્યો અણગમો છે કે એવી કોઇ કલ્પના આવે કે ચાયેજ મારુ અ ત કરણ ઊ ડી વેદના વેદે છે આ પરથી તમો સમજી શકશો કે સ્થા જૈન સાધુઓની પાસે ધર્મ-ક્રાન્તિની મુખ્યપણાની મારી આશા વધુ સાચી છે

હવે પાયારૂપ ક્રાન્તિના સવાલો પર તમે ફરી ચર્ચા કરી છે, તે પરત્વે લખુ છુ 'વ્યવસ્થા અને શિસ્ત' બન્નેને સૌએ માન્ય રાખવા જ જોઈએ, પણ વ્યવસ્થા કે શિસ્તને નામે સ્થાપિતહિતો કે રૂઢિબ ધનોને પ પાળી શકાય જ નહી મૂળભૂત સિદ્ધાંતો સાચવવાની વાતમા શ કાને સ્થાન જ નથી પણ એ મૂળભૂત સિદ્ધાતોનો સ બ ધ આત્મા સાથે છે, ભાવ સાથે છે, નહિ કે માત્ર શરીર સાથે કે બાહ્ય દ્રવ્ય સાથે દા ત બ્રહ્મચર્યને લઇએ તો સતી સુભદ્રાએ મુનિનુ રજકણુ કાઢ્યુ ને એનો કુ કુમચાંદલો મુનિને અડી ગયો, તો એ મુનિએ બરાબર નવવાડે વિશુદ્ધ બ્રહ્મચર્ય પાળ્યુ જ ગણવુ જોઈએ સ્થૂળભદ્ર મુનિએ કોશા સ ગે રહેવા છતા નવવાડ વિશુદ્ધ બ્રહ્મચર્ય ઉજળી રીતે પાળ્યુ જ ગણાય શ્રમણ ભગવાનમહાવીરને વ દવા જનાર શ્રેણિકે સણા વખતે 'શ્રમણશ્રમણીએ કીધા નિયાણા'ની વાતમા સાધુસાધ્વીઓ સાથે વિચરતા કે રહેતા, એ વાત આવી જ જાય છે અરણિક મુનિની વાત તો તમો જાણો જ છો જો તમે આ ચારેય બાબતોને ત્રિકાલાબાધિત ન ગણતા અપવાદિત ઘટનાઓ કહેતા હો, તો સ્ત્રી-પશુ-પ ડગ-રહિત સ્થાન ભોગવવાની વાત શા માટે ત્રિકાલાબાધિત

ની બીજી બાજુ પણ જૈનવિચાર-આચારપરંપરામાં હતી, છે અને રહેવાની જ છે. એટલે રાત્રિ-પ્રવચનમા નારીઓને રોકવાની વાત અને દીક્ષાવૃદ્ધ સાધ્વીઓને દીક્ષાલઘુ સાધુને નમવાની વાત આ દૃષ્ટિએ ખૂબ જ વિચાર માંગે છે, પાયાનો પુનર્વિચાર માગે છે, એ ફરીફરીને હુ કહીશ

અસ્પૃશ્યતા અગે તો જૈનો કેટલા કટ્ટર બની ગયા છે, તેનો એક વિદુષી જૈન સાધ્વી હરિજન-વાસમાં તાજેતરમા ગયા, તેના ઉપર તેમની જૈનવર્ગમાં જે ટીકા થઈ અને એ સાધ્વીને અસર થયાનું તેમના સંપર્કમાં રહેલા એક ભાઈ લખે છે, તે પરથી ખ્યાલ આવી જાય છે ધ્રોળમાં વર્ષો પહેલા એ કારણે મારે જૈન ઉપાશ્રયનું સ્થાન છોડવાનુ અનિવાર્ય બનેલુ એ બધા જ બાપડા કેટલાં પ્રેમી અને મને ત્યાં રાખવા માટેના આગ્રહી જનો હતા !

સાધુવેશ વિષે મારા અગાઉના અને આ પત્રમાં મેં જણાવ્યું જ છે નૈતિક અભિપ્રાયનો મારો એ અભિપ્રાય તમારા આ પત્રથી વધુ નક્કર જ બને છે, એ પણ મારે પુન નમ્રપણે કહેવુ જ રહ્યું સાધુવેશ જૈનોમા એક જ પ્રકારનો કદી રહ્યો નથી એમા કાળેકાળે પરિવર્તન થયાં જ છે જેઓ પોતાની ચોક્કસ માન્યતા અલગ ધરાવીને ચાલે છે, તેઓ સ્વય પોતાના નવા-વેશનું નિર્માણ કરે છે દા ત તેરાપથી. તેઓ મુહપત્તી ટૂકી અને લાંબી રાખે છે પરન્તુ એ વિચારભેદે કરીને ભીખમજી (કે ભીખણજી) મુનિ પાસેથી સમ્પ્રદાયે કદી વેશની પરત માંગણી કરી નથી, કરી શકેય નહી આઠકોટીવાળા ત્રિલોકચદજી મુનિ અને બીજા અનેક દાખલા મહાગૂજરાત અને મારવાડમા પણ તેવા દાખલાઓ છે. ખુદ સોનગઢવાળા કલ્યાણજી મુનિ અને તેમના સહમુનિઓ પાસે પણ તેમના સમ્પ્રદાયે વેશ પરત કરવાની માગણી કરી નથી. તે જ સમ્પ્રદાયના છોટાલાલજી મુનિ તો આજે પણ સમ્પ્રદાયમાન્ય મુનિ તરીકે વિચારતા જાણ્યા છે. આ મુનિઓ તો ધન, રેંટિઓ

વ ગોધી પ્રવૃત્તિઓમાં પડતા હોય છે જ્યારે એ પ્રવૃત્તિઓ પોતે વધી જાય છે, ત્યારે તેઓ જાતે પરિવર્તન કરે એવું બને છે. જેમકે હવે કલ્યાણચંદ્રમુનિ મોઢે મુહપત્તી બાંધતા નથી, મોટરમાં ફરવા છતાં સ્થાનકનું અને જૈન તો હજુ ગણે જ છે દેરાવાસી મુનિવરોને તો ઘણી છૂટો લેના હોય છે. એમાં કેટલાક નામો જાણીતા છે દા. ત. બન્ને જ્ઞાનવિજયજીઓ, એક આબુવાળા, બીજા રેલવિહારી આમ છતા બન્ને જૈન ગણતા જ હતા આખી યતિસંસ્થા સાધુવેશ ગણીને જ સાધુઓનું થએલું રૂપાંતર નહિ તો બીજું શું છે? એટલે સાધુવેશ માગવાનો સાંપ્રદાયિક અધિકારની વાતોનો કશો અર્થ નથી માત્ર ક્રિયામાં તો હું નમ્રપણે પુરેપુરા હવા સાથે સમૌન એકાંતવાસ પછીના માગ નિયમો અને વ્રતો છડેચોક જૈનસમાજ વચ્ચે મૂકીને ચાલી રહ્યો છું મારી એ પ્રતીતિ દિનેદિને વધતી ગઈ છે કે, વહેલા મોડા આ ચાલો મક્કમ બનતા બીજા સાધુસાધ્વીઓ અને સંઘ આ દિશામાં આવશે જ અલબત્ત, આજે પ્રત્યેક બાબતમાં પ્રેરક રહેવા છતાં મારે ગામડાં, નારીપ્રશ્નો, પછાતવર્ગો તથા રાજ્ય, સમાજ, આંત-રરાષ્ટ્રીય અને રાષ્ટ્રીય અર્થપ્રશ્નો વગેરેમાં ઝીણવટથી જોતા રહેવું પડે છે તેમ અમુક કક્ષાએ સમાજ, રાજ્ય અને અર્થતંત્ર પૂગી ગયા હોઈ બીજા સાધુસાધ્વીઓને તેટલી હદે ભવિષ્યે ઊંડા ઉતરવું નહી પડે, એમ માનું છું

મારે વિષે ફરીને નમ્રભાવે કહું 'આખોએ સમાજ જગતની દૃષ્ટિએ નિંદાય' એવો કોઈ આમાં સવાલ જ નથી ઊલટું આમાં તો શાસ્ત્ર અને આચાર્યોની ભૂત તથા વર્તમાન પરંપરાનો સમન્વય કરીને જ ભવિષ્યના સાધુસમાજની પુનર્રચનાનો અને સંગીનતાનો જ સવાલ છે, એટલે જૈનત્વ એ જ જૈનસમાજની મિરકત બને એવી ભાવના જ સાચી વસ્તુ છે એમ માનવાની મારી વિનતિ છે, તે પરાણે ગળે ઉતરાવવાની ન હોય. સૌને પોતાના મંતવ્યો ધરાવવાનો અધિકાર હું માન્ય રાખું છું પણ જ્યારે સાધુવેશમાં રહેલી સાધુ-

તેટલો પવિત્ર હોય પણ લોચ ન કરતો હોય તો તે હલકો છે આ ખોટું છે બાહ્યક્રિયા સાધનરૂપે ઠીક છે પણ આંતરિક તપ જ સાધ્ય માર્ગનુ દ્વાર છે શરીરને ન અતિ કષ્ટ કે ન અતિવિલાસ તરફ જવા દેવું એ સાચું છે હુ દાઢીનો લોચ અને માથાનુ મુંડન કરાવુ છુ

મુહપત્તી મૌન વખતે નથી વાપરતો અને દીક્ષાએ મોટા સાધ્વીજીને વદન કરુ છુ સાધ્વીજીને સતોષ થયો

—વિશ્વવાત્સલ્ય 'પ્રવાસનોધ' તા ૧૬–૭–૪૮

## શ્રમણ-વર્ગ અને મારું વલણ

મારે આજના શ્રમણવર્ગને અંતકરણપૂર્વક ઘણું ઘણુ કહેવાનુ છે જ હુ પ્રસગોપાત્ત મારી આગવી ઢબે કહુ પણ છું, પરતુ હમેશા મને લાગ્યું છે કે આચરણથી સામાના હૃદયને જે અપીલ થાય છે, તે કદી ટીકામાત્રથી થતી નથી આવુ સ્વાભાવિક વલણ હોઈને કોઈને ઉશ્કેરાવાનુ કારણ ભાગ્યે જ રહે છે

આત્મશોધનથી જ માનવી ઊચે ચઢે છે અને ભુલેલા માનવ ભાઈઓને પણ આત્મશોધક માનવી જ ઊચે ચઢાવવાનુ નિમિત્ત આપી શકે છે આવી દષ્ટિ અને સહજ વલણને લીધે મે કશુ ગુમાવ્યુ નથી, વિચારોથી કટ્ટર વિરોધીઓના દિલમા પણ સ્થાન પામી શક્યો છું, એવુ મને હમેશ લાગ્યા કર્યું છે કોઈ અમુક ક્રાંતમાર્ગી મુનિઓ કરતા મેં શ્રમણધર્મને વધુ સાચવ્યો હોય, તો પણ એનો યશ ઉપલી મારી દષ્ટિ અને વલણને ફાળે જાય છે મારી નજરમા સતત સન્યાસી-શ્રમણવર્ગ રહ્યો છે પત્રલેખક જેવા મુનિઓની, ગુરુજનોની તેમજ સાધુસંન્યાસી કે સંતોની હાર્દિક લાગણીનો અધિકારી બનુ છું, ત્યારે મને પારાવાર આનંદ થયા વિના રહેતો નથી અને આઝાદ ભારતના ભાવિ માટે સાધુવર્ગ પ્રત્યેની મારી પોતાની વધુ ઉજળી આશા વધારે દઢ થતી જાય છે

—વિશ્વવાત્સલ્ય 'ટપાલ' તા ૧–૩–૫૪

## સાધુઓના નિયમોમાં અનેકાંતનો ઉપયોગ

જૈનદર્શન એ અનેકાંતદર્શન હોવાથી તેમાં આવતાં સૂત્રો બહુધા સાપેક્ષ (અપેક્ષાપૂર્વકનાં) હોય છે. અપેક્ષા એટલે દૃષ્ટિબિંદુ. મનુષ્ય જ્યાં સુધી સાધકદશામાં હોય ત્યાં સુધી તે દોષ, સ્ખલના, પાપ અને પતન થવું એ સાવ સંભવિત હોવાથી તેવા સાધકના સંયમી જીવનની રક્ષા માટે ધર્મધુરંધરોએ પ્રસંગને અનુસરતા વિધેય અને નિષેધાત્મક નિયમો તથા ઉપનિયમો સ્થાપિત કર્યા હોય છે અને તેમાં ભિન્નભિન્ન દૃષ્ટિબિંદુઓ રહ્યાં કરે છે.

આવા નિયમો વૈદિકધર્મ, બૌદ્ધધર્મ તથા જૈનધર્મોમાં પણ મળે છે અને સાધકદશામાં તેની પણ આવશ્યકતા પણ છે તે વાત તો નિઃસંશયપણે બુદ્ધિમાન સજ્જનો પણ સ્વીકારશે.

હવે અહીં પ્રશ્ન થાય છે કે નિયમો તો નિશ્ચયાત્મક જ હોવા જોઈએ, તેમાં અનેકાંતતા અને ભિન્નભિન્ન દૃષ્ટિબિંદુઓ શા માટે?

આ પ્રશ્નનો ઉત્તર એ છે કે જે જે નિયમો જ્યારે જ્યારે ઘડાય છે ત્યારે તે તે ધર્મસંસ્થાપકોએ ત્યારની અવસ્થા અને સાધકની પરિસ્થિતિના બલાબલનો વિચાર કરી નિયમો ઘડ્યા હોય છે અને તે નિયમોની વ્યવસ્થા જાળવવા ઉપનિયમો પણ રચ્યા હોય છે. જો કે સાધકનું ધ્યેય તો કેવળ આત્મવિકાસનું હોય છે, પરંતુ તે વિકાસને સાધવા માટે આવા નિયમો અને ઉપનિયમોની પણ મહાન આવશ્યકતા છે.

તેમાંના જે જે નિયમો વિકાસની તદ્દન સાંનિધ્યમાં છે તેમાં અપવાદ હોતા નથી અર્થાત્ તે નિશ્ચયાત્મક હોય છે, પરંતુ જે નિયમો કે ઉપનિયમો મૂળગુણોની પુષ્ટિ માટે યોજાયા હોય તેમાં તો અપવાદ અવશ્ય હોઈ શકે. આવી રીતે જૈનદર્શનમાં ઉત્સર્ગ અને અપવાદ એમ બન્ને માર્ગો છે.

આજે લોકમાનસનું વલણ કઈ તરફ છે? સમાજ આજે કઈ પરિસ્થિતિમાં છે? હું ક્યા પ્રદેશમાં ઊભો છું? એ બધા બળોનો

ખ્યાલ કરી જે જે નિયમો ત્યાં બાધક થતા હોય તેનો વિવેકપૂર્વક તોડ કાઢી આત્મવિકાસનું ધ્યેય ન ચૂકાય તે જ દૃષ્ટિબિંદુ જાળવી અપવાદ–માર્ગનો ઉપયોગ કરવો તે જ અનેકાંતવાદનુ પ્રયોજન છે. આવા અનિવાર્ય સંયોગમા જ અપવાદમાર્ગની ઉત્પત્તિ થાય છે અને હોઈ શકે

—દશવૈકાલિકસૂત્ર 'ભૂમિકા' પા ૧૧

## પ્રતિજ્ઞા વિષે જાગૃતિ

કલ્પના અને વસ્તુ બન્ને ભિન્ન છે સાધક જ્યારે કોઇ પણ પદાર્થની પ્રતિજ્ઞા લે છે ત્યારે એ પ્રતિજ્ઞાનું પાલન કરવામા સંકટો આવશે એવી કલ્પના તો એના મનમા હોય જ છે, પણ જ્યારે તે જ સંકટોનો અનુભવ થાય છે ત્યારે તેના આતરિક ઘડતરની પૂર્ણ કસોટી થાય છે.

જેઓ પ્રતિજ્ઞાને પૂર્ણતા ન માની લેતા પ્રતિજ્ઞા લીધા પછી પણ તેવુ ને તેવુ દૃઢ સંકલ્પબળ જાળવી રાખવા માટે જાગૃત રહે છે તેઓને આવે સમયે આતરિક શક્તિ અવશ્ય સહાય કરે છે પણ જેઓ પ્રતિજ્ઞા લીધી એટલે ત્યાગ થઈ ગયો એમ માની ગાફલ રહે છે તેઓ આવે સમયે પ્રાય પરાજિત થાય છે તેથી જ વૃત્તિને સહેજ પણ બીજી બાજુ ઢળવા દઈ પોતે તટસ્થદ્રષ્ટા રહેવાના મનોરથો સેવવાનો માર્ગ સર્વથા સુરક્ષિત નથી

—આચારાગ 'નોધ' પા ૩૫૭

## સ્વીકારેલા નિયમોમાં દૃઢતા અને સાધુતાના સાચા લક્ષણો

...વર્તમાન યુગે નવસમાજ–નિર્માણમા સાધુઓએ સૌથી આગળ આવવુ જોઇએ. તેને માટે સાધુ–સંન્યાસીઓ કેટલાક બાહ્ય ક્રિયાકાડોમા અપવાદરૂપે ભલે છૂટછાટ લે! પણ અપવાદિત છૂટોને નિયમ ન બનાવી મૂકે. દા. ત જૈનસાધુ જઇ રહ્યા હોય, રસ્તામાં કોઈ બીમાર વ્યક્તિ

પડી હોય. પાત્ર કોઈ હોય જ નહીં, અગર એક વ્યક્તિને ખૂબ તરસ લાગી છે અને બીજા કોઈ પાસે પાણી નથી સાધુ પાસે ઉકાળેલું પાણી છે, તો તેવા વખત સાધુએ વિવેક વાપરી ભલા કરવા જોઈએ અને તરસ્યાને પાણી આપવું જોઈએ પણ આ અપવાદ થયા તેને નિયમ ન બનાવાય। આ બાબતમાં પ્રશ્નોત્તરી ચાલી છે. જેને નક્કી કરેલા નિયમમાં એક વાર (ભલે પછી તે બીજા ફરજ ચૂકે ત્યારે જ બીજાને ફરજ શીખવવા) પણ ફેરફાર કરવામાં આવે તો માનવસ્વભાવપ્રમાણે આચારમાં ઢીલાશ આવી જવાનો પૂરો ભય રહે છે

જે સાધુસમાજમાં નિયમોમાં ઢીલા પડી જાય તે સાધુ જ નથી સાચા સાધુ હોય તે સતત જાગૃત રહે છે તે પોતાની ફરજ પાળે અને બીજાઓને પોતે દાખલારૂપ બનીને પણ પળાવે તેવો માર્ગદર્શક જ હોય છે। આજે તો જે સમાજ પોતે ભૂલોથી ભરપૂર છે તે સાધુઓ માટે નિયમો ઘડે છે અને સાધુઓ પાસે પળાવવા આગ્રહ રાખે છે પરિણામે ભૂલ કરનાર પોતે અભૂલ માટેના નિયમો કરીને પોતે ન પાળતા બીજાને પળાવવા જાય તો તેવા નિયમોમાં કદી પ્રાણ આવે નહીં, તે દેખીતું છે આથી કા તો તેજસ્વી સાધુઓ બીજાઓના આવા ખોટા બંધનોને કારણે તે નિયમો સાવ છોડી દે છે ! કા તો જે સાધુઓ આવા બંધનમાં રહીને પાળે તેમનામાં તે (અન્યકૃત નિયમોમાં) આત્મીયતાનું ચેતન ઊભું થાય નહીં અને તે જડ કર્મકાંડના ઓઠા નીચે મિથ્યાભિમાન પોષાય અથવા તો સ્વચ્છંદતા વધારાય ખરી રીતે સાધુઓના નિયમો કેવા હોવા જોઈએ તે સાચા સાધુ પોતે જ ઘડી શકે આવા અનેક સાચા સાધુઓ સ્વતંત્રતામાં (પોતાના તંત્રમાં જ) રહી સામાન્ય નિયમો ભલે પાળે, પાળવા જ જોઈએ આમ સાચી સાધુતા ત્યારે જ પ્રગટે છે કે જ્યારે પ્રાણ અને પ્રતિષ્ઠાનો મોહ છૂટયા પછી સહેજે સાધુવેશ ગ્રહણ થાય। ત્યારે પ્રશ્ન એ થયો કે પ્રાણ અને પ્રતિષ્ઠાનો મોહ છોડવો એ તો બહુ જ ઉચ્ચ ભૂમિકાની વાત થઈ, પછી

વીતરાગપણામાં શું બાકી રહ્યું ? ત્યારે જવાબ મળ્યો કે ના, એમ નથી. ઘણાય માણસો અભિમાન પોષવા ખાતર અથવા વિકારી પ્રેમ ખાતર પ્રાણ અને પ્રતિષ્ઠાનો ત્યાગ જરૂર કરી શકે છે સાચી સાધુતા માપવા માટે આટલી વસ્તુ જોઈએ (૧) એક તો અગુપ્તતા (૨) બીજી આત્મા અને સમાજનો અનુબંધ અને (૩) પછી પ્રાણ અને પ્રતિષ્ઠાના મોહનો ત્યાગ સાધુની કોઈપણ ક્રિયામા ગુપ્તતા નહી હોય. એ જે કંઈ કરતો હશે તે ખુલ્લુ કરતો હશે એટલે તેમા દંભ નહીં આવે, છળકપટ નહી આવે. (૪) સમાજનો બરાબર અનુબંધ હશે એટલે તેનુ દરેક પગલુ સાવચેતીનુ હશે તેથી તેના બધાજ પગલાનુ જ્યારે તે સમાજ અનુકરણ કરે તોય સમાજવ્યવહારમા કશો વાંધો નહી આવે પછી એ આગળ ચાલશે જામેલી પોતાની પ્રતિષ્ઠા જળવાઈ રહે તે માટે કોઈને અણગમતુ કહેવાતુ નથી બધાયને સારુ કેમ લાગે એ રીતે સાધુઓ પણ બોધ આપે છે તેથી સમાજ અને પોતે નવી પ્રગતિ કાંઈ કરી શકતા નથી જ્યારે પ્રતિષ્ઠાનો મોહ છોડશે ત્યારે તેવા સાચા સાધુને સત્ય અને ન્યાય સિવાય કોઈની યે પરવા નહી હોય પછી તે તેથી યે આગળ ચાલશે મોટા હુલ્લડો થતા હોય, તોફાનો થતા હોય અને ચારે બાજુ હિંસાનુ સામ્રાજ્ય વ્યાપ્યુ હોય ત્યા એ સાધુપુરુષ શાન્તિ માટે પ્રયત્ન કરશે અને જરૂર પડ્યે પ્રાણ હોમવાની પણ તૈયારી રાખશે

આવી પરીક્ષામા અભિમાન માટે, વિકારીપ્રેમ ખાતર કે બીજાં ઐહિક સુખ ખાતર પ્રાણપ્રતિષ્ઠા છોડનાર પાસ નહી થાય એટલે સાચો કોણ છે તે પરખાઈ જશે અને ઉપલી બધી પરીક્ષામા પાસ થયેલા સાચા સાધુનુ દરેક પગલુ સમાજને માટે શાસ્ત્ર બની જશે આથી જ મહારાજશ્રી કહે છે કે સસ્થા તરીકે કોંગ્રેસ સિવાય બીજી કોઈ સસ્થા સર્વાંગીણ નથી છતા આજે ત્યા ધન અને સત્તાની લાલચ હોઈ હલકામા હલકી વ્યક્તિઓ પણ એમાથી મળી રહેશે. જ્યારે હજારો વરસથી ચાલી આવતી ધર્મસસ્થાઓ કે સાધુસસ્થાઓ

આજે સર્વાંગીણ નથી રહી જૂના તપત્યાગ અને નવક્રાંતિની અહિંસક સમાજરચના માટે જે નિસ્પૃહી વ્યક્તિઓ જોઇએ તેવી સર્વાંગીણ વ્યક્તિઓ સાધુસંસ્થામાથી સવિશેષ સહેજે મળી રહેશે માત્ર પ્રયત્નો જ કરવા જોઈશે

—વિશ્વવાત્સલ્ય 'પ્રવાસનોંધ' ૧ મે અને ૧૬ મે ૧૯૫૬

## અનાસક્તિ માટે નિયમ આવશ્યક છે

(પ્ર) સાધુથી બીજાને (ગૃહસ્થને) કંઈ (પોતાની ભિક્ષામાથી) અપાય નહિ ? જનતાની સેવા કરનાર બીજાને કંઈ આપી ન શકે ?

(ઉ) એવુ છે કે અમારાથી કોઇને કંઈ અપાય નહિ (આ એક નિયમ છે) આ બધા નિયમો પતનથી બચવા માટે જ છે અને સાધુનો વેશ ધારણ કરવાથી કંઈ સાધુતા આવી જતી નથી સાધુઓમા પણ ઘણે ઠેકાણે આસક્તિ લાગી જવાનો ભય હોય છે ભિક્ષા લેવા જતા સારુ ખાવાનુ મળી જાય તો 'લાવોને, પોતાના કોઈ આત્મીય ગૃહસ્થ શિષ્યને કે બીજાને આપીશુ' એવી વૃત્તિ સ્વાભાવિક રીતે જ ઉત્પન્ન થાય એનાથી તરત તો નહિ, પણ ધીમે ધીમે આસક્તિ વધે એટલે જ સાધુને માટે આવા કડક નિયમો હોય છે

'સાધુજીવનનો આદર્શ જેટલો ઊંચો છે એટલીજ એની સાધના પણ અઘરી છે સામાન્ય રીતે જીવતા માનવના જીવનમા જે બનાવો સામાન્ય અને સહજ હોય છે તે પણ સાધનામા ખાસ જાગૃતિ માગે છે સાધનાનો પંથ સાંકડો અને અંધારાથી ઘેરાયેલો છે અંતે પ્રકાશ છે પણ એ પ્રકાશને પામવા માટે જે સાંકડી પગદંડી પર થઇ પ્રવાસ કરવાનો હોય છે તે માટે નિયમો, વ્રતો અને મર્યાદાઓ જરૂરી છે આ બધા નિયમો નાનામા નાની નબળાઇઓ અને અંતરના ઊંડાણમા પડેલી આસક્તિ, લોભ અને હિંસાથી બચવા માટે છે એનુ હાર્દ સમજી વિવેકપૂર્વક છૂટ લેવામા દોષ નથી'

— 'સાધુતાની પગદંડી' પા ૧૮-૧૯

## જૈનસાધુ અને ચાતુર્માસ-નિવાસ

(પ્ર) જૈનસાધુઓ અથવા જૈનસાધ્વીજીઓ એકજ ગામમાં ચોમાસાના ચાર માસ કેમ ગાળતા હશે?

(ઉ) જૈનસાધુ કે સાધ્વીઓને ચાતુર્માસે એક સ્થળે રહેવાનું હોય છે, તેમ સન્યાસીઓને પણ રહેવાનુ હોય જ છે પરંતુ જૈનસાધુઓ તો બાકીના આઠ માસ પર્યટન પગે ચાલીને કરે છે. આઠ માસ દરમ્યાન કોઈ સ્થળે ખાસ કારણ વિના વધુ ન રોકાવુ અને લોકસમાગમમા આવી તેમને ઉપદેશ કરવો, તેવી તેમને શાસ્ત્રીય આજ્ઞા છે એ રીતે પણ તેમને ચાતુર્માસમા શારીરિક અને માનસિક આરામની જરૂર રહે છે ચાતુર્માસકાળ એમને માટે મુખ્યત્વે ચિંતનકાળ અને સાધનાકાળ છે, કારણ કે આત્મકલ્યાણ અને જગકલ્યાણનો અખંડ સુમેળ એ જૈનસાધુના જીવનનો ધ્રુવકાંટો છે. આઠમાસ લગીના પર્યટનમા લોકસગ વધવાથી જે કંઇ આધ્યાત્મિક મસાલો ખૂટયો હોય, તે પણ જમા કરવાનો હોઈ એકાત એક સ્થળે રહેવાની ખાસ આવશ્યકતા છે બાકી ચોમાસામા ચાલવાથી લીલોતરી, જીવજતુ વગેરે મરતા બચી જાય વગેરે હેતુઓ પણ ખરા જ, પણ મુખ્ય હેતુ તો ઉપર કહ્યો તે છે અગાઉના સમયમા તો ચાતુર્માસકાળ જગલો, ગુફા વગેરેમા ગળાતો પણ અત્યારે એવા જગલો નથી, છતા આત્મ-ચિતન થાય તેવા એકાત સ્થળે રહેવુ, એ ખાસ વિચારાવુ જોઇએ, તો જ ચાર માસનુ એક સ્થળે રહેવુ પ્રતિબધનુ કારણ ન થાય અને આધ્યાત્મિક શક્તિ પણ વધે કે જે શક્તિ પછીના આઠ માસમા લોકકલ્યાણ માટે પણ ઉપયોગી થાય

—'પ્રશ્નોત્તરી અને પ્રાસગિક' પા ૪૪

## દીક્ષાની પ્રતિજ્ઞાનો આશય અને જૈનમુનિની પ્રવૃત્તિઓ !

(પ્ર) મહારાજ, તમારી પ્રવૃત્તિઓ ગમે છે તો ખરી પણ આપે દીક્ષા ટાણે જે પ્રતિજ્ઞાઓ (સામાયિક વ ની પ્રતિજ્ઞાઓ) લીધી હતી,

તેમાં ફેરફાર થઈ શકે ખરો.

(૭) પ્રતિજ્ઞાનો આશય તો રાગદ્વેષ, મોહમાયા વગેરે જીતવાનો છે આત્માનું કલ્યાણ વિશ્વના કલ્યાણ સાથેજ છે એટલેજ 'પોતે તરવું અને બીજાને તારવા' એ પ્રતિજ્ઞા જ્યારે વ્યવહારમાં આવે છે, ત્યારે વિચાર માગી લે છે મહાવીર બાર વર્ષ ફર્યા તેનું કારણ પ્રાણી માત્રનો અભ્યાસ કરવો, એ હતુ ચંડકૌશિક જેવા સાપના ડંખ પ્રત્યે પણ અમી વરસાવવામાં સફળ થયા, ત્યારે તે સાધના પૂરી થઇ, એમ માન્યું વ્યક્તિની આધ્યાત્મિક દશા માપવાનું સ્થાન સમાજ જ છે અને એ દૃષ્ટિએ લોકસંપર્કમાં ફક્ત એટલુંજ ધ્યાન રાખવાનું છે કે રાગ-દ્વેષથી હું ક્યાં ક્યાં દૂર રહી શકુ છુ અને ક્યાં ક્યાં પડી જાઉં છું

જડ ક્રિયાકાણ્ડ ને આપણે ધર્મ માની લઈએ છીએ, એટલે આવા પ્રશ્નો ઊઠે, એ સ્વાભાવિક છે પણ ધર્મ એ તો અંતરની વસ્તુ છે જીવનની એકેએક ક્રિયામાં તે માર્ગદર્શન આપી શકે છે

—વિશ્વવાત્સલ્ય 'પ્રવાસનોંધ' ૧૬–૩–૪૮

## સદ્‌ગુણોના સંગ્રહમાં જ સાચી સાધુતા

સદ્‌ગુણોને સૌ કોઈ ઇચ્છે છે ઓને સજ્જન થવું ગમે છે પરંતુ સદ્‌ગુણોની શોધ કરી સાધના કરવાની તીવ્ર ઇચ્છા, તીવ્ર તમન્ના બહુવિરલજનોમાંજ સાંપડે છે

સદ્‌ગુણોનો માર્ગ સહેલો નથી તેમ સુપ્રાપ્ય પણ નથી સદ્‌-ગુણોનો માર્ગ તો દુર્લભ તેમજ દુઃશક્ય છે માનસિક વૃત્તિના દુરાગ્રહો અને માન્યતાઓને બદલવી, તેને મન, વાણી અને કાયાનો સંયમ કરી ત્યાગમાર્ગ જેવા વિકટ પથે વાળી દેવી તે કાર્ય મૃત્યુદ્વારે પહોંચેલા માનવીના સંકટ કરતાં પણ આકરૂં સંકટ છે

તે સદ્‌વર્તનની આરાધના કરનારને શક્તિ હોવા છતાં પળેપળે ક્ષમા રાખવી પડે છે જ્ઞાન, બળ, અધિકાર અને ઉચ્ચગુણો હોવા છતાં સામાન્યજનો પ્રત્યે પણ સમાનતા અને નમ્રતા ધારવી પડે છે

વૈરીને વલ્લભ ગણવાં પડે છે અન્યના દુર્ગુણોની ઉપેક્ષા કરવી પડે છે સેંકડો પ્રલોભનોના સરળ દેખાતા માર્ગ પર મીટ ન માડતા ત્યાગની સાંકડી અને ગહન કેડીમા ગમન કરવુ પડે છે

સદ્ગુણોની સાધનામાજ સાધુતા છે અન્ય ચિહ્નોમા નહિ, આવી વિચારણા જે જે સાધકમાં ઉત્પન્ન થાય છે તે જ સાધુ સાધુત્વને આરાધી પોતાના દોષોને દૂર કરી શકે છે

(દશવૈકાલિકસૂત્ર 'નોધ' પાના ૧૦૧ અને ૧૩૪)

## સાચી પૂજ્યતા સદ્ગુણોથી છે, ક્રિયાકાંડોથી નથી

જે પૂજ્યતા સદ્ગુણો સિવાય પણ લભ્ય છે તે પૂજ્યતા સ્વ અને પર ઉભયને બાધક છે, વિકાસની રોધક છે અને પશ્ચાત્તાપની જનક છે

તેની પૂજ્યતાનો રગ જ્યા સુધી પ્રજામા જડતા, મૂર્ખતા અને અદૂરદર્શિતા હોય છે ત્યા સુધી જ ટકે છે પરતુ પ્રજામા જ્યારે જ્ઞાન, ગુણગ્રાહકતા અને વિવેકબુદ્ધિ જાગે છે ત્યારે તે પૂજ્યતા રગવિહોણી બની પામરતામા પલટાઈ જાય છે

આથી જ મહર્ષિજનો તેવી ક્ષણિક પૂજ્યતાને પ્રાપ્ત કરવાનો લેશમાત્ર નિર્દેશ કરતા નથી પૂજ્યતા જે ગુણોથી લભ્ય થાય છે તે જ ગુણોનો અહી (જૈનધર્મમા) નિર્દેશ કર્યો છે લાભ કે હાનિમા તથા નિદા કે સ્તુતિમા સમાનતા, સતોષ, જિતેન્દ્રિયતા એવા એવા સાધુગુણોનો સ્વીકાર અને દીનવૃત્તિ, નિદા અને તિરસ્કાર જેવા દુર્ગુણોનો ત્યાગ તે જ પૂજ્યતા-જનક છે

શ્રમણ કદી પૂજ્યતાને ચાહતો નથી. છતા ગુણની સુવાસ પૂજ્યતાને સ્વય આકર્ષે છે આવો શ્રમણ શીઘ્ર પોતાનુ સાધ્ય સાધી નિર્વાણના અનુપમ આનદનો શીઘ્ર ઉપભોગ કરી શકે છે

દશવૈકાલિકસૂત્ર 'નોધ' પા. ૧૩૦ તથા ૧૩૫)

## જૈનસાધુ અને મૌલિક ક્રાંતિની પ્રક્રિયા

સાધુતાના મૂળ લક્ષણોમા નિખાલસતા, શાન્તિ નમ્રતા, ઉદારતા

અને બધાયના પ્રત્યે સમતા એ ગણી શકાય એની બાહ્ય કસોટી આ છે. મુખ્ય કસોટી તો પોતાના મનથી જ થઈ શકે. મુખ્ય કસોટી એ પણ સમજી શકાય કે બોલે તેવું વર્તે છે. સત્ય પ્રત્યે કેટલો આગ્રહ છે.

આજના સાધુઓ પાસેથી કોઈ જિજ્ઞાસુ, શિક્ષિત કે વિશાળદૃષ્ટિ વાળો માણસ કંઈ લેવાને બદલે ઊલટી જ છાપ લઈ જાય છે તેનું કારણ વર્તમાન સાધુની દિનચર્યા, વિચારસરણી અને પરિસ્થિતિ છે. એમાં સમયાનુસાર સુધાર થવો જ જોઈએ. સાધુઓ પોતાની સમ્પ્રદાયના સંકુચિત પ્રચાર માટે જે પ્રયત્ન કરે છે તે બહુ દુઃખજનક છે, પરંતુ એનો ઉપાય એ જ છે કે આપણે સારી દિશામાં પ્રયત્ન (પુરુષાર્થ) કરવો ઘટે. આપણે થોડુંક ઉદાર બનવું પડશે. બીજા મુનિઓ હીન રીતે વર્તે, છતાં તમારે નિર્લેપભાવે રહીને પોતાના ઉચ્ચ ત્યાગતપ વડે 'પંથક' મુનિની જેમ સામા અને સાથીદાર ઉપર અસર પાડવાની રહેશે. એટલે હમણાં તો 'પંથક મુનિનો' આદર્શ સામે રાખી તેમની સાથે કામથી કામ રાખવું. યોગ્ય શ્રદ્ધાપાત્ર સાધુ કે ગૃહસ્થોનો સત્સંગ વારંવાર કર્યા કરવો, સાચા વિચારકો, નવયુગના સત્યાર્થી વિચારો ધરાવનાર લોકોનો પરિચય વધુ પડતો રાખવો, છતાં એમાં સમ્પ્રદાયના સાધુશ્રાવકોનો અતિવિરોધ ન થઈ પડે, એ સાચવવું. યોગ્ય સાધુઓ અને ગૃહસ્થોનો સત્સંગ ન મળે તો વાચન, મનન, સ્મરણ તથા સાધુતાને લગતી દિનચર્યામાં સમય ગાળવો. બાલ તરુણ બહુજન પરિચય ન કરવો, આ પરિચય ખાસ સંભાળવો. આપ આપના અભ્યાસ અને ભાવમાં મસ્ત રહેજો. બીજા મુનિઓ આપને ત્યાગમાં શિથિલ ન બનાવે, એ માટે અંગત કડક નિયમો બનાવી તે ઉપર દૃઢતાથી વળગી રહેજો.

જો આપ સાધુઓના વર્તન વિષે જ ચિંતન કર્યા કરશો તો ઘૃણા વધશે અને સાથોસાથ આપનું અને તેમનું બન્નેનું (જીવન) બગડશે. એટલે હમણાં તો તમે જાતે પાકા થાઓ પછી જો યોગ્ય

સાથી સમ્પ્રદાયમાંથી મળે તો સારી પેઠે વિકાસની તક મળશે. મારો પોતાનો અનુભવ એમ કહે છે કે, આપણી યોગ્યતા જેમ જેમ વધતી જાય છે, તેમ તેમ કુદરતી અનુકૂળતાઓ મળી રહે છે આમ કરતાં કરતા એક દિવસ એવો આવશે કે આપની શ્રદ્ધા અને શકિત વધી જશે, એટલે કાતો તમે સ્વતંત્ર અને એકલે હાથે જૂના રીઢા ચીલાઓ સામે નવા આત્મબળથી ઝઝૂમી ટકી શકશો અને લોકોને માર્ગદર્શન આપી શકશો, અથવા તો સમાજના સાધુશ્રાવકવર્ગ ઉપર એવી અસર થશે કે સમુદાય જ તમોને પચાવી લેશે હવે જમાનો એવો આવતો જાય છે કે જૈન કહેવાતા લોકોમા પણ યુગાનુલક્ષી પરિવર્તનની ભૂમિકા આવતી જાય છે માટે બહુ ઉતાવળ નહી કરવી તેમજ અકળાવુ પણ નહીં ધૈર્ય અને જાગૃતિપૂર્વક ચાલજો

નમસ્કાર (કોઇ સાધુને વંદન) કરતી વખતે આપણે પાપ, અ-સાધુતા કે દુર્ગુણોને નથી નમતા, પણ ધર્મ, સાધુતા અને સદ્દગુણોને નમીએ છીએ, એ વિવેક જાગૃત હશે તો તમારા નમસ્કારને લેવા છતા પણ સામો સાધુ જો દુર્ગુણી હશે તો પણ તેને કોઈ ને કોઈ દિવસ પશ્ચાત્તાપ થવાનો, એ શ્રદ્ધાથી આપણે ચાલવુ જોઈએ ખોટી-પ્રશસા ન તો જાતે કરવી અને નહિ તેને ટેકો આપવો, આ વાત બરાબર છે .. પછી તો જેમ જેમ તમારી ભૂમિકા આગળ વધતી જશે તેમ તેમ બધુ સમજાતુ જશે

સામાયિક, પ્રતિક્રમણ, લિલોતરી વગેરે ત્યાગની વાતો પર આપણે વધારે ભાર નહિ મૂકવો નીતિ, સદાચાર, વ્યસનત્યાગ, સેવા વગેરે વાતો અ ગે પ્રેરણા આપવી

સાચું કહેતા બીજાને દુ ખ થાય. એ અનિવાર્ય છે પણ સાચા સત્યાગ્રહીથી બીજાને દુ ખ થાય, એમ બનતુ જ નથી કદાચ બને તો પણ તે દુ ખ લાબુ ટકતુ નથી, કેમકે તે પોતે ખૂબ પ્રેમાળ હોય છે

ગોત્રનો અર્થ હુ મન લઉ છુ જેનુ મન ઊચુ (ઉદાર) તે ઉચ્ચગોત્ર અને નીચુ મન તે નીચગોત્ર 'गा इन्द्रियाणि त्रायन्ते

રક્ષન્તીતિ गोत्र मन ' કુળ ઊંચ કે નીચ હોય છે ઊંચા સંસ્કારોથી ટેવાયેલું કુળ તે ઊંચ કુળ અને હલકા સંસ્કારોથી ટેવાયેલું કુળ તે નીચ કુળ પ્રતિષ્ઠિત અને પરિપક્વ આવું તો બન્ને જ કુળોમાં ભિક્ષાર્થે જાય છે, પણ સામાન્ય સાધુ અપ્રતીતકારી વગેરે ગોચરી માટે નથી જતો (દશવૈકાલિકસૂત્રમા આવેલા) અચિયત્તનો અર્થ અપ્રતીતકર, અવિશ્વાસપાત્ર, લોકોની અશ્રદ્ધાવાળું વગેરે જેમકે દુરાચારી, કુવ્યસની વ્યક્તિના ઘેર જવાથી લોકોને સાધુ પ્રત્યે નફરત થાય માટે એના ઘેર સામાન્ય (અપરિપક્વ) સાધુને ભિક્ષાર્થે જવા માટે નિષેધ કરવામાં આવ્યું છે

(એક મુનિને આપેલા પત્રમાંથી) કોટ તા ૧૨–૧૦–૫૦

## જૈન શ્રમણપણું અને શ્રાવકપણું અહિંસાદિ મૂળગુણોથી ગણાય કે ક્રિયાકાંડોથી ?

પ્ર૦ આજકાલ જ્યારે વિશ્વમાં પંચશીલ અને ભારતમાં અહિંસાસત્યની જોડી ઉપર ધ્યાન આપવાની જરૂર ઊભી થઈ છે, ત્યારે સત્યઅહિંસાની ઉપેક્ષા કરનાર જૈન સામાયિક કે પૌષધ વગેરે ક્રિયાઓ સારીપેઠે કરતો હોય તો જૈનસૂત્રોની દૃષ્ટિએ શ્રાવક ગણાય કે નહીં ? તે રીતે જે જૈનસાધુનો વેશધારી બાહ્ય ક્રિયાઓ કરતો હોય અને ઉપવાસાદિ ઘોર તપ પણ કરતો હોય તો તે જૈનશ્રમણ કહેવાય કે નહી ?

ઉ૦ જૈનશાસ્ત્રોમા મૂલગુણ અને ઉત્તરગુણ એમ ગુણોના બે વિભાગો કહેવાયા છે તેમા અણુવ્રતો અને મહાવ્રતો એ મૂલગુણ છે શિક્ષાવ્રતો અને ગુણવ્રતો કે સમિતિઓ અને ગુપ્તિઓ એ મૂલગુણ હોય તો જ સાર્થક છે જેમ થડ વિના શાખા, ફૂલ કે ફળ હોઈ શકે નહિ તે ઝાડવિષે જેટલુ સાચુ છે તેટલુ જ જીવનવિષે પણ સાચુ છે સત્ય-અહિંસાની જોડી એ બધાય વ્રતોની દૃષ્ટિએ સર્વોત્તમ મૂલગુણ છે. જીવનરૂપીવૃક્ષ માટે થડરૂપ છે જો સત્યઅહિંસારૂપી થડ ન હોય તો સામાયિક પૌષધરૂપી ડાળીઓ કે તપરૂપી ફૂલફળો હોઈ શકે જ નહી.

આથી જ્યા સત્યઅહિંસા નથી ત્યાં જૈનશ્રાવકપણુ કે જૈનશ્રમણપણું સાચા અર્થમા ઉપજી શકે નહી આંકડા વિનાનાં મીંડાઓ ચાહે તેટલા હોય પણ તેમનુ કશું મૂલ્ય નથી. સરળભાવ હોય તો એ મીડાઓ આંકડા શીખવા માટે કદાચ ઉપયોગી થાય, પણ કુટિલભાવ હોય તો એ ક્રિયારૂપી મીંડાઓ મોટે ભાગે દુર્ગુણોનાં પોષક બની રહે

અનુભવી આચાર્યોએ માનવતા પછી જ સદ્ધર્મ શ્રવણનુ સ્થાન બતાવ્યુ છે કાન હોય તે ધર્મને સાંભળી તો જરૂર શકે પણ માનવતાનો પાયો ન હોય ત્યા ધર્મને યથાર્થ સ્વરૂપે આચરી ન શકે મેરૂ-પર્વત જેટલા ઓધામુહપત્તીના ઢગલાઓ થવા છતાં સાધુતા વિનાના અનંતસાધુઓની જૈનસૂત્રોમા વાતો આ દૃષ્ટિએ લખી છે. જે વાત જૈનશ્રમણોને લાગુ પડે છે, તે જૈનશ્રાવકોને પણ લાગુ પડે જ છે. આથી સત્યઅહિંસાની ઉપેક્ષા કરી જૂઠ, શોષણખોરી, લાચરુશ્વત, દગાપ્રપંચ વગેરે ધંધાઓ કરતો હોય તેવો અપ્રમાણિક માણસ માનવતાવાળો માનવી પણ ન કહેવાય, તો જૈનશ્રાવક તો કહેવાય જ શી રીતે ? એ જ રીતે વેશ ધારણ કરે પણ સત્યઅહિંસાનું સાચુ આચરણ છાંટાભાર ન હોય તે પણ સાચો માનવ સુદ્ધા ન કહેવાય ત્યા જૈનસાધુ તો કહેવાય જ શી રીતે ? આ સીધી વાત સમજ્યા વિના જેઓ શ્રાવક અને શ્રમણ કહેવડાવી જાતે શોષણ કરે છે કે અપ્રમાણિકતા આચરે છે અથવા અપ્રમાણિકતા કે શોષણને ટેકો આપે છે, તેઓ જૈનધર્મની દ્રષ્ટિએ આરાધક નહીં, પણ વિરાધક જ ગણી શકાય.

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' ૧૬–૯–૫૬

## બાહ્યક્રિયાકાંડોને આત્મોન્નતિ અને સમાજશુદ્ધિમાં સ્થાન

પ્ર૦ પૂજા–પ્રતિક્રમણ–દેવદર્શન વગેરેને કેટલા પ્રમાણમા મહત્ત્વ આપવુ ? આત્માની ઉન્નતિ અર્થે આ જ શુ ખરું સાધન છે ? આ સાધનમા રસ ન આવે તો શુ કરવુ ?

ઉ૦ બ્રહ્મચર્ય, સત્ય, પ્રેમ, ન્યાય જેવા સદ્ગુણોને રુચિ અને

સ્થિરતા એનુ જ નામ આત્માની ઉન્નતિ છે, એમ માનીએ તો એના અનેક સાધનો છે બિલ્વમંગળ જેવાને વેશ્યાના બોલમાથી પણ ભક્તિનો માર્ગ લાધ્યા અને રાવણ જેવાને સીતા જેવી સતીના સુયોગે પણ વાસનાવૃદ્ધિ જ સાંપડી આવા ઉદાહરણો જૈનઆગમો અને ગ્રંથોમા પણ છે આમ છતા આમવર્ગને માટે આત્મોન્નતિનુ કોઈને કોઈ સાધન નિર્માણ કરવુ પડે છે, પણ એ સાધન અમલમા આવે, એવુ હોવુ જોઈએ આજના પૂજા-પ્રતિક્રમણ-દેવદર્શન વગેરેએ જીવનવ્યવહાર સાથે છૂટાછેડા લીધા હોય, એમ બહુ અંશે જણાય છે દા ત કજિયાખોર માણસ રોજ પ્રતિક્રમણ કરે તોયે પોતાના કજિયાખોરપણામા કશો ફેરફાર કરતો નથી દેવદર્શન કરીને ખાનારો જૂઠાણાંને પચાવી દે છે

આથી તે સાધનોમા ધરમૂળથી પલટો કરવો પડશે સ્વચ્છતા, સમાજોપયોગી મહેનત, વ્યવહારમા પ્રમાણિકતા, સાદાઈ, નિર્વ્યસનીપણું ઇત્યાદિને હુ આજના આત્મોન્નતિના ખરા સાધન ગણુ છુ એમા તમારે રસ લેવો જોઇએ એ માર્ગમા સૌનુ ભલુ સમાયેલુ છે

પૂજા-પ્રતિક્રમણ-દેવદર્શન વગેરે આજની જનતામા મોટે ભાગે ખોટા ભ્રમને-પોષનારા સાધન એટલા માટે બને છે કે તેવુ કરનારા લોકો પોતાને ઉચ્ચભૂમિકાના માનીને આગળ ચાલે છે આવો ભ્રમ કે દંભ જેટલો વહેલો દૂર થાય તેટલો વ્યક્તિને, સમાજને અને સૌને તે લાભદાયક છે પૂજા-પ્રતિક્રમણ-દેવદર્શન એ પણ આત્મોન્નતિના સાધન જરૂર હોઈ શકે છે અને છે જ પરંતુ આજે જેમના હાથમા તે મુકાયા છે, તે હાથોએ પોતાને માટેની તેમની લાયકાત કરતા નાલાયકીનુ પ્રમાણ વધુ બતાવ્યુ છે આથી એમાના ઘણા હાથોમાથી એ ઉચ્ચકોટીના સાધનો બદલાવવા જોઇએ માનવતા આવ્યા પહેલા આવા સાધનોનો સદુપયોગ કરતા દુરુપયોગ વધુ થાય છે, એવી મને ખાતરી થઈ ચૂકી છે માનવતા આવ્યા બાદ કયા અને કેવી રીતે એ રાખવા

કે છોડી દેવા તે પણ એવો સાધક સહેજે સમજી શકે છે

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' ૧૬–૭–૫૦

## સાધુદ્વારા મૂળવ્રતની ભૂલનો સુધારો કેમ થાય ?

(પ્ર) સાધુએ પોતાના મૂળવ્રતમા મન, વચન અને કાયાએ ભૂલ કરી હોય અને પસ્તાવો ખૂબ કરે તો તે કર્મ છૂટે કે ભોગવવા જ પડે ?

(ઉ) કર્મબંધનનુ તત્ત્વજ્ઞાન બહુ ઊંડુ છે છતા મુખ્યત્વે તે બંધનના બે પ્રકાર છે —(૧) શિથિલબંધવાળા કર્મ (૨) નિબિડ બંધવાળા કર્મ પહેલા પ્રકારના કર્મો પશ્ચાત્તાપ અને પ્રાયશ્ચિત્તાદિથી ખરી પડે છે પણ નિબિડબંધ (દૃઢબંધ)વાળા કર્મો તો ભોગવ્યા વગર પ્રાય છૂટકો જ થતો નથી જૈનશાસ્ત્રોમા આયુષ્યક્ષય માટે એક ઉદાહરણ આપ્યુ છે જેમ ભીનુ કપડુ હોય, પરંતુ ઘડી વાળીને મૂક્યુ હોય તો વાયુ અને સૂર્યતાપ હોવા છતા સૂકાતા વાર લાગે છે તેમ નિબિડબંધવાળા કર્મને ખરતા વાર લાગે છે તેટલા કાળમા કદાચ ઘણા જન્મજન્માંતરો કરવા પડે પરંતુ ઘડી ઉખેડીને મૂકેલુ ભીનું કપડુ તરતજ સૂકાઇ જાય છે, તેમ શિથિલબંધવાળા કર્મો તરત ખરી પડે છે

અનિબિડબંધ કે શિથિલબંધનો આધાર માનસિક, વાચિક કે કાયિક પ્રવૃત્તિ સાથે જ નહિ, પણ ખરી રીતે આસક્તિ સાથે છે આને સાદા શબ્દોમા જૈનસૂત્રો એમ કહે છે—"જેવા રસે બાધ્યા હોય, તેવા રસે ભોગવવા પડે" છતા સામાન્યનિયમે સાધકે એટલુ ખાસ જોવુ કે મન અને વાણીના યોગ ચલિત થાય તોય કાયાએ ચલિત ન થવુ જો પ્રામાણિક પ્રયત્ન જારી હશે અને સત્પુરુષનુ કે અતરના ઊંડા ખરા સત્યનુ અવલમ્બન હશે તો જરૂર છેવટે ત્રણે યોગે ઉગરી જવાશે 'મન ગયા તો જાને દે પર મત જાયે શરીર, બિગર છોડે કામઠી કયો લાગેગો તીર ?' એનો અર્થ ઉપર કહ્યો તે છે પરંતુ આ પરથી

'કાયાને રોકી મનથી દુષ્ટ વિકલ્પોને વેગ આપવો' એમ કોઈ રખે ન સમજી બેસે! એમ સમજે તો અનર્થ જ થાય! અને એ મિથ્યાચારથી તો કાયિક પતન કરતાં પણ આવું માનસિક અને વાચિક પતન કેવળ આત્મપાતકારક થઈ પડે. સારાંશ કે થયેલાં પૂર્વપતનનો એવા સાધકે હૃદયપૂર્વક પશ્ચાત્તાપ કરવો. સદ્‌ગુરુચરણે એ દોષોને ખુલ્લા કરી પ્રાયશ્ચિત્ત લેવું. પ્રસંગ પડે ત્યારે જનતાને પણ પોતાના બનેલા દોષો સવિગત કહેવામાં ન અચકાવું, નવા દોષો ન થાય તે માટે પળેપળે જાગૃત રહેવું. કડક નિયમોને જાનમાલને ભોગે પણ વફાદાર રહેવું. એમ કરવાથી નિબિડબંધવાળાં કર્મ, શિથિલબંધવાળાં કર્મ થઈ જલદી ક્ષીણ થશે. મતલબ કે એવા મુમુક્ષુની અવશ્ય મુક્તિ થશે જ થશે.

—'પ્રશ્નોત્તરી અને પ્રાસંગિક' પા. ૮૦

## સાધુજીવનમાં પ્રલોભનો અને સમયનું મૂલ્ય

(પ્ર) જે કામ કરવા માટે આપ (સંતબાલજી) આ બાજુ નીકળ્યા છો, તે કામ જો બે દિવસ વધુ રોકાઈ જવાથી પાર પડી જતું હોય તો આપનું શું બગડી જવાનું?

(ઉ) જેટલું થાય તેટલાથી સંતોષ માનવો જોઈએ. સમય પહેલેથી નક્કી થઈ ચૂક્યો છે, અને આપણે માટે સમય એ મુખ્ય વસ્તુ છે. નાનાંનાનાં પ્રલોભનો માટે આપણે (પોતાનો) સંકલ્પ (સમય) બદલતા રહીએ તો આપણાથી કંઈ જ ન થઈ શકે. 'સમય આપણી સાધનાનો મુખ્ય અંગ છે.'

(પ્ર) તો શું આપણે સમયના ગુલામ બની જવું?

(ઉ) ના, આપણે સમયને ગુલામ બનાવવો છે. અને તેથી જ આટલી જાગૃતિની જરૂર છે. આગળ વધવું હોય તો એક ક્ષણની પણ ગાફેલિયત ન ચાલી શકે. 'समयं गोयम मा पमायए' [ગૌતમ! એક ક્ષણનો પણ પ્રમાદ ન કર] એ જૈન ધર્મનું સૂત્ર એ જ સૂચવે છે. પ્રમાદ એટલે માત્ર આળસ નહિ, કામનો લોભ કે મોહ પણ માણસને

પાડનાર છે. અને એટલે જ સાધકે સારા કામોમા લોભ કે મોહ જતો કરવો જોઈએ આ છે અનાસક્ત અથવા તો સ્થિતપ્રજ્ઞની વૃત્તિ

—'સાધુતાની પગદંડી' [એક વાર્તાલાપ] પા ૧૧, ૧૨.

## સદ્‌ગુરુની ઉપાસના અને સાધુતાનું તત્ત્વ

(૧) સદ્‌ગુરુએ બતાવેલી દૃષ્ટિથી જોતા શીખવુ, એ સદ્‌ગુરુની ભક્તિનુ પ્રથમ રૂપ છે ઘણીવાર સાધક પોતાની દૃષ્ટિ રાખીને સદ્‌ગુરુનું શરણ શોધતો ફરે છે આવા સાધકને સદ્‌ગુરુની પ્રાપ્તિ થવી સભવ નથી અને કદાચ થાય તો તે પચતી નથી. થોડો વખત કદાચ તે માની લીધેલી ભકિત કે લાગણીના વેગમા તણાઇ જાય છે, તે સદ્‌ગુરુની આજ્ઞામાં વર્તવાના કોડ સેવે છે અને ઘણીવાર આચરે પણ છે, તોયે જ્યા સુધી તે પોતાની પ્રથમની દૃષ્ટિને સાથે ને સાથે રાખી ગુરુદેવની આજ્ઞાને નિહાળે ત્યાં સુધી તે તેની વાસ્તવિક દૃષ્ટિને પહોચી શકે નહિ કે લાભ પણ મેળવી શકે નહિ સૌથી પ્રથમ પોતાના દૃષ્ટિબિંદુઓને સાવ ભૂસી નાખવા જોઈએ નહિ તો એક યા બીજી રીતે તે દૃષ્ટિબિંદુઓ આવીને તેની સાધનામા ડખલ કર્યા વગર રહે નહી

(૨) એટલે જ પૂર્વાધ્યાસોને તદ્દન ભૂલી જવા જોઇએ અને આજસુધી તેણે જેને નિરાસક્તિ માની હોય તે નહિ, પણ પૂર્વાધ્યાસોને તદ્દન ભૂલી જવાની નિરાસક્તિ કેળવવી જોઈએ

(૩) સદ્‌ગુરુ જ્યારે અને જે કંઇ આપે તેને ભેટ તરીકે સ્વીકારવી, એટલે કે તેઓ શિક્ષા કે પ્રાયશ્ચિત્ત, જે કંઈ આપે તે પ્રકૃતિને પ્રતિકૂળ હોવા છતા તેને સપ્રેમ સ્વીકારવી

(૪) તેમની વાણી પર પૂર્ણ શ્રદ્ધા રાખી તદનુસાર જીવન ઘડવું જોઈએ જેટલા પ્રમાણમા શ્રદ્ધા હોય તેટલા પ્રમાણમા સદ્‌ગુરુનો સંગ ફળે

. .સદ્‌ગુરુ પ્રત્યે એ બધુ અંધાનુકરણથી નહિ, પણ વિવેકબુદ્ધિ-

પૂર્ણ કરવાનું છે આમાં સદ્ગુરુ કેવા હોવા જોઇએ ? તેઓની કઇ આજ્ઞાને વશ થવું જોઈએ ? તેનો વિવેક તો જરૂર કરવાનો છે અન્યથા સદ્ગુરુના બહાના તળે કોઇપણ વ્યક્તિ પોતાના સ્વાર્થ કે વાસનાનું પોષણ ભક્તો દ્વારા સહેલાઇથી કરી શકે છે એ ગેરસમજ દૂર કરવા ખાતર ભક્તિ આંધળી ન હોય પણ જાગૃત હોય એમ સૂચવ્યું છે ભક્ત તો વીર, વિવેકી, વિનમ્ર અને વિચારક હોવો ઘટે

શિષ્યની એક પણ ક્રિયા સદ્ગુરુની આજ્ઞા બહાર ન હોય, એટલે કે સર્વથા અર્પણ થઇ ગયો હોય એ શિષ્ય અને સદ્ગુરુ એટલે જેની એકપણ આજ્ઞા શિષ્યના એકાન્તહિત વિનાની ન હોય સદ્ગુરુ એટલે નિસ્પૃહતાની મૂર્તિ, પ્રેમનો મહાસાગર અને પુણ્યની ગંગા તેમાં શિષ્યની સ્પૃહા લય પામે, અભિમાનનું ખાબોચિયું ગળીને સુકાઈ જાય અને પાતકનો પુંજ શુદ્ધ થાય

— આચારાંગસૂત્ર 'નોંધ' પાના ૧૮૧-૧૮૨

## ગુરુવાદ સાચો કે ગુરુવાદનો ઇન્કાર સાચો ?

જીવનવિકાસમાં શ્રીમદ્ રાજચંદ્ર કહે છે તેમ બે મોટા આવરણો છે –(૧) સ્વચ્છંદ અને (૨) પ્રતિબંધ સ્વચ્છંદથી બચવા માટે અને નમ્રતા ધરવા માટે ગુરુવાદ સાચો છે ગુરુ વિના સૂક્ષ્મ અભિમાન ઓગળવું અશક્ય છે પણ છેવટે તો ગુરુવાદ પણ બંધનરૂપ છે એટલે તેવે વખતે તેનો ઇન્કાર જ થવો જોઈએ જૈનોમાંના મુખ્ય ગુરુ ઇન્દ્રભૂતિગૌતમ ભગવાન મહાવીર આગળ સ્વચ્છંદ ઓગાળી નાખી જ્ઞાની બને છે પણ એજ મહાવીરનું અવલંબન તેમને પરાધીન બનાવી મૂકે છે ત્યારે ખુદ મહાવીર દ્વારા જ એને ઝટકો મળે છે મહાવીરનું નિર્વાણ થાય તે પહેલાં જ મહાવીર તેમને બીજે સ્થળે મોકલી દે છે પોતાને ગુરુશરીરનો મેળો થાય તે પહેલા ગુરુનો આત્મા તેમાંથી ચાલ્યો જાય છે તે જાણીને ગૌતમને ઘણું દુઃખ થાય છે પરંતુ આખરે તેમને સમજ પડી જાય છે કે ગુરુએ હવે મારામાં જ

મને ગુરુ જોવાનો આડકતરો આ નિર્દેશ કરી દીધો છે ત્યારબાદ તો જ્ઞાની ગૌતમ પરમજ્ઞાની સહેજે બની જાય છે અને આજે તો આખા જૈનશાસનના તેઓ પરમગુરુ મનાતા હજુ ચાલ્યા આવે છે આ છે ગુરુવાદ અને ગુરુવાદના ઇન્કારનુ રહસ્ય વિવેક કરીએ તો બનેય વાદો સાચા છે

— વિશ્વવાત્સલ્ય તા ૧-૧-૫૬

## ધર્મગુરુ અને શિષ્ય

(પ્ર) કોઈ સંતને ગુરુ કરવાની આપમેળે શિષ્યને ઇચ્છા થાય તેમાં કોઈ ગુણોનુ ખેચાણ જ મુખ્યપણે હોય એમ લાગે છે, પણ શાસ્ત્રદષ્ટિએ સદ્‌ગુરુના કયા સદ્‌ગુણોને શિષ્યે જોવા જોઈએ ?

(ઉ) શિષ્યને ગુરુની ખાસ જરૂર છે કબીર તો નગુરાની ઝાટકણી કાઢે છે ગુરુ કરવા તેના બે પ્રકાર –(૧) પોતાના આત્માને ગુરુ કરવો બીજી વ્યક્તિને ગુરુ કરવો વિશિષ્ટ જનો આત્માને ગુરુ તરીકે લઇ શકે છે જીવનમા પ્રેરણા આપનારની ખાસ જરૂર છે, શબ્દમા કહે કે ન કહે તે વસ્તુ જુદી છે એટલે ગુરુ કે જેના પ્રત્યે શ્રદ્ધા હોય તેની દોરવણીને ઝીલી પ્રમાણિકપણે કામ કરવુ તે શિષ્યને ખાસ આવશ્યક છે

પહેલી કોટીના શિષ્યો અતરના અવાજ પર ચાલે છે તે વસ્તુ કાઈ સામાન્ય નથી અમુક કોટીની શુદ્ધિ પછી જ અતપ્રેરણા જાગે છે જો તે સાચી સ્ફુરણા ન હોય તો મલિન વસ્તુ તેને ખેચી જાય છે, માટે કોઇ શ્રદ્ધેય (શ્રદ્ધા બેસે તેવા ગુરુ) પાત્રમા જીવનરાહ નક્કી કરી અર્પણ કરવુ તે ઉત્તમ છે ગીતામા પણ શ્રીકૃષ્ણપાત્ર ગુરુ અને અર્જુનપાત્ર શિષ્ય છે ગુરુ પાસે શિષ્ય સર્વભાવે સમર્પણ ન કરે ત્યા લગી તેઓ તેને માર્ગે દોરી શકે નહિ એટલે પ્રથમ સમર્પણની જરૂર છે તેમા ગુરુ લાયકાતવાળા છે કે કેમ ? તે તપાસવુ એ પણ અગત્યનું છે 'શાતિ પમાડે તેને સંત કહીએ' સાચા ગુરુનું આ લક્ષણ

છે અથવા ગુરુ એટલે શિષ્યનો શિષ્ય અને શિષ્ય એટલે ગુરુના શિષ્યનો પણ શિષ્ય અર્થાત્ ગુરુ પણ નમ્ર હોવા જોઈએ, શિષ્ય તો નમ્ર સહેજે હોય જ વિનયધર્મ ગુરુ અને શિષ્ય બન્નેને લાગુ પડે છે પણ આજે જેટલો શિષ્યના કર્તવ્યો પર ભાર મૂકાય છે તેટલો ગુરુના કર્તવ્યો પર મૂકાતો નથી, એ બરાબર નથી ગુરુ અને શિષ્ય બન્ને યોગ્યતાવાળા હોય તો સારુ, નહિ તો—

"ગુરુ લોભી શિષ્ય લાલચી દોનો ખેલે દાવ
દોનો ડૂબે બાપડે બૈઠ પત્થર કી નાવ"

એમ કહી બાંધે તેવા ગુરુ તો ઘણાય મળી રહે છે શિષ્ય કરવામા ગુરુની જવાબદારી છે ને શિષ્યને પણ ગુરુ કરવામા તકેદારીની જરૂર છે ગુરુનજીક તેમનામા અંતઃકરણનો શુદ્ધપ્રેમ હોવો જોઇએ જે માણસ ગુરુનજીક હોય તે માણસ દંભી ન હોવો જોઈએ અને તે પરખાયા વિના રહેતો જ નથી આટલુ શિષ્ય ખાસ જુએ વળી શિષ્ય પણ જો ડગલે ને પગલે ગુરુના આચરણો જુએ તો તે સારુ ન કહેવાય પણ મનને પ્રેરણામા અને દોરવણીમા બુદ્ધિને ગણી વિચારવુ તો ખરુ જ ગુરુ પ્રત્યે શંકાશીલ ન બનવુ પણ ગુરુ જો અકાર્ય કરવા પ્રેરવાનુ કહે તો એજે એકદમ પ્રેરાવુ નહિ, પણ તે બાબતમા ચોક્કસ કરવુ મતલબ કે આવે સ્થળે વધારે જાગૃત રહેવુ વળી ગુરુ અને શિષ્યનો સબંધ નિર્લેપ ગણવો ને દૂર રહી પ્રેરણા ઝીલવી નહીં તો રાગબંધનમા પડી જવાનો મહાભય પણ રહેલો છે

—'પ્રશ્નોત્તરી અને પ્રાસંગિક' પા ૧૯

## જૈન સાધુદીક્ષા અને પાછળથી પતન કેમ ?

(પ્ર) ઘણા જૈનસાધુઓ પોતાના ધર્મવિકાસને નામે કોઈ ભોળા સંસારીને ફોસલાવી દીક્ષા આપે છે, પરંતુ પાછળથી થોડા સમયમા તેવો દીક્ષિત ભાઈ પાછો સંસારી બને છે તો આવા પ્રકારની દીક્ષા આપવાની નીતિ પ્રત્યે તમારો શો અભિપ્રાય છે ? એમ

કરવાથી સાધુઓ તેમના ધર્મને પતનના માર્ગે નથી દોરી જતા?

(૩) જૈનસૂત્ર ઉત્તરાધ્યયન સૂત્ર જૈનોને બહુમાન્ય સૂત્ર છે અને એ પ્રાચીન પણ છે તેના ઓગણીસમાં અધ્યયનમા કહ્યુ છે–'सहायपच्चक्खाणेण भंते जीवे किं जणयइ?' (સહાયકના પચ્ચકખાણ ત્યાગ (ત્યાગ)થી જીવને શો લાભ?) એના ઉત્તરમા અસંગતાનો લાભ બતાવ્યો છે અસગતા એટલે આસક્તિરહિત દશા આવી દશા સદેહે પરમાત્મદશા જ છે અહી સહાયકત્યાગ શબ્દ શિષ્યત્યાગના અર્થમા વપરાયો છે. જેઓ શિષ્યની લાલચથી ગૌરવભેર ચેલા મુડે, એમની સામે આ લાલબત્તી છે એનોજ વધુ ખુલાસો કરતા બત્રીસમા 'પ્રમાદસ્થાન' નામના કિંમતી અધ્યયનમા રાગદ્વેષરૂપી સસારબીજ હટાવવા માટે એટલે કે આત્મવિકાસ અર્થે શિષ્ય કરવામા બાધ નથી, એવી જાતનો ભાવાર્થ નીકળે છે ખરો, છતાય આગળ વધીને કહ્યુ કે જો શિષ્ય સદ્ગુણમાં પોતાનો હરીફ અગર ઊંચો ન હોય તો એકલા રહેવુ સારુ" જઘન્યગુણવૃત્તિવાળા એટલે હલકા શિષ્ય કે સાથીથી દૂર રહેવાની આ અનુપમ શિખામણ છે "ગાર્ગ્યાચાર્ય" નામના એક સાધુપુરુષ ઘણા શિષ્યો સાથે વિચરતા હતા છતા તેમણે પોતાની આત્મસાધનામા મદદગાર થવાને બદલે (શિષ્યો) હાનિકર થવાનો ભય લાગ્યો કે તુરત શિષ્યમોહનુ કારણ ટાળી શિષ્યસગાથ ત્યજી દીધાનો દાખલો પણ એજ સૂત્રમા છે આ પરથી તમો જાણી શકશો કે જૈનસૂત્રોની મૂળ આજ્ઞા શી છે? જૈનસૂત્રો ત્યાગી થતા પહેલા અને પછી ભારે કસોટી પળેપળે કરીને ત્યાગીવર્ગને જાગૃત રાખવામા પ્રબળ મદદગાર છે ત્યાગ લેનાર સ્વય સમજપૂર્વક તૈયાર થાય, ત્યારબાદ પણ પ્રકૃતિ, વૃત્તિ, સંસ્કાર, શારીરિક હાજતો વગેરેનુ સૂક્ષ્મરીતે માનસશાસ્ત્ર કરતા પણ ઊંડુ નિરીક્ષણ કરી પછી જ દીક્ષા અપાય તો અપવાદે જ કોઇ વ્યક્તિ પતનને માર્ગે ધસડાવાનો પ્રસંગ બને! ઉમર નાની હોય, તોયે યોગ્યતા હોય, એવુ પણ કદાચિત્ બને ખરુ, કારણકે પૂર્વજન્મમા આપણી શ્રદ્ધા છે અને પૂર્વજન્મનો કોઈ યોગી નવા

જન્મમા નાની ઉમરે પણ પૂર્વસસ્કારોથી તૈયાર થઈ જાય પરતુ એવા દાખલાઓ તો ભાગ્યેજ મળે

પૂર્વકાળમા પણ સાધકની પરીક્ષા, સાધુજનો કરતા, આજે તો વિશેષ કરી જોવાવુ જોઈએ સમાજમા ઉપદેશક તરીકે ફરતો તેમજ આત્મકલ્યાણ અને જગતકલ્યાણનો સુમેળ સાધનાર સાધુસમાજ આ પરિગ્રહ–અપરિગ્રહ, હિસા–અહિસાનો ચુસ્ત વફાદાર નહિ રહી શકે તો સમાજની ભારે દુર્દશા થાય ! અને આજલગી જૈનસાધુ તથા જૈનશ્રાવકની સક્રિય અહિસાના સિદ્ધાત માટે બજાવેલા સેવા ઉપર પીછી ફેરવવા જેવુ ભયકર અસત્કૃત્ય થઇ જાય ! આટલુ વારવાર વિચારી કહેવાતા જૈનોએ ચેતવુ જોઈએ, એવો જૈનસૂત્રોનો ધ્વનિ છે એ ધ્વનિના પડછદામા હુ મારો સૂર પુરાવવા ઉત્સુક રહુ છુ, આ પરથી મારો અભિપ્રાય તમો કળી શકશો સખ્યામોહથી વીતરાગશાસન ઉન્નત થાય, એ ભ્રમથી આપણે સૌએ દૂર થવુ જોઈએ, એવી મારી નમ્ર માન્યતા છે 'સર્વે જીવ કરુ શાસનરસી નો અર્થ એ કે 'સર્વ-જીવને સત્યપ્રિય બનાવુ ' અને આવી ભાવના કે સકલ્પ સેવનાર પરમ સત્યલક્ષી હોય તેમા નવાઇ જ શી છે ? તેનાથી દ્રવ્ય અપાવી સાધુ કરાવવાની કે ભોળાને ભરમાવીને દીક્ષા દેવડાવવાની કે દીક્ષા લેનારના મુરબ્બી કે નિકટના સ્વજન–સગાથની જાણ બહાર છેતર-પીડીથી દીક્ષા દેવડાવવાની પ્રવૃત્તિ શી રીતે થાય ? પોતાથી તો ન જ થાય પરતુ તેવી પ્રવૃત્તિ કરનાર સામે આખમીચામણા તેનાથી ન જ થાય જેમ ત્યાગને પ્રોત્સાહન આપવુ એ ધર્મ છે, તેમ ત્યાગને બાને અસત્યથી ખરડાયેલી અને ત્યાગને દૂષિત બનાવતી પ્રવૃત્તિનો રચનાત્મક અસહકાર કરવો, એ ઉત્તમ ધર્મ છે પરતુ એ પ્રવૃત્તિમા સત્ય, પ્રેમ અને ન્યાયના સમન્વયનુ લક્ષ્ય ક્ષણવાર પણ ન ભૂલાવુ જોઈએ આમા ખરો સફળ થનાર વર્ગ વીતરાગશાસનનો મહાન સેવક ગણાશે

—પ્રશ્નોત્તરી અને પ્રાસગિક પા ૧૩૬

## મને શિષ્ય કરવાનો અત્યારે અધિકાર નથી

પ્ર તમારી પ્રવૃત્તિઓ ચાલુ રહે એ સારુ સાધુશિષ્યો કેમ વધારતા નથી?

ઉ પણ હુ જ પૂરો શિષ્ય નથી થયો ત્યા કોને શિષ્યો બનાવુ?

પ્ર હુ જે વાત તમારો આગળ કહી રહ્યો છુ તે શિષ્યામોહની દૃષ્ટિએથી નહિ, વળી એ પણ જાણુ છુ કે શિષ્યો થયા પછી એમની પળોજણ પણ વધે છે

ઉ હા, તે તો ખરુ જ પણ એક તો એ છે કે પરમ પૂજ્ય ગુરુદેવની મારી મનોવાછિત ચરણસેવા હુ ન કરુ ત્યા લગી મને શિષ્ય કરવાનો અધિકાર ન હોય, એમ મારુ મન નિરંતર કહે છે વળી મે જે માર્ગ પસદ કર્યો છે, તે માર્ગ એવો છે કે જેમા બધુ જ જાત ઉપર આજે ઉપાડી લેવાનુ છે આ દેહની હસ્તી આજે છે કાલે ન હોય ત્યારે પાછળ, એ થયેલા સાધુ શિષ્યનું શુ? એટલે આજે તો એ માર્ગ ખેડાય છે બીજા મિત્ર–સાધુઓ પણ ઇચ્છે, તોય હુ એ સાથ તજુ એજ કલ્યાણકર મને લાગ્યુ છે આજે આ દશા છે, જતે દહાડે જે થાય તે ખરું"

— વિશ્વવાત્સલ્ય (હસ્તલિખિત) વર્ષ ૧ અક ૫, તા ૧–૮–૪૨

## સાધક માટે ગુરુ અને શિષ્ય સહાયક ક્યારે બની શકે!

સાધક ને સહાયકની અપેક્ષા રહે છે પરતુ તેવા સહચારી જો ન મળે તો એકલુ રહેવુ પણ દુર્ગુણીનો સગ ન કરવો અહી (મુખ્યત્વે) એકચર્યાનું વિધાન નથી, પણ ગુણીના જ સહવાસમા રહેવુ તે ભાર આપવા માટે 'એક' શબ્દનું વિધાન છે

## શું ભિક્ષાજીવી સાધક ગૃહસ્થને બોજારૂપ છે?

અહીં શંકા થાય કે સાધુજીવનમા પણ ખોરાકની અપેક્ષા તો છે જ, તો પોતે ન પકાવે તો તેને માટે બીજા પકાવશે અને બીજે

પકવે તો તે પકાવનાર માણસનો ઉપયોગી સમય, તકલીફ અને પદાર્થનો વ્યય થશે અને તે સાધુમહારાજોના નિમિત્તે તેટલો વધુ પાપનો ભાગી બનશે, તો આટલી ઉપાધિમા બીજાને નાખી પોતાનો સ્વાર્થ સાધવો તેમા વિશ્વોપકારક ભગવાન મહાવીરની અહિસા કેવી રીતે જળવાઈ શકશે ?

આનુ સમાધાન સ્પષ્ટ છે કે સાધુજીવન એટલે નિસ્વાર્થી, નિસ્પૃહી અને સ્વતત્ર જીવન નિસ્વાર્થતા, નિસ્પૃહતા અને સ્વતત્રતા એટલી બધી નિર્લેપી વસ્તુઓ છે કે તે પોતે પોતાના ભાર પર ટકી રહે છે, એટલુ જ નહિ, બલ્કે બીજાનો ભાર પણ ખેચી શકે છે જે હલકી વસ્તુ હોય તે ઉપર જ રહે અને પોતા પ્રત્યે અન્યને પણ આકર્ષે આમ હોવાથી જ્યા સાધુજીવન હોય છે ત્યા શાતિ હોય છે વિશ્વના જીવમાત્ર શાતિના પિપાસુ હોવાથી તે તરફ સ્વય આકર્ષાય છે ત્યાગ તરફનુ આ આકર્ષણ તે જ ભક્તિતત્ત્વ આ ભક્તિતત્ત્વ માનવહૃદયમા રહેલા અર્પણતાના ગુણને બહાર ખેચી લાવે છે

જગતના પદાર્થોનો જે જીવાત્મા જેટલો ઉપયોગ કરતો હોય છે, તેમા તેની અધિક મેળવવાની સતત સ્વાર્થવૃત્તિ (તૃષ્ણા) તેના હૃદયના ઊડાણમા રહેલી હોય છે તેથી તે પોતાની આવશ્યકતા કરતા વધુને વધુ પદાર્થોનો સચય કરી બેઠો હોય છે અથવા પૂરતુ મળ્યુ હોય તો તેથી અનેકગણુ મેળવવાની ઈચ્છા સેવતો હોય છે જ્યારે તેનામા અર્પણતાનો ગુણ પ્રગટ થાય છે ત્યારે તેની સ્વાર્થવૃત્તિ પ્રથમ તો દાન કે પરોપકારનુ રૂપ પકડે છે આવી આવી વૃત્તિના અભાવે આ જગતમા સાધનહીન અને અશક્ત જીવોના નિર્વાહો થયા કરે છે

પરતુ તે દાનવૃત્તિ કે પરોપકારવૃત્તિનો આદર્શ—ભિક્ષુઓ જો લાભ લે તો તેટલોજ ઇતર એટલે કે અશક્ત જીવોમાથી ભાગ પડે, આથી જ પોતાની જાત માટે ઓછો ઉપભોગ લઈને એટલે કે તેમાથી જ વધારીને પોતાના પૂજ્યપાત્રને અર્પે છે, ત્યારે તે ભિક્ષુઓ તેટલા અર્પેલા ખોરાકમા જ પોતાનો નિર્વાહ કરી લે છે આથી જૈન-

ભિક્ષુઓ કેવી વૃત્તિથી ભિક્ષા મેળવે છે, તે માટે ભ્રમરનું દૃષ્ટાંત આપ્યુ છે (જુઓ દશ. સૂત્ર અ ૧) આવી રીતે આ નિમિત્તે ગૃહસ્થોમા પણ સયમવૃત્તિનો આવિર્ભાવ થતો રહે છે.

જૈનદર્શનમા દાન કે પરોપકાર કરતા સંયમને ઉચ્ચકોટિનું સ્થાન છે કારણ કે દાતાર પોતાના ઉપભોગની સામગ્રી બરાબર લઈને પછી વધુ હોય તો જ દાન કરે છે પરોપકારમા પણ ઊંડી ઊંડી પ્રત્યુપકારની વાસના હોય છે જ્યારે સયમમા તો સ્વાર્થ બિલકુલ ન હોવા છતાં સયમી વિશ્વમા પ્રાપ્ત થયેલા પોતાના સાધનો સ્વય છોડી દે છે આથી જ તે સયમ દ્વારા વિશ્વના અનેક પ્રાણીઓના આશીર્વાદ ગુપ્ત રીતે મેળવતો રહે છે આ પરથી સહજ રીતે સમજાશે કે ત્યાગી-જીવન એ ગૃહસ્થજીવન પર બોજારૂપ નથી, પરંતુ ગૃહસ્થજીવનને માનસિક બોજમાથી બહાર ખેચી હળવું કરી દેવામા નિમિત્તરૂપ છે અને તેવુ ત્યાગી જીવન હોય તે ત્યાગી-જીવન કહેવાય, પરતુ જ્યારે ત્યાગી-જીવન ગૃહસ્થજીવનને બોજારૂપ થઈ પડે તેવુ બને ત્યારે તે જીવન ઉપરના બને જીવન કરતા નિકૃષ્ટ એટલે કે ભિખારી-જીવન બની જાય છે

— દશવૈકાલિકસૂત્ર 'નોધ' પા ૧૪૧

## ભિક્ષાનું રહસ્ય

ભિક્ષા એટલે બીજાને લેશ પણ ઇજા પહોચાડયા વગર માત્ર આત્મવિકાસ માટે પ્રાપ્ત થયેલા દેહસાધનથી કાર્ય લેવા પૂરતુ તેને પોષણ આપવા સારુ અન્નાદિ સામગ્રી મેળવવી તે કચન અને કામિનીથી સર્વથા વિરક્ત હોય તેવા પુણ્ય પુરુષ જ આવી ભિક્ષા માગવા અને મેળવવાના અધિકારી છે જેણે રાષ્ટ્રગત, સમાજગત, કુટુબગત અને વ્યક્તિગત મેળવેલી સર્વસપત્તિ જેવી કે ધન, સ્ત્રી, પુત્ર, પરિવાર, માલ, મિલ્કત એ બધા પરનુ મમત્વ અને માલિકી (એટલે કે પ્રાપ્ત થયેલા કે થનારા પ્રત્યેક પદાર્થ પરથી પોતાની માલિકી)

એથી (શરીર મૂકી) વિશ્વ-ચરણે તે સૌને ધરી દીધાં છે, જેણે કલ્યાણ-માર્ગમાં પોતાની કાયાને સમર્પી છે, તેવા સમર્થ સાધુપુરુષો જ (જેઓ સંયમના સાધનરૂપ જ દેહ તથા તેને લગતાં સાધનોનો ઉપયોગ કરતા હોય છે) આવી વૃત્તિ (ભિક્ષાવૃત્તિ)માં જીવન વહાવી શકે છે અને પોતાનું પોષણ કરવા જતાં ઇતરને બોજારૂપ થતા નથી તેમજ પોતાનું કલ્યાણ મન સાધતા રહેવા જતાં શ્રેયાર્થી મુમુક્ષુઓના મહાકલ્યાણના નિમિત્તરૂપ બને છે પરંતુ ઇતરની લાગણી ન દુભવવા જતાં અન્ય સૂક્ષ્મજીવોને પણ પીડા ન થવા દેવા જતાં દેહનું પોષણ પરિપૂર્ણ વિશુદ્ધિપૂર્વક કરવું, એ ભિક્ષુની ખાંડાની ધાર સમી કપરી કસોટી છે

ભિક્ષા દેહની પુષ્ટિ માટે નથી ભિક્ષા પ્રમાદ અને આળસ વધારવા માટે નથી ભિક્ષા કેવળ જીવનપ્રવાહને જ્વલંત રાખવા માટે છે જેમ શરીર તો, હાડ, માંસ અને મળનું ભાજન છે, નિસ્સાર છે, તેની ચિંતા શી ? તેમ ગણી તેને સુકવી નાખવું કે તેના પ્રત્યે બેદરકાર રહેવું, એ કંઈ તપશ્ચરણ નથી ગણાતું, પણ એ ભયંકર જડક્રિયા કહેવાય છે તેજ રીતે દેહને અતિપુષ્ટ કરવો, તેની જ ટાપ-ટીપમાં રક્ત રહી જીવનની ઇતિસમાપ્તિ માની લેવી, તે પણ નરી જડતા છે આ વસ્તુને સમજી રાખી સાધક મધ્યસ્થવૃત્તિથી ભિક્ષાવૃત્તિ ચલાવે છે

—દશવૈકાલિક સૂત્ર 'નોંધ' પા ૮૭, ૯૨

## ભિક્ષુ થયા પછી ભિક્ષાચરી માટે બધાય ઘરોમાં જાય !

ભિક્ષુ થયા પછી તો તેને 'वसुधैव कुटुम्बकम' હોવું જોઈએ તેમ છતાં જે સામુદાયિક (નિંદિત અને ઘૃણિત આચરણવાળા કુળો (ઘરો) ને વર્જી) બધાય કુળો (ઘરો) ની ભિક્ષાને ન ઇચ્છતાં માત્ર પોતાની જ્ઞાતિ (સ્વસંપ્રદાય-ભક્તો) નો જ આહાર લઈ ભિક્ષા કરે છે તે પાપી શ્રમણ કહેવાય છે

—ઉત્તરાધ્યયન 'નોંધ' પા ૧૩૬

## સાધુઓ માટે પાદવિહારનું મહત્ત્વ

ત્યાગી સાધકને માટે ત્યાગ અને સંયમની દૃષ્ટિએ પગવિહાર જેટલો ઉપયોગી છે તેટલો જ લોકકલ્યાણની દૃષ્ટિએ પણ પગવિહાર ઉપયોગી છે નિસ્વાર્થતા, નિર્ભયતા, સ્વાવલમ્બિતા અને સહજ સયમિતતાની ચતુષ્ટયી પાદવિહારથી વિકસે છે ને તે સાધકના જીવનવિકાસની સાધનામા ચેતના—સમાન ઉપયોગી છે

ઉપદેશકવૃત્તિની દૃષ્ટિએ પણ પાદવિહાર ખૂબ ઉપયોગી છે ગ્રામ્યજીવનનુ નિરીક્ષણ, નૈસર્ગિક આનદ અને સ્વચ્છ વાતાવરણની જેટલી અનુભૂતિ પાદવિહારથી મળે છે તેટલી કદાપિ વાહનો દ્વારા ન જ મળી શકે. વાહનથી પરાવલંબિતા, કચનાદિસંગ્રહ અને રાગીમડળ જમાવવાની પ્રવૃત્તિ સહેજે થતી જવાની એ ભયથી બચવા સારુ અને કોઇને લેશપણ બોજારૂપ થયા વિના સંયમી—જીવનની અખડ અને અડોલ સાધના થાય, એ હેતુની પૂર્તિ સારુ પાદવિહારની રીતિ રચાયેલી છે

—આચારાંગ સૂત્ર ‘નોંધ’ પા ૩૬૨

## અપ્રતિબદ્ધ વિહારની સાધના

જેણે પોતાનુ સર્વસ્વજીવન જગતને ચરણે ધરી ‘वसुधैव कुटुम्बकम्’ એટલે કે સમસ્ત વિશ્વની સાથે મૈત્રી અને પ્રેમ સાધવાનો પ્રયોગ આદર્યો છે, તેને માટે પાદવિહાર એ ઉત્તમ સાધન છે. માત્ર કોઇ વાહનનો આશ્રય લીધા વિના વિહાર કરી અમુક સ્થળે અમુક વખત પડી રહેવાથી પાદવિહારનો સપૂર્ણ હેતુ જળવાઈ શકતો નથી પાદવિહાર અપ્રતિબંધ હોવો જોઈએ અપ્રતિબદ્ધ—વિહાર એ નિર્મમત્વ કળવવાનુ અપૂર્વ સાધન છે. એકજ સ્થાન ગમે તેટલુ પવિત્ર અને સુદર હોવા છતાં સાધના—કોટિના સાધકને માટે ઘણી વાર મોહોત્પાદક જનક બની જવાનો સભવ રહે છે સ્થાન પર મારાપણાનો ભાવ પણ દેખીતી રીતે નાનો હોવા છતાં મહાન ભયંકર શત્રુ છે

પ્રલોભન અને સંકટોના અનુભવ પણ અપ્રતિબદ્ધ–વિહારથી જ થાય છે પરિચિત સ્થાનો કરતાયે અપરિચિત સ્થળોમા જ વધુ પ્રમાણમા સાધકના કસોટી છે કસોટી વિના સાચા સુવર્ણની પ્રતીતિ પણ શી રીતે થાય! એવા એવા અનેક દૃષ્ટિબિંદુઓથી જોતા નિરોગી અને શક્તિમત સાધકને અપ્રતિબદ્ધ–વિહારની આવશ્યકતા છે અપ્રતિબદ્ધ રીતે વિહરતો સાધક કેટલો મસ્ત હોય? તે પોતાને રહેવા માટે કેવા સ્થાનો પસંદ કરે? અને તેના સ્થાનોમા આવી પડતી કપરા સ્થિતિમા તે કેવા પ્રકારની અને કેટલી સમતા જાળવે તેમા જ તેની શ્રમણ–સાધના સફળ અને વિકસીત ગણાય

—આચારાગ સૂત્ર 'નોધ' પા ૩૮૯

# આધ્યાત્મિકક્ષેત્રનું દર્શન

[ આ વિભાગમા સત્યશોધક સાધકના જીવનમા અધ્યાત્મ વિષે જે અનેક મૂઝવણો ઊભી થાય છે, જેમકે આત્માનુબંધી સાધના કઇ રીતે થઇ શકે? આત્માનુ કલ્યાણ લોકસપર્કમા રહીને થાય કે એકાતમા રહીને? આત્મકલ્યાણ અને વિશ્વકલ્યાણનો મેળ શી રીતે પડે? સાચા આત્મદર્શનની ખાતરી શી? સાચો આત્મજ્ઞાની ક્યારે કહેવાય? માત્ર અધ્યાત્મની વાતો કરનાર કે પોપટિયુ જ્ઞાન વધારનાર માણસને આધ્યાત્મિક કહી શકીએ કે કેમ? અધ્યાત્મને નામે ઘણા સાધકોના જીવનમા દભ, આળસ, અકર્મણ્યતા, જવાબદારી પ્રત્યે ઉપેક્ષા, સમાજસેવા પ્રત્યે લાપરવાહી વગેરે દોષો કેમ પેસી જાય છે? શું આધ્યાત્મિક બનવા માટે બધી ક્રિયાઓ બધ કરવી જોઇએ અથવા શુભ ક્રિયાઓ કરતો કરતો માણસ જાગૃત અને નિરાસક્ત રહી આધ્યાત્મિક બની શકે છે? 'આત્મવત્ સર્વભૂતેષુ'નો સાચો પ્રયોગ કોણ અને કેવી રીતે કરી શકે? આધ્યાત્મિક પુરુષની નિવૃત્તિ અને પ્રવૃત્તિનો રહસ્યાર્થ શો છે? આધ્યાત્મિક પુરુષની જાગૃતિ કેવી હોવી જોઈએ? એની સાચી ઓળખાણ શી? કર્મ, ભક્તિ અને જ્ઞાન ત્રણે પૈકીનો કયો માર્ગ સારો? અરવિંદ, ગાધીજી અને સંતબાલજીની વિચારસરણીમા શો તફાવત છે? કઇ વિચારસરણીને અનુસરવુ સારું? આત્મા એક છે કે અનેક? સાધકને માટે પ્રત્યેક ક્રિયાને તપાસવાની ગુરુચાવી કઇ છે? મોહસંબંધ અને વાત્સલ્યસંબંધને કેમ ઓળખવુ જોઇએ? પ્રતિષ્ઠા, યશકીર્તિની લાલસામા પડીને સાધક કેવી રીતે લપસી જાય છે? સત્યાર્થી સાધકે કયા કયા સાવધાની રાખવી જોઇએ? સત્ય અને સિદ્ધાતની કસોટી શા છે? પ્રલોભનો, કષ્ટો અને આફતો વચ્ચે સાધકો કેમ મક્કમ રહી શકે? શત્રુમિત્ર, માન-અપમાન, નિદા-પ્રશંસા, જય-પરાજય, શાત-દુઃખ, સુખ-દુઃખ વગેરે દ્વન્દ્વોમા સાધક પોતાની સમતામા કેમ સ્થિર રહી શકે? અધ્યાત્મ અને વ્યવહારનો સુમેળ શી રીતે રહે? ધ્યેય શુ છે અને એને પહોચવાનો માર્ગ કયો છે? કયો માર્ગ સારો અને સહેલો છે? 'સ્વ'ને ઓળખવાનું અને 'પર'ને છોડવાનુ રહસ્ય શુ છે? સ્વાદજયનુ તત્ત્વ શું છે? માણસ આત્માની શોધમા લાગીને પોતાનુ કલ્યાણ કરી શકે કે નહીં? પ્રાણીમાત્ર સાથે એકતા સાધવાનો વ્યવહારિક ઉપાય કયો છે? આ બધી મૂંઝવણોનું સરળ, સરસ અને શાસ્ત્રીયરીતે સરહસ્ય સમાધાન કરવામા આવ્યુ છે.—સં ]

## આત્માનુબંધી સાધના

માણસ ચાહે તેટલો ઊંચે જાય, પણ તેના પગ નીચેની ધરતી તો તેની તેજ રહે છે વીતરાગીપુરુષને (રાગદ્વેષરહિતને) શરીર હોય ત્યા લગી શરીરની અનિવાર્ય જરૂરિયાતો શરીરને પૂરી પાડવી જ પડે છે તે ખાય છે, પીએ છે, ઊંઘે છે, ઊઠે છે, ચાલે છે ને બોલે છે અવીતરાગી અને વીતરાગી બન્નેના ભેદને ઓળખવાની સાચી ચાવી મળવી આથી જ મુશ્કેલ છે

એક માનવ સ્ત્રીદેહ પામ્યો કે પુરુષદેહ પામ્યો પણ શરીરને લગતી અનિવાર્ય ક્રિયાઓ તો બન્નેને સરખી જ હોય છે તે જ રીતે માણસ સાધુસન્યાસી થયો કે ગૃહસ્થાશ્રમી રહ્યો તેમા આવી શરીર-ક્રિયાઓ તો સરખી જ રહેવાની આથી જ ઉચ્ચ કોણ અને નીચ કોણ અથવા ગુણમા આ વધુ કે તે વધુ, એમ નક્કી કહી જ શકાતુ નથી કાર્યક્ષેત્રો ભલે વ્યક્તિદીઠ ક્યાક જુદા જરૂર પડી શકે કે હોઇ શકે જેમ સ્ત્રી અને પુરુષના કાર્યક્ષેત્ર જુદા હોય છે તેમ પરતુ સ્ત્રી અને પુરુષ બન્નેનો સરવાળો જ સપૂર્ણ ગૃહસ્થાશ્રમ બની શકે, તેમ સપૂર્ણ સાધના—સાધુવર્ગ અને ગૃહસ્થવર્ગ બન્નેનો—સરવાળો હોય તોજ થઇ શકે આથી જ જૈન અને બૌદ્ધ સઘોમા આ ચારેય અગ—સ્ત્રી પુરુષ, ગૃહસ્થ અને ભિક્ષુ એકસરખી રીતે સામેલ કરવામા આવ્યા છે તે ચારેય અગોને એક નૌકામા બેસવાવાળા પણ કહેવાય છે

આ રીતે વિચારીએ તો અધ્યાત્મધર્મ પાળનારા અમુક અને લોકધર્મ પાળનારા અમુક એવા વર્ગો હોઇ જ ન શકે ગમે તે એક વ્યક્તિવિષે (કે કદાચ સમૂહવિષે પણ) કોઈ વખતે લોકધર્મની વિશે-ષતા હોય તો કોઇ વખતે અધ્યાત્મધર્મની વિશેષતા હોય, એમ જરૂર બની શકે માનવસસારનો કોઇપણ સમૂહ ન માત્ર લોકધર્મી હોઇ શકે ન કેવળ આત્મધર્મી હોઇ શકે વળી આવી સ્થિતિમા પણ ભરતી ઓટો આવ્યા કરવાની જૈનઆગમોમા આને દર્શાવતા ઘણા સુદર દૃષ્ટાતો આવે છે

એક રાજવી, પુત્રને રાજપાટ સોંપી શ્રમણતપસ્વી મહાવીર પાસે દીક્ષા લે છે. ઘણા જ કડક તપસ્વી અને મહાત્યાગી હોઇ તેમને રાજર્ષિની ઉપમા સાંપડે છે. તેમનુ નામ છે પ્રસન્નચંદ્ર. એકદા તેઓ ધ્યાનસ્થ બને છે, તેવામા જ તેમને કાને અવાજ પડે છે, "આ તે માનવી છે, કે જેમણે પુત્રને ગાદી સોપી રાજત્યાગ કર્યો છે પણ આજે પેલો દુશ્મનરાજા ત્યા ચઢી આવ્યો છે અને ઝપટવારમાં એમનો પુત્ર રોળાઇ જશે રાજ્ય દુશ્મનના હાથમા જશે "

આ વચનોથી પ્રસન્નચદ્ર રાજર્ષિનુ ચિત્ત ખળભળી ઊઠે છે. ધ્યાનમા ને ધ્યાનમા જાણે તે પુત્રની વહારે ધાય છે! શસ્ત્રસહિત ઝનૂનથી લડવા મડી પડે છે આમ થોડીજ પળોમા માત્ર માનસિકભાવે મહાનરકમા જવાની કર્મસામગ્રી ભેળી કરી લે છે અલબત્ત, પાછળથી ઝબકીને સાવધાન થઇ જતા બગડેલી બાજી ફરી પાછી જરૂર તે સુધારી શકે છે એમ છતા આ દૃષ્ટાંત એટલું તો ચોખ્ખુ કહી જાય છે કે; અંદર શુ ભર્યું છે, તે જોવા માટે બહારની આંખો પૂરતી નથી ' બહારથી દેખાતો સાધુપુરુષ પણ જો અદરથી અસાધુ હોઈ શકે તો પછી જેઓ વેશે સાધુ છે, પણ જેમની બહારની ક્રિયામા ડગલે ને પગલે શકા થાય તેવુ હોય છે, તેવાઓનું તો પૂછવુ જ શુ ?

ત્યારે સવાલ થશે કે કરવું શુ ? ખરું શુ ? ખરા બન્ને ય આશ્રમો છે, એક વિના બીજો નથી જ એક ખરાબ હોય તો બીજો સારો રહી ન શકે ગૃહસ્થાશ્રમી બનતાં પહેલા પણ સુટેવોની તાલીમનુ પૂરુ વાતાવરણ મળવુ જોઈએ હિદુધર્મના ચારે આશ્રમો આ રીતે એકસરખા જરૂરી છે આ આશ્રમનો અધિકારી ભૂલ કરે, તો ચોગ્ય આશ્રમોમા એ ભૂલના વમળ ફરી વળે છે આથી જ સર્વસમસ્યાનો ઉકેલ સર્વક્ષેત્રે, સર્વદેશોમા અને સર્વધર્મોમા આત્માનો અનુબધ કરાવવામા જ પડેલો છે આને સારુ ગામડાનો અનુબધ ઠેઠ વિશ્વ સુધી કરાવવો પડશે અને વ્યક્તિનો અનુબધ ઠેઠ પ્રાણીસમાજ લગી

કરાવવો પડશે માનવસમાજનો અનુબંધ આત્મા સાથે કરાવવો જોઈશે જૈનસૂત્રોમા દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ એ ચારેય જોઈને માર્ગદર્શન આપવાની વાત આથી ખાસ કહેવામા આવી છે શ્રોતા, વક્તા અને શ્રાવ્ય (સાભળવાની વસ્તુ) ત્રણેય સુપાત્ર જોઈએ, તો જ જ્ઞાનમય અને સર્વવ્યાપી ચારિત્ર્ય નીપજી શકે કહેવાય છે કે મહાવીર પોતે સર્વજ્ઞ થયા, તો ય પહેલો ઉપદેશ તો એમનો નિષ્ફળ જ ગયો! હુ આનો અર્થ એ કરુ છુ કે, ત્યારે તેમણે આત્માના અનુબધની વાતો તો જરૂર કહી, પણ અધિકારભેદે જુદી જુદી સાધના ન કહી, માટે આમ થયુ

જૈનઆગમોમા જે વાતો આવે છે, તેમા (धम्मो कहियो) ધર્મ કહ્યો, એ જ શબ્દો આવે છે આત્માનો અનુબધ જાળવી સૌની જુદી-જુદી કક્ષાઓ જોઇ જુદુ જુદુ અને સ્પષ્ટ માર્ગદર્શન દુનિયાભરને આપવુ, એમા જ જ્ઞાની સત્પુરુષની વિશેષતા છે માત્ર આત્મધર્મની વાતોથી ન ચાલે, તેમ માત્ર લોકધર્મની વાતોથી યે ન ચાલે છેલ્લી પણ એક વાત સમજવા જેવી છે કે સાધુ એટલે માત્ર અમુક ક્રિયાનો કે અમુક ક્ષેત્રનો ત્યાગી જ માત્ર નહી, પણ સર્વક્રિયાઓને આત્માનુબંધે પોતા વિષે પચાવી જનારો વિરાટ અને પરમપુરુષ આમ હોય તો બીજાઓ નાસે, ત્યા તે ઊભો રહે અથવા સહેજે જઈને નાસનારાઓને દૃષ્ટાત-રૂપ બને ચડકૌશિકનાગના વિષવમન સામે મહાવીર સહેજે દોડ્યા હતા ગાધીજી નોઆખલીમા ભાઈભાઈ કપાઇ ગયા હતા, ત્યા સહેજે દોડયા હતા જો સાધુઓની અહિંસા આત્માનુબધવાળી હોય તે કા તો ત્યા દોડે અથવા ત્યા હોય તો તેવુ સ્થળ છોડે નહિ હિંદુમુસ્લિમ-હુલ્લડ વખતે પંજાબમાના અને સિંધના જૈનસાધુઓએ સ્થળાતર કર્યું હતુ, તે ખેદપૂર્વક આપણે જાણ્યુ છે અરે! અમદાવાદમા રહેવા નક્કી કરનાર એક સપ્રદાયના જૈનમુનિઓ, પણ આ વેળાએ સાબ-રમતી જઈને ગયા હતા આમા સાધુઓની કાયરતા ન હોય તો યે શ્રાવકોની કાયરતાનો અનુબધ તો હોવાનુ કલ્પવુ પડે ને? જો

'અહિંસા પરમો ધર્મ' માનનારા સંપ્રદાયોની આ દશા હોય તો બીજાઓનુ તો પૂછવું જ શું ? આમાં હુ અમુક વ્યક્તિઓનો જ, અમુક સંપ્રદાયોનો કે વર્ગોનો જ નહી, પણ આત્માનુબંધવાળી સર્વવ્યાપી સાધનાના અભાવનો મુખ્ય દોષ જોઉં છુ એવી સાધના હોત તો જેમ કેટલાક મુસ્લિમો તેવે ભયકર સમયે પણ ગાંધીજીને ઘેરી વળતા, તેમ આવા ત્યાગી સાધુઓને સહેજે ઘેરી વળત અને તેમને તથા તેમના દૃઢ અનુયાયીઓને આ નિમિત્તે તો મુસ્લિમો પણ ખસવા ન જ દેત કારણકે તેમા હિંદુમુસ્લિમ બન્નેની લાજનો સવાલ હતો આ બધા દૃષ્ટાંતો પછી મારુ કહેવાનુ અહી એટલુજ છે કે 'કોણ ઊચું કે કોણ નીચુ' એમ કર્યા વગર વિશ્વવ્યાપી ક્ષેત્રોમા થતા ઉત્તમ કાર્યો સાથે સમન્વયપૂર્વક સૌનો આત્માનુબંધ સાધી નાખવો ઘટે આમ કરવામા જે અગ્રદૂત બનશે તે પુરુષ કે પુરુષો અધ્યાત્મધર્મના અજોડ નેતા આપોઆપ બની જશે

—વિશ્વવાત્સલ્ય તા. ૧૬–૧૦–૫૪

## આત્મવત્ સર્વભૂતેષુનો સાચો પ્રયોગકર્તા કોણ?

જગતનો આત્મા અને એક દેહધારીનો આત્મા એ બનેમાં નિશ્ચયદૃષ્ટિએ જોતા કશોજ ભેદ નથી આ વિલક્ષણ એકતાને લીધે જ 'આત્મહિત અને લોકહિતનો સુમેળ છે' સ્વદયા સાથે પરદયા જોડાયેલી છે' ભલે દૃષ્ટિભેદને લીધે જગતમા અનેકત્વ ભાસે, પણ એ અનેકત્વમા પણ જ્ઞાનીજનો એકત્વમા એકત્વ જોઈ જ્યા હોય છે એટલે વૃત્તિભેદે કે કર્મસંગજન્ય વિવિધતાને લીધે યોનિભેદે બ્રાહ્મણ, શૂદ્ર, હાથી, ગૌ, કૂતરો વગેરેમા જુદાઈ દેખાય, પરંતુ જ્ઞાનીની દૃષ્ટિમા અંતરંગભાવ મુખ્યત્વે હોવાથી તેઓ સહુને વિષે સમદૃષ્ટિના ચશ્માથી ભાળી શકે છે એને લીધે એમના વર્તનમા પણ સમભાવ જળવાઇ રહે છે. દુનિયા જેને પાપી, અધમ, પતિત, મુફલિસ માને છે તેના તરફ તો તેઓ વધુ પ્રેમળતા પાથરી શકે છે અને કેવી

સામ્યભાવવાળી એ અમીદૃષ્ટિ! સામ્યભાવવાળી દૃષ્ટિ થઈ કે જગ જિતાયુ જ સમજવુ પછી બાકી શુ રહ્યુ? પણ એ સામ્યભાવ નિર્દોષ હોવો જોઈએ

એક દુ:ખી માણસને પોતે જોયો તો ત્યા તે એમ કલ્પના કરશે કે આ જગાએ "હુ પોતે હોઉ તો શુ ઇચ્છુ?" બીજાની સહાય? હા, તો મારે પણ એ દુ:ખીને સહાય કરવી જોઈએ એ પોતે સુખી હોય ત્યારે એમજ કલ્પના કરશે કે જેમ મને સુખ વહાલુ છે તેમ સહુને વહાલુ છે માટે સુખ એવુ હોવુ જોઈએ કે જે સુખ સહુને ભાગે આવી શકે આવી વિચારણાને અંતે એ દુન્યવી સુખ કરતા કોઈ જુદી જ સ્થિતિના સુખમા ચાલ્યો જશે અને તેને જણાશે કે આપમેળે સ્વીકારેલી ગરીબાઈમા જે સુખ છે અથવા તો ઓછામા ઓછુ મળે તેમા સતોષ રાખવાથી જે સુખ છે તે સુખ વૈભવોમા ક્યાય નથી એટલે એમાથી એને વિરક્તવૃત્તિ જાગશે બસ, આ કસોટી જ્યા જઈને કરીશુ ત્યા ત્યા કુદનજ દેખાશે પણ આવી સહેલી વાતને અભિમાની જીવ ભારે કઠણ બનાવી દે છે એ બીજાને માટે તો 'આત્મા મરતો નથી દેહ મરે છે' એમ માનીને બેદરકાર રહે છે અને પોતા ઉપર દુ:ખ રજે પડે એની પળે પળે ચિંતા સેવે છે જાણે ત્યા એનો ગજ 'આત્મા મરે છે, દેહ નથી મરતો' એવોજ કાન હોય! કેવી પામરતા! કેવી ઉચ્છૃંખલ સ્વચ્છદતા! સત્યાગ્રહી સાધકની દૃષ્ટિ ઉપર કહેલા પામર કરતા નિરાળીજ હોય છે સામાપક્ષ તરફથી ગમે તેટલુ દુ:ખ પડે, છતા એને દુ:ખ આપવાનો કે એ દુ:ખી થાય એવુ જોવાનો એકલણ પણ સકલ્પ તે કરતો નથી ઊલટુ એ દુ:ખનુ વળતર તો તે સુખ આપવાની સદિચ્છા અને સત્પ્રવૃત્તિયોજ વાળે છે પોતા પક્ષે 'દેહ ભલે મરે, હુ નથી મરતો' એમ માને છે, છતા બીજા પક્ષે કોઈના દેહને લગારે ઈજા પહોચાડવા ઇચ્છતો નથી આજ એ યોગીની શ્રેષ્ઠતા.

—'જૈનદૃષ્ટિએ ગીતાદર્શન'માથી

## 'આત્મા એક છે,' 'અનેક પણ છે;' એનું રહસ્ય

પ્ર આત્માને જૈનદર્શન સ્વદેહાશ્રિત એવો સ્વતંત્ર અને પૃથક્‌-પૃથક્‌ માને છે, તો તેવો કર્મસંગી જીવ મર્યા બાદ પોતાનુ સ્થૂળશરીર રચવા માટે જગતમાંના પરમાણુઓને શી રીતે ખેચી શકે છે? છતાં ખેંચતો મનાય તો પછી એને શરીરાશ્રિત જ ન માનતા વિભુ કાં ન માનવો?

ઉ. જ્ઞાનમય ઉપયોગની દૃષ્ટિએ આત્મા એક જ એટલે વિભુ છે એમ ન માન્યુ હોત તો જૈનપરપરામા 'આખા જગતને કેવળ જ્ઞાનીઓ ક્ષણે ક્ષણે જાણી દેખી શકે છે, એ વાત ટકી ન શકત આથી જૈનદર્શન આત્માને એક પણ માને છે અને અનેક પણ માને છે, તેમ બરાબર સમજવુ જોઇએ સાધકઆત્મા કર્મબંધનના લેપથી છૂટવાની સાધના પોતાના જ પગ ઉપર ઊભો રહીને કરે તે માટે શરીરીદૃષ્ટિએ જીવો અનેક મનાયા છે પણ સિદ્ધદૃષ્ટિએ આત્મા કર્મબંધનના લેપથી છૂટી ગયેલ હોઈને ત્યારે સસારી સર્વજીવોનોય તેવો આત્મા એક માત્ર પ્રેરક અથવા સાક્ષી અને ઘટઘટવ્યાપી બની રહે છે, તેમ કહી, 'એક આત્મા' પણ જૈનદર્શનમા મનાયો જ છે આમ હોઈને શરીરાશ્રિત જીવની ત્રણ દશા છે – (૧) બહિરાત્મદશા (૨) અંતરાત્મદશા અને (૩) પરમાત્મદશા પરમાણુઓને ખેચવાનુ કામ કર્મના ગોલકરૂપી ચુબક (બહિરાત્મદશા) જ કરે છે, પણ તેમા મદદગાર અને સાઝો બનવાનુ તો સક્રિય કે નિષ્ક્રિય રીતે અતરાત્મદશા અને પરમાત્મદશા એ બન્નેને ફાળે સહેજ કે ઇરાદાપૂર્વક આવી જ પડતુ હોય છે

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા ૧-૧૧-૫૮

## ઈશ્વરસમર્પણ કરવું કે ગુરુસમર્પણ?

પ્ર થોડાક વખત પહેલા શ્રી અરવિંદના એક ઉપાસક આવ્યા હતા, તેમણે તેમના પ્રવચનમા એવી મતલબનુ કહ્યુ હતુ કે, "મહાદેવ દેસા-

ઈએ એકવાર ઈશ્વર પ્રત્યે પ્રાર્થના કરી હતી હે પ્રભો ! મને એવી શક્તિ આપ કે હુ મારુ સારુ જીવન ગાધીજીને અર્પણ કરી દઉ, ગાધીજીને જ માટે ' ગા માટે ઇશ્વરને નહી ? " મતલબ કે તેમનો મન એ હતો કે મહાદેવભાઈએ એવી પ્રાર્થના કરવી જોઈતી હતી કે, પોતે ઇશ્વરને જ પોતાનુ જીવન અર્પણ કરે ! આ સબધમા આપનો અભિપ્રાય શો છે, તે જાણવા ઇચ્છુ છુ

ઉ કેટલાક સાધકો જાતે પોતાની જાતના ગુરુ થઈ શકે તેવા હોય છે, ત્યારે મોટા ભાગના સાધકને ગુરુની હૂફ જરૂરી બને છે આ દૃષ્ટિએ ગુરુ અને ગોવિદ વચ્ચે કાઇ તાત્ત્વિક ભેદ નથી રહેતો. શિષ્ટ ગુરુ દ્વારા જ તેમનો વધુ વિકાસ થાય છે અલબત્ત, ગુરુના શરીર કે બાહ્ય શક્તિઓ ઉપર નહી, પણ ગુરુમાના સદ્‌ગુણો પ્રત્યે જ અનુરાગ રહેવો જોઈએ અજાગૃત ગુરુ અને અજાગૃત શિષ્ય બન્નેને તો પતનનો ભય રહેલો જ છે મારા અભિપ્રાય પ્રમાણે ગાધી ગુરુ અને મહાદેવ શિષ્ય બન્ને સુયોગ્ય ગુરુ–ચેલા છેવટ લગી રહી શકયા હતા આ દૃષ્ટિએ મહાદેવ દેસાઈની ગુરુચરણે જીવનસમર્પણની પ્રાર્થના યથાર્થ હતી મહાદેવ દેસાઇ ગાધીદેહને નહી પણ ગાધીગુણને સમર્પાયા હતા અને ગાધીગુરુને મન પણ મહાદેવ શિષ્યના સદ્‌ગુણો પ્રત્યે કેવી અજોડ ભક્તિ હતી, તે મહાદેવ દેસાઈના મૃત્યુ બાદની ગાધીજીની દિનચર્યાઓનો હેવાલ આબેહૂબ બતાવી આપે છે

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા ૧૬–૫–૫૪

## શુદ્ધસાધક પ્રાણીમાત્ર સાથે અભેદભાવથી વર્તશે

પ્ર 'જેણે એકને જાણ્યો, તેણે સર્વ જાણ્યુ' એ મહાસૂત્રનો કોઈ આવો અર્થ કરે તો ? દા ત ક મે ખાધુ એટલે બીજાઓએ ખાધુ જ હશે સ હુ ક્રોધી અને વિકારી છુ એટલે બીજા પણ ક્રોધી અને વિકારી જ હશે !

ઉ આ મહાસૂત્રમા વપરાયેલો 'એક' શબ્દ દેહધારીને

ખ્યાલમાં રાખીને નહિ; પણ દેહધારીમાત્રમા રહેલા વિશુદ્ધ આત્માને જ લક્ષ્યમા લઈને વપરાયો છે એ કક્ષાને પામેલો કે પામવા મથતો મનુષ્ય તમે પ્રશ્નમા રજૂ કર્યો તે કરતા ઉપલા સૂત્રનો જુદો અર્થજ તારવે છે— દા ત ભાગવત માંહેના રતિદેવ કેટકેટલા ઉપવાસો પછી તેમને માડ અન્ન પાણી સાપડે છે. પરંતુ ભૂખ્યા અને તરસ્યા અતિથિઓને બધુય આપી દેવામા જ તેમને પોતાની તૃપ્તિ દેખાય છે બાળકો ભૂખ્યાં હોય ત્યા લગી સાચી જનેતા ખાઈને નહિ, પણ બાળકોને પ્રથમ ખવડાવીને ભૂખ્યા પેટે સુખ માણી શકે છે, તેમ એ જ પોતાવત્ સર્વપ્રાણીમા પેખનાર પવિત્ર સાધક ઊલટું નજીકના સાથીઓના દોષોનો ટોપલો પોતા ઉપર ઓઢી લે છે, પણ બીજા-ઓના તો શુ પણ પોતાના ગુણોનો યશ પણ બીજાઓ લેતા હોય તો તેથી તે વધુ રાજી થાય છે ધર્મરાજા યુધિષ્ઠિરે જગતમા કયાય દુર્જન ન જોયો, તેમને દુર્જનતા એક માત્ર પોતામા જ દેખાઇ આનુ નામ છે સાચી અંતર્મુખદૃષ્ટિ બુદ્ધભગવાને જગતમા દોજખ હોય, ત્યાં લગી પોતાને એકલાને મળનારા નિર્વાણની સાફ ના પાડી દીધી, એ વાતનુ રહસ્ય આ છે 'જ્યા લગી પ્રાણીમાત્રમા રહેલા વિશુદ્ધ ચેતનની સાથે જે સાધક આટલુ પોતાપણુ નહી અનુભવી શકે, ત્યા લગી તેની સર્વાંગી મુક્તિ હવામા જ રહેવાની' જેઓ પોતાના સુખે બીજાઓને સુખી માની લે છે અથવા એકાત દોષદૃષ્ટિથીજ બીજા-ઓને જોયા કરવાની વૃત્તિથી રાજી રહેવા મથે છે, તેઓને જૈન–આગ-મોમા અભવી જીવ કહ્યા છે એવા જીવોને મોક્ષ, સુખ, પ્રસન્નતા, સતોષ અને શ્રદ્ધા સ્વપ્નમા પણ સાપડી ન શકે તેઓ એકાત વેદનામા જ સબડવાના।

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા ૧૬–૯–૫૪

## આત્મદર્શનની ખાતરી શી?

પ્ર. કોઈ પણ વ્યક્તિને સાચો સાચ આત્મદર્શન થયુ છે તેની

ખાતરી શી રીતે થાય?

ઉ મારે મન સમાજ પોતે જ એને માટે સાચી આરસી છે જે સમાજની એક પણ શુભપ્રવૃત્તિને ન ટાળે, સમાજમા ચાલતી અન્યાયપરમ્પરા સામે ઝઝૂમ્યા કરે અને વિષમભાવના પ્રબળસયોગો વચ્ચે પણ સમભાવવાળી માનસિક સ્વસ્થતા જાળવી રાખે, તે છે આત્મદર્શનની પ્રતીતિ જૈનઆગમોમા આત્મદર્શનના આવાજ પાચ લક્ષણો શમ, સવેગ, નિર્વેદ, અનુકપા અને શ્રદ્ધા દર્શાવ્યા છે –

(૧) જેના સત્યાગ્રહ આગળ બધા કદાગ્રહો શમી જાય (૨) જેનો વેગ હમેશા સાચી દિશામા રહ્યા કરે (૩) જેને જાન, માલ કે પ્રતિષ્ઠાના સ્વપ્ને પણ તમા ન હોય (૪) જેના સત્યની સાથે ભાગોભાગ નમ્રભાવ અને વિશ્વવાત્સલ્ય ભર્યું પડ્યુ હોય અને (૫) આખુ જગત ભલેને સામે પડે, પણ જેની આત્મશ્રદ્ધા કદીયે ડગી ન શકતી હોય

વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા ૧–૫–૫૫

## ઇશ્વરસાક્ષાત્કાર માટે નામજપ આવશ્યક છે?

પ્ર૦ (૧) ઈશ્વરના સાક્ષાત્કાર માટે નામજપ એ સર્વોપરી સાધન કહેવાય છે, એમા આપનો અનુભવ શો છે?

ઉ૦ (૧) મારા રણાપુરના સમૌન એકાતવાસની પ્રેરણામા અને મૌન પછીની લોકસપર્કપ્રવૃત્તિઓમા મારુ ચાલનબળ એક માત્ર 'નામજપ' રહ્યુ છે સત્યનિષ્ઠામા કે સિદ્ધાતનિષ્ઠામા મને નામજપે સૌથી વિશેષ મદદ કરી છે આમ મારો જાતઅનુભવ કહે છે સત્યને જ તમો ઇશ્વરસ્વરૂપ આપતા હો તો જ મારી આ વાત છે બીજી પણ એક વસ્તુ મારે અહી કહી દેવી જોઇએ 'નામજપ' પણ પાયામા તો સમર્પણ જ માગી લે છે અને સમર્પણની પહેલી શરત નિખાલસ હૃદય સહિત નિસ્વાર્થપણુ છે

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા ૧૬–૪–૫૨

## આત્મજ્ઞાનની વાતો કરતાં પહેલાં વ્યવહારશુદ્ધિના ઉપદેશની જરૂર છે

એક ભાઈના 'આત્મા અને શરીર જુદા છે કે એક છે' તેવાં પ્રશ્નનો જવાબ આપતા મહારાજશ્રીએ જણાવ્યું કે તમારા કહેવાનો ભાવ હું સમજી ગયો છુ એક રીતે આત્મા અને શરીર જુદા છે અને એક રીતે એક છે શરીરમાં જીવ છે ત્યા સુધી તેનો સબંધ આત્મા સાથે હોય જ છે આ બધી ઊંડી જ્ઞાનની વાતો છે જ્યા સુધી માણસ માનવતા પ્રાપ્ત ન કરે ત્યા સુધી તેણે વહેવારશુદ્ધિ ઉપર જ ધ્યાન આપવુ જોઈએ માત્ર આત્માની વાતો કરવાથી માણસ નિષ્ક્રિય થઈ જાય છે, કાતો અશુદ્ધવહેવાર ચલાવતા છતા પોતે જ્ઞાનસ્વરૂપ છે, એમ માનીને સતોષ માની લે છે અને શોષણ ચાલુ રાખે છે માણસ આત્મજ્ઞાની થયો છે તેનુ માપ એ કે એક બાજુ છાશ–રોટલો પડ્યો હોય અને બીજી બાજુ દૂધપાકપૂરી પડયા હોય, હાથ કઈ બાજુ પડે છે તે ઉપર તેનો આધાર છે, એક બાજુ તૂટેલુ ઝૂપડુ હોય, બીજીબાજુ આલેશાન બગલો હોય, કોઇ એમા રહેનારા આત્મજ્ઞાની કહે કે આપણે તો બન્ને સરખા છે. ત્યારે ઝૂપડામાં જાવ અને ઝૂપડાવાળાને બગલામા રહેવા દો કારણ કે ઝૂપડાવાળો અલ્પજ્ઞાની હોવાથી એને બાહ્યસુખમા પલોટવા દઈ જ્ઞાની પોતાના આવા પ્રત્યક્ષ ત્યાગથી પોતાના સાદાઈમા રહેલા પ્રભાવને દાખવી શકશે આવા આચરણથી ખબર પડે કે આત્મા અને શરીર જુદા જુદા છે કે એક માટે આત્માની વાત કરવી એ જુદી વાત છે અને અનુભવ કરવો એ જુદી વાત છે। જનક વિદેહી જેવા અગ્નિસ્પર્શ અને સ્ત્રીસ્પર્શ સરખો માનનારા, એવી વાતો કરી શકે, પણ સામાન્ય જનતાને તો આજે પ્રામાણિક રોજી કેમ મેળવવી તેવા ઉપદેશની જરૂર છે વહેવારશુદ્ધિ વગર ચિત્તશુદ્ધિ અશક્ય છે અને 'ચિત્તશુદ્ધિ વગર આત્મધ્યાન અશકય છે

આજે વ્યક્તિધર્મની સાથે સમાજધર્મ આચરવાની ખૂબ

જરૂર છે

વિશ્વવાત્સલ્ય 'પ્રવાસનોંધ' તા ૧-૨-૫૪

## બાહ્યપ્રવૃત્તિઓ અને આંતરશોધન

(પત્રાંશ) 'બાહ્ય સંયોગોમા પણ આપણુ લક્ષ્ય આંતરિક વિકાસ શોધવાનુ હોય છે તો તે ઉપકારક જ થાય છે ... હળ હાકતા, રેંટિયો કાંતતા, જોડા સીવતા, પુસ્તક લખતા, હાંડલા ઘડતા કે વટીએ દળતા પણ આપણુ લક્ષ્ય આપણા અંતરને શોધવાનુ હોય તો તે બધા જ કર્મો આપણા માટે સત્કર્મો જ છે અને જો આત્મશોધનનુ લક્ષ્ય ન હોય તો પછી શિરોલુંચન, પાદભ્રમણ, કુત્સિત અન્નભક્ષણ કે અન્ય ગમે તે જાતના દેહદમનના આચરણો હોય તે બધા જ કાળશલ્ય જેવા છે પરંતુ હુ એ બધી પ્રવૃત્તિઓ માટે નિરાગ્રહ છુ જેને જે રુચ તે કરે આપણુ જ્ઞાન અને આપણુ માનસિક વલણ આપણી પ્રકૃતિને દોરવી જાય છે એમા જો આપણુ લક્ષ્ય અંતરશોધન કે આંતરિકવિકાસનુ હોય છ, તો તે આપણને તેમ જ આપણા પરિચયમા આવતા અન્ય જનને પણ પરિણામે લાભદાયક જ થાય છે "

—ગૂર્જરાતના સાહિત્યકારોમા અગ્રણી એક મુનિ

(ટિપ્પણી) આમા સમગ્ર ભારતના તત્ત્વજ્ઞાનનો નિચોડ આવી જાય છે, આપણે ત્યા ભક્તિયુગના સમયમા ગોરો કુંભાર, કબીર વણકર, રૈદાસ ચમાર અને દળણા દળનાર સતી સખુબાઈ જેવા કર્મઠ (કર્મજીવી) ઉદાહરણો એની જીવત સાખ પૂરે છે ઊલટ બાજુ તપાસીએ તો એવા પણ દાખલા મળે છે કે જીવતી ચામડી ઉતારવા કે પોતાનુ માથુ પોતાને હાથે કાપવા છતા સગવાળે પોતાનુ અને સમાજનુ અકલ્યાણ જ થયુ હોય બાહ્યપ્રવૃત્તિ કે બાહ્યનિવૃત્તિ ઉપર કોઈ આધાર નથી લાભાલાભનુ મૂળ ભાવનામા છે, આથી જ "भावना भवजल तारिणी" 'भावे केवलज्ञान' એવા એવા સૂત્રો આપણને સાંપડ્યા છે મુશ્કેલી માત્ર એ છે કે ભાવનાનો કૂવો કેટલો ઊંડો છે અને એનુ

પાણી કેવું છે, તે જોવું શી રીતે? આ જોવાનું માપ આપણી પાસે તો મનુષ્યની બાહ્યપ્રવૃત્તિઓ જ મોટે ભાગે હોવાની આથી જ બાહ્ય-પ્રવૃત્તિઓ એવી પસંદ કરવી જોઈએ કે જેમાં સમાજનું હિત પણ જોડાયેલુ હોય અને કુદરતી નિષ્ઠા પણ વધતી હોય

—વિશ્વવાત્સલ્ય 'ટપાલ' ૧૬–૫–૫૦

## અધ્યાત્મ અને વ્યવહારનો સંબંધ

(પ્ર) અધ્યાત્મ અને વ્યવહારનો સંબંધ સામાન્ય માનવી કેવી રીતે જાળવી શકે?

(ઉ) કોઈપણ પ્રાણી કરતા માનવીમા આત્મા વધુ નજીક છે, એમ માનીએ તો કોઇપણ માનવીનો વ્યવહાર અધ્યાત્મ સાથે જોડાયેલો માનવો પડે પછી એ સામાન્ય હો કે વિશિષ્ટ, છતા હમણા આ પ્રશ્ન વારવાર આવે છે એ સકારણ છે મહાત્માજીનો જીવંત અનુભવ થયા પછી પણ આપણે અધ્યાત્મની રૂઢ આચારપ્રણાલીને પૂર્વગ્રહવશાત્ ભૂસી શકતા નથી જૂઠું બોલીને માણસ કહે છે સાચુ બોલવુ એ આત્માનો ધર્મ છે મિથ્યાચાર સેવીને માણસ કહે કે હુ અનાસક્ત છુ ક્રોધ કરીને માણસ કહે કે હુ સહજ રીતે શાત છુ તો એવી વાણીને જેમ આપણે સ્વીકારતા નથી તેમ પોતાના વ્યવહારમા પ્રમા-ણિકતા જેવા પ્રાથમિક સદ્‌ગુણને પણ જે ન લાવી શકે તેવા માણસોની 'આધ્યાત્મિકતાના દાવાને ન સ્વીકારતા થઈએ, એટલે સમાજ એવો બનશે કે સહેજે સામાન્યમાનવીના જીવનમા પણ અધ્યાત્મનુ તેજ ઝળકવા માડશે જે સમાજમા નીતિની પ્રતિષ્ઠા છે તે સમાજમાં સ્વાભાવિક રીતે આત્મા અને વ્યવહારનો સુમેળ જામે છે અને સામાન્ય માનવી પણ એવી અસરથી અલગ રહી શકતો નથી બીજી કશી ગડભાજમા પડ્યા વિના ચોમેર આપણે નીતિની પ્રતિષ્ઠાના ભગીરથ કાર્યમા લાગી જઈએ

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા ૧–૩–૪૯

## આત્મશોધ સમાજસેવા છોડીને થતી નથી

(પ્ર) માણસ આત્માની શોધમાં ન પડતાં સમાજ પ્રત્યેની ઝીણામાં ઝીણી ફરજ ચૂક્યા વગર સદાચારી જીવન જીવ્યા કરે તો આત્મવિકાસ આપોઆપ ન થાય?

(ઉ) જરૂર થાય. સદાચારના સામાન્ય નિયમો તરછોડીને જે માણસ આત્મશોધને નામે નીકળી પડે તેવા બાવાના બેય બગડી જાય છે. ધોબીના કૂતરા માફક નથી રહેતો વરનો કે નથી રહેતો ઘાટનો. જૈનસૂત્રોમાં તો ત્યાં લગી કહ્યું છે કે, "જેનામાં સામાન્ય માણસાઈ ન જાગે તે ધર્મશ્રવણને સારુ પણ નાલાયક છે." તો પછી આત્મશોધની વાત તો કેટલી બધી તેવાને માટે દૂર રહી જાય તે સહેજે સમજી શકાય તેવું છે. ખરી વાત તો એ છે કે, સદાચારી તથા સમાજધર્મમાં માનનારો માણસ સ્વાભાવિક રીતે જ એવો બની જાય છે કે જે આત્મશોધન વિના રહી શકતો નથી. જૈનપરિભાષામાં આવી સ્થિતિને સંવેગદશા કહેવાય છે. યોગીશ્વર આનંદઘનજીમાં એ દશા પ્રગટ થઈ ત્યારે તેઓએ ખુદ કોઈ ધર્મસંપ્રદાયની પણ તમા ન કરી. "મારો કંચનવરણો નાથ રે! મને કોઈ મિલાવો" એ 'તૂહી તૂહી'ના ધ્વનિ સાથે એકલવાયા આત્માને સહારે ભમ્યા અને આત્મશોધ કરીને જ જંપી શક્યા. એ જ કારણે સ્વામી રામતીર્થ એક ભયંકર અંધારી રાત્રિએ કોઈનોય આધાર લીધા વિના પ્રાણની પરવા છોડીને એકલા ઘોર વનમાં નીકળી પડ્યા હતા. સાધકમાત્રમાં સામાન્ય રીતે પરમ સિદ્ધિને અંતે જતાં ત્રણ તબક્કાઓ આવે છે (૧) પ્રાથમિક સમાજ-સેવાનો (૨) સત્યને ખાતર સમાજ તરફના બહિષ્કારનો અને (૩) આત્મપ્રાપ્તિની સાથે સહજ સમાજપ્રતિષ્ઠાનો. સંન્યાસદશામાં આ ત્રણેય આવે અથવા ગૃહસ્થદશામાં પણ આવી શકે. જૈનસૂત્રોમાં કોઈપણ લિંગમાં, કોઈપણ દેશમાં અને કોઈપણ વેશમાં સિદ્ધિ પામી શકાય છે, તે વાતનો ખુશીની સાથે સ્વીકાર કરવામાં આવે છે.

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા. ૧૬-૬-૫૩

## આત્મસાક્ષાત્કારનો મહામાર્ગ

(પ્ર) આત્મસાક્ષાત્કાર માટે આજના યુગે કયા સાધનો અને કઈ રીત પસંદ કરવી જોઈએ?

(ઉ) આત્મસાક્ષાત્કાર એટલે પોતા વિષે તેમજ પર વિષે રહેલા સત્યને શોધીને અપનાવવુ તે આને સારુ કોઇ એક ચોક્કસ રીત નથી, ન હોઈ શકે. જૈનસૂત્ર આચારાગમાં અને વિશ્વમાન્ય ગ્રથ ગીતામાં એમ કહેવાયુ છે "વનમા રહો કે ઘરમાં રહો, વસ્ત્રો ધારણ કરો કે ન કરો શરત માત્ર એટલી કે રાગદ્વેષને હટાવી સમતા જાળવો" યુગેયુગે પરિસ્થિતિ પલટાય છે પરિસ્થિતિ પલટાય તેમ સાધનો અને રીતોમા પણ પલટો થવો જોઈએ આજે જિદગીનો કલહ ખૂબ વધી ગયો છે એવે સમયે સાધનમા અહિસા અને રીતમા સેવા એ બે અગો ખાસ પસંદ કરવા જોઇએ, અને એ બે અંગો ઉપરજ વધુ ઝોક આપવો જોઇએ

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા ૧૬–૧૧–૫૦

## લોકસંપર્કમાં મોક્ષ કેમ સધાય?

(પ્ર) પૂ બાપુજી કહેતા હતા કે હુ આ બધું મોક્ષને માટે કરી રહ્યો છુ, તો શુ લોકો સાથે રહીને મોક્ષ સધાતો હશે?

(ઉ) ઘણા લોકો એમ માને છે કે હિમાલયની કોઈ પ્રચ્છન્ન ગુફામા એકાંત સ્થળે જઈને આસન લગાડી બેઠા રહીએ તો જ મોક્ષ મળે, પરતુ તેવુ કશુ નથી. મોક્ષનો સીધોસાદો અર્થ અહંતાથી અને મમતાથી છૂટવુ તે છે માણસો સાથે રહેવા છતા એમનામાં બેઠેલા શુદ્ધ આત્માને જોઈને જ રાગદ્વેષમા ન ફસાતા સહજભાવે સેવા કર્યા કરવી અને એમા પોતાનો જ વિકાસ મુખ્યપણે જોઇ લેવો, એ આજના યુગનો વધુ સચોટ મોક્ષમાર્ગ છે

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા. ૧૬–૫–૫૨

## જીવનનું અંતિમ ધ્યેય અને માર્ગ

પ્ર (क) માનવીનુ અંતિમ ધ્યેય શુ ? (ख) એ ધ્યેયશિખરે પહોંચવાના માર્ગો કયા ? અને (ग) તે પૈકી સર્વશ્રેષ્ઠ માર્ગ કયો ?

ઉ (क) માનવીની શરીરરચના જગતના પ્રાણીમાત્રનુ અને દુન્યવી પદાર્થમાત્રનુ ઊચામા ઊચુ પ્રતિબિંબ છે આ પરથી જોતા જગતનુ સર્વોચ્ચસામ્રાજ્ય મેળવવુ એ માનવાનુ અંતિમ ધ્યેય હોઈ શકે (ख) જગતનુ સર્વોચ્ચસામ્રાજ્ય જગતના હૃદય ઉપર કબ્જો મેળવ્યા સિવાય પામી ન શકાય જગતના હૃદય પર કબજો મેળવવા માટેના બે માર્ગો મુખ્ય છે (૧) જગતની સાથે ઓતપ્રોત થઇ જવુ અને (૨) જગતથી નિરાળા થવુ (ग) આ બન્ને માર્ગોમા ઐક્ય નથી ઊંચો કે નથી નીચો સાચી રીતે જોતા તો તે એક જ સિક્કાના બે પાસાની જેમ અરસપરસ સકળાયેલા છે નથી તો જગતમા સર્વથા ઓતપ્રોત થવાનુ કે નથી તો તેથી સર્વથા નિરાળા રહેવાનુ એટલે જ એ બન્નેના સમન્વયનો માર્ગ જ શ્રેષ્ઠ માર્ગ છે, એમ માનીને ચાલવા પ્રયત્ન કરુ છુ અને સૌને ચાલવા ભલામણ કરુ છુ આ માર્ગને એક શબ્દમા હુ 'વિશ્વવાત્સલ્યનો માર્ગ' એ નામથી સબોધુ છુ

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા ૧૬–૩–૪૯

## એકાંતવાસી ઉચ્ચ કે પ્રત્યક્ષ લોકસંપર્કવાળો ?

આપણામાના ઘણાખરા એમ માને છે પ્રત્યક્ષલોકસેવાની અથાગ-પ્રવૃત્તિઓમા પડનાર કરતા આવા (એકાંતવાસી) પુરુષોની કક્ષા નીચલા દરજ્જાની હોય છે તો વળી કેટલાક એમ પણ માને છે કે, આવા પુરુષોની કક્ષા જ સાચી અને ઉત્તમ હોય છે, આ કરતા પણ બિલ-કુલ અજાણ જગલમા મસ્તજીવન જીવનારાઓની કોટી ઉત્તમ ગણાવી જોઈએ "જીવનનુ ધ્યેય નિવૃત્તિ છે, પ્રવૃત્તિનો સરવાળો તો બધનમા જ પરિણમે છે," અમને લાગે છે કે, આ બધી જ માન્યતાઓ એક-તરફી છે નિર્લેપતા જ ઉચ્ચતાની પારાશીશી છે નિર્લેપતા આખમા

મેમા વધુ કડક બનશે, તે પ્રાણીમાત્રની ઉન્નતસેવામા અહોરાત્ર લાગ્યા વિના રહી શકશે નહીં અને સત્યના આગ્રહ આગળ પોતાના પ્રાણોની પણ ડગલે ને પગલે હોડ લગાડશે આ રીતનુ આચરણ ન થાય તો એ આત્મજ્ઞાન નથી, પણ આત્મવચના અથવા બીજુ કષ્ટ છે કે જે પતનને માર્ગે દોરી જાય તેમા કશી નવાઇ નથી એમા સ્વભાવનુ કર્તાભોક્તાપણુ નહી, પણ વિભાવનું કર્તાભોકતાપણુ જ ઉભરાઇ નીકળે છે આથી પરની ચિતા છોડવી અને સ્વને ઓળખવાની મતલબ જ એ છે કે "મિલકત પરનો માલિકીહક છોડી ટ્રસ્ટી અથવા નિષ્કચન થવુ તથા નાના કુટુબની કે સંપ્રદાયની સકુચિત મમતા છોડી વિશ્વકુટુબી અથવા સર્વધર્મોપાસક બનવુ.

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા ૧૬–૩–૫૩

## પાપ કે બંધનો આધાર ક્રિયા નથી, અધ્યવસાયો છે.

પાપનો પ્રવાહ ચાલ્યો આવે છે તેને રોકવાની ક્રિયાને સવર કહેવાય છે પાપમાથી નિવૃત્ત થવુ કે ધર્મમા લીન થવુ તે બન્ને સમાન છે પાપનો આધાર માત્ર ક્રિયા પર નથી પરતુ ક્રિયા પાછળના અધ્યવસાયો પર છે વાસનાથી થયેલુ કાર્ય બાહ્યદૃષ્ટિએ ઉત્તમ પણ દેખાતુ હોય છતા મલિન અને નકામુ છે શુભભાવનાથી થયેલુ સામાન્યકાર્ય દૃષ્ટિએ કનિષ્ઠ દેખાતુ હોવા છતા ઉત્તમ અને આત્મતૃપ્તિ માટે પર્યાપ્ત છે

દેહને અગે ખાવુ, પીવુ, બોલવુ, બેસવુ, ઊઠવુ ઇત્યાદિ બધુ કર્યા વિના આપણે રહી શકીએ નહિ માટે તેનાથી નિવૃત્ત થવુ કદાચ થોડા સમય માટે શકય હોવા છતા જીવનભર તેમ રહેવુ અશકય છે અને માનો કે બહારની ક્રિયા થોડા વખત બધ કરવાને સમર્થ હોઇએ તો પણ આપણુ આતરિક ક્રિયાત્મક કાર્ય તો થયા જ કરવાનુ તેને આપણે જબરાઇથી રોકી શકવાના નથી માટે જ ભગવાન મહાવીરે ક્રિયાને બંધ કરવાનુ ન કહેતા ક્રિયા કરવા છતા તમારો ઉપયોગ

શુદ્ધ અને સ્થિર રાખો તેમ કહ્યું છે શુદ્ધ ઉપયોગ એટલે આત્મલક્ષ જો આત્મલક્ષ હોય તો ક્રિયા પાછળની બધી કલુષિતતા સહેજે વિરમી જાય

— ઉત્તરાધ્યયન 'નોંધ' પાના ૨૮૬

## ધર્મગુરુઓ પ્રવૃત્તિ-નિવૃત્તિનો સમન્વય કરી ચાલે !

પ્ર૦ શ્રી કાનજી મુનિના વિચારો સાથે તમારો મતભેદ ખરો ?

ઉ૦ હુ સમજ્યો છુ ત્યા સુધી તેઓ પ્રવૃત્તિમાત્રને રાગદ્વેષજન્ય માનીને ઇન્કારે છે જ્યારે હુ માનુ છુ કે પ્રવૃત્તિની પાછળ જેમ રાગ-દ્વેષ હોઈ શકે તેમ વીતરાગતા પણ હોઇ શકે મારી દૃષ્ટિએ પ્રવૃત્તિ અને નિવૃત્તિ બને સાધનરૂપ છે, સાધ્ય તો એની પાછળની ભાવના જ છે જે સાધનરૂપ છે તેને સાધ્યરૂપ માનવા- તની સ્વાભાવિકતાનો ઇન્કાર જેવુ થાય છે પરિણામે કા તો દભ પેસે છે અથવા તે જ વૃત્તિ જુદા રૂપે દાખલ થઈ જાય છે સાધનામા પ્રવૃત્તિ અને નવૃત્તિનો સમન્વય હોવો જોઈએ

પ્ર૦ પણ આ પ્રવૃત્તિ તો વટતી નથી પરતુ આત્માને કાળા બજાર નથી, પાપ-પુણ્ય નથી, તપ નથી, બાધા (પ્રતિજ્ઞા) નથી, એટલે કશુ પણ કર્યા વિના સતોષ અને મનમોજ માણી શકાય એવી વૃત્તિના લોકો વધુને વધુ ખેચાય એમા શી નવાઈ છે ?

ઉ૦ હુ એકાતે એમ નથી માનતો પરતુ એટલુ તો ખરુ જ કે કાળા બજારીઆઓને પ્રતિષ્ઠા ન મળવા જોઇએ, આત્મશુદ્ધિને નામે સામાન્ય તપ અને ત્યાગ પ્રત્યે બેદરકાર ન બનવુ જોઇએ સાથોસાથ સમાજની નાડ તપાસ્યા વિના બાહ્ય ત્યાગ-તપને અતિમહત્વ આપવાથી વર્તમાન જૈનસમાજમા અસતોષ વધી ગયો છે. એ અસ-તોષને કહેવાતા આગેવાનો (સાધુસતો) એ કાઢવો જ પડશે અને તે વિરોધી પ્રચારથી નહી પણ ઉદાર વલણ, દૃઢ ચારિત્ર્ય અને વિશાળ અનુભવપૂર્ણ જ્ઞાનથી

વિશ્વવાત્સલ્ય 'પ્રવાસ-નોંધ' તા ૧૬-૮-૪૮

## સાધકને માટે સ્વધર્મ અને પરધર્મ

મનુષ્યે પોતાની દરેક ક્રિયાને આત્માની કસોટીએ કસવી, એનું નામ સ્વધર્મ અને દુન્યવીદષ્ટિએ અથવા પૌદ્ગલિક દષ્ટિએ કસવી, એનું નામ પરધર્મ ઘણીવાર એવુ બને કે પોતાના નાનકડા સિદ્ધાત કે સત્યની વફાદારી ખાતર ઘણા સ્વજનો વગેરે દુભાતાં હોય અને સાધક ત્યા મોહદયાવશ બની, એમનું માન રાખવા ખાતર સત્ય કે સિદ્ધાતની વફાદારીથી શિથિલ થાય તો, એ સ્વજનોનો રાજીપો એને પક્ષે પરધર્મ થયો એ ગમે તેટલો સુદર લાગતો હોય તોયે સ્વધર્મની હાનિ આગળ એ સુદરતા તુચ્છ છે એટલુ જ નહિ, પછી ઢાળ આવે ત્યા ઢળી પડવાની વૃત્તિને એવો તો ટેકો મળી જાય કે એનું પરિણામ ભયંકર જ આવે અને પછી કોઇપણ સિદ્ધાત પર મન સ્થિર રહી શકે નહી પણ આટલું વાચી કોઇ માણસ એવો લાગણીબૂઠો ન થઈ જાય કે પોતાને લાગ્યુ તેને જ હઠાગ્રહથી પકડી વિશ્વપ્રેમની જરાય દરકાર ન કરે તે માટે ગીતાકારે કહ્યુ તેમ સ્વધર્મે મરવુ સારુ. એ વાત ધારી રાખવી જોઈએ, એટલેકે જેમ એ પોતાના સત્યને વફાદાર રહે તેમ પોતાના દેહને કસવો પડે તો કસે, પોતે દેહદુ ખ વેઠી લે પણ જ્યા લગી બને ત્યાલગી બીજાને દુ ખ ન થાય તે ખાસ લક્ષ્યમા રાખે, એટલેકે દેહસુખની ખાતર કોઇને ન દુભાવાય બને ત્યાંલગી બીજાં ન દુભાય તે રીતે એ પોતાનો સિદ્ધાત પણ જાળવે. અને એ જાળવવામા પોતાના દેહપર કોઈ આફત આવી પડ તો તેને ભોગવે સારાશ કે પોતાના સત્યનો અને વિશ્વના પ્રેમનો સમન્વય સાધવા બનતુ લક્ષ્ય આપે આમ કરવાથી લોકોના અભિપ્રાયમાત્રથી એ જેમ પોતાના સત્યને પડતુ ન મૂકે તેમ લોકોના અભિપ્રાયોને બેદરકારીથી ઠોકરે પણ ન મારે, ઊલટો એ અભિપ્રાયમાથી પોતાને પોતાના માર્ગમા જ્યા સુધારવા જેવુ લાગે ત્યા સુધારે અહીં પોતાનું સત્ય કહ્યુ એટલે પોતાનુ સત્ય ખરુ જ છે કે ખોટું છે, તે કોઇ નિસ્પૃહ અને મધ્યસ્થ પુરુષને જિજ્ઞાસાપૂર્વક પૂછીને ખાતરી કરાય તો એ વધુ ઉત્તમ છે.

એમ કરવાથી સાધકને પોતાના માર્ગમાં સરળતા થાય છે. પણ એમ કરતાં આગળ પોતાના અંતર ઉપર તો તેમનાં વધુ આધાર ગણવો જ રહ્યો.

કેટલાક લોકો સ્વધર્મનો અર્થ પોતાનો સાંપ્રદાયિક ધર્મ ગણી બીજા ધર્મોને પરધર્મ માની એમાં ભય જુએ છે. એ યથાર્થ નથી. ટીકાકારોએ અલબત્ત, સ્વધર્મનો અર્થ વર્ણાશ્રમધર્મ લીધો છે અને તે કાંઈ ખોટો નથી, પણ ગીતાકારનો આશય તો આત્મધર્મને સ્પર્શે છે. સાચો ધર્મ કયો ? એ બરાબર તો સહુને પોતપોતાનું હૃદય પારખી લે છે. સદ્‌ગુરુ અને સત્‌શાસ્ત્રો એમાં જેટલી શ્રદ્ધા તેટલા મદદગાર જરૂર થાય છે.

બીજો મુદ્દો એ છે કે સ્વધર્મ એટલે માત્ર વર્ણાશ્રમધર્મ નહિ પણ સ્વધર્મ એટલે આત્મધર્મ. આ રીતે દરેક સાધક પોતાની ભૂમિકાનું બરાબર નિરીક્ષણ કરી પોતાના ધર્મનો નિર્ણય કરી શકે છે. વર્ણધર્મમાં જેમ કુટુંબધર્મ સમાય છે, તેમ આત્મધર્મમાં બધાય ધર્મો સમાય છે. 'આત્માર્થે પૃથિવીં ત્યજેત્' આ કથનને અનુસરી પોતાના આત્માને જોવું જોઈએ.

—સૌ. દ. ગીતાદર્શન પા. ૧૨૬, ૧૨૭

(પ્ર) બધાજ ધર્મો આખર તો એક ઈશ્વર પ્રત્યેજ દોરી જાય છે, તો પછી ગીતામાં 'स्वधर्मे निधनं श्रेयः' એમ શા માટે કહ્યું હશે ?

(ઉ) આ ગીતાવાક્ય અર્જુનને નિમિત્તે ઉચ્ચારાયું છે અને તે એકેએક સાધકને લાગુ પડે તેવું છે. અહીં સ્વધર્મનો અર્થ વંશપરંપરાથી પ્રાપ્ત થયેલા સંપ્રદાયનો સૂચક નથી. જો એમજ હોત તો આચાર્યકુળના સાંપ્રદાયિક આચાર્ય દ્રોણગુરુની સામે બાણથી લડવાનું અર્જુનને શ્રીવાસુદેવ ભગવાન કદીજ ન કહી શકત. તેવી જ રીતે માત્ર એમ ક્ષત્રિય તરીકે પણ લડવા ખાતર લડવા માટે 'સ્વધર્મ' હોત તો દુર્યોધન માટે પણ લડવું એ 'સ્વધર્મ' ગણાત. ખરી રીતે તો શ્રીકૃષ્ણગુરુ અર્જુનને લડવામાં અહીં અનિવાર્ય સ્વધર્મ બતાવે છે,

તે જ પ્રમાણે દુર્યોધનને ન લડવાનો અનિવાર્ય સ્વધર્મ તેમણે વિષ્ટિકાર થઈને બતાવી જ દીધો હતો આથી સ્પષ્ટ સમજાશે કે 'સ્વધર્મ'નો અર્થ સંપ્રદાયધર્મ કે કોમધર્મ નહિ, પણ બિનસાંપ્રદાયિકપણુ અને બિનકોમીપણુ જ સ્વધર્મ તરફ દોરી જાય છે અન્યાયનો જીવ સટોસટ સામનો કરવો એ સ્વધર્મપોપણુ છે બધાજ સપ્રદાયોમાથી કે અનાસક્તિમય કોઈપિણુ ક્રિયામાથી આ સ્થિતિ પામી શકાય છે

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા ૧–૮–૫૩

## કયો માર્ગ વધુ ઉપયોગી ? એનો જૈનસાધુની દૃષ્ટિએ ઉકેલ

પ્ર. ૧ શ્રી અરવિદનો માર્ગ સાચો કે મહાત્માજીનો ?

ઉ ૧ તમારી જેમ ઘણા લોકો આવા પ્રશ્નો કરતા હોય છે. પરતુ હુ તેઓને કહુ છુ કે આ જગતમા કોઈ માર્ગ સર્વાગી–સપૂર્ણ હોઇ શકે નહિ બધુ જ સત્ય–અપેક્ષિત સત્ય હોય છે દુનિયાના પ્રખર વૈજ્ઞાનિક શ્રી આઇન્સ્ટાઇન આથી જ સાપેક્ષવાદ પર ભાર આપે છે જૈનગ્રથો અને ગીતામાં તો સાપેક્ષવાદ ભર્યો જ પડયો છે એકવાર સાપેક્ષવાદનો સ્વીકાર કર્યો કે પછી આપોઆપ આ બધા પ્રશ્નોનો ઉકેલ એમાથી મળી રહે છે.

પ્ર ૨ તો એમ પૂછી શકુ કે શ્રી અરવિદની વિચારસરણી પકડવી જોઇએ કે ગાંધીજીની ?

પ્ર ૨ એ બન્નેની વિચારસરણીઓ પકડવા જેવી છે અને પોતપોતાની રીતે બન્ને સાચી છે

પ્ર ૩ બે સત્ય પરસ્પર વિરોધી હોઇ શકે ?

ઉ ૩ વિરોધી તો ટૂકી દૃષ્ટિથી લાગે છે ખરુ જોતા એમા વિવિધતા હોય છે દા. ત શ્રી. અરવિદ બાહ્ય રીતે નિવૃત્તિ–માર્ગના સમર્થક છે જ્યારે મ ગાધીજી પ્રવૃત્તિમાર્ગના સમર્થક જણાય છે. ઉપલક આંખે વિરોધ દેખાય, પરતુ એ બન્ને મહાપુરુષોના અગતજીવનમા જોશો તો મહાપ્રવૃત્તિઓ વચ્ચે પણ ગાધીજી સ્વસ્થ રહી

ભળેલો વિનોદ કરી શકતા શ્રી અરવિદ એકાતનિવૃત્તિ અને મૂગુ જીવન ગાળવા છતા અધિવિજ્ઞાનને સામે રાખી સતત પ્રવૃત્તિશીલ રહ્યા જ કરે છે

પ્ર ૪ શ્રી અરવિદને સન્યાસપ્રણાલીના જ્ઞાનમાર્ગના અનુ-ગામી અને મ ગાધીજીને ગૃહસ્થાશ્રમપ્રણાલીના કર્મમાર્ગના અનુગામી એમ કહી શકાય ?

ઉ ૪ એક રીતે આ ખરુ છે, પણ તેમણે બન્નેએ એ ચાલી આવતા પ્રવાહમા સશોધન તો કર્યું છે વળી આ કથનમા એટલુ ઉમેરુ કે એમના જીવનમા મુખ્ય પ્રશ્ન આમ જણાય છે પરતુ બીજા માર્ગો પણ એમા નથી એમ તો નહિ જ મ ગાધીજીએ રેટિયો અને શ્રમનો મહિમા વધાર્યો, છતા પ્રાર્થના અને ભજનને વિસાર્યું નથી શ્રી અરવિદ પણ ભગવતી મૈયાના ચુસ્ત પૂજારી છે

પ્ર ૫ શ્રી અરવિદના આશ્રમમા રેટિયો નહિ દેખાય અને મ ગાધીજીના આશ્રમીઓમા સૂક્ષ્મચિતન નહિ દેખાય એ ખરુ છે ?

ઉ ૫ શ્રી અરવિદના આશ્રમ વિષે મે જે કાઈ સાભળ્યુ છે, તે પરથી કહી શકુ કે ત્યા પણ સ્વાશ્રયીપણાને સ્થાન તો છે જ, પરતુ ચિતનને વિશેષ સ્થાન છે શ્રી મશરૂવાળા જેવા તત્ત્વચિતકને કે વિનોબા જેવા પ્રતિભાશાળીને ગાધીઆશ્રમી ગણીએ તો પણ ચિતકજૂથ છે તો ખરુ જ

પ્ર ૬ ગાધીજીએ પોતે તત્ત્વજ્ઞાન વધુ ખેડ્યુ હોય તેમ જણાતું નથી, એ ખરુ છે ?

ઉ ૬ એમ કેમ કહી શકાય ? ઊલટુ, ગાધીજીએ તો તત્ત્વજ્ઞાનને વ્યવહારુ રીતે ખેડ્યુ છે ઈશ્વર ક્યા છે અને જગતમા કેટલા તત્ત્વો છે અને એમની વ્યાખ્યા શી છે આ બધી વાતોમા તેઓ પડતા નથી, પરતુ સત્યને અહિસા–પ્રેમને સમગ્ર માનવપ્રજા પોતાના અગત, સામાજિક કે રાષ્ટ્રીય જીવનમા કેમ અમલી બનાવી શકે, એવુ એવુ એમણે જગતને ઘણુ આપ્યુ છે કબીરસાહેબને જો આપણે સત-

તે જ પ્રમાણે દુર્યોધનને ન લડવાનો અનિવાર્ય સ્વધર્મ તેમણે વિષ્ટિકાર થઈને બતાવી જ દીધો હતો આથી સ્પષ્ટ સમજાશે કે 'સ્વધર્મ'નો અર્થ સંપ્રદાયધર્મ કે કોમધર્મ નહિ, પણ બિનસાંપ્રદાયિકપણુ અને બિનકોમીપણુ જ સ્વધર્મ તરફ દોરી જાય છે અન્યાયનો જીવ સટોસટ સામનો કરવો એ સ્વધર્મપોષણ છે બધાજ સપ્રદાયોમાથી કે અના-સક્તિમય કોઈપણ ક્રિયામાંથી આ સ્થિતિ પામી શકાય છે

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા ૧–૮–૫૩

## કયો માર્ગ વધુ ઉપયોગી? એનો જૈનસાધુની દૃષ્ટિએ ઉકેલ

પ્ર. ૧ શ્રી અરવિંદનો માર્ગ સાચો કે મહાત્માજીનો?

ઉ ૧ તમારી જેમ ઘણા લોકો આવા પ્રશ્નો કરતા હોય છે. પરંતુ હુ તેઓને કહુ છુ કે આ જગતમા કોઈ માર્ગ સર્વાંગી–સપૂર્ણ હોઈ શકે નહિ બધું જ સત્ય–અપેક્ષિત સત્ય હોય છે દુનિયાના પ્રખર વૈજ્ઞાનિક શ્રી આઇન્સ્ટાઈન આથી જ સાપેક્ષવાદ પર ભાર આપે છે જૈનગ્રથો અને ગીતામા તો સાપેક્ષવાદ ભર્યો જ પડ્યો છે એકવાર સાપેક્ષવાદનો સ્વીકાર કર્યો કે પછી આપોઆપ આ બધા પ્રશ્નોનો ઉકેલ એમાથી મળી રહે છે.

પ્ર ૨ તો એમ પૂછી શકુ કે શ્રી અરવિંદની વિચારસરણી પકડવી જોઇએ કે ગાધીજીની?

પ્ર ૨ એ બન્નેની વિચારસરણીઓ પકડવા જેવી છે અને પોતપોતાની રીતે બન્ને સાચી છે

પ્ર ૩ બે સત્ય પરસ્પર વિરોધી હોઇ શકે?

ઉ ૩ વિરોધી તો ટૂંકી દૃષ્ટિથી લાગે છે ખરુ જોતાં એમા વિવિધતા હોય છે દા. ત શ્રી. અરવિંદ બાહ્ય રીતે નિવૃત્તિ–માર્ગના સમર્થક છે જ્યારે મ . ગાધીજી પ્રવૃત્તિમાર્ગના સમર્થક જણાય છે. ઉપલક આંખે વિરોધ દેખાય, પરંતુ એ બન્ને મહાપુરુષોના અંગત-જીવનમા જોશો તો મહાપ્રવૃત્તિઓ વચ્ચે પણ ગાધીજી સ્વસ્થ રહી

હળવો વિનોદ કરી શકતા શ્રી અરવિંદ એકાન્તનિવૃત્તિ અને મૂગુ જીવન ગાળવા છતા સૃષ્ટિવિજ્ઞાનને સામે રાખી સતત પ્રવૃત્તિશીલ રહ્યા જ કરે છે

પ્ર ૪ શ્રી અરવિંદને સન્યાસપ્રણાલીના જ્ઞાનમાર્ગના અનુગામી અને મ ગાંધીજીને ગૃહસ્થાશ્રમપ્રણાલીના કર્મમાર્ગના અનુગામી એમ કહી શકાય ?

ઉ ૪ એક રીતે આ ખરુ છે, પણ તેમણે બન્નેએ એ ચાલી આવતા પ્રવાહોમા સશોધન તો કર્યું છે વળી આ કથનમા એટલુ ઉમેરુ કે એમના જીવનમા મુખ્ય પ્રશ્ન આમ જણાય છે પરંતુ બીજા માર્ગો પણ એમા નથી એમ તો નહિ જ દા ત ગાંધીજીએ રેંટિયો અને શ્રમનો મહિમા વધાર્યો, છતા પ્રાર્થના અને ભજનને વિસાર્યું નથી શ્રી અરવિંદ પણ ભગવતી મૈયાના ચુસ્ત પૂજારી છે

પ્ર ૫ શ્રી અરવિંદના આશ્રમમા રેંટિયો નહિ દેખાય અને મ ગાંધીજીના આશ્રમીઓમા સૂક્ષ્મચિંતન નહિ દેખાય એ ખરુ છે ?

ઉ ૫ શ્રી અરવિંદના આશ્રમ વિષે મે જે કાઈ સાભળ્યુ છે, તે પરથી કહી શકુ કે ત્યા પણ સ્વાશ્રયીપણાને સ્થાન તો છે જ, પરંતુ ચિંતનને વિશેષ સ્થાન છે શ્રી મશરૂવાળા જેવા તત્ત્વચિંતકને કે વિનોબા જેવા પ્રતિભાશાળીને ગાંધીઆશ્રમી ગણીએ તો પણ ચિંતકજૂથ છે તો ખરુ જ

પ્ર ૬ ગાંધીજીએ પોતે તત્ત્વજ્ઞાન વધુ ખેડ્યુ હોય તેમ જણાતુ નથી, એ ખરુ છે ?

ઉ ૬ એમ કેમ કહી શકાય ? ઊલટુ, ગાંધીજીએ તો તત્ત્વજ્ઞાનને વ્યવહારુરીતે ખેડ્યુ છે ઈશ્વર ક્યા છે અને જગતમા કેટલા તત્ત્વો છે અને એમની વ્યાખ્યા શી છે આ બધી વાતોમા તેઓ પડતા નથી. પરંતુ સત્યને અહિંસા-પ્રેમને સમગ્ર માનવપ્રજા પોતાના અંગત, સામાજિક કે રાષ્ટ્રીય જીવનમા કેમ અમલી બનાવી શકે, એવુ એ। એમણે જગતને ઘણુ આપ્યુ છે કવીન્દ્રસાહેબને જો આપણે અત

ત્વજ્ઞી કહીએ તો જ મહાત્માજીવિષે તત્ત્વજ્ઞાનનુ અણખેડાણ લાગુ પાડી શકાય રેટિયાની શાસ્ત્રીયશોધ ઉપરાંત રેટિયા સાથે રામનામનો તાર જોડનાર, તેમજ ખોરાકથી માંડીને રાજકીયક્ષેત્ર સુધી સત્ય અને બ્રહ્મચર્યને જોડનાર મહાપુરુષને તત્ત્વજાનના અણખેડાણની વાત સાથે કેમ સાંકળી શકાય ?

પ્ર ૭ જગતને આજે આ બે મહાપુરુષોની વિચારસરણીઓમાથી કઈ વધુ ઉપયોગી છે ?

ઉ ૭ મને તમારો આ છેલ્લો પ્રશ્ન જ યોગ્ય અને જરૂરી લાગે છે કોઇપણ મહાપુરુષને કે તેમની વિચારસરણીને સપૂર્ણ સત્ય કે ખોટી ઠરાવવા પ્રયત્ન કરવો એ રીત સારી નથી એના કરતા એ મહાપુરુષનો માર્ગ આજે જગતને અને ખાસ કરીને આપણી જાતને કયો અને કેટલો જરૂરી છે, તે જ વિચાર કરવો જોઇએ મારી નમ્ર માન્યતાનુસાર આજે શ્રમજીવી અને પછાતકોમોને જે વિચારસરણી પચી શકે તે જ વિચારસરણી જગતને જરૂરી છે આ સબધમા બીજી કોઇ વિચારસરણીઓ કરતા મહાત્માજીની વિચારસરણી મને બહુ જ અગત્યની જણાઇ છે સેવકતરીકે ઓળખાતા ગાધીવાદી લોકોમા મહાત્માજીની ઇશ્વરનિષ્ઠા અને જાતમહેનત વિષે જેટલી સમજ છે, તેટલી સમજ બાપુજીના અગત ધર્મમયજીવનની સમજ વિષે ભાગ્યે જ હશે છતા હિદના રાજકીયસ્વરાજ્ય પછી આજે આ સમજ જેટલી વહેલી વ્યાપક થશે, તેટલો જ દેશ આગળ આવશે અને અન્ય રાષ્ટ્રોનો રાહબર નીવડશે

— વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા ૧૬-૮-૪૮

## બાહ્યવ્યવહાર અને આન્તરિક પરિવર્તનનો સુમેળ !

પ્ર શ્રી અરવિદની સાધનામા બાહ્યત્યાગ, સયમ કે નીતિના આચારને આદર્શ ગણવામા આવતો નથી એમા મુખ્ય ઝોક આતરિક પરિવર્તન ઉપર છે ઘણીવાર એવુ દેખાય છે કે આતરિક પરિવર્તનની

વાત મોઢામાં જ રહી જાય છે અને જીવનવ્યવહારની શુદ્ધિમાં એક એકસરખી આવી જાય છે, આપ આમાં શું માનો છો ?

ઉ આંતરિક પરિવર્તનની વાતને મુખ્યપણે સ્વીકાર્યા વિનાના ત્યાગ, સંયમ અને નીતિ પોકળ બની જવાનો પૂરો સંભવ છે કેટલીક વાર તો તે જગતને હાનિકારક પણ થાય છે શાસ્ત્રોમાં રાવણ અને ઇતિહાસના હિટલર જેવા પાત્રો એનો સાબિતી રૂપ છે પ્રથમ પ્રથમ ત્યાગમાં માથું આપવા લગીની હદે રાવણ સફલ હતો હિટલરનો જનનેન્દ્રિયસંયમ પ્રશંસાપાત્ર બની ગયો હતો કહેવાય છે કે તે શાકાહારી હતો જેમ આ વાત સાચી છે તેમ તત્ત્વજ્ઞાનની પોકળ વાતો વળી આથી પણ કેટલીક વાર વધુ ભયંકર નીવડે છે ભારતીય-ધર્મસંપ્રદાયોનો છેલ્લા ત્રણેક વર્ષનો ઇતિહાસ એનો સાક્ષી આપે છે, એથી જ ગાંધીજીએ આદર્શ અને વ્યવહાર વચ્ચેનો દીવાલ તોડીને પોતાના આચરણ દ્વારા જગતને સાચી દિશા ચીંધી દીધી છે આત્મત્યાગ, આત્મસંયમ અને પ્રામાણિકતાવાળી નીતિ એ પાયો છે અને આંતરિક પરિવર્તન કરવું એ સાધનાનું નિશાન છે આમ બન્ને બાજુઓને સાથોસાથ લેવામાં આવે તો જ વ્યક્તિ અને સમાજ બન્નેનું પ્રેય અને શ્રેય થાય, એમ મારો નિશ્ચિત અભિપ્રાય છે

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા ૧–૮–૫૩

## સાચી આત્મસાધનામાં લોકાપવાદનો ભય નથી

ઘણીવાર સાધક 'બીજા મને શું કહેશે' એ જાતના લોકમાં અપયશના ડરથી પણ પોતાને ધર્મ્ય લાગતી ક્રિયા કરતા પાછો પડે છે દા ત એક સાધકને નીતિમય ધંધો ધર્મ્ય લાગે છે, પણ એ આચરવા જાય તો એના માબાપ કચવાય એટલું જ નહિ પણ એ કચવાટનં પરિણામ એવા ગડબડ અને પંપાળ ફેલાવે કે ઘણા લોકો આવા પુત્રને પોતાના માબાપને ન દુભવવાનું કહેવા આવે અને વાતો એવા રૂપે ફેલાઈ જાય કે એની પ્રતિષ્ઠામાં ધક્કો લાગતો હોય એમ

દેખાય, પણ આ જ કારણે જો એ પોતાનું ધર્મ્ય છોડે તો એ આત્માના દોરને ચૂકે અને સ્વધર્મ ગુમાવી બેસે આને પરિણામે એની જામેલી પ્રતિષ્ઠા તો ઊલટી ભયમાં આવી પડે કારણ કે પ્રતિષ્ઠાના મૂળમા તો કોઇના કોઈ સદ્ગુણજ હોય છે, જ્યારે લોકાપવાદના ભયને ભ્રમે પોતાનો અડગ નિશ્ચયનો સુદર સદ્ગુણ એવો સાધક ગુમાવી બેસે છે, એટલે ધર્મ પણ હારી જાય છે અને પ્રતિષ્ઠા પણ ખોઇ બેસે છે સારાંશ કે કઈ ક્રિયા ધર્મ ? કે કઇ ક્રિયા અધર્મ ? એ આત્માના ગજે માપી શકાય છે, કીર્તિનુ પણ માપકયત્ર મુખ્યત્વે ક્રિયા નથી, પણ એ ક્રિયા પાછળનો શુભભાવ છે આ રીતે જો આત્મા જળવાયો તો પ્રતિષ્ઠા પણ આપોઆપ જ જળવાય છે ભલે થોડો વખત અપ્રતિષ્ઠાનુ વાતાવરણ લાગ્યા કરે, પણ જો સાધક પોતાના સત્યથી ન ચળે તો એવુ વાતાવરણુ તો ઊલટી કાયમી પ્રતિષ્ઠાને જમાવે છે એવી પ્રતિષ્ઠા કે કીર્તિ ખાતર પણ ધર્મ્ય વસ્તુને તજવી એ સાવ અવળો માર્ગ છે લૌકિક કીર્તિ પાછળ મથતો મનુષ્યમાનો બુદ્ધિજીવીવર્ગ આટલુ ધારી લે તો એ સ્વધર્મ જાળવી શકે છે અને લૌકિક કીર્તિ વધુ પ્રમાણમા કમાઇ શકે પણ એના પ્રયત્નમા એણે આત્માનો સ્વધર્મનો ધ્રુવકાંટો જે આગળ રાખવો જોઇએ તે પાછળ રાખ્યો હોય છે અને લૌકિકકીર્તિનુ સ્થાન જે પાછળ રાખવુ જોઈએ તે આગળ ધ્રુવકાટાની જેમ રાખ્યુ હોય છે અને તે હાલતા ને ચાલતા એને તપાસ્યા કરે છે, એટલે જ એ બેય ચૂકયુ છે. આ ચૂકને જ શાસ્ત્રીય પરિભાષામા પાપ કહેવામા આવે છે

જેમ કીર્તિ રાખવા કે વધારવાનો સચોટ ઉપાય આત્મપરાયણતા છે તેમ અકીર્તિ ટાળવાનો ઉપાય પણ આત્મપરાયણતા જ છે

ગાભગે બનેલો સાધક પણ આમ જ મૂળમાર્ગ ચૂકીને કીર્તિ કમાવા જતા અપકીર્તિ પામે છે અને છતાય એ મૂળ ભૂલ સુધારવાને બદલે ઊલટો 'નસીબ' 'દુનિયા' 'પ્રભુ' 'ધર્મ' એવા એવા તત્વોને દોષ દઇને કાંતો ખોટે માર્ગે શક્તિને વેડફી નાખે છે કા તો નિરાશા અને

આળસથી પ્રેરાઈને શક્તિને ગૂંગળાવી નાખે છે લોકો શું માને છે, એ સાધકનું ધ્યેય તો નજ હોય, નજ હોવું ઘટે પણ સાધકે એ પણ ન ભૂલવું જોઈએ કે પોતે સિદ્ધ ન હોઈને પોતાની ભૂલો સંભવે છે, એટલે એના આત્મત્વને તો એ મુખ્યપણે જોયા કરે, પણ સાથે સાથે લોકાભિપ્રાયને (કોઈને ન માનતા એ પરત્વે) પણ વિવેકબુદ્ધિની ગળણીથી તપાસી સારસાર લેવાનું ન ચૂકે કારણકે લોકાભિપ્રાય બદલવામાં આપણો હૃદયપડઘો પણ કેટલીક વાર સાચ જ કારણરૂપ હોય છે જો કે દરેક લોકાભિપ્રાયમાં પોતાનો હૃદય-પડઘો કારણભૂત જ હોય, એમ એકાંત ન કહેવાય કારણ કે લોકાભિપ્રાયમાં લોકદૃષ્ટિ પ્રધાનપણે હોય છે, પણ અહીં તો એટલું જ કથિતવ્ય છે કે લોકાભિપ્રાય આખ આડે કાન કરવા જેવી ચીજ નથી વળી લોકામાં પણ જ્યારે આપણા નિકટના ગણાતા સાથીઓ વિરુદ્ધ પડી જાય ત્યારે તો વિવેકબુદ્ધિથી તપાસવું જ જોઈએ એ ન તપાસાય, તો પોતાનો માર્ગ ખરો જ છે, એમ નિશ્ચયે માની લેવામાં ઉતાવળ છે એમ લાગે છે વળી આપણા નિકટના સાથીઓ, સાથી બન્યા હોય છે તેમાં કોઈ ને કોઈ પ્રકારનું આપણા અને એમના વચ્ચેનું સમાન તત્ત્વ હોય, એ મુખ્ય કારણ છે આ મુખ્ય કારણથી જોડાયલો સંબંધ એકાએક છૂટો જવામાં બે કારણો હોય છે (૧) કુદરતી અકસ્માત (૨) આપણો કે એમનો દિશાપલટો કુદરતી અકસ્માતને તો આપણે એક અપેક્ષાએ અનિવાર્ય માનીએ, પણ દિશાપલટાને તો આપણે બરાબર ચકાસવો જોઈએ એને ચકાસવાની એક રીત એ કે જો આપણો દિશાપલટો સહજ હોય, તો અગાઉ કહ્યા પ્રમાણે એમાં વિષાદ, રુદન વગેરે ન હોય પણ પ્રસન્નતા, શાન્તિ, સંતોષ, પ્રેમ વગેરે હોય અને આમ હોઈને સાથીઓને કાં તો ધૃતકારવાનો પ્રસંગ ન આવે અને કદાચ આવે તો તે પ્રસંગ કડવો ન બને, પણ પાછળથી ઊલટો વધુ મીઠો બને

જેમના ઉપર લૌકિકદૃષ્ટિની પ્રગટ કે અપ્રગટપણે અસર પડે છે તેવા સાધકને પોતાના વિરોધીઓ તરફના પોતાની સાધનાના વિશિષ્ટ

ગુણોને નિંદતા આવા વેણ સાંખવા મહાદુષ્કર છે

સાધકપક્ષે પણ જો એ મૂળમાં શિથિલ હોય તો અહીં આવીને આબાદ ફટકો ખાઇ જાય છે એટલે કે એ નથી સહી શકતો ને એની સાધનાનૌકા તોફાની વાવાઝોડામાં ઝડપાઈ જાય છે સાધકનું અહિત વાંછનારા ન જ હોય એવું નથી એના વિરોધીઓ ઘણા હોઇ શકે છે અને જે સાધક જગત આગળ નામાંકિત થયો છે કે થઈ રહ્યો છે તેના ટીકાકારો અને તેજોવધ વાંછનારા તો સંખ્યાબંધ હોઈ શકે છે એટલું ખરું કે ખરો સાધક એમના સાચાખોટા નિંદા, વિરોધ કે ટીકામાંથી પણ સત્ય શોધી, અસત્યથી વેગળો રહે છે અને અહિત-વાંછુઓનું પણ ભલું ચાહે છે અને સર્વત્ર પ્રેમ પાથરે છે પરંતુ તોય એના ટીકાકારોમાંનો કેટલોક ભાગ એવો હોય છે કે જે એને જીવતા લગી ઓળખી શકતો નથી અને કેટલોક ભાગ અવશ્ય એના પ્રભાવથી હૃદયપલટો પામીને આખરે નિંદકને બદલે પ્રશંસક થઈ જાય છે, પણ એવા ઉચ્ચકોટીના સાધકને તો એવી પ્રશંસા અડી જ શકતી નથી

—'જૈન દ ગીતાદર્શન' પા ૧૦૦ થી ૧૦૮

## સાધક જીવનમાં અવલંબનનું મહત્વ અને તેનો ઉપયોગ

સાધક અને સિદ્ધ વચ્ચેનું અંતર વિચારવા જેવું છે સિદ્ધ હોય તેની પાસે સાધક હોય તોયે શું અને ન હોય તોયે શું—તેને તેની પરવા હોતી નથી જોકે તોય તે સાધકોનું પાસે હોવું બાધક નહિ ગણે અને સાધકને અવલંબનની ક્ષણે ક્ષણે જરૂર ઊભી હોય છે

સાધનાની નાની કેડીની આસપાસ વાસના અને લાલસાની બે મોટી ખાઇઓ છે પ્રતિપળે પદાર્થોના આકર્ષક પ્રલોભનો સાધકની આંખને ખેંચવા પ્રયત્ન કરે છે, ભય અને વહેમની દેખાતી ભૂતાવળો તેને ભડકાવે છે જો સહેજ પણ ગોથું ખાધું કે ગયો જ સમજવો આથી તેની પીઠ પાછળ જાગૃતિ આપનાર કે દોરનારની અનિવાર્ય

આવશ્યકતા રહે છે. એ દૃષ્ટિબિંદુએ જે કોઈ સાધકની સાધનાના વિકાસમાં નિમિત્તભૂત થાય તે તેના ગુરુ ગણાય. પ્રત્યેક સાધકને પણ વિકાસમાર્ગમાં માતા, પિતા કે વડીલ અવલંબનરૂપ કોઈ ગુરુજન ગણાય છે. પણ એ અવલંબનનો અવલંબન તરીકે ઉપયોગ કરતાં આવડવો જોઈએ, નહિ તો સાધક અવલંબનને સાધન ન માનતાં તેમાં જ મૂંઝાઈ પડે છે અને અવલંબનને જ વળગવામાં પોતાની શક્તિ વેડફી નાખે છે. આવા સાધકની સ્થિતિ બિલકુલ કફોડી અને વિષમ થઈ જાય છે. જ્યાં સુધી સાધક જ્ઞાન અને વયમાં અપરિપક્વ હોય ત્યાં સુધી જ અવલંબનની આવશ્યકતા છે.

પરંતુ સાધકની આ અપરિપક્વતા પુરુષાર્થી, વ્યવસ્થિત અને નિયમિત સાધકની દૃષ્ટિએ સમજવી. અન્યથા સુસ્ત અને જડ પ્રકૃતિ-વાળાને તો ઢંગના અવલંબન પ્રાપ્ત હોય તોયે અપરિપક્વતા રહેવાની જ છે. આવા પુરુષને તો અવલંબન બિલકુલ બાધક નીવડે તથા વહેમ, લાલચ અને પાખંડને વધારે છે. કારણ કે અવલંબન પણ જે સાધક જાગૃત થયો છે તેને જ ઉપયોગી હોય. જાગૃતિ લગાવવાની અવલંબ-નમાં શક્તિ નથી, તેમ ચલાવી પહોંચાડવાનીયે એમાં તાકાત નથી. તે માત્ર પ્રેરણા આપી શકે. જાગવું અને ચાલવું એ કેવળ સાધકની પોતાની સ્વેચ્છાનો પ્રશ્ન છે. અહીં સૂત્રકારે જાગૃત અને પ્રગતિશીલને જ પ્રેરણાની સાચી આવશ્યકતા અને ઈચ્છા હોય છે, એ દૃષ્ટિબિંદુ સમજાવ્યું છે.

— આચારાંગસૂત્ર 'નોંધ' પા. ૧૭૮–૧૭૯

## સાધકની સહજદશામાં અવલંબનોનું મહત્ત્વ

સાધક બાહ્યના અવલંબનો – સાધનોને કેટલું મહત્ત્વ આપવું એની મર્યાદા ગીતાકારે આપી દીધી. નિયમો વિષે પણ આમ જ છે. ત્યાગવિષે પણ આમ જ છે. ત્યાગ, નિયમ, વ્રત, જપ વગેરે બધાં સાધનો છે. સાધ્ય તો વીતરાગતા છે, એ વીતરાગતા અખંડ રહે તેવાં

-સમતાયોગની ભૂમિકાપર સાધક પહોચ્યો એટલે એને વિધિનિષેધની કશી જ આવશ્યકતા નથી ખરી વાત તો એ કે જે હેતુ બીજા ઊગતા સાધકને માટે ત્યાગ જપ, વ્રત, નિયમોથી સરે, તે હેતુ આવા પીઢ સાધકને સહેજે સરી રહે છે કારણકે એવા સાધકની ભૂમિકાજ એવી સહજ થઈ જાય છે આવા સાધકને આટલી સહજતા કઇ એકદમ નથી મળી હોતી, એણે આ સહજ દશાની પૂર્વે ઘણા કડક ત્યાગ, વ્રત, નિયમાદિ કર્યા જ હોય છે, એ વાત કોઈ ન ભૂલે

—જૈનદૃષ્ટિએ ગીતાદર્શન પા. ૧૨૪–૧૨૫

## સાધકનો વિષયાસક્તિ વિષે અનેકાંતમાર્ગ

ઇંદ્રિયોને વિષયથી ભૂખી રાખીયે, તો વિષયો ટળે છે, પણ તે વિષયાસકિત વર્જીને, વિષયાસકિત તો પર પેખ્યા પછી જ છૂટે છે, આ એક વાકયમાથી હઠાગ્રહી બન્ને પક્ષ, પોતપોતાના મતની પુષ્ટિનો ખોરાક કાઢી શકે (૧) દા ત સન્યાસમા જ માનનારો વર્ગ એ અર્થ કાઢે કે ' ઇંદ્રિયોને વિષયથી અળગી રાખવાથી પ્રથમ વિષયો ટળે છે અને પછી ધીમેધીમે આગળ વધતા પરના દર્શન થયેથી છેવટે વિષયાસકિત પણ ટળે છે માટે ઇંદ્રિયોને વિષયોથી નિરાળી રાખવી જોઈએ ' (૨) સન્યાસમા નહી માનનારો વર્ગ એ અર્થ કાઢે કે 'ઇંદ્રિયોને વિષયોથી વેગળી રાખવાથી કશુ મળવાનુ નથી, પર પેખી લઇએ એટલે વિષયાસકિત આપોઆપ વિરમી જાય, પછી વિષયો ભોગવીએ તોયે શી હાનિ છે ?'

ખરો જ્ઞાનીપુરુષ આ બેય એકાંતિક માન્યતાથી નિર્લેપ રહેશે એ ઉપરના વાકયનો બધી બાજુથી વિચાર કરશે, એટલે જ્યારે એને ત્યાગની જરૂર લાગશે ત્યારે ત્યાગ પણ કરશે અને છતા એટલેથી જ પૂર્ણતા ન માની લેતા આત્મજ્ઞાનના ધ્યેય તરફ પોતાનો ત્યાગ લઇ જાય છે કે કેમ એ તપાસશે અને એવો પુરુષાર્થ કરશે, આમ હોઇને જ્યારે એને એમ લાગશે કે 'હવે અમુક વસ્તુને ગ્રહણ કરવામા મારા ધ્યેયને બાધ નથી અને એ નહિ લઉ તો કાયા, જે દ્વાર મારે કામ

લેવાનુ છે તે કામ નહિ આપે ! એટલે એ વસ્તુ ગ્રહણ પણ કરી શકે છે સાગાર કે ક્યારે, ક્યા ક્ષેત્રમા, કઈ વસ્તુ ગ્રાહ્ય છે કે વર્જ્ય છે એનો વિવેક જાણી તે પ્રમાણે એ આચર્યે જાય છે, 'આમે કે તેમ' વૃત્તિથી ઠગાતો નથી

—જૈ દ ગીતાદર્શન પા ૧૮૧-૧૮૨

## જ્ઞાન, કર્મ અને ભક્તિ ત્રણેય મોક્ષ માટે રસ્તા છે

પ્ર એક સ્થળે ભક્તશિરોમણિ નરસિંહ મહેતા બોલ્યા છે. "હરિના ભક્તો તો મુક્તિ ન માગે, માગે જનમો જનમ અવતાર રે" તો શુ મોક્ષ કરતા પણ હરિભક્તિ ઉત્તમ છે ?

ઉ એક જૈનાચાર્યે કહ્યુ છે કે, 'કપાયમુક્તિ કિલ સૈવ મુક્તિ' એટલે કે કામ-ક્રોધાદિ છૂટે એ જ વાસ્તવિક મોક્ષ છે આ દોષો છોડવા માટેના ઘણા રસ્તા છે (૧) ગાધીજી જેવા માટે જનતા-જનાર્દનની સેવા એ મોક્ષમાર્ગ છે કોઈએ બાપુજીને કહેલુ પણ ખરુ કે હવે તો હિમાલયમા જાઓ, ત્યારે તેમણે કહ્યુ,—"જનતા જો હિમાલયમા જશે, તો હુ જરૂર તેની સેવા માટે હિમાલયમા જઈશ એકલા જવાની મને કોઈ જરૂર લાગી નથી" (૨) મીરાબાઈ કહે છે "મારો ભવસાગર સ્વય સુકાઈ ગયો છે પછી તરવાની ચિંતા શી ?" જ્યારે (૩) જૈનશાસ્ત્ર એક બાજુ એમ પણ કહે છે કે, "एकान्तसुखी मुणी वीयरागी" એકાતમા રહેલો રાગરહિત મુનિ અનુપમ સુખ માણે છે આ ત્રણે રસ્તાઓ-કર્મયોગ, ભક્તિયોગ અને જ્ઞાનયોગ—સાચા છે તે પૈકી જે સાધક, જે માર્ગનો સાચો પથિક હશે, તેને સારુ તે માર્ગ સર્વશ્રેષ્ઠ લાગવાનો ને તેને માટે તો તે માર્ગ સર્વશ્રેષ્ઠ બનવાનોય ખરો

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા ૧-૧૧-૫૧

## સાધનામાં જ્ઞાન અને કર્મની માત્રા

કેટલાક સાધકો જ્ઞાનની વાતો કરીને ક્રિયાને આચરતા જ નથી,

ત્યાગ કરતા જ નથી. એટલેકે વર્તનમાં ગમેતેમ વર્તીએ તોયે શુ થયુ ? એમ માની જ્ઞાનની વાતોથી જ મોક્ષપ્રાપ્તિમા માને છે, જ્યારે કેટલાક સંન્યાસ–માત્રથી, ત્યાગ–માત્રથી જ મોક્ષ મળી જશે, એમ આગ્રહ પકડી બેસે છે ગીતાકાર બન્નેને નૂતન કર્મયોગની પ્રેરણા પાય છે

ગીતાકાર એ બન્નેના ધ્યેય વિષે વાધો લેતા નથી, પણ એ ધ્યેયો માટે જે સાધન (તે તે પક્ષ) લઈને, પોતાના ધ્યેયે પહોચવા પ્રયત્ન કરે છે, ત્યા ચેતવે છે કે માત્ર સાધન પકડવાથીજ વળે નહિ ! સાધ્ય પ્રત્યેની વફાદારી જોઈએ

ગીતાનો કર્મયોગ એટલે જૈનસૂત્રોનુ ચારિત્ર જેમ ગીતાકાર કહે છે તેમ જૈનસૂત્રો પણ કહે છે કે ચારિત્ર વિના મોક્ષ નથી એ ચારિત્ર માત્ર જ્ઞાનની વાતોથી કે કેવળ ત્યાગથી આવતુ નથી, પણ અનાસક્તિની દૃષ્ટિથી આવે છે

—જૈનદૃષ્ટિએ ગીતાદર્શન પા ૧૮૧–૧૮૨

## સાચો ધાર્મિક સાચો વ્યવહારિક હશે

જે જેટલુ તાત્ત્વિક તે તેટલુ વધુ વ્યવહારુ હોવુ જોઈએ એવું જ્યા ન દેખાય ત્યા આત્મવાદનો દોષ નથી હોતો, પણ આત્મવાદીની દૃષ્ટિનો જ દોષ હોય છે. કારણકે કેટલાક લોકો આત્મજ્ઞાની સિદ્ધાતની કે આદર્શની પાછળ, કોઈ સિદ્ધિ, ચમત્કાર કે માત્ર લૌકિક હેતુ સાધવા ખાતર દોડયા કરે છે પણ તેવા લોકો તો ભીત ભૂલે છે અને જગતમા વ્હેમ, લાલચ, ભય, પામરતાને પોષે છે ધર્મને નામે જે મહાઅનિષ્ટો દેખાય છે, એનુ કારણ એજ છે અને તેથી જગતમા ભય અને અશાંતિ વ્યાપી રહે છે ધર્મનો તો એક અશ પણ મહા-ભયથી ઉગારી શકે છે ધર્મ તો મહાજ્યોતિ છે જેમ સૂર્ય એક સ્થળે હોવા છતા જગતને પ્રકાશ આપી શકે છે તેમ આવો ધર્મ ભલે એક વ્યક્તિમા હોય પણ તે આખા જગતનું કેન્દ્ર બની શકે છે એક વ્યક્તિનો અખતરો ઘર, સમાજ, દેશ અને છેવટે આખા વિશ્વને લાગુ

૫૬, એમા જ ધર્મનુ વૈજ્ઞાનિક રહસ્ય છે

—જૈ દ ગીતાદર્શન પા ૧૬૭

## જગતની વ્યવસ્થા માટે પણ સમદૃષ્ટિ સાધક સત્પ્રવૃત્તિ આચરે

ક્ષાયિક–સમકિતી પુરુષને આત્મસાક્ષાત્કાર હોઈને હવે એને લોક સબધી લૌકિક કોઇ વસ્તુ મેળવવા જેવી બાકી રહી હોય એમ લાગતુ નથી સારાશ કે "જેણે આત્મા જાણ્યો, તેણે સર્વ જાણ્યુ" અને "જેણે આત્માને માણ્યો તેણે સર્વ માણ્યુ" એમ હોઈને એ દૃષ્ટિએ ક્રિયાની જરૂર નથી, છતાય એ અપ્રમત્તપણે કર્મ આચર્યેજ જાય છે, કારણ કે લોકો એવા પુરુષ પ્રત્યે ભારે શ્રદ્ધા અને પ્રેમ ધરાવતા હોય છે એટલે એના આચરણને અનુસરે એ સ્વાભાવિક છે

ઋષભદેવ ભગવાને યુગાદિમા લોકોને કર્મયોગ બતાવ્યો એમ જૈન આગમો બોલે છે આળસ મરડવા સરખાય રોકાયા વિના એ પ્રેરતા હતા પછી એમણે ત્યાગ ગ્રહણ કરીને ત્યાગનો આદર્શ જગતને પૂરો પાડયો અને છેવટે નિર્મોહ થયા ત્યારે અનાસક્તિ પામીને ઉદય-પ્રયોગે વિચરી છેલ્લો આદર્શ પૂરો પાડી મોક્ષ સાધ્યો આ રીતે જેમ જૈનસૂત્રો કહે છે કે તીર્થંકરપુરુષોના જીવનની એક પણ ક્રિયા એવી હોતી નથી કે જેમાથી વિશ્વને આદર્શ ન મળે

અનુકરણ કરવાનો સામાન્યરીતે મનુષ્યસ્વભાવ છે, એમ પણ ગીતાકારે કહ્યુ, તે આપણે જાતે પણ અનુભવ્યુ છે અનુકરણ કરવાનો સ્વભાવ એ મૂળે તો સદ્ગુણ છે પણ વિવેક ન રહે તો એ અધા-નુકરણ થઈ જાય છે એટલે સમદૃષ્ટિપુરુષોની ફરજ છે કે મનુષ્યોના એ સદ્ગુણોને પોતાની જીવનચર્યાદ્વારા પ્રેરણા આપવી આથી એ અનુકરણમા વિવેક અને વ્યવસ્થા બન્ને ભળે છે અને જગતનુ તત્ર શાન્તિપૂર્વક ચાલે છે સહુ પોતપોતાના ધર્મમા અનુરક્ત રહીને વિકાસ સાધે છે આ પરથી એ સહેજે ફલિત થાય છે કે જો એવા મોટા પુરુષો બીજાના આ જાતના સહેજ થતા કલ્યાણ-

અર્થે પણ આત્માને અબાધક એવી શુદ્ધક્રિયા, સત્પ્રવૃત્તિ ન આચરે તો જગતની અવ્યવસ્થા વધે અને અવ્યવસ્થા વધે એટલે અહિંસાના વિશ્વવાત્સલ્ય કે વિશ્વપ્રેમના સિદ્ધાંતમા ગાબડુ પડે અને જગતમાં અશાન્તિ વધી જાય પ્રજાકીય સસ્કૃતિની હિંસા એ બધી સ્થૂળ હિંસાઓ કરતાં મોટી હિસા છે, કારણ કે પ્રજાના સ્થૂળ દેહના સર્જકો તો અનત નીકળશે પણ પ્રજાની સસ્કૃતિના ઘડવૈયાઓ તો આગળીને વેઢે ગણાય તેટલા અને તે પણ ઘણે લાબે ગાળે અને તે પણ ઘણા ક્ષેત્રોના કાળા વચ્ચે જન્મશે આ રીતે પણ સત્પ્રવૃત્તિ આચરણીય છે છેવટની વિદેહી દશાને પામેલા પુરુષોની સહજ રીતેજ સત્પ્રવૃત્તિ થાય છે, એમાંથી આપોઆપ લોકસેવા ફળે છે પણ સમદૃષ્ટિ પુરુષોએ તો અપ્રમત્ત રીતે પ્રેરાઈને પણ સત્પ્રવૃત્તિ આચરવી જોઈએ

જૈન દૃષ્ટિએ ગીતાદર્શન પા ૨૦૭–૨૦૮

## સાચી શ્રદ્ધાનું માપ છે નિર્ણયાત્મકબુદ્ધિ

ઘણીવાર સાધક પોતાના મન પર પરાણે શ્રદ્ધાનો આરોપ લાવવા મથે છે ને થોડીવાર તેને લાગે છે કે હવે હુ શ્રદ્ધાળુ થઇ ગયો છુ પણ સાધકની શ્રદ્ધા સાગોપાગ ટકી રહેતી નથી બીજાના કહેવાથી કે બહારના દેખાવ, આકર્ષણ, રાગ, મોહ, કે વાસનાથી જે શ્રદ્ધા આવે છે તે ખરી રીતે તો સાચી શ્રદ્ધાજ ન ગણાય શ્રદ્ધા ગુણથી જન્મે છે અને ગુણનો સબધ અતકરણ સાથે છે શ્રદ્ધાનુ સ્થાન મુખ્યત્વે હૃદય છે તે કોઇ આવેશ કે લાગણીથી નહિ, પણ સદ્બુદ્ધિથી આવે છે આવી શ્રદ્ધા કદી નષ્ટ થતી નથી એટલે શ્રદ્ધાને ઇચ્છનાર સાધક પ્રત્યેક પદાર્થના આકાર પર માત્ર ન જોતા પદાર્થોના ગુણો તરફ નજર કરતાં શીખે પદાર્થમાત્રમા સદ્ગુણોના અશો હોય છે, તેનેજ ગ્રહણ કરી તે ઉન્નત બને

જેની વિવેકબુદ્ધિ ગુણદોષોમા હસની જેમ કેવળ ગુણોજ ગ્રહણ

કરી શકે, એટલી હજુ વિચાર ન થઈ હોય, તેઓ જો વિકલ્પોમાં ન ગૂંચવાતા હોય તો તેમની બુદ્ધિ વહેલી કે મોડી નિશ્ચયાત્મક બના શ્રદ્ધાને પરિપક્વ બનાવી શકે છે પરંતુ જેઓ કેવળ વિકલ્પોની ગડમથલમાંજ ગબડ્યા કરે છે, તેવા સાધક તો પ્રથમ કે પછી પણ એવા ને એવાજ અશ્રદ્ધાળુ રહે છે આ પરથી એ ફલિત થયું કે વિકલ્પોને એક યા બીજી રીતે દૂર કર્યેજ છૂટકો ઉલટ માર્ગે જનાર કરતા ઊભા રહેનાર પંથથી વધુ નજીક છે, એમ લોકોક્તિ છે, પણ તે બરાબર નથી વિકલ્પવાન ગતિ કરતો દેખાય છે, તોય તે ઊંઘતાના સ્વપ્ન-ભ્રમ જેવી છે સાચી ગતિજ નથી, એમ કહી શકાય પણ નિર્ણય કરી લેનાર ચાલતા ન હોય તોય આંતરિક રીતે ગતિમાન છે, તેની ગતિ અદૃશ્ય હોય તોયે સાચી છે

—આચારાંગ 'નોંધ' પા ૨૦૧

## સાધક લોકૈષણાથી દૂર રહે!

લોકૈષણાજ સંસારનું મૂળ છે હું બહાર સારો દેખાઉં એ જાતની આસક્તિથીજ પાપ બંધનની ક્રિયાઓ થાય છે એ લોકૈષણા જેમજેમ ઘટતી જાય તેમતેમ તે સાધકની પ્રત્યેક ક્રિયામાં, પ્રત્યક પ્રવૃત્તિમાં શુદ્ધિનું તત્ત્વ વધતું જાય આવો શુદ્ધ માણસ કોઈનું અનિષ્ટ કરતોયે નથી અને ચાહતોયે નથી તે પોતાનું જીવન હળવું બનાવી માત્ર પરકલ્યાણના શુભ આશયથીજ પ્રવૃત્તિ સેવે છે એટલે એની પ્રવૃત્તિ કર્મબંધનની કારણભૂત હોતી નથી

—આચારાંગ 'નોંધ' પા ૧૧૭, ૧૧૮

## લોકયશની અભિલાષા સાધનામાં અંતરાય રૂપ છે

સફળ જીવનમાં પણ કૃત્રિમતા કે દૃષ્ટિની અશુદ્ધિ ત્યારેજ સંભવે છે કે જ્યારે યશ એ જીવનનું ધ્યેય બની રહે છે અને યશ એટલે જગત-અભિમુખ દૃષ્ટિ જ્યાં બહાર જોવાનું હોય ત્યાં

અંતરને ભુલાય એ સ્વાભાવિકજ છે આરંભ અને આસક્તિનુ મૂળ અહી છે આ વાત પંડિત ગણાતા સાધકો જ્યાસુધી વિચારતા નથી ત્યાંસુધી બીજુ બધુ કરે તોયે તે એકડાવિનાના શૂન્ય જેવુ છે. લોકયશને અભિલાષવો અને આસક્તિથી દૂર રહેવુ, એ બને ક્રિયાઓ પરસ્પર વિરોધી છે

પરંતુ લોકયશની અભિલાષા છોડવી એટલે લોકોથી દૂર ભાગવુ, અતડા રહેવુ કે તેમના વિચારોને ન પકડવા અથવા લોકો જે માર્ગે જાય તે માર્ગે જવુ, એવો અવળો અર્થ કોઈ ન લઇ લે ! મુનિપણુ લોકના અભિપ્રાયથી પ્રાપ્ત થતુ નથી, પણ સત્યનિષ્ઠાથી પ્રાપ્ત થાય છે. આ વાકય સાભળતી વખતે જેટલુ સમજવુ સરળ પડે છે તેટલુ ઊંડુ વિચારી જોતા સરળ નથી સાધક જે જે ક્રિયા કરતો હોય છે તેની સાથે ને સાથે તે જગત શુ કહે છે તે પર તાકતો જતો હોય છે. રખે લોકો મને આમ કહેશે, મારી આ ક્રિયા જોશે તો ઘૃણા કરશે વગેરે તે જોયા કરતો હોય છે જો કે આ ભય કેટલીકવાર એવા સાધકને પડતા બચાવી લેવામા કાર્યકારી નીવડે છે ખરો પરંતુ એમા પ્રામાણિક તત્ત્વ નથી સત્યની સાધનામાત્રજ ચરિત્રની સાધનારૂપે બની શકે

નિર્બળ, ધૈર્યહીન, આસક્ત, દંભી, પ્રમાદી અને પરિગ્રહી સાધક લોક સામે ન જુએ તો ઊલટો વધુ વિકૃત પણ થાય છે, લોક સામે જોવુ એટલે સમાજદૃષ્ટિ રાખવી એવો અહી ભાવ છે જે સાધક અંતઃકરણના અવાજને ઓળખીને તદનુસાર વર્તી શકે છે એને લોકોના અભિપ્રાયની જરૂર નથી પણ જે સાધક એ કોટીએ નથી પહોચ્યો, એણે શિષ્ટાભિપ્રાય પર લક્ષ રાખવુ ઘટે અને વાસ્તવિક રીતે તો જ્યાસુધી સાધકમા ઉચ્ચ સદ્‌ગુણો સ્થાયી ન બન્યા હોય, ત્યા સુધી તે લોકોના અભિપ્રાયો સામે ઉપેક્ષાબુધ્ધિ કરવા માગે તોયે તેમ કરી શકતો નથી

આચારાંગ 'નોંધ' પા ૧૦૮

## જ્ઞાની સાધકની અનાસક્તિ દ્વારા લોક-પ્રેરણા

આત્માના મૂળ શુદ્ધ સ્વરૂપને અને સત્વાદિ ગુણકર્મને કશું લાગતું વળગતું નથી આટલું તત્ત્વ જે જાણે છે, તે જેમ વિષયાસક્ત થતો નથી, તેમ કર્મને લીધે જન્મતી નિંદાપ્રશંસાની લોકવાયકાથી પણ ચલિત થતો નથી અને એમ હોઈને એવા પુરુષના કર્મ બીજાને પ્રેરક બનવા છતાં, એ કર્મ વિષે પણ એનું કર્તાપણાનું અભિમાન ન હોવાથી લોકો એને અનુસરે વા ન અનુસરે, એટલું જોવા પણ એ થોભતો નથી એટલે અજ્ઞાનીની બુદ્ધિને ડામાડોળ કર્યા વિના એ એમને પ્રેરી શકે છે કારણ કે અજ્ઞાની અને આસક્ત એવા લોકોને પણ જ્યારે એમ લાગે છે કે આ પુરુષને કાંઈ ખૂણે પણ હઠ કે સ્વાર્થ નથી, એટલે તેઓ આપોઆપ એની પાછળ વહેલામોડા વધુ ભારપૂર્વક અને શ્રદ્ધાપૂર્વક પ્રેરાય છે પહેલાં એકાએક તેઓ આવા નિઃસ્વાર્થ, અનાસક્ત અને જ્ઞાની પુરુષને સમજી શકતા નથી એનું કારણ એ છે કે તેઓ જ્ઞાનમાં અધૂરા હોઈને મંદ હોય છે જ્ઞાનીમાં પૂર્ણ જ્ઞાન હોઈ એ એક પદાર્થને ચોમેરથી, બધી અપેક્ષાથી તપાસી શકે છે વળી એ ભેદવિજ્ઞાનનો જ્ઞાતા હોઈને મધ્યસ્થ રહી શકે છે કોઈ એને ગમે તેવી ચલાવવાની પ્રવૃત્તિ કરે તોય ચળતો નથી, પણ અધૂરા જ્ઞાનીની સ્થિતિ એવી હોય છે કે તે એક વસ્તુના અમુક પદાર્થોને જ જોઈ સમજી શકે છે, એટલે એનું ક્ષેત્ર સાંકડું બની ગયું હોય છે વળી એવા અજ્ઞાનને લઈને તે સાંકડા વર્તુલમાં આસક્ત પણ થઈ ગયા હોય છે એથી જરા નિમિત્ત મળે કે તુરત એ નિમિત્તવશ બની મૂળ મુદ્દાથી ચલિત થઈ જાય છે અને એની બુદ્ધિ ડામાડોળ થાય છે જ્ઞાનીએ તો આવા લોકો ઉપર વધુ પ્રેમાળ રહેવાનું છે એમનું આવું માનસ સમજીને તેમની બુદ્ધિ જે મૂળથી જ ચંચળ હોય છે એને પોતાના નિમિત્તે ચંચળ કરાવવાને બદલે સ્થિર કરાવવાની હોય છે આથી તેવો પૂરો જ્ઞાની આવી બાબતમાં તો ખૂબજ ચેતતો રહે અને એ ખ્યાલ તો પહેલોજ રાખવાનો કે લોકોની બુદ્ધિ સ્થિર

કેમ બને ? આ ખ્યાલ રાખતાં ભલે લોકો જલદી પોતાના સત્ય-દર્શનને ન ઝીલી શકે, તો પણ એની કંઈ ચિંતા નહિ એ પાત્રતા તૈયાર કરશે તો સત્યદર્શન તો ઝીલાવાનુ જ છે. પણ જો પાત્રતા તૈયાર નહિ હોય, તો સત્યદર્શન ઝીલાયા પછી પણ સ્થિર રહેવાનું નથી એટલે પ્રથમ લાભ બહોળો દેખાય, તોય પરિણામ સંતોષજનક નથી જ્યારે પાત્રતા તૈયાર કરાવવાના નિમિત્ત બનવામા પ્રથમ તકે લાભ ભલે ઓછો દેખાય, તોયે પરિણામ પૂર્ણ સંતોષજનક છે, માટે જ્ઞાનીએ આવા લોકોને કોઈ પણ સંજોગોમાં અસ્થિર ન બનાવવા

—જૈનદષ્ટિએ ગીતાદર્શન પા ૨૧૪–૨૧૫

## સત્યાર્થીસાધક જાગૃત અને વિવેકી બને

જૈનસૂત્ર આચારાંગના પ્રથમ અધ્યયનમા એજ કહેવામાં આવ્યુ છે કે પરિજ્ઞા એટલે કે વસ્તુવિવેક સૌથી પ્રથમ હોવો જોઈએ હેય, જ્ઞેય અને ઉપાદેયની ત્રિપુટી છે કયુ જાણવા યોગ્ય, કયુ તજવા યોગ્ય અને કયુ લેવા યોગ્ય છે તે વિવેક હોવો જોઈએ આ પરથી વસ્તુવિવેક માટે કોઈ એકલી બુદ્ધિને મહત્વ ન આપે ખરી વાત તો એ છે કે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ એ ચારે દૃષ્ટિએ દરેક કર્મને સાધકે જાતે તપાસવુ જોઈએ અને મહાપુરુષોના વચનોમાં ઇતબાર રાખી સત્યને પંથે પગરણ માંડવા જોઈએ જો કે સત્યની કેડી સાંકડી અને ભારે ગહન હોય છે. છતા સત્યાર્થી અને જાગૃત સાધક એમાથી પોતાની અંતપ્રેરણા દ્વારા અવશ્ય ઉકેલ મેળવશે આટલી તૈયારી ન હોય તે શ્રદ્ધાપૂર્વક કોઈ સદ્ગુરુનુ અવલબન લે સદ્ગુરુનુ અવ-લબન લીધા પછી સરાગદષ્ટિનો ભય છે, એટલે ત્યા પણ સદ્ગુરુ અને સુશિષ્ય બન્નેએ ચેતવાનુ તો છે જ વળી અવલબન મળ્યા પછી મૂર્છા એટલે કે મંદ–પુરુષાર્થનો પણ ભય છે તેમ આતરપ્રેરિત માર્ગે જવામા બે મોટા ભયો છે (૧) સ્વચ્છદતામા સપડાવાનો (૨) અભિમાનમા અટવાવાનો, આ બન્ને ભયો સાધકને ઊંચે ચડ્યા પછી

ગણ્ આફત અગર લાલચમા ક્સોટી કરી પાડી કે એવુ ઘણીવાર બને છે પ્રત્યેક સાધક એ વાત યાદ રાખવા જેવી છે

—જૈન દૃષ્ટિએ ગીતાદર્શન પા ૨૭૯

## કર્મયોગ અને કર્મસંન્યાસનુ રહસ્ય !

કર્મયોગની ભાજગડમા ન પડીએ તો શો વાધો આવે ' એ પ્રશ્નનો ઉત્તર એ છે ' આત્મા કેટલો આગળ વધ્યો છે, એનુ ખરુ માપ કર્મયાગ-પ્રવૃત્તિક્ષેત્રથી નીકળે છે એમ લાગવાથી યોગીઓ ( સ્થવિર-કલ્પીઓ) કર્મો આચરે છે અને કર્મફળની લાલસાથી વેગળા રહે છે, એટલે કર્મબધનથી બધાતા નથી અને નૈષ્ઠિક શાતિ મેળવે છે કેટલાક અર્ધદગ્ધ લોકો બાહ્યપ્રવૃત્તિને જજાળ માની કાયરતાથી નિવૃત્તિમાર્ગમા પેસે છે, તે તો બેય માર્ગ ચૂકે છે અને અશાન્તિ વહોરે છે બીજાના ભોગો ' ભોગના સાધનો જોઇ તેમની દૃષ્ટિ વારવાર તે ભણી જાય છે ભોગલાલસાનુ વારવાર ચિન્તવન કરી તેઓ અસદિચ્છાથી જોડાયેલા રહે છે, લોકભયને લીધે બાહ્યત્યાગ પાળતા દેખાય છે પરતુ આતરિક ત્યાગના નામનુ મીડુ હોય છે તેઓ દાભિક ક્રિયાઓ આચરે છે અને સામાન્ય બાબતમા પણ ફળની આસક્તિ સૌથી વધુ રાખતા હોય છે આવા ત્યાગીને નૈષ્ઠિક શાન્તિ ક્યાથી હોય ? "સર્વભૂતો વિષે આત્મવત્ ભાવના" એનામા ક્યાથી હોય ? ઇન્દ્રિયોનો અને મનનો તો એ ગુલામ જ હોય આવો કર્મ-સન્યાસી તો ખરેખર બધનમા પડેલો છે, માટે મનનો સન્યાસ એજ સુખ બહારની પ્રવૃત્તિ એ દુ ખનુ કારણ નથી દુ.ખનુ મૂળકારણ તો અતરમા છે અને એજ પ્રમાણે સુખનુ મૂળ પણ ભીતર છે બહાર નથી

## સાચા પ્રવૃત્તિમાર્ગ અને નિવૃત્તિમાર્ગમાં અંતર નથી

કેટલાક અર્ધદગ્ધદૃષ્ટિવાળા સાધકો કહે છે કે—"આત્મા તો અકર્તા છે, અક્રિય છે, અભોક્તા છે, તો પછી પ્રવૃત્તિમાર્ગની શી

જરૂર ? પ્રવૃત્તિ એ આત્માનો ધર્મ જ નથી, અશુદ્ધતા જ પ્રવૃત્તિની નિશાની છે અશુદ્ધતા વિના પ્રવૃત્તિ થતી જ નથી માટે પ્રવૃત્તિથી છૂટો આરભથી છૂટો" આવા સાધકો 'વદતો વ્યાઘાત દોષ'ની આપત્તિમા પડે છે એમને કોઈ પૂછે કે તમો હાલો–ચાલો છો ખરા? ખાઓ–પીવો છો ખરા? સૂઓ–જાગો છો ખરા? હવા–પ્રકાશ લો છો ખરા? આ બધાનો જવાબ તેઓને હકારમા જ આપવો પડશે તો આ બધી ક્રિયા એ જ પ્રવૃત્તિ નથી, તો બીજુ શુ છે? પ્રવૃત્તિ વિના કોઇ દેહધારીને ચાલે તેમ છે જ નહિ, તો પછી સ્વાર્થી પ્રવૃત્તિ કરવી અને પરમાર્થ–પ્રવૃત્તિમા આખ આડા કાન કરવા એ તો અનર્થકારી ગણાય ખરી વાત એ છે કે જે સાધકોએ પ્રવૃત્તિક્ષેત્રમા નિર્લેપ રહેવાની સાધના સાધી લીધી હોતી નથી એમને નિવૃત્તિમાર્ગની અમુક કામ માટે જરૂર પડે છે, માટે એવા સાધકોને નિવૃત્તિમાર્ગ પથ્ય નીવડે છે પરતુ અતે તો તે પણ સર્વભૂતના હિતચિતક હોઇને નિર્દોષ પ્રવૃત્તિના ક્ષેત્રને સહેજે સ્વીકારી જ લે છે આવા પીઢ સાધકોની ક્રિયા કે પ્રવૃત્તિ આત્મલક્ષી હોવાથી તે સાહજિક પ્રવૃત્તિ હોઇને તેમા તેઓ આસક્તિપૂર્વક ભળતા નથી આસક્તિપૂર્વક પ્રવૃત્તિમાર્ગમા ભળવુ કે નિવૃત્તિમા ભળવુ એ બન્ને બધનકારક છે પણ કેટલાક સાધકો માટે પહેલુ પગથિયુ નિવૃત્તિમાર્ગ અથવા ત્યાગમાર્ગનુ હોય છે કેટલાક સાધકો માટે પહેલુ પગથિયુ પ્રવૃત્તિમાર્ગ અથવા કર્મયોગમાર્ગનુ હોય છે

જૈનદૃષ્ટિએ ગીતાદર્શન પા ૩૨૬

## સંન્યાસ એટલે માત્ર નિવૃત્તિ નથી

સન્યાસ એટલે કે નિવૃત્તિમાર્ગ અને યોગ એટલે પ્રવૃત્તિમાર્ગ એમજ જો સમજીએ તોય તે ખરી રીતે બન્નેય સાપેક્ષ માર્ગ છે પ્રવૃત્તિમાર્ગ જ ચડિયાતો છે અથવા નિવૃત્તિમાર્ગ જ ચડિયાતો છે એમ રખે માની લે, એવુ એકાત નથી

સન્યાસનો અર્થ માત્ર ક્રિયા ત્યાગી દેવી કે અમુક પદાર્થ છોડવા તેટલુંજ બસ નથી પરન્તુ દ્વેષ અને કાંક્ષા બન્ને છોડે તેજ ખરો સન્યાસી જૈનસૂત્રોની પરિભાષામાં રાગ અને દ્વેષ બન્ને છોડનારજ સન્યાસી છે (હવે તે આમજ કાંક્ષા અને દ્વેષ છૂટી જાય) તો પછી સાંખ્ય અને યોગ, નિવૃત્તિમાર્ગ અને પ્રવૃત્તિમાર્ગમાં માત્ર ઉપલક ક્રિયાના ફેરફાર સિવાય બીજો શું ફેર રહ્યો ? એટલે બેય સામે દૃષ્ટિ રાખી “યથાર્થ રીતે એ બન્ને પૈકી ગમે તે એકને પકડો તો બન્નેનું પરિણામ એકસરખુંજ આવવાનું” સામાન્ય રીતે જનખ્યાલ એવો છે કે જંજાળ છોડી જંગલમાં જઈ ધ્યાન ધર્યું એટલે સન્યાસ આવી ગયો, પણ શ્રીકૃષ્ણગુરુ સન્યાસનો વ્યાપક અને મૌલિક અર્થ લે છે મુનિ કે સન્યાસી, કર્મયોગી હોઈ શકે એ ખ્યાલથી જનતા ચોંકી ઉઠે છે, પરન્તુ ખરો માર્ગજ તે છે જોકે એક કર્મયોગી સન્યાસી અને એક કર્મયોગી ગૃહસ્થમાં થોડો ફેર છે પણ ગીતાકારનું કહેવું એ છે કે “જેને સન્યાસ પ્રિય છે તેવાએ કર્મયોગનું નિશાન ચૂકવું નહિ અને જેને સન્યાસ પ્રિય નથી તેવાએ સન્યાસનું લક્ષ્ય ચૂકવું નહિ” ફરી બીજા શબ્દમાં કહીએ તો “નિવૃત્તિમાર્ગના પ્રેમીએ, પ્રવૃત્તિમાર્ગને છેક ન તિરસ્કારતા એને ન્યાય આપવો અને પ્રવૃત્તિમાર્ગના પ્રેમીએ નિવૃત્તિનું લક્ષ્ય ન ચૂકવું

—જૈનદૃષ્ટિએ ગીતાદર્શન પા ૩૯૪

## સાધક આંતરજીવન અને બાહ્યજીવનમાં એકતા સાધે

જે ભૂમિકાએ પોતે હોય તે ભૂમિકાનો ધર્મ તેણે પાળવો જોઈએ અને આચરવો જોઈએ એથી જ ક્રમિક વિકાસ થાય છે અને જેમ-જેમ અનુભવ વધતો જાય તેમતેમ ક્રિયાશુદ્ધિ પણ સહજ રીતે થાય છે આથી ઊલટું જે સાધક પોતાની ભૂમિકા ન તપાસતા આગળની ભૂમિકાના ઉચ્ચધર્મને અડવા માટે કલ્પનાના કૂદકા મારે છે તેને ગજા વગરની વાત થઈ પડવાથી પટકાવું જ પડે છે અને તેના આંતરજીવ-

નને અને બાહ્યજીવનને સો સો ગાઉનુ અંતર પડી જવાથી તે વધુ ને વધુ પતન પામે છે. સાધનામા જોડાનાર પ્રત્યેક સાધકે આ કાટાને દૂર ફેકી પછી પગ મૂકતા રહેવુ ઘટે, તો જ તે પથ કાપવામા સફળતા પામે

આતરિક સસ્કારો જેવા હોય, પોતે માનતો હોય કે વિચારતો હોય, તેમજ વર્તતો હોય તો એનુ આવુ નિખાલસ જીવન કુટિલ માર્ગે હોય તોય સીધે માર્ગે વળતા વાર લાગતી નથી. અને તે સદાયે હળવો ફૂલ જેવો રહે છે. તેથી ઊલટુ ચાલનાર સીધે માર્ગે હોય તોય તેના માર્ગમા દભ, પાખડ, કુટિલતા અને એવા એવા કાટાઓ હોઇ એને પથ કાપવામા અનેક મુસ્કેલીઓ નડે છે સારાશ કે જે વસ્તુ જે રૂપમા અસર કરતી હોય તે રૂપે એને તાત્કાલિક પ્રગટ કરવી ઘટે અને જો એ અસર દૂષિત હોઇ દૂર કરવા જેવી લાગે તો સૌથી પ્રથમ વૃત્તિ પરથી તેનુ સ્થાન દૂર કરવા પ્રયત્ન કરવો પણ જો તેમ ન કરતા, વૃત્તિ પર જુદી અસર થાય તોયે વાણીના કે વર્તનમા ન દેખાય તેવા દભથી એને ગોપવાનો પ્રયાસ કરવામા આવે તો એવડુ નુકસાન થાય છે જે જેવુ હોય છે તેવુ વહેલુ કે મોડુ દેખાયા વિના રહેતુ નથી, એ કુદરતી નિયમ છે અને તેને ટાકવા માટે કરેલી ખોટી ક્રિયાઓના સસ્કારો સાધકને ઊલટા વધુ પીડે છે

—આચારાગ 'નોધ' પા ૩૯૯

## અકર્મા અને કર્મ-ધર્મનો રહસ્યાર્થ

આસક્તિથી જન્મતી ક્રિયા એ જ કર્મ અને નિરાસક્તિથી થતી ક્રિયા એ જ ધર્મ આથી જ જૈનદર્શનમા ધર્મની વ્યાખ્યા પણ 'વસ્તુનો સ્વભાવ એ જ ધર્મ' એ રીતની છે અને આ રહસ્યનો વેત્તા સાધક જ સંયમી છે. અકર્મા એટલે કે નિરાસક્ત હોય તે તેને સસારનો સંબધ સ્વાભાવિકતયા રહેતો જ નથી

સસાર એટલે આસકિતપૂર્ણ વ્યવહાર માટે જ તેનો સબધ

ઉપાધિમય હોય એ સ્વાભાવિક છે, કર્મથી એટલે કે આસક્તિપૂર્ણ ક્રિયાથી જ ઉપાધિઓ જન્મે છે

કર્મ શબ્દનો કેવળ ક્રિયા એટલો અર્થ જ કાઢીએ તો ક્રિયાથી છૂટેલાને સંસારનો વ્યવહાર રહેતો નથી એમ અર્થ નીકળે અને જો એ જ અર્થ નીકળે તો ઠેઠ મુક્ત થયા સિવાયનો કોઈ પણ એવો જીવાત્મા ન નીકળે કે જે ક્રિયાત્મક ન હોય અને મુક્તદશા એટલે તો સિદ્ધદશા આ દશા માટે તો પ્રયોગ જ ન હોઈ શકે એટલે અકર્માનો અર્થ નિરાસક્ત સાધક જ સમુચિત ઘટે છે

—આચારાંગ 'નોંધ' પા ૭૮

## સાધક પોતાની બુદ્ધિથી સત્યને વિચારે

ઘણા સાધકો બુદ્ધિ હોવા છતાં વિચારણા જ કરી શકતા નથી, વિચારણાની તક લેતા નથી કે પૂર્વાધ્યાસોને વશ હોવાથી તે તક મળતી નથી જે કહો તે, પરંતુ ખરી વાત એ છે કે તેમને નવીન વિચારણાને અભાવે જ માર્ગ મળવો મુશ્કેલ બને છે, એવું અનુભવાય છે ઘણીવાર એક જ વિચારનું કિરણ ઘોર નિદ્રામાંથી જાગૃત કરવા માટે બસ થાય છે એટલે વિચારની આવશ્યકતા છે અને કેટલીકવાર વિચાર થવા છતાં કર્મના અચળ કાયદાના અવિશ્વાસ કે તેની પદ્ધતિની પૂર્ણ સમજણ વિના સ્પષ્ટ માર્ગ મળતો નથી એટલે વિચારની સાથે શ્રદ્ધા અને ઊંડા મનની આવશ્યકતા છે

—આચારાંગ 'નોંધ' પા ૯૪

## સાધક ક્યારે શુદ્ધ કહેવાય?

ઘણા સાધકો કષ્ટ સહી શકે છે કષ્ટ આપનાર પર દ્વેષ પણ નથી કરતા તોયે એ કષ્ટ છે એવું તો તેમને ભાન હોય જ છે. યાદ રાખવું જોઇએ કે આવું ભાન પણ જ્યાં સુધી છે ત્યાં સુધી એ સાધક શુદ્ધ છે, એમ ન ગણાય આજે એ પ્રતિકાર ભલે ન કરે પણ

પ્રતિકારની વૃત્તિ જ્યા સુધી પલટે નહિ ત્યાં સુધી એ સાધકમા સાચો સમભાવ ન પ્રગટે 'જગતમા જે કંઈ સુદર કે અસુદર દેખાય છે કે બને છે તે કેવળ મારી દૃષ્ટિનો જ દોષ છે સૌમા હુ જ જવાબદાર છુ' આટલુ નૈસર્ગિક વલણ જે સાધકનું હોય તે જ આવે પ્રસગે સમભાવ જાળવી શકે

—આચારાગ 'નોંધ' પા ૩૯૭

## ત્યાગ અને નિરાસક્તિ બન્ને માર્ગો વિરોધી નથી.

પ્ર બાપુજી કર્મ સાથે ત્યાગને જોડીને અથવા તો યજ્ઞાર્થે કાર્ય કરવામા માને છે, જ્યારે શ્રી અરવિંદબાબુ પહેલા નિરાસક્ત બની આત્માની ઉચ્ચદશા સાધ્યા પછી જ સસારી કામો કરવામા માને છે આ બન્નેમા આપને સાચું શુ લાગે છે?

ઉ આ બન્ને વિચારસરણીઓ પરસ્પર વિરોધી નથી અને બન્નેય સાચી છે હુ તો આ બે વિવિધ વિચારધારાઓને સાધક જીવનના બે પાસા ગણુ છુ આપણે સૌ ઓછેવધતે અંશે સાધક જીવનના સ્નેહી જ છીએ કાર્ય કરતી વખતે ત્યાગને અને વિરામ લેતી વખતે અનાસક્તિને નજર સામે રાખીએ, તો આ બન્નેનુ સાચાપણુ જણાયા વગર નહિ રહે આપણા જીવનયુગ માટે આ સાચુ છે તેમ પ્રજાના જીવનયુગ માટે પણ સાચું છે જ. એક રીતે જોતા ત્યાગ અને નિરાસક્તિ બન્ને બીજ અને છોડ જેવા છે છોડ પહેલો કે બીજ પહેલુ, એનો જે જવાબ છે તે જ આનો પણ જવાબ છે

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા ૧૬-૨-૪૯

## સાધક ત્યાગની ભૂમિકાએ ક્યારે પહોંચે છે?

જેણે સાચુ ભાન અને આત્મજાગૃતિ કેળવી છે તથા કષાયોનુ બહુ અશે શમન કર્યું છે, તે જ આદર્શ ત્યાગ પાળી શકે છે ભગવતીસૂત્રમા પણ મનુષ્યત્વ, સદ્ધર્મ, શ્રવણ, જ્ઞાન, વિવેક,

પ્રત્યાખ્યાન અને સયમ ઇત્યાદિ ભૂમિકાઓ વટાવી ગયા પછી જ એ સાધક ત્યાગની ભૂમિકાને પહોચે છે, એમ સમજાવ્યુ છે

—આચારાગ 'નોધ' પા ૭૭

## ક્રિયાત્યાગ અને અનાસક્તિનુ રહસ્ય

મૂળ વાતમા તો ક્યારે ક્રિયા પોતે એકાત રીતે નિષેધવાયોગ્ય કે આરાધવાયોગ્ય નથી, કારણ કે મુખ્યત્વે ક્રિયામા ધર્મ કે અધર્મ નથી, પણ વૃત્તિમા છે, ભાવનામા છે ક્રિયા પછવાડે જે વૃત્તિ હોય તે જ શુભઅશુભ કર્મો યા તો આત્મવિકાસ કરનાર અને આત્મવિકાસને અવરોધનાર છે એટલે કે વૃત્તિ જ ક્રિયાને કિમત આપે છે એટલે એ વૃત્તિને—લાલસાને મારીને અનાસક્તભાવે ક્રિયા કરવાનુ શાસ્ત્રકારે પહેલા ફરમાવ્યુ, પણ ક્રિયાના સાધનો અને શક્તિ હોવા છતા ક્રિયા તરફથી વાસના કાઢી લઇને વિરક્ત ભાવે ક્રિયા કરનાર કોઇ વિરલા યોગી જ હોઇ શકે માટે જ ઉત્સર્ગમાર્ગરૂપે ક્રિયા કરતા કરતા માણસ ક્રિયાના પરિણામ અને ભાવના તરફ ખેચાઇ જાય છે અને એને આસક્તિ વળગે છે માટે ક્રિયા એવી સ્વીકાર્ય હોવી ઘટે કે જેમા આસક્તિ ન વળગે અને નિરાસક્ત વૃત્તિ કેળવાતી જાય, વિકાસ ન રુધાય પણ વૃદ્ધિ પામે અને શુભ ભાવના વધે અને જે ક્રિયાથી આમ ન બને તે ક્રિયાનો ત્યાગ કરનાર તે ત્યાગી એને આત્મવિકાસમા આડખીલી કરનાર ક્રિયા ત્યાજ્ય હોય આ રીતે બાકીની શુભ ક્રિયાઓ કરતા કરતા ત્યાગી આસક્તિ નષ્ટ કરી જ્યારે અનાસક્ત બને ત્યારે તેનો ત્યાગ ફલિત થયો છે, એમ ગણાય ત્યાગનુ સ્થાન સાધનપૂરતુ અને સાધનની કિમત ઉપયોગપૂરતી છે જે ત્યાગમાથી અનાસક્તિ જન્મે તેનુ નામ ત્યાગ એ રીતે જોતા ત્યાગનો કે નિરાસક્તિનો ઉદ્દેશ ભિન્ન નથી, પણ એ બન્ને વચ્ચે માત્ર ભૂમિકાભેદ છે ક્રિયાના ત્યાગથી વૃત્તિના ત્યાગનુ કાર્યક્ષેત્ર જેટલુ સરલ થઇ શકે છે, તેટલુ ક્રિયાઓના પ્રત્યક્ષ ખડા થતા નિમિત્તો વચ્ચે સરલ થઈ

શકતુ નથી એટલે જ ત્યાગ એ જૈનદર્શનમા રાજમાર્ગ ગણાયો છે આ ઉપરથી ત્યાગ અને ક્રિયાકાંડોનુ મહત્ત્વ અને સાધનાની મર્યાદા સર્વ કોઈ જિજ્ઞાસુ સમજી લે અને એનાં પરિણામ અને ઉપયોગનો પણ વિચાર કરે

—આચારાગ 'નોધ' પા ૬૦–૬૧

## પૂર્વગ્રહની પકડ સાધનામાં એક મોટી ત્રુટિ છે.

પૂર્વગ્રહ એટલે પૂર્વની દૃષ્ટિની પકડ કે જે અનેક પ્રકારની હોય છે પોતે જે કુળમા જન્મ્યો હોય, તે કુળની પકડ, ધર્મની પકડ, માન્યતાની પકડ, વ્યવહારની પકડ વગેરે. આવી પકડોનુ કારણ સકુચિતતા હોય છે, વૃક્ષને દુ ખ પડયે સ્થાન ફેરવવાની ઇચ્છા થાય, તોપણ તે એના હાથની વાત નથી તે જ રીતે ઘણા સાધકોને પોતાની પકડના ફળનો જ્યારે દુ ખદ અનુભવ થાય છે, ત્યારે દુ ખથી ડરીને તે પકડ છોડી દેવાની મનોદશા સેવે છે ખરા, પણ ફરીથી જ્યાં એવો પ્રસગ આવે છે ત્યા તે જ ભૂલ ફરીથી કરી નાખે છે આમ થઈ જવાનાં બે કારણો છે એક તો શક્તિની ઊણપ અને બીજુ વિચારનો અભાવ. આથી જ તેઓ વૃત્તિને અધીન બની ગયેલા હોય છે સાધનમા આ એક મોટી ત્રુટિ ગણાય

આ રીતે આગળ વધેલા ગણાતા સાધકો પણ એક યા બીજા પ્રકારે પૂર્વગ્રહમા પડી મહાન અનર્થ કરતા હોય છે આમા તે સાધકને માત્ર વ્યક્તિગત જ નહિ, બલકે ઘણીવાર તો સમાજગત પણ નુકસાન થાય છે તેમાય બીજી પકડો કરતા સાપ્રદાયિકતામા માનેલા ધર્મની પકડ માનવસમાજને વધુ પીડી શકે છે કારણ કે તે પકડ જગકલ્યાણના સુદર બૂરખા નીચે પુરાયેલી હોઈ ભોળી જનતાને વધુ આકર્ષે છે અને જાળમા લઈ શકે છે માટે સાધક કોઈ પણ પ્રકારની પકડને પોતાના ચિત્ત પર સ્થાન ન આપે અને પૂર્વની ભૂલથી દાખલ થઈ ગઇ હોય તો વહેલી તકે તેને દૂર કરવાની શક્તિ

અને વિવેક કળવે પૂર્વગ્રહની આ વાતમાં ઘણા સાધકોને અતિશયોક્તિ લાગવાનો સંભવ રહે છે ખરો પણ તે પડ ધીમેધીમે સાધનામાં કેવી ડખલ ઉત્પન્ન કરે છે તેનો અનુભવીજનોને પણ અનુભવ હોવાથી તેઓ તે માટે ચોંકાવે છે

—આચારાંગ સૂત્ર 'નોંધ' પા ૨૩૩

## તપસ્યામાં વિવેકની અગત્યતા

કેટલાક ત્યાગી અને તપસ્વીઓ જોકે સ્વેચ્છાએ જ કઠિન તપશ્ચર્યાઓથી દિવ્ય શુષ્કવૃત્તિથી પણ પ્રસન્નતા જાળવી રહી ગયા હોય છે, પરંતુ શુદ્ધ ધ્યેય વિનાનું એકાન્ત દેહદમન જીવનમાં શુષ્કતા લાવી મૂકે છે, દિવ્ય વૃત્તિનો પ્રબળ પ્રત્યાઘાત થાય, તો અશ્રદ્ધા જન્માવે છે ભગવાન બુદ્ધદેવ જેવા કેટલાક ઘોર તપસ્વીઓએ અતિ દેહદમન શુષ્ક જેવું નીવડ્યાનો અનુભવ જગતને ખોળે ધર્યો છે દેહપરનો વિલાસ જેમ આત્મઘાત છે તેમ દેહ તરફની બેદરકારી પણ જીવનરસને ચૂસનારી નીવડવાનો સંભવ છે આથી સાધનામાં આત્મરક્ષા અને ધૈર્ય બન્નેને સામે રાખી દેહરૂપી સાધન વ્યવસ્થિત, સુદૃઢ, નિયમબદ્ધ, સંયમી અને કાર્યસાધક નીવડે તે રીતે તેને જાળવી રાખવું એ સાધનાનું એક ઉપયોગી અંગ છે અમુક હદ સુધી શરીરબળ સાથે મનોબળનો પણ સંબંધ છે એટલે શરીરની તદ્દન ઉપેક્ષા ન કરી શકાય આ રીતે સાધ્ય—સાધકની યોગ્યતા અને સાધનનો સદુપયોગ એ ત્રિપુટી સાધવી જોઈએ.

## અનુભવી પુરુષોનો લાભ ક્યારે મેળવી શકાય?

જ્ઞાની પુરુષોનાં વચનો સ્વાનુભવથી પૂર્ણ હોવાથી તે નવીન લાગે છે અને અંતઃકરણને અસર પણ ઉપજાવી શકે છે નવીન એટલા માટે લાગે છે કે તેઓ પોતાના અનુભવથી કંઈક જુદું જ કહે છે અને તેથી રૂઢિગત માનસથી કેટલાક વાર તે પચાવી પણ શકાતું નથી.

તોયે કઇક અદ્ભૂત લાગતુ હોઇ તે જ્ઞાન રુચિ જન્માવી શકે જ્ઞાની પુરુષોની આ વિચિત્રતાને જોઇ કોઇ દ્વેષ પણ ન લાવે, તે આંધળો ભક્ત પણ ન બને, પરતુ તેઓની શિક્ષાને જીવનમા ઉત સાચો પ્રયત્ન કરે તે કિરણ નવુ લાગે તોયે પોતાની શકિત ર તેને પચાવે કારણ કે તેમના વચનો સસારસ્વરૂપના પૂર્ણ પછી નીકળેલા હોઇ એ વચનોમા અનુપમ પ્રેરણાશકિત હ અને તેઓ જે કઇ કહે છે એમા જગકલ્યાણના સાત્ત્વિક હેતુ કોઇ પણ અન્ય હેતુ હોતો નથી

—આ' ...ધ' પા ૨૧૮

## મોક્ષની આરાધના

મોક્ષના શાસ્ત્ર ભણ્યે કે મોક્ષની વાતો જતી નથી જેઓ મોક્ષના અભિલાષી હોવા ... કષાયો અને વિષયવિલાસની ગર્તામા સબડયા કરે આરાધતા અને મોક્ષ પણ નથી આરાધતા તેઓ મ ત્રિશકુની જેમ વચ્ચે જ લટકી રહે છે

—આચારાંગ

## ક્રિયામાં વિવેક-બુદ્ધિ માટે ત્રિપુટી

વિવેકબુદ્ધિ વાપરવા માટે ટૂકમા આ ત્રણ જરૂરી છે (૧) હુ કરુ છુ એ ક્રિયા માગથી બની નહિ ? મારી શક્તિની બહારની તો નથી ને ? કારણ કરવા જતા ઘણીવાર અધવચ લટકી રહેવુ પડે છે હોય તોયે પોતાની શક્તિ વિચારીને કરવી ઘટે ક્રિયામાથી હું ઇચ્છુ છુ તે ધ્યેય ફલિત થશે કે ધ્યેયશૂન્ય ક્રિયામા ઉત્સાહ, શક્તિ કે હિમત સાગો અને એથી જ એ ક્રિયા પણ સફળ નીવડની નથી

પ્રત્યેક ક્રિયાની પાછળ કોઈક સ્પષ્ટ ધ્યેય હોવું જ જોઈએ (૩) હું કરું છું તે ક્રિયા મારું કે કોઈ બીજાનું અનિષ્ટ તો નથી કરતી ને? ઘણી ક્રિયાઓ દેખાવમાં સુંદર, પોતાની શક્તિથી સાધ્ય તથા થોડું ઇષ્ટ આપનારી હોય છે તોયે જે ક્રિયાનું પરિણામ અતિ અનિષ્ટજનક હોય છે તે ક્રિયા હાથ ન ધરવી ઘટે

આટલી સામાન્ય વિચારણા જો સ્થિરબુદ્ધિથી કરવામાં આવે તો ઘણી અનર્થકારી ક્રિયાઓ કરતાં બચી જવાય અને એ રીતે કરેલી ક્રિયાને વિવેકબુદ્ધિપુરસ્સરની ક્રિયા કહેવાય

આચારાંગ 'નોંધ' પા ૨૨૧–૨૨૨

## સાધક દરેક સ્થિતિમાં પોતાની વૃત્તિઓ પર ચોકી રાખે

કોઈ પણ દિશા ખાલી નથી કે જ્યાં પાપના પ્રવાહો ન હોય. અમુક સ્થિતિમાં કે ક્ષેત્રમાં ગયા પછી કર્મબંધન નથી થતું એમ ન માનવું પરંતુ જો એમ જ હોય તો મોક્ષાર્થીની મુક્તિ જ કેમ સંભવે? ત્યારે તેનો ઉત્તર મળે છે કે એ પ્રવાહો દરેકેદરેક હોવા છતાં જેનું ચિત્ત તેમને અવકાશ નથી આપતું એટલે કે જે સાધકો તે પ્રવાહ આવવાના દ્વાર ખુલ્લાં મૂકતા નથી તેમનામાં એ પ્રવેશી શકતું નથી જ્યાં આસક્તિ છે, ત્યાં જ તે પેસે છે એટલે આનો સાર એ કે કોઈ પણ ભૂમિકામાં પહોંચેલો સાધક વૃત્તિ પર પોતાની ચોકી રાખે, ગાફેલ ન બને

આચારાંગ 'નોંધ' પા ૨૧૪

## વિષયોના સાંનિધ્યમાં નિરાસક્ત રહેવું કઠિન છે

જ્ઞાની સાધક વિષયોથી દૂર રહી મર્યાદાપૂર્વક જીવન ગાળતો હોય છે અને પોતાનું હું અર્થાત્ કે આત્મા આ બહાર દેખાતા શરીર, ઇંદ્રિયો અને મનથી પર છે, એમ અનુભવતો હોય છે ત્યારે કેટલીકવાર એ પોતે વિષયોના સાંનિધ્યમાં પણ નિરાસક્ત રહી શકે

રેલો પોતાની અપેક્ષાએ ઊતરતો હોય તોય એની નિન્દાય ન હોવી ઘટે એમ કરવામા એકાત અનિષ્ટ છે છતા કોઈ એમ કરતુ હોય તો સત્યાર્થી એના ઉપર પણ ક્રોધ કે રોષ ન કરે, માત્ર એને પ્રેમ-પૂર્વક સમજાવવાનો પ્રયત્ન કરે અથવા એમ થવુ અશક્ય હોય તો મૌન રાખે એટલુ જ સત્યાર્થીને માટે હિતાવહ છે

—આચારાગ સૂત્ર 'નોધ' પા. ૨૯૧

## સ્વાદજયનું તત્ત્વ

સ્વાદના અસંયમ પર જ મુખ્યત્વે જગતના સર્વ પ્રપચોનુ મંડાણ છે પણ આ વાત ખૂબ ઊડેથી વિચારતા જ યત્કિચિત્ પણ સમજાય તેવી છે. જીવનના પ્રત્યેક પ્રસગને અવલોકવાથી જણાશે કે સ્વાદ એકલી જીભનો જ વિષય નથી, પણ પ્રત્યેક ઇન્દ્રિયનો વિષય છે. આ વાત સ્વાદની વ્યાખ્યાથી કઇક વધુ સ્પષ્ટ થશે માટે ટૂકમા કહુ છુ—સ્વાદ એટલે રસની વિકૃતિમાથી રસ મેળવવાની ઝખના અને એની પૂર્તિ માટેનો પ્રયાસ એ જ સ્વાદ પરનો અસયમ—અકાબૂની ક્રિયા. પદાર્થમાત્રમા રસ તો હોય જ છે અને ભૂખ લાગે ત્યારે પદાર્થમાત્રમા રસ છે, તેવી સૌને ઓછીવધતી પ્રતીતિ પણ થઈ હશે ભૂખ લાગે ત્યારે ખાવુ એ ધર્મ કારણ કે ત્યા જરૂરિયાત છે, અને જ્યાં સુધી વસ્તુ જરૂરિયાતની દૃષ્ટિએ વપરાય છે ત્યા સુધી વસ્તુને કે વૃત્તિને વિકૃત કરવાનું મન કોઈનેય થતુ નથી. પણ જ્યારે ખાવુ એ ધર્મને બદલે પદાર્થો ભોગવવા એ ધર્મ એટલુ જ અગ રહે છે અને જરૂરિયાતનું લક્ષ્ય ચુકાય છે, ત્યારે ખાવામા કે સ્વાભાવિક પદાર્થો વાપરવામાં રસ આવતો નથી

રસ મેળવવાની ઇચ્છા તો વૃત્તિમા છે જ અને તે અહેતુક છે. પણ જરૂરિયાત જ રસ સર્જે છે, જરૂરિયાતમાથી રસ ઉત્પન્ન થાય છે, એ વાત જ્યા ભુલાય છે એટલે પદાર્થોમાથી રસ નહિ અનુભવાતા રસ મેળવવાની ઝખનામા માનવ પદાર્થોને વિકૃત કરે છે, ચૂથે છે

અને જેમજેમ તે પદાર્થોને વિકૃત કરે છે, તેમતેમ વિકૃત રસથી તેને વાસ્તવિક રસ મળતો નથી, પણ ઊલટી એની ઝંખના વધતી જાય છે. માનવજીવનના અસંતોષનું મૂળ અહીં છે

શાસ્ત્રકારોએ રસ અને સ્વાદનો ભેદ પુનઃ પુનઃ સમજાવ્યો છે રસ સ્વાભાવિક છે, સ્વાદ કૃત્રિમ છે રસભોક્તૃત્વ આત્માનો સ્વભાવ છે શ્રુતિમાંય 'रसो वै सः' એવું સૂક્ત છે આશય કે જે સાચા રસનો પિપાસુ હશે તે એટલો જ સ્વયં સ્વાદથી પર હોવાનો અને આ રીતે સ્વાદજય પ્રત્યેક રીતે મહત્ત્વનું અંગ બની રહેવાનું

આચારાંગ 'નોંધ' પા ૩૩૨, ૩૩૩

## સત્યશોધકની સ્થિતિ અને જૈનદર્શન

સત્ય કદી કેવળ બુદ્ધિ કે કેવળ હૃદયથી સમજાવી શકાય નહિ તેમ બહારથી લાવી શકાય પણ નહિ સત્યનો આધાર વ્યક્તિના વિકાસ પર છે જેનો જેટલો વિકાસ તેટલું તે ગમે ત્યાંથી અને ગમે ત્યારે લઈ શકે આટલો જેને વિશ્વાસ હોય તે જ સત્યાર્થી અને સત્યપ્રેમી ગણાય આવો સાધક કદી પોતાની માન્યતાને વિતંડાવાદ કે આગ્રહથી કોઈના પર લાદવા પ્રયત્ન ન જ કરે તે સમજે કે હું જે દર્શનને માનું છું તે દર્શનના સ્થાપક સર્વજ્ઞ પુરુષ હોય અથવા હું માનું છું તે મત પૂર્ણ સત્ય પર સ્થાપિત થયો હોય, તોયે હું તો એ મહાસાગરમાંથી મારી યોગ્યતા વડા જેટલી હોય તો તેટલું જ લઈ શકું અને વડા જેટલું પાત્ર આ બધા મહાસાગરનું વર્ણન કરવા બેસે કે આખા જગતને તેમાંથી પાણી પીરસવા બેસે, તો એ ધૃષ્ટતા જ ગણાય એ તો માત્ર એટલું જ કહી શકે કે "હું તરસ્યો હતો, ત્યારે લાખો દર્શન કે મતમાંથી તૃષા માટે તેટલું હું પામી શક્યો છું અને મારે માટે તો એ એક મહાસાગર છે, એમ મને લાગ્યું છે અને તેનાં આ કારણો છે" આટલું પણ નિરાગ્રહ, નિઃસ્વાર્થ અને સરળ બુદ્ધિથી કહે એમાં જ સ્વ અને પર ઉભયનું શ્રેય અને શાસન કે દર્શનની

પ્રભાવના છે એથી વિશેષ કહેવું કે વિતંડાવાદમાં ખેંચાઈ જવું એમાં સ્વ કે પર કોઈનુંય હિત નથી

જૈનદર્શનનો સ્યાદ્‌વાદ વિશ્વ પરના બધા મત, પંથ, સંપ્રદાય કે ધર્મોનો આ રીતે સમન્વય સાધી આપે છે ને એમ શીખવે છે કે જગતના બધા દર્શનો અમુક અમુક અપેક્ષાએ સત્યના જ અંશો છે—કોઈ વિકસિત અને કોઈ અવિકસિત, પરંતુ અમુક અંશ જ્યારે બીજા અંશોમાં ભળી ન શકે, એક બીજાનો તિરસ્કાર કરે ત્યારે એ વિકૃત થાય છે અને સત્ય મટી સત્યાભાસ બને છે જ્યારે આ સ્થિતિ થાય ત્યારે તે મત અને તેના અનુયાયીઓ માટે તે નાવ મટી પથ્થરરૂપ બને છે, આ સંસારરૂપી મહાસાગરમાં પોતે ડૂબે છે અને તેને પકડનારને પણ ડુબાડે છે પણ જે મત કે દર્શન બીજાં સત્યોને પચાવવાનો અવકાશ રાખે છે, તે ઉદાર અને સંગઠિત બની પૂર્ણ સત્યના માર્ગે ગતિ કરે છે અને પોતાના અનુયાયીઓને પણ વિકાસનો માર્ગ શોધી આપે છે

—આચારાંગસૂત્ર 'નોંધ' પા ૨૮૮

## સાધુતાનું લક્ષણ અને આંતરિક વીરતા

જેવા વિચારો હોય તેવું જ બોલે અને જેવું બોલે તેવું જ ચાલે, અર્થાત્ કે મન, વચન અને કાર્યની એકવાક્યતા એ સાધુતાનું પ્રથમ લક્ષણ છે, ત્યાગ ગ્રહણ કરી સતત જાગૃત રહે તે સાધુ કારણ કે સમર્થ આત્માઓ માટે પણ પૂર્વસંસ્કારોને લઈને નિર્બળતા થવી સંભવિત છે

મન જ્યારે પૂર્વસંસ્કારોને અધીન થાય ત્યારે જીવાત્માના સામર્થ્ય, ત્યાગ અને શક્તિ ક્ષણભરમાં નાબૂદ થવાનો સમય આવી પડવાના ઘણા દૃષ્ટાંતો મળી આવે છે મલિનતાની સહજ અસર પણ ત્યાગની પવિત્રતા અને ચારિત્રની સુવાસને વટલાવી મૂકે છે સહજવીરતા વિના મુક્તિમાર્ગની યોગ્યતા નથી—આત્મ ઠ(?)ોમાં બહારની

વીરતા, આતરદ્વદ્વોમા આતરિક વીરતા બહારની વીરતા કરતા આતરિક વીરતા કોટિગણી કઠિન અને દુસાધ્ય છે બાહ્ય વીરતામા સન્માન, સામ્રાજ્ય, હક્ક વગેરે મેળવવાનુ હોય છે, આતરિક વીરતાના માર્ગમા ઊલટુ ઘણા વર્ષોથી સઘરી રાખેલુ એ બધુ અહત્વ, મમત્વ, આસક્તિ વગેરે ફકનાવી દેવાનુ હોય છે એ વીરના શસ્ત્રો પણ જુદા છે તે હાથમા નહિ, પણ હૈયામા ધારણ કરાય છે

—આચાગગસૂત્ર 'નોધ' પા ૧૯

## સાચી નિર્ભયતામાંજ સાધુતા છે

તેજ સાચા નિર્ભય છે કે જેનાથી સૌ કોઈ નાનામોટા જીવોને અભય મળે છે પોતાનાથી જ્યારે કોઈ ભય ન પામે તેવો નિસ્વાર્થી અને નિર્વિકારી પ્રેમ અખડ વહે, ત્યારેજ નિર્ભયતા પ્રાપ્ત થાય નિર્ભય દશા પ્રાપ્ત કરવાનુ ધ્યેય એ સર્વોત્તમ અને કાર્યકારી ધ્યેય છે. જે નિર્ભયતામા અસયમ અને સ્વચ્છદતા છે તે નિર્ભયતા ભયાનક છે અને એ નિર્ભયતા બહાર દેખાતી હોય તોયે એ નિર્ભયતા નથી, પણ મહાન ડરપોકતા છે

—આચારાગસૂત્ર 'નોધ' પા ૧૯

## સાધકજીવનમાં ત્યાગ અને અનાસક્તિનું રહસ્ય
## નિષ્કામવૃત્તિ-વાસનાત્યાગ

અનાસક્તિના સબધમા સામાન્ય રીતે લોકોનો એ ખ્યાલ છે કે પ્રત્યેક કર્મો નિષ્કામ રીતે કરવા જો આ નિષ્કામનો ઇચ્છારહિતપણુ એટલો જ અર્થ કરીએ તો તો ઇચ્છા વિના પ્રવૃત્તિ જ શક્ય નથી નિષ્કામી પણ કર્મયોગી તો છે જ એટલે ઇચ્છાનો સ્વીકાર કરી વાસનારહિતપણુ એ જ નિષ્કામનો અર્થ ઘટાડવો રહ્યો

જો આપણે વાસનાની મીમાસામા ઉતરીએ તો તો એ ચર્ચા અનત થાય પણ સામાન્ય રીતે અવલોકીયે તોય એટલુ તો જણાઈ

આવશે કે વાસનાનું સબીજ બળી જવું એ ઘણી જ ઊંચી ભૂમિકાની વાત છે જૈનદર્શનની અપેક્ષાએ જોઇએ તો બારમા ગુણસ્થાને જ કષાયોની સર્વથા ક્ષીણતા હોઈ શકે એવું પ્રતિપાદન છે જો કે વાસનામાય ગાઢ કે શિથિલ સસ્કારોની અપેક્ષાએ તારતમ્યતા તો છે જ.

આટલુ વિચાર્યા પછી બે માન્યતાઓ ઊભી થાય છે (૧) વાસનાને રોકવા માટે નિમિત્તોથી દૂર રહેવુ આવશ્યક છે (૨) નિમિત્તોની સામે જીવવા છતાં માનવને સુલભ એવી પ્રજ્ઞાશકિત અને પુરૂપાર્થથી વૃત્તિઓને આધીન થયા વગર સ્થિર રહેવુ

## આસકિતત્યાગ : એક આદર્શ

પહેલી માન્યતામાથી ત્યાગનો આદર્શ ખડો થાય છે અને બીજી માન્યતામાથી અનાસક્તિનો આદર્શ ખડો થાય છે આ બેમા સરળ માર્ગ કયો ? એમ હવે પૂછવામા આવે તો એ જ જવાબ મળે કે પ્રથમ તો કારણ કે નિમિત્તોથી પર રહીને વૃત્તિને જીતવામા જે વીરતા જોઇએ છે એ કરતા નિમિત્તોની સામે રહી વૃત્તિને જીતવામા અનંતગણી વીરતાની જરૂર પડે છે જગલમાં જઇ વસતિથી દૂર રહી બ્રહ્મચારી રહેવુ, નમ્ર, નિયમિત અને નિર્મોહી રહેવુ સરળ છે. ધન કે અધિકાર ન મળ્યો હોય એને કરકસર અને સહિષ્ણુતા સુલભ છે

પણ અહી ત્યાગનુ ધ્યેય જેમણે રજૂ કર્યું છે એ ચોકાવે છે કે તુ ત્યાગનો અર્થ પદાર્થોનો ત્યાગ કે કુટુબકબીલાનો ત્યાગ કરી જગલમા ભાગી જવુ એમ ન સમજીશ તેથી જ શ્રી આચાગગ સૂત્ર કહે છે કે –'नेव गामे नेव रण्णे' ત્યાગ ગ્રામ્યવાસ કે જગલવાસમા નથી પણ 'समतिं पासह એટલે કે ત્યાગ આસક્તિના ત્યાગના છે એમ સમજ'

## ત્યાગની મર્યાદા

આટલુ અવલોકયા પછી નિષ્કામ-કર્મ અને ત્યાગ બન્નેનુ ગૌણ

ધ્યેય તો અનાસક્તિ જ છે એમ નક્કી થયું. માત્ર એની સાધના-પ્રણાલિકામાં જે ભેદ રહ્યો છે તે એ છે કે એક માન્યતાએ એ ફલિત થયું ત્યાંસુધી પૂર્વાધ્યાસોનું જોર હોય ત્યાંસુધી તમારે પદાર્થો કે નિમિત્તોથી દૂર રહેવું અને બીજાએ એ ફલિત થયું કે પદાર્થ તમારી પાસે પડ્યા હોય તોય સંયમી રહેવું અને અનિવાર્ય આવી પડેલાં કર્મોને કેવળ સ્વસ્વામિત્વ ગણ્યા વિના પણ આપત્તિધર્મ ગણી ભોગવી લેવાં અથવા સત્કર્મો કરી એનું બળ ઘટાડી નાખવું—પરાજિત કરવાં.

પણ જેની પાસે નવયૌવન સુંદરી, એક છત્રધારી સત્તા, સર્વાંગ સ્વામિત્વ, તનબળ, મનોબળ અને સાધનસંપત્તિ સામે હોવા છતાં નિર્વિકારી, નિર્મોહી, નમ્ર, નિષ્પરિગ્રહી, નિયમિત અને ક્ષમાશીલ રહેવું એ અતિ ઘણું કઠિન છે, એ સહેજે સમજી શકાય તેવી સ્પષ્ટ બિના છે.

આ બન્ને માન્યતામાં બન્ને કોટિના સાધકોનો સમાવેશ છે, એક સ્વધર્મજીવી અને બીજા યોગી. શ્રી આચારાંગમાં એનો “અણુવસુ અને વસુ એટલે મર્યાદિત ત્યાગવાળા અને સંપૂર્ણ ત્યાગવાળા તરીકે ઉલ્લેખ થયો છે.

## ત્યાગની વિકૃતિ : પાખંડની પુષ્ટિ

જો આ બન્ને માન્યતાનો સમન્વય સધાય તો એક સર્વાંગ દૃષ્ટિ ઊભી થાય અને સર્વપ્રકારે સૌને આશ્વાસન મળે. જો એ ઉદ્દેશ ભુલાય તો અનાસક્તિને નામે સ્વચ્છંદતા અને ત્યાગને નામે પાખંડ પોષાય. ત્યારથી ત્યાગના નામનો ‘હાઉ’ ભયંકર બન્યો અને રડતાં છોકરાંને એની મા કોઈ રીતે છાનાં ન રાખી શકે પણ “ચૂપ ! બાવો આવ્યો !” એટલું બોલતાં ભયભીત બની ચૂપ થઈ જાય એવી લોકહૃદયમાં ઊંડી છાપ પડી. ત્યારથી નિષ્કામ-કર્મયોગની દૃષ્ટિ પ્રજાને આશ્વાસનદાયક, આકર્ષક અને આદરણીય બની છે.

આચારાંગ સૂત્ર (પરિશિષ્ટ) પા. ૩૦-૩૧

## ત્યાગી અને નિરાસક્તિનું જીવન

જેનામા નિરાસક્તિ સહજ વણાઇ ગઈ હોય તેવા પુરુષો પદાર્થોનો ઉપયોગ કરવા છતાં, બાહ્ય દૃષ્ટિએ ત્યાગી ન દેખાવા છતા ત્યાગીજ હોય છે અને અનેક પ્રલોભનો પણ તેને મહાત કરી શકતા નથી પણ આવા પુરુષો વિરલજ હોઈ શકે, એટલે ત્યાગની આવશ્યકતા સ્વીકારાઈ છે પણ તે ત્યાગ આતરિક બળ, શ્રદ્ધા અને ઉત્સાહ-પૂર્વકનો હોવો જોઇએ કે જે સાગોપાગ ટકે અને નિરાસક્તિને જીવ-નમા વણે જો કે કેટલાક સાધકોને પ્રથમ ઉત્સાહ કે સાચી સમજ ન હોય તોયે ત્યાગમાર્ગમા ભળ્યા પછી તે આવી જાય, એવુ બને છે ખરુ પણ એ એક અકસ્માત ગણી શકાય અને તેની પાછળ કુદરતનો કોઈ ગૂઢ સ કેત કે પૂર્વપુરુપાર્થ કારણભૂત છે એમ માનવુ રહ્યુ.

ઘણીવાર નિરાસક્ત અને વિવેકી સાધકને પણ જ્યાસુધી રાગદ્વેષના બીજો સ પૂર્ણરીતે ન બળી ગયા હોય ત્યાસુધી તે જરાયે ગાફલ થાય તો ઘણુ સહેવુ પડે છે એટલે અહી રાત્રિના પ્રથમ અને પાછલા પહોરે ચિંતન કરવાનુ કહી સ પૂર્ણ જાગૃત રહેવાનુ સૂચવ્યુ છે પ્રતિક્રમણક્રિયા કે જેને અનુભવી પુરુષોએ ગૃહસ્થ હો કે ત્યાગી હો તે બન્ને માટે કરણીય બતાવી છે, તેમા પણ આ જાતનુ જ રહસ્ય સમાયુ છે

નિરાસક્તિ અને વિવેકબુદ્ધિ પ્રાપ્ત થાય ત્યારે અહ કાર ન હોવો જોઈએ નિરાસક્તિ અને વિવેક એ માત્ર વાણી કે મનનો વિષય નથી એનો પ્રત્યેક ક્રિયા સાથે સબધ છે એટલેજ પ્રત્યેક ક્રિયા કરતા પહેલા સાધક તેની જરૂરિયાત, ઉપયોગિતા અને સ્વપરહિતતાનો ખ્યાલ કર્યા વગર ન ચાલે ક્રિયાના પરિણામનો અને હેતુનો વિચાર એ વિવેક અને ક્રિયા કર્યા પછી તેનુ જે કંઇ ફળ મળે તેનો ત્યાગ, અર્થાત્ કે તે ક્રિયા જે હેતુએ કરી હોય તે હેતુ સરે કે ન સરે, તેનુ પરિણામ સુદર આવે કે અસુદર આવે, તોયે ચિત્ત ઉપર કશી અસર ન થાય તેવી સમતા રહે, એવી ચિત્તની સદવસ્થા થવી

એ નિગસક્તિ

—આચાગગસૂત્ર 'નોધ' પા ૧૬૭, ૧૬૮

## ત્યાગ સમજણપૂર્વક સમભાવથી જાગ્યો હોવો જોઇએ

પદાર્થત્યાગમા બેભાવના દેખાય છે એક તો પદાર્થો તરફની ઘૃણા અને બીજી પદાર્થો પ્રત્યેની અતૃપ્તિ આ ભાવનાના મૂળ ઉપરજ ત્યાગની શુદ્ધિ-અશુદ્ધિનો આધાર છે જે ત્યાગમા પદાર્થ પર તિરસ્કાર છે તે ત્યાગમા શુદ્ધિની સમજણ નથી, એમ કહી શકાય કારણ કે વૃત્તિનો આજે પદાર્થ પર તિરસ્કાર છે, તે વૃત્તિનો પ્રસગ આવ્યે તે સયમ પર પણ તિરસ્કાર નહિ થાય એની શી ખાતરી? કહેવાનું તાત્પર્ય એ છે કે વૃત્તિના મૂળમા જે દોષ હોય તે આજે એકજ ક્ષેત્રમા દેખાતો હોય તોપણ વહેલા યા મોડા એ બીજા ક્ષેત્રમા પણ દેખાવાનો જ જે સાધક પદાર્થત્યાગથી સુખ છે એવુ મીઠુ પ્રલોભન કયાકથી સાભળી ત્યાગ કર્યો છે અને આજે તેની વૃત્તિનો વેગ સયમ તરફ વાળવા પ્રયત્ન કરી રહ્યો છે, તે સાધક કદાચ એ માર્ગમા સુખનો અનુભવ ન કરી શકે અને બીજા બાધક કારણો નડે, ત્યારે બીજી તરફ ઢળ્યા વગર કેમ રહી શકશે? ત્યાગનો હેતુ વેગની દિશા બદલવાનો નહિ પણ વેગને શમાવવાનો છે અને એ વેગનુ શમન ઊડી વિચારણા વગર શકય નથી ત્યારે માનવીને ભાન થાય કે પદાર્થોમા સુખ કે દુખ આપવાની શક્તિ નથી તે તો નિમિત્તમાત્ર છે, મારી વૃત્તિએ જ અજ્ઞાનથી પદાર્થોમા સુખદુખની કલ્પના કરી છે જેને એક વસ્તુ જોઇએ છે તે વસ્તુ નહિ મળે તો તેને દુખ થશે અગર સુખ મળશે તો ક્ષણિક સુખ થશે પણ જેને એ વસ્તુ જોઇતીજ નથી એને એ વસ્તુસબધીનુ કઇપણ સુખદુખ થવાનુ નથી, સુખ કે દુખનુ કારણ બહાર નથી પણ મારી સમજણમા છે—ત્યારેજ સાચો ત્યાગ જન્મશે એટલે ત્યાગ સમભાવથી જન્મવો (જાગ્યો હોવો) જોઇએ અને આ ભાવના પ્રગટયા પછીજ વૃત્તિને શુદ્ધ કરવા માટે નિમિત્તોથી દૂર રહેવાની આવશ્યકતા જણાય છે

—આચાગગસૂત્ર 'નોધ' પા ૧૬૭, ૧૬૮.

## સામ્યયોગી સાધકનો માર્ગ

વાસ્તવિક રીતે જેણે સમભાવનો યોગ સાધ્યો છે એને મન તો એ મુશ્કેલીજ નથી કારણ કે જગતના જીવો જે લોકૈષણાના વેગમા વહે છે, તેથી એનો માર્ગ તદ્દન નિરાળો છે એટલે લોકો એને ગાડો કહે કિંવા લોકો પાસે જે કંઈ પોતામા હોય તે બહાર કાઢે કે લલચાવવા પ્રયત્ન કરે તેમા એને શું? એને મન તો એ પણ અસ્વાભાવિક લાગતુ નથી કારણ કે વિશ્વના અબાધિત નિયમનું એને ભાન હોવાથી એ પોતે કોઈ તરફ વૃત્તિ ન જવા દેતા સ્થિર રહે છે

—આચારાગ 'નોધ' પા ૨૩૮.

## વીતરાગ-આજ્ઞાનું રહસ્ય

આજ્ઞાથી મારો ધર્મ પાળવો એમ કહેવાની પાછળ ખૂબ રહસ્ય છે વિકલ્પો અને શકાથી જેનુ અન્તકરણ ઘેરાયેલુ છે, એવો સાધક સંસારની પ્રત્યેક વ્યક્તિની ભિન્નભિન્ન માન્યતા, ભિન્નભિન્ન મતો અને ભિન્નભિન્ન ધર્મો ને જોઈ વધુને વધુ ગૂચવણમા રખે પડી જાય! એ ખાતર અહી આજ્ઞાપાલનમાજ ધર્મ બતાવ્યો છે ભક્તિમાર્ગની જે અર્પણતાની ભાવના છે, તે સ્વાર્પણનુ અહીં પ્રતિપાદન છે

—આચારાગસૂત્ર 'નોધ' પા ૨૩૮

## નિરાસકિત અને સાચા પુરુષાર્થનું રહસ્ય

આજે તો નિરાસક્તિના સંબધમા કેટલીક ગૂચવણ દેખાય છે 'નિરાસક્તિને નામે કેટલાક સાધકો દભ પણ ચલાવતા દેખાય છે આથી જે નિરાસક્ત છે તે કોઇની લેશ પણ લાગણી દુભાય તેવુ કરતો નથી અને જોઇ પણ શકતો નથી સારાશ કે નિરાસક્તિ એટલે નૈસર્ગિક જીવન જીવવુ તે કુદરતના અચળ કાયદા પર અખડ શ્રદ્ધા વિના નૈસર્ગિક જીવન લભ્ય નથી કુદરતના અચળ કાયદા પર શ્રદ્ધા

એટલે હાથપગ ચલાવ્યા સિવાય, નિવૃત્તિને ઓઠે મુક્ત જીવન જીવવાનુ નહિ, પરતુ સતત પુરુષાર્થ સેવવાનુ હોય છે કોઈપણ વૃત્તિની વિવશતામા ન સપડાતા ક્રિયાત્મક રહેવુ એજ પુરુષાર્થ આવો પુરુષાર્થી દુ ખમા રુદન પણ નહિ કરે અને સુખમા મદમાતો પણ નહિ બને કારણ કે રુદન અને અભિમાન બન્ને નિર્બળતાના ચિન્હો છે જે સ્વબળ શક્તિનો શોધક અને પૂજારી હશે તે જે કઈ કરશે તે દ્રષ્ટા રહીને જ, કર્તા થઈને નહિ જ્યા ક્રિયા પરનુ સ્વામિત્વ જાય ત્યા ક્રિયાના ફળ સામે જોવાય જ નહિ. અને ક્રિયાના ફળ સામે ન જોવાયુ હોય ત્યા ખોટી ક્રિયા કેમ જ થઈ શકે?

એટલી ઉચ્ચ કોટીએ ગયેલા નિરાસકત સાધકોને એ સાધનાના માર્ગે અનેક પ્રકારના સાનુકૂળપ્રતિકૂળ નિમિત્તો આવી મળે છે તેવે વખતે પ્રતિકૂળ નિમિત્તોમા શાતિ જાળવવી, એ તેમને અસુલભ નથી પણ સાનુકૂળ નિમિત્તો સહેવા એ અતિ કઠિન છે. આ અફાટ વિશ્વમા અનેક પ્રકારની ઋદ્ધિ, સમૃદ્ધિ કે સિદ્ધિઓ પડી છે અને તે આવા સાધકને સહજ પ્રાપ્ત થાય છે પ્રથમ તો જગકલ્યાણના નિમિત્તે તે તેનો ઉપયોગ કરવા પ્રેરાય છે પરતુ ઊડે ઊડે રહેલુ આસકિતનુ બીજ એક યા બીજા પ્રકારે પોતાના માન, પ્રતિષ્ઠા કે વિલાસ પોષવા તરફ તેનુ વલણ કરી દે છે અને એવા કેક ઉચ્ચભૂમિકાએ પહોચેલા યોગી સાધકોના પણ પતન થઈ જાય છે આ એક વિશ્વસાગરની ઘૂમરી છે, તે ઘૂમરીમા સપડાયેલો સાધક મેળવેલા આધ્યાત્મિક જીવનનો કેટલીકવાર નાશ કરી નાખે છે

— આચારાગસૂત્ર 'નોધ' પા ૧૭૨

## ચિત્તના રોગ મટાડવા માટે બે માર્ગો

વિલાસમા કે કામભોગોમા સુખની પ્રાપ્તિ નથી જે આત્માનો સ્વભાવ છે તે મેળવવા માટે વહેલો યા મોડો જીવાત્માએ પુરુષાર્થ કરવો જ રહ્યો એ પુરુષાર્થ એટલે વિભાવિક તત્ત્વોના ત્યાગનો પુરુ-

કે પ્રતિષ્ઠામા ક્ષતિ પહોચશે, એવીએવી સમાજૈષણા કે લોકૈષણા ખાતર ડરીને જે પાપકર્મ નથી કરતા તેઓ આદર્શત્યાગી નથી જ્યાં સમતા છે, ત્યા જ ત્યાગ છે, જે ત્યાગમા નિર્ભયતા અને સ્વાભાવિકતા નથી તે ત્યાગ વિકાસમા ઉપયોગી નીવડતો નથી સમભાવની સિદ્ધિ એ જ ત્યાગનું ફળ છે

— આચારાગસૂત્ર પા ૯૦

## સાધકજીવનમાં સત્યાસત્ય-વિવેક

સાધક સત્યાસત્યની બહારની ભાજગડમા ન પડતા કેવળ આશયની પવિત્રતા પર વધુ લક્ષ આપે, એ યોગ્ય છે કારણ કે સાધકદશામા રહેલો માનવી સત્યાસત્યને પોતાની દૃષ્ટિથી જ માપતો હોય છે આથી ઘણીવાર એવું પણ બને કે જે એની દૃષ્ટિમા અસત્ય દેખાતુ હોય, તે સત્ય હોય અને સત્ય દેખાતુ હોય તે અસત્ય હોય. સારાશ કે સત્ય કે અસત્ય એ તેની દૃષ્ટિએ સાપેક્ષ છે નિશ્ચિત સત્યને તો પૂર્ણજ્ઞાનની દૃષ્ટિથી જ તોળી શકાય એ તોલ કાઢવાની બીજાના છાબડામા શકિત નથી હોતી અને ન હોઈ શકે, તોયે આખા જગતને જાણે ન્યાય આપી દેવા માટે પોતાને ન્યાયાધીશ તરીકે મોકલ્યો ન હોય, તેમ માનવ બીજાના ગુણદોષો જોયા કરે છે એટલુ જ નહિ પણ ઉપલક દૃષ્ટિએ જોયુ ન જોયુ ને ન્યાય આપી દેવા એ બહાર પડે છે

આનો અર્થ એ નથી કે સત્ય કે અસત્યને સાધકે તપાસ્યા વગર હાકયે રાખવુ આનો અર્થ એ છે કે–પોતે પોતા તરફ જ જોવુ જગતને જોવુ હોય તો તે પણ પોતા માટે, બીજા માટે નહિ. જે પોતાને જુએ છે તે જ જગતમાથી સાર ખેચી શકે છે સારાશ કે સાધક જગતના ગુણદોષો જોવાનુ છોડી દઈ અંતર શુદ્ધ કરે. જગત તો આરસી છે, તેમા જે કાઈ દેખાય છે તે પોતાનુ પ્રતિબિબ માત્ર છે જે જેવો હોય છે, તે તેવુ જગતમાથી જુએ છે અને મેળવે

જે લાલ રંગની શીશીમા પડેલુ સફેદ દૂધ રક્તવર્ણું છે તેમ ન કહી શકાય તેજ રીતે જે દૃષ્ટિથી મનુષ્ય બીજાને જુએ છે, તેવું જ તેને દેખાય છે આવી દૃષ્ટિમા પદાર્થ કે વ્યક્તિત્વ નથી દેખાતુ, ખોખુ જ દેખાય છે અને તે પણ પોતાની આખો પર જેવા ચશ્મા હોય તેવા રંગનુ

— આચારાંગસૂત્ર 'નોંધ' પા ૨૦૩

## વૃત્તિ-વિજયમાંજ સાચી વીરતા છે

વીરતાનો કોઇ અર્થ સમજ્યા વિના શરીરને પુષ્ટ કરવામા વીરતા માની બેસે છે, શરીરની પુષ્ટિમાથી વીરતા નથી જન્મતી, પણ વીરતા તો ચૈતન્યનો ગુણ છે બ્રહ્મચર્ય, સંકલ્પબળ અને વૃત્તિ-વિજય પર વીરતાનો આધાર છે સાચા વીરને માટે વૃત્તિવિજય એ જ સાચો વિજય છે આવો તે અહંકાર તથા કામવાસનાને જીતવા માટે શરીર અને મન બન્નેને દમે છે શરીર અને ઇંદ્રિયોનુ અતિપુષ્ટપણુ વારંવાર વૃત્તિને ઉશ્કેરી મૂકે છે એટલે આ રીતે કેવળ પૂર્વકર્મો જ નહિ બલ્કે નવા કર્મો કરી વિલાસમા સુખ માની વિલાસ વધારી મૂકવો એ આત્મવિશ્વાસની ત્રુટિનુ જ પરિણામ છે આત્મવિશ્વાસ ન હોય ત્યા ઉત્પન્ન કરવા માટે બાહ્યત્યાગની પણ આવશ્યકતા છે

સાધના અને સંયોગો સુંદર મળવા છતા જેણે વૃત્તિ પર કાબૂ ધર્યો નથી તે સાધક સાધનામા રમે તોપણ સફળ થઈ શકતો નથી યુગયુગના સતત પ્રયત્ન પછી જ જડશક્તિના પજેપજે થતા પરાભવને જીતવાનુ સામર્થ્ય પ્રાપ્ત થાય છે સાધનાનો માર્ગ જેટલો બહારથી સુંદર, સરળ અને સહજસાધ્ય લાગે છે તેટલો જ તે ઊંડે જતા કઠિન અને કપરો અનુભવાય છે છતાયે તે માર્ગે ગયા વિના ઇચ્છિતની પ્રાપ્તિ થતી નથી માટે વહેલામોડા પણ તે માર્ગે ચાલવાનુ જ રહ્યુ

—આચારાંગ સૂત્ર 'નોંધ' પા ૧૩૭

'થાર્થ. પણ જેમ દાક્તર દર્દીના રોગને સમજીને તેના આરોગ્ય માટે મેડિકલ અને સર્જીકલ એ જુદીજુદી રીતમાંથી દર્દીને યોગ્ય ગમે તે રીત અખત્યાર કરે છે તેમ ચિત્તના રોગ માટે પણ બે માર્ગ છે એક તો એ વિભાવિકતાને વધુ ઉત્પન્ન થવા દેતા પહેલા સર્જીકલ નીતિ મુજબ કાપીને ફેંકી દેવી, અને બીજી નીતિ રોગમાં રહેલા વિભાવિક તત્ત્વોને દૂર કરવા માટે એમની સામેના વિભાવિક–તત્ત્વોરૂપી દવાઓને નાખીને સ્વાભાવિકતાને ઉત્પન્ન કરવી જેમ આ બે માર્ગો છે, તેમ કા તો સાધક લોકસંસર્ગમા રહેવા છતા નિર્લેપ રહી સાધનામાર્ગમા આગળ ધપે છે અને એકાંત સેવી સીધો જ વિભાવિકતાને તોડતો તોડતો લોકસંસર્ગથી દૂર રહી સાધનામાર્ગે આગળ ધપે છે પરંતુ એ વાત તો નિશ્ચિત છે કે વહેલા યા–મોડા ભવે કે ભવાંતરે પણ જીવને તેના શુદ્ધસ્વભાવ તરફ ગયા વિના છૂટકો નથી. એટલે જેને આત્માના શુદ્ધસ્વરૂપનુ ભાન થાય એણે પ્રમાદી ન બનતા સંયમ-માર્ગમા સતત પ્રવર્તમાન થવુ અને જે એ માર્ગમાં હોય એણે પોતાનો રાહ ન ચૂકવો, એ હિતાવહ છે

— આચારાંગસૂત્ર 'નોંધ' પા ૮૫

## સાધક સિદ્ધાંત પર મક્કમ રહે

સિદ્ધાંત એટલે અંતઃકરણની ચોક્કસતા થયા પછી બંધાયેલી -માન્યતા સિદ્ધાંત આવે તો તેની પાછળ શકિત આવે અને અનુભવ થાય જ વૃત્તિવિજયના પ્રયોગ કર્યો વિના આ અનુભવ સહજલભ્ય નથી, તોયે તેમ કર્યે જ છૂટકો છે જ્યા સુધી પોતાના શુદ્ધ વિચારોની સ્વયંસ્ફુરણા અને તેને વિવેકબુદ્ધિપૂર્વક વળગી રહેવાની વફાદારી ન જાગે ત્યા સુધી તે સાધકના જીવનમાં સિદ્ધાંત, શકિત કે અનુભવ જાગૃત થાય નહિ અને સ્થિરતા વિનાના લોકોની જેમ એવો સાધક અહીંતહીં જ્યા નમાવે ત્યા નમે આ રીતે વિચારોની ચોક્કસતા એ :વિકાસનુ પ્રાથમિક ચિન્હ છે

— આચારાગ સૂત્ર 'નોંધ' પા. ૧૦૩

## એકચર્યા માટે ચેતવણી

એકચર્યા કરનારના માનસિક દુર્ગુણોનો જે ભડાર વર્ણવ્યો છે તે મનનીય છે ઘણી વખત ત્યાગી સાધકને બાહ્ય–નિમિત્તોદ્વારા કડવો અનુભવ થાય છે ત્યારે તે આખી દુનિયા ખરાબ છે, એમ માની તેથી અળગો થવા મથે છે અને તે એમ માને છે કે—જો હુ એકલો રહીશ તો આ બધી માયાજાળ મટી જશે આવા સાધકનુ મૂળ જ કાચુ છે એ ઉપાદાન અને નિમિત્તોનો સબધ સમજ્યો જ નથી 'નિમિત્તોનુ જોર ઉપાદાનને લઈને છે, સસાર અતરમા છે, બહાર માત્ર તેનુ પ્રતિબિબ છે, તેનુ તેને જ્ઞાન નથી એટલે એકડો ઘૂટનાર કરતાયે તેની નીચી કક્ષા છે છતા તેની ભૂલ એમ મનાવે છે કે હુ હવે થોડા જ વખતમા અદ્વિતીય મહાત્મા બની જઈશ જે કોઈએ નથી કર્યું તે હુ કરીશ એમ માને છે આનુ પરિણામ કેવળ અધ-પતનમા આવે છે અને વધુ દુ ખનો વિષય તો એ છે કે, તે એકલો બની જવાથી તે ભૂલને સુધારનાર મળવો પણ તેને દુર્લભ થઇ પડે છે સારાશ કે એકલીનતા ખોટી નથી પણ તેવુ એકાત એકલા કે અતડા પડી જવાથી પ્રાપ્ત થતુ નથી પરતુ વૃત્તિના વિજયથી પ્રાપ્ત થાય છે

—આચારાગસૂત્ર 'નોંધ' પા ૧૪૮

## વિશ્વ સાથે સાચું એકય અને ત્યાગની દશા

વિશ્વ સાથેનુ ઐક્ય એટલે 'यद्यपि शुद्ध लोकविरुद्ध नाकरणीयम् नाचरणीयम्' એટલે જગત શુ કહે છે? કેમ ચાલે છે? તેની ગાડે ગાડે ચાલવામા ડહાપણ છે, એવી દષ્ટિ નહિ જો કે કેટલાક ત્યાગી સાધકો પણ આવુ માની પોતાનુ ગાડુ ગબડાવ્યે જાય છે અને બાહ્ય રીતે એ પૂર્ણ ત્યાગી પણ દેખાય છે છતા બીજાની એટલે બીજા ગૃહસ્થોની શરમથી, પરસ્પરની એટલે સાધકોની પોતપોતામા શરમ લાગવાથી કે આ ક્રિયા જોઈ બીજાઓ મને નિદશે કે મારી પૂજા

કે પ્રતિષ્ઠામા ક્ષતિ પહોચશે, એવીએવી સમાજૈષણા કે લોકૈષણા ખાતર ડરીને જે પાપકર્મ નથી કરતા તેઓ આદર્શત્યાગી નથી જ્યા સમતા છે. ત્યા જ ત્યાગ છે, જે ત્યાગમાં નિર્ભયતા અને સ્વાભાવિકતા નથી તે ત્યાગ વિકાસમા ઉપયોગી નીવડતો નથી સમભાવની સિદ્ધિ એ જ ત્યાગનું ફળ છે

— આચારાગસૂત્ર પા ૯૦

## સાધકજીવનમાં સત્યાસત્ય-વિવેક

સાધક સત્યાસત્યની બહારની ભાંજગડમા ન પડતા કેવળ આશયની પવિત્રતા પર વધુ લક્ષ આપે, એ યોગ્ય છે કારણ કે સાધકદશામા રહેલો માનવી સત્યાસત્યને પોતાની દૃષ્ટિથી જ માપતો હોય છે આથી ઘણીવાર એવું પણ બને કે જે એની દૃષ્ટિમા અસત્ય દેખાતુ હોય, તે સત્ય હોય અને સત્ય દેખાતુ હોય તે અસત્ય હોય. સારાશ કે સત્ય કે અસત્ય એ તેની દૃષ્ટિએ સાપેક્ષ છે નિશ્ચિત સત્યને તો પૂર્ણજ્ઞાનની દૃષ્ટિથી જ તોળી શકાય એ તોલ કાઢવાની બીજાના છાબડામા શકિત નથી હોતી અને ન હોઈ શકે, તોયે આખા જગતને જાણે ન્યાય આપી દેવા માટે પોતાને ન્યાયાધીશ તરીકે મોકલ્યો ન હોય, તેમ માનવ બીજાના ગુણદોષો જોયા કરે છે એટલુ જ નહિ પણ ઉપલક દૃષ્ટિએ જોયુ ન જોયુ ને ન્યાય આપી દેવા એ બહાર પડે છે

આનો અર્થ એ નથી કે સત્ય કે અસત્યને સાધકે તપાસ્યા વગર હાકયે રાખવુ આનો અર્થ એ છે કે—પોતે પોતા તરફ જ જોવુ જગતને જોવુ હોય તો તે પણ પોતા માટે, બીજા માટે નહિ. જે પોતાને જુએ છે તે જ જગતમાથી સાર ખેંચી શકે છે સારાશ કે સાધક જગતના ગુણદોષો જોવાનુ છોડી દઈ અંતર શુદ્ધ કરે. જગત તો આરસી છે, તેમા જે કાઈ દેખાય છે તે પોતાનુ પ્રતિબિંબ માત્ર છે જે જેવો હોય છે, તે તેવુ જગતમાથી જુએ છે અને મેળવે

છે. લાલ રંગની શીશીમાં પડેલું સફેદ દૂધ રક્તવર્ણું છે તેમ ન કહી શકાય. તે જ રીતે જે દૃષ્ટિથી મનુષ્ય બીજાને જુએ છે, તેવું જ તેને દેખાય છે. આવી દૃષ્ટિમાં પદાર્થ કે વ્યક્તિત્વ નથી દેખાતું, ખોખું જ દેખાય છે અને તે પણ પોતાની આંખો પર જેવા ચશ્માં હોય તેવા રંગનું.

— આચારાંગસૂત્ર 'નોંધ' પા. ૨૦૩

## વૃત્તિ-વિજયમાંજ સાચી વીરતા છે

વીરતાનો કોઈ અર્થ સમજ્યા વિના શરીરને પુષ્ટ કરવામાં વીરતા માની બેસે છે, શરીરની પુષ્ટિમાંથી વીરતા નથી જન્મતી, પણ વીરતા તો ચૈતન્યનો ગુણ છે. બ્રહ્મચર્ય, સંકલ્પબળ અને વૃત્તિ-વિજય પર વીરતાનો આધાર છે. સાચા વીરને માટે વૃત્તિવિજય એ જ સાચો વિજય છે. આવા તે અહંકાર તથા કામવાસનાને જીતવા માટે શરીર અને મન બન્નેને દમે છે. શરીર અને ઇંદ્રિયોનું અતિપુષ્ટપણું ઘણીવાર વૃત્તિને ઉશ્કેરી મૂકે છે. એટલે આ રીતે કેવળ પૂર્વકર્મો જ નહિ બલકે નવાં કર્મો કરી વિલાસમાં સુખ માની વિલાસ વધારી મૂકવો એ આત્મવિશ્વાસની ત્રુટિનું જ પરિણામ છે. આત્મવિશ્વાસ ન હોય ત્યાં ઉત્પન્ન કરવા માટે બાહ્યત્યાગની પણ આવશ્યકતા છે.

સાધના અને સંયોગો સુંદર મળવા છતાં જેની વૃત્તિ પર કાબૂ થયો નથી તે સાધક સાધનામાં મેમ તોપણ સફળ થઈ શકતો નથી. યુગયુગના સતત પ્રયત્ન પછી જ જડવૃત્તિના પળેપળે થતા પરાભવને જીતવાનું સામર્થ્ય પ્રાપ્ત થાય છે. સાધનાનો માર્ગ જેટલો બહારથી સુંદર, સરળ અને સહજસાધ્ય લાગે છે તેટલો જ તે નિકટ જતાં કઠિન અને કપરો અનુભવાય છે. છતાંયે તે માર્ગે ગયા વિના સિદ્ધિની પ્રાપ્તિ થતી નથી. માટે વહેલામોડા પણ તે માર્ગે ચાલવાનું જ રહ્યું.

—આચારાંગ સૂત્ર 'નોંધ' પા. ૧૩૭

## સાધક સહજસમતા સાધે !

પ્ર અગવડોમા માણસ ઊચે ચઢે છે તો સગવડોમા પણ ઊચે કેમ ન ચઢે ? માનો કે આપણે અગવડોને આવકારીએ તેમ છતા સગવડો સહેજે મળી જાય તો શો વાધો ?

ઉ "મુસ્કેલીઓ જ મહાપુરુષોને સર્જી શકે છે" એ સર્વ-સામાન્ય સૂત્ર છે રામ, બુદ્ધ, મહાવીર એ બધા જ ત્યાગમાર્ગે જઈને જ મહાન બન્યા છે આમ છતા શ્રીકૃષ્ણ અને શ્રી જનક મહારાજા જેવા અપવાદો પણ હોઈ શકે છે 'સગવડો સહેજે મળે છે' એ માન્યતામા કેટલીકવાર આસક્તિવાળી દલીલો કામ કરતી જણાય છે, માટે ચેતતા રહેવુ જોઈએ સુખસમયમા માણસ છકી ન જાય, તેટલી હદની સહજસમતા જેણે સિદ્ધ કરી લીધી હોય તેમની વાત અલગ છે, પરતુ આવી સહજસમતા કરોડોમા કોઈકને જ સાપડી શકે આજે તો અગવડો ન હોય તોય સગવડોને ત્યાગીને અગવડાને આવકારવી તે જ સાચો માર્ગ ગણીને ચાલવુ જોઈએ

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' ૧–૧–૫૨

## સ્થિતાત્મસાધકની પ્રવૃત્તિ પણ નિવૃત્તિલક્ષી હોય છે

"ક્રિયાનો કર્તા જ ક્રિયાના ફળનો ભોક્તા છે" એ વિશ્વનો અતૂટ સિદ્ધાત છે એમા કોઇને માટે અપવાદ નથી પણ ફળની અપેક્ષા છોડનાર ફળને પચાવી શકે છે એટલે કે ક્રિયાનુ ફળ શુભ મળો કે અશુભ મળો, એ બન્ને સ્થિતિમા એ સમભાવે રહી શકે છે—સમાન સ્થિતિ રાખી શકે છે કથિતાશય પણ એટલો જ કે, આ એક નિરાસકિતનો જ પ્રકાર છે. આવી દશામા વર્તતા સાધકને સ્થિત-પ્રજ્ઞમુનિ કે જૈન પરિભાષામા સ્થિતાત્મ તરીકે ઓળખવામા આવે છે પણ એની પ્રવૃત્તિમા ફેર એટલો જ કે એવા યોગી સાધકની પ્રવૃત્તિ બધનકારક હોતી નથી, કારણ કે એમા આસકિતનુ તત્ત્વ નથી હોતુ અને એથી જ એ સત્પ્રવૃત્તિ છે એ પ્રવૃત્તિ હોવા છતા

એની જગ્યાના નિવૃત્તિમાં થાય છે. આવા સાધકનું લક્ષ્ય આત્માભિમુખ જ રહે છે. આ રીતે આત્માભિમુખવૃત્તિવાળા એ સાધકની પ્રવૃત્તિમાં જગતકલ્યાણ અને સંયમ એ બન્ને હેતુઓ જળવાઈ રહે છે.

—આચારાંગસૂત્ર 'નોંધ' પા. ૨૭૩

## સાધક માટે પ્રવૃત્તિનિવૃત્તિનું રહસ્ય

'મુક્તિ તો નિવૃત્તિથી જ મળે' એ સૂત્રનો આશય ન સમજનારા જે સાધકો નિવૃત્તિ એટલે કશું ન કરવું એવી એકાન્ત અને રૂઢ માન્યતા પકડી બેઠા છે તેમજ તે માન્યતાને લીધે જેઓ 'પાપ, પાપ' શબ્દથી ડરીને સત્પ્રવૃત્તિથીયે ડરીને દૂરદૂર નાસતા ફરે છે, તેમને માટે અહીં માર્ગદર્શન છે. પ્રવૃત્તિ કે નિવૃત્તિનો સંબંધ મુખ્યત્વે આન્તરિક સામગ્રી પર અવલંબે છે એનું જેમને ભાન નથી હોતું, એવા સાધકોના સંબંધમાં જ પ્રાયઃ આમ બને છે. અયથાર્થ નિવૃત્તિ પ્રવૃત્તિના પાપ કરતાં વધુ પતન કરાવે છે. એ આળસ અને જડતા વધારે છે. કારણ કે ચંચળ મન અભ્યાસ વિના નિવૃત્ત રહી શકતું જ નથી. દેહ નિવૃત્ત હોય તે વખતે એનો દુષ્ટ વેગ ઊલટો વધુ જોર પકડે છે. આથી, ઉપલી માન્યતાને અવાસ્તવિક ઠરાવી છે કે સત્પ્રવૃત્તિ સાધનામાર્ગમાં જરાય બાધક નથી, બલ્કે તે ઉપકારી છે, અને જ્યાં જીવન છે, ત્યાં પ્રવૃત્તિ અનિવાર્ય પણ છે—માત્ર એટલું સ્મરણ રાખવું ઘટે કે પ્રવૃત્તિમાં વિવેકબુદ્ધિ ને નિઃસ્વાર્થતા તેમજ સંયમનું વલણ હોવું જોઈએ અને તો જ એ પ્રવૃત્તિ સાત્ત્વિક નીવડે. અન્યથા તે પતનકારી બને.

—આચારાંગસૂત્ર 'નોંધ' પા. ૨૭૩

## કાયોત્સર્ગનું રહસ્ય

એક સ્થાને ઊભા રહી કાયોત્સર્ગ કરવાનું શરીરને કસવાની દૃષ્ટિએ છે. આ બધા પ્રયોગો ખૂબ ઉપયોગી નીવડે છે, સાધકને વધુ-

વાર પતનમાંથી ઉગારી લે છે છતાં આટલું કર્યે પતી જતું નથી બહારના ઉપચારોથી વિષયોનું શમન થાય, તે ન પીડે એવું બને, તોય તેથી વાસનાનો વિજય પ્રાપ્ત થાય તેવી નિશ્ચિતતા નથી એટલે સ્થાનાન્તર કરવાનું સૂચવ્યું છે તેમાં બે દૃષ્ટિબિંદુઓ છે એક તો ઘણીવાર અમુક સ્થાનો જ એવાં હોય છે કે મનુષ્ય પર ત્યાંના પ્રબળ આંદોલનોની અસર પડે છે ત્યાગી તત્ત્વજ્ઞાની કે ચિંતનશીલ પુરુષોનું રહેવાનું જ્યા બહુ બન્યું હોય ત્યાંનું વાતાવરણ ત્યા બેસનાર કે રહેનાર પર તેની તેવી અસર ઉપજાવ્યાના અનુભવો થાય છે. તે જ રીતે ખરાબ વાતાવરણની પણ તેવી ખરાબ અસર પડ્યા વિના રહે નહિ- અને બીજું તે સ્થાનમા વાસનાને ઉત્તેજિત કરે તેવા બાહ્ય નિમિત્તો હોય તોયે બાધાકર નીવડે આ બન્ને દૃષ્ટિએ સ્થાન–પરિવર્તન આવશ્યક છે અને તેથી લાભ પણ થાય છે, એ સ્વાભાવિક છે.

—આચારાગસૂત્ર 'નોંધ' પા. ૧૮૯

## સામાન્ય સાધકો માટે માત્રાનુસાર સાધના ઈષ્ટ છે.

જેમ માત્રાની દવાઓ પુષ્ટિકારક હોય છે અને માયાળુ વૈદ્ય પોતાના પ્રિય દર્દીને જલદી શક્તિમાન થવા ઇચ્છે છે, તોયે તે દર્દીની હોજરી બરાબર જીરવી શકે ત્યારે જ એને આપી શકે અને ત્યારેજ એને ફાયદો પડતો થાય આમા જેટલી ઉતાવળ તેટલું દર્દીને દુ ખ થવાનો સંભવ વિશેષ આ વાત અનુભવસિદ્ધ હોવાથી હિતૈષી વૈદ્ય દર્દી ઉતાવળ કરે તોયે આવી ભૂલ કરતા નથી તેમ જ્ઞાનીપુરુષોએ પણ સાધકો પ્રત્યે તેટલું અને તેવું જ લક્ષ આપવું ઘટે આ જ દૃષ્ટિબિંદુએ જ્ઞાની પુરુષો એવા સાધકોને માટે અમુક જ સ્થાન નિયત કરી નિયમબદ્ધતા યોજી દે છે અને એમની પ્રત્યેક પ્રવૃત્તિ પર પછી પણ દૃષ્ટિપાત કરતા રહે છે અમુક સાધકો એ કોટિના હોય છે કે જેઓ કાયમ ગુરુઆજ્ઞામા ટકી રહે છે.

—આચારાંગસૂત્ર 'નોંધ' પા. ૨૫૩

## સાધકજીવનમાં પતનનો અવસર

કેટલાક સાધકો પોતાની વૃત્તિના બંધનમા જકડાઈ જાય છે અને તેથી જ કેવળ ઉદ્ધત બની ઊલટી પ્રવૃત્તિમા પડી જાય છે આ એક પ્રકારના પતનનો જ માર્ગ છે અને એવા સાધકોને એ વધુ પીડે છે વધુ એટલા માટે કે એવા સાધકોનુ શાસ્ત્રીય જ્ઞાન કેવળ વાચાળતારૂપે પરિણમવાથી તેઓ જ્ઞાનનો વેપાર કરવા મડી પડે છે અને બીજાઓને સંબોધી બ્રહ્મચર્ય, સયમ, ત્યાગ, તપ, અર્પણતા એવા એવા અનેક વિષયો પર સુદર વક્તવ્ય કે લખાણ કરવા છતા પોતાના જીવનમા ઉતારવાનુ ભૂલી જાય છે આવા સાધકો જગતની દૃષ્ટિએ ત્યાગી કે સયમી દેખાય છે, બહારની પૂજા, પ્રતિષ્ઠા અને સન્માન મેળવી શકે છે, પણ આત્માના સન્માન પામી શકતા નથી આખરે તો એમને પટકાઈને પણ સન્માર્ગે વળવુ જ પડે છે

—આચારાગસૂત્ર નોંધ' પા ૨૫૩

## કુદરતના અચલ કાયદાપર દૃઢ વિશ્વાસ જ સાધકજીવનનો પાયો છે

કુદરતના અચળ કાયદાની સાચી પ્રતીતિ નથી થઈ ત્યા સુધી જ સાધક પોતાના સ્વાર્થ માટે પુરુપાર્થનો દુરુપયોગ કરે છે વેડફે છે, બીજાને હણે છે અને પોતે હણાય છે હિંસા અને મૃષાનુ મૂળ નૈસર્ગિકતાનો અવિશ્વાસ જ છે

જ્યા સુધી કુદરતના અચળ કાયદા પર સાધક વિશ્વાસુ ન બને ત્યા સુધી તે બીજાનુ ભલુ કરવાના કોડ સેવે તોયે તે કોડ પૂર્ણ થઈ શકે નહિ જે જે ક્ષેત્રમા તે પ્રવેશે તેમા તેમા તેનુ અભિમાન તેને સતાવ્યા કરે આ દૃષ્ટિબિંદુ ન સમજાયુ હોય ત્યા સુધી જ દાન અને પરોપકારની મહત્તા છે સયમીનો સયમ જે સ્વ અને પરનુ કલ્યાણ સાધે છે તે દાન કે પરોપકાર નથી સાધતો આથી જ પ્રથમ દાન, પછી પરોપકાર અને ત્યારબાદ સયમનુ ઉચ્ચ સ્થાન કલ્પાયુ છે

સંયમમા કષ્ટ આવે તે સાધકને દુખરૂપ નથી લાગતા, એનુ

## સાધક વિભિન્નતા જોઈ મૂંઝાય નહિ

પ્રાણીમાત્રના આશયો જ્યા ભિન્નભિન્ન છે ત્યા ક્રિયાની ભિન્નતા હોવી સ્વાભાવિક છે પણ જે કોઈ જિજ્ઞાસુ કે મુમુક્ષુ સત્યમાર્ગે જવા સારુ તૈયાર થઈ ગયો છે તેને બીજા મુમુક્ષુઓ એટલે આ માર્ગને બદલે બીજા માર્ગે જનારાઓ—જેમકે કર્મમાર્ગ, જ્ઞાનમાર્ગ, ભક્તિમાર્ગ કે એવા હજારો મતો, પંથો અને સંપ્રદાયો, જે ભિન્ન ભિન્ન માર્ગો દેખાય છે તેવા હજારો માર્ગમાથી ગમે તે માર્ગો લેનારાઓ, ગમે તે પંથના પથિકો, એ સર્વે કહે છે કે તમે જે માર્ગ સ્વીકાર્યો હોય તે ભલે રહ્યો, પણ તે માર્ગને વફાદાર રહેજો તમારી શકિત તેમા પૂર્ણ જોશથી અજમાવજો એને ગુંગળાવશો નહિ અનુભવ પણ એવો છે કે એમાથી પણ સાચો રાહ પ્રગટે છે,

—આચારાગસૂત્ર 'નોધ' પા ૧૬૮

## સાચો લોકતત્ત્વજ્ઞ કોણ?

લોકનું તત્ત્વજ્ઞાન સમજવુ, સંયમમાર્ગમા મન, વાણી અને કર્મને જોડી દેવા, નિમિત્ત મળવા છતા સંયમમા કટાળો કે વિષયોમા રાગ ન ધરવો અર્થાત્ સમસ્થિતિમા રહેવું તથા તપસ્વી જીવન ગાળવું એ જ વીતરાગની આજ્ઞાનુ પાલન કર્યું ગણાય વિજ્ઞાનનો આમા બહુ સુંદર અર્થ છે જેણે જગતના બનાવો, પદાર્થો અને અવયવોને ઊડાણથી નિહાળ્યા છે તથા તેમા રહેલા ભિન્નભિન્ન તત્ત્વોને વિવિધ દૃષ્ટિબિંદુથી અવલોકયા છે એવો સાધક સાચા તત્ત્વને સમજી શકે, અને પચાવી શકે અને તેજ વસ્તુને તેના સત્ય સ્વરૂપે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવની અપેક્ષાએ બીજાની પાસે રજૂ કરી શકે

—આચારાગસૂત્ર 'નોધ' પા [illegible]

## આંતરિક બળ ખીલવવાનો માર્ગ

આતરિક બળ પાપપ્રવૃત્તિથી નિવર્ત્યા વિના ખીલી શકે જ નહિ

ઉપયોગની શૂન્યતામાં અધર્મ છે આથી પાપ-પ્રવૃત્તિથી નિવર્તવું એટલે ઉપયોગમય જીવન જીવવું અને ઉપયોગમય જીવન એટલે ધ્યેય-યુક્ત જીવન સમજવાનું છે આવા સાધકને જે સાધનો મળ્યાં છે તો સાધનોને ઉપયોગી સામગ્રી મળી જ રહેવાની છે એવો સાધક કુદરતના અચળ સિદ્ધાંત પ્રત્યે વિશ્વાસુ હોઈ શકે સંયમમાં રહી શકે અને સાધનો પર સાધનનિષ્ઠા હોવા છતાંયે નિર્મોહ રહી શકે

—આચારાંગસૂત્ર નોંધ પા ૧૫૨

## સમયજ્ઞ સાધક કાળ જોઈને જ કાર્ય કરે

સાધકે કાળ જોઈને જ કાર્ય કરવું જોઈએ એક કાળે જે કાર્ય કોઈ માટે આચરણીય હોય છે તે જ કાર્ય બીજા કાળમાં ત્યાજ્ય થઈ જાય છે જો કાળને ન ઓળખે તો તે કાર્ય દુષ્ક્રિય થઈ અનિષ્ટ ઉત્પન્ન કરે વળી પોતાની શરીરશક્તિ જોઈને જ યોગ્ય રૂપે ધર્માચરણ કરવું તેમ પણ અહીં કહ્યું છે

—આચારાંગસૂત્ર નોંધ પા ૫૬-૫૭

## સ્વચ્છંદતા અને સ્વતંત્રતામાં ફેર

સ્વચ્છંદતા એ સાધક-જીવનનું જીવલેણ દર્દ છે ઘોર પતન છે સ્વતંત્રતા પ્રકૃતિ અને વૃત્તિના નિયંત્રણથી જન્મે છે સ્વચ્છંદતા પ્રકૃતિની પરાધીનતામાંથી જન્મે છે સ્વતંત્રતામાં પ્રકૃતિ આત્માને અધીન રહે છે જ્યારે સ્વચ્છંદતામાં આત્મા પ્રકૃતિને અધીન રહે છે. સ્વતંત્રતામાં નિયમિતતા. વ્યવસ્થિતતા અને વિવેકબુદ્ધિ હોય છે જ્યારે સ્વચ્છંદતામાં ઉચ્છૃંખલતા અનિયમિતતા અને જડતા હોય છે સ્વતંત્રતામાં વિકાસ છે સ્વચ્છંદતામાં વિનાશ છે

—આચારાંગસૂત્ર પા ૧૬૭

## સત્યાર્થી સાધક પોતાની શક્તિ છુપાવે નહિ

વીર્યને છુપાવવું એટલે શક્તિ ગૂંગળાવવી શક્તિ તો જીવ

વાદ એ બે દૂષણો છે અને બીજુ પોતાનુ પાપ છુપાવે છે તે દોષ છે. પાપ કરનાર કરતા, પાપ કરીને છૂપાવનાર વધુ દૂષિત છે એટલુ જ નહિ પણ પ્રથમનો સાધક સુધરે છે, જ્યારે બીજાને તો સુધારવાનો અવકાશજ બહુ અપવાદરૂપે હોય છે મહાપુરુષોનો નિત્યસગ પણ તેવા સાધકને ઉપકારક થતો નથી, કારણ કે જેઓ અજ્ઞાન ને અજ્ઞાનરૂપે અંદર જાણવા છતા બહાર જ્ઞાની હોવાનો દભ કરે છે, તેઓ ભયકર ગુનેગાર છે આવા સાધકોનુ દર્દ લગભગ અસાધ્ય જેવુ છે આવા સાધકો માત્ર ચારિત્રભ્રષ્ટ જ નહિ બલકે જ્ઞાન અને દર્શનથી પણ ભ્રષ્ટ થાય છે.

—આચારાગસૂત્ર 'નોધ' પા ૨૫૬

## નિમિત્ત અને ઉપાદાનમાં કોનું સ્થાન ક્યાં અને કેટલું?

જ્યારે ધર્મમા કે વ્યવહારમા નિમિત્તોને જ મહત્ત્વ અપાય અને એ મહત્ત્વ પણ એટલુ વધી જાય કે તેમા ઉપાદાનને તો લગભગ ભૂલી જ જવાય, ત્યારે ધર્મ જીવનવ્યાપી ક્ષેત્રને બદલે કર્મકાડો, શુષ્કત્યાગ અથવા એવા જ કઇ બાહ્ય આચરણમા સમાપ્ત થઇ જતો હોય એમ દેખાય છે વાસ્તવિક રીતે જોતા કર્મકાડ તો માત્ર નિમિત્તપૂરતા છે અને તેમનો હેતુ ઉપાદાન (અતકરણસ્થિત સસ્કારો)ની શુદ્ધિઅર્થે હોવો ઘટે જે નિમિત્તો ઉપાદાનની શુદ્ધિમા ઉપયોગી ન નીવડતા હોય તે નિમિત્તોને મહત્ત્વ આપવું નિરર્થક ગણાય સાગશ કે બહાર દેખાતો સસાર એ સંસાર નથી, પણ સંસાર તો અતરની વાસનામા છે એટલે બાહ્ય સસાર એ કાળો કોલસો નહિ, પણ એનો જેવો જે ઉપયોગ કે દુરુપયોગ કરી શકે તેટલી અને તેવી તેના ઉપાદાનની શુદ્ધિઅશુદ્ધિ માટેનુ માત્ર નિમિત્ત બને, એટલુ જ વિચારવુ રહ્યુ

વિશ્વમા એક પણ નિરર્થક વસ્તુ નથી પદાર્થમાત્રમાથી જ્ઞાન મળે છે. એક જ પદાર્થ એકને અમૃતરૂપ બને છે અને બીજાને ઝેર

પણ બની જાય છે મિથ્યાદૃષ્ટિ જીવ જ્યા જ્યાં પાપના પોટલા બાંધે છે, ત્યા જ સમ્યકૃદૃષ્ટિ જીવ કર્મ બાધવાને બદલે છોડે છે કોશા જેવી લાવણ્યવતી અને ચતુર વેશ્યાના વિલાસગૃહમા લાબા કાળ સુધી આંકાગત્ર વસવા છતા શ્રી સ્થૂલિભદ્ર નિર્વિકાર રહ્યા એક તરફ વિકારોત્તેજક વાસનાનુ તીવ્ર વાતાવરણ અને બીજી તરફ શાંતમૂર્તિ યોગીશ્વરની અડગતા એ બન્નેના ઉગ્ર દ્વંદ્વમા આખરે યોગી જીત્યા ને વેશ્યા પર પોતાના સચ્ચારિત્રની અખડ છાપ પાડી આ રીતે કર્મબધનના સ્થાનમા કર્મબધન તોડ્યા એવા ઉલ્લેખ જૈનગ્રથોમા મળે છે તે જ રીતે કેટલાક જીવો એવા પણ હોય છે કે જે ઉત્તમ પ્રકૃતિના પવિત્ર વાતાવરણમા પણ પોતાના ગદી વાસનાના પ્રબળ-પણાથી—પાપિષ્ટ વૃત્તિથી કર્મના તીવ્ર બધન બાધે છે

સારાશ કે નિમિત્તો કરતા ઉપાદાનનુ પ્રાબલ્ય છે જેનુ ઉપાદાન પવિત્ર છે, તેને નિમિત્તો ગમે તેવા મળે તોયે તેની પવિત્રતા જશે નહિ, પણ જેનુ ઉપાદાન અપવિત્ર હશે, તે પવિત્ર નિમિત્તોમાથીયે પતન પામશે આથી સાધક ઉપાદાનને પવિત્ર બનાવવાનો પ્રત્યેક સાધનામા પ્રયત્ન કરવો અને તે જ ક્રમે આગળ વધવુ ઘટે પરતુ આ ઉપરથી નિરાસક્તિ કેળવીએ તો કર્મબધનના સ્થાનમા તટસ્થ, મધ્યસ્થ કે સમ-ભાવી રહી શકાય છે એમ માની કોઈ સાધક પોતાની કસોટી માટે સ્વય તેવા સ્થાનમા જવાનુ સાહસ ન કરે, કારણ કે નિરાસક્તિ વદવામા જેટલી સરળ છે તેટલી આચરણીયતામા વિકટ છે

—આચારાગ 'નોધ' પા ૧૨૧

## નિષ્પરિગ્રહી બનવા માટે બાહ્યપરિગ્રહત્યાગ જરૂરી છે

પરિગ્રહનો સપર્ક રાખીને નિષ્પરિગ્રહીવૃત્તિ કેળવાઈ શકતી નથી એટલે નિષ્પરિગ્રહી વૃત્તિ કેળવવા માટે બાહ્ય પદાર્થોનો પરિગ્રહ, તે પર થતો મોહ અને આકર્ષણ સૌથી પ્રથમ તકે છોડવા જરૂરી છે જેમ કોઈ અગ્નિને હાથમા રાખી ઠડક મેળવવાની ઈચ્છા રાખે કે ઠડીના

-જાપ જપે તોપણ ઠંડક ન થવી અને અગ્નિની ઉષ્ણતા સહવી તેને માટે અનિવાર્ય છે તેમજ જે સાધક પરિગ્રહના અગ્નિને સાથે રાખીને નિરાસક્તિની ઠંડક શોધે છે તે નિષ્ફળતા અનુભવે છે

ઘણીવાર એવુ બને છે કે એ પરિગ્રહ પાછળ તેનો આશય નીચ, ક્ષુદ્ર કે સ્વાર્થી નહિ પણ ઉચ્ચ, ઉદાર અને પરમાર્થી દેખાતો હોય, માત્ર પરોપકાર અને પરમાર્થ ખાતર તે પદાર્થોનો સગ્રહ કરતો હોય તોયે તેની પાછળ છુપાયેલી પરિગ્રહવૃત્તિ ફૂલીફાલી આખરે ઉન્નતિ અને યશના શિખરે ચડેલા એ સાધકને પાડવામા મદદરૂપ બનવાનો -સભવ રહે છે એટલેજ નિષ્પરિગ્રહવૃત્તિ કેળવવા માટે બાહ્ય ત્યાગની આવશ્યકતા છે પછી ભલે તે ગૃહસ્થ સાધક હો દરેકને પોતાની યોગ્યતા અને શકિત મુજબ પદાર્થત્યાગ કરવો ઉપયોગી નીવડે છે જો કે એ આવશ્યકતા સૌને અનિવાર્ય છે એમ જાણ્યા પછી પણ બાહ્ય ત્યાગની ભાવના પ્રગટવી એ કઈ સહજ વસ્તુ નથી કારણ કે પોતે જે કઇ ઇચ્છે છે તે બાહ્યપદાર્થોમા છુપાયુ છે એવો ઘણા કાળનો જીવનો અભ્યાસ છે એટલે એ કેમ છૂટે? તેનો ઉપાય વિચાર અને વિવેક છે

—આચારાગસૂત્ર 'નોધ' પા ૧૬૧

## લોકભયથી સાધક સત્યને છોડે નહિ

એક જ ક્રિયાપરત્વે વિવિધ અભિપ્રાયો બાંધી લેવા અને મત -જાહેર કરી દેવો એ રીતે જનતાનું માનસ ઘડાયુ હોય છે, એટલે તે તરફ જોનાર સાધકનુ માનસ પણ તેવુ જ ચંચલ અને ભીરુ બની રહે છે આવો સાધક પ્રત્યેક ક્રિયામા લોકોથી જેટલો ડરે છે તેટલો આત્માથી ડરતો નથી દભ, પાખડ અને આત્મવચનાનો પ્રારભ આવા સંયોગવશ જ જન્મે છે સાધકને પ્રથમ પ્રથમ તો આ સ્થિતિ સાલે છે તેનાથી દૂર રહેવા તેનું માનસ બળ પોકારે છે પરંતુ સમાજ કે જનતાની વચ્ચે તેની પ્રતિષ્ઠા બંધાયેલી જે તેણે માની લીધી છે

તે જ તેના પગની બેડી બની વિકાસને રોધે છે આ જ દૃષ્ટિએ લોક-સંજ્ઞાનો ત્યાગ કરવાનું અનુભવી પુરુષોએ ઠેરઠેર સૂચવ્યું છે એકાન્ત-વૃત્તિ, ધ્યાન, પ્રતિક્રમણ એવી એવી ક્રિયાઓ યોજી અધ્યવસાયો (વૃત્તિઓ તરફના સંકલ્પવિકલ્પો) ના સમાધાન અર્થે તેનો ઉપયોગ બતાવ્યો છે

—આચારાંગસૂત્ર 'નોંધ' પા ૧૭૦

## સાધનામાં રસ નથી એવા સાધકોની દશા

જેઓ સંયમ પાળવાની વૃત્તિથી વિમુખ થઈ ગયા હોય છે, કંટાળી ગયા હોય છે, આવા સાધકો પોતાના શાસનની નિંદા થશે કે પોતે સાધકપણા છોડી દેશે તો સમાજ પોતાને નિંદશે એવા ભયથી જ જેમ ગળિયા ગાડાને જૂંસરેલ બળદ હાંકે તેમ સાધકપણાને હાંકે જાય છે તેમનું અંતર ત્યાગમાં તન્મય થતું નથી અને એથી એમને માટે ત્યાગી જીવન એ એક કંટાળાભરેલી વસ્તુ બની જાય છે જોકે આવા સાધકો સમાજ કે ધર્મને લાંછન લાગે તેવું કાર્ય કરતા નથી, પરંતુ તેમનો જીવનરસ સુકાઈ ગયો હોવાથી તેઓ પોતાનું વ્યક્તિગત કે સમાજગત હિત પણ સાધી શકતા નથી, એટલે કે માત્ર શુષ્ક જીવન પસાર કર્યે જાય છે આ સ્થળે એમ કહેવું પ્રાપ્ત થાય છે કે આવા સાધકોમાંય રસ લાવવાની શક્યતા તો છે જ, માત્ર સમાજમાં ઉદારતા હોવી ઘટે એથી જ આવા સાધકવર્ગની સ્થિતિ બીજા બધા સાધકો કરતાં વધુ વિચારણા માગે છે

—આચારાંગસૂત્ર 'નોંધ' પા ૨૫૭

## ઉપયોગશૂન્યતા પાપ છે !

ક્રિયાથી ધર્મિષ્ઠ ગણાતો છતાં જે સાધક જીવનવ્યવહારમાં ઉપ-યોગશૂન્ય દશાએ વર્તે છે તેનું જીવન પાપમય છે પ્રમાદ એ જ પાપ ઉપયોગશૂન્ય જીવન એ જ પાપ જ્યાં ઉપયોગશૂન્યતા છે, ત્યાં નિવૃત્તિને

ઓઠે આળસ અને વિલાસ પોષાય છે, અને જ્યાં ઉપયોગમય દશા વર્તે છે, ત્યા ક્રિયાપરતા હોવા છતા નિવૃત્તિ છે

—આચારાગ 'નોધ' પા ૧૫૮

## મુક્તિ કે સુખપ્રાપ્તિ પોતાના જ હાથમાં છે.

મુક્તિ કે સ્વર્ગની ચિઠ્ઠી આપી દેવી એ બીજા કોઇના સામર્થ્યની વાત નથી આપ્ત પુરુષ હોય, સર્વજ્ઞ હોય અથવા ગત કે મુક્ત પુરુષ હોય, તો માત્ર એટલું જ કહી શકે કે આ માર્ગ નિષ્કંટક છે. એવો મને અનુભવ છે, એ માર્ગે જવામા સુખ અને શાતિ અમે વેદ્યા છે પછી એ માર્ગે ચાલવું કે ન ચાલવું તે ક્રિયા તો સાધકના પોતાના જ હાથમા છે તેને ચાલવું હોય તો બહાર એવી કોઈ શક્તિ નથી કે તેને અટકાવી શકે માર્ગદર્શકનું આથી વધુ મહત્ત્વ જીવનવિકાસમા સમજવું એ ભૂલ છે

—આચારાગ 'નોધ' પા ૧૫૭

## સાચો તત્ત્વજ્ઞ કોણ ?

માત્ર જ્ઞાનની અને તત્ત્વની વાતો કરનારા જ તત્ત્વજ્ઞ, તત્ત્વદર્શી, ત્યાગી કે તારક કહેવડાવી શકે નહિ, તેમનુ વર્તન અને ચારિત્ર પણ તદનુસાર હોવા જોઇએ ત્યારે જ તેમને સાચા તત્ત્વદર્શી, ત્યાગી અને સસારના તારક તરીકે ગણી શકાય

—આચારાગ 'નોધ' પા ૬૬

## સાધકની દયાની ક્રિયા આત્મરક્ષાર્થે હોય છે

જ્યા લાગણીનુ તત્ત્વ છે ત્યા દયા હોય અને લાગણી તો પ્રત્યેક જીવમા છે જ. એટલે દયા એ તો પ્રત્યેક જીવના સ્વભાવ સાથે સંકળાયેલી વસ્તુ છે. સાધક એ સ્વભાવ તરફ વધુ ઢળે અને પ્રત્યેક ક્રિયામા વિવેકબુદ્ધિપૂર્વક તેનો ઉપયોગ કરે. એ જ એની વિશેષતા જોકે જેમજેમ સાધક વિકસે તેમતેમ તેની દયાના સ્વરૂપમા અને

ક્રિયામા પણ પલટો થાય એ બનવાજોગ છે અને એ વાતની "દાન-ગતિ-રક્ષણ-હિંસા-દાનેષુ' એવા દયધાતુના વિવિધ અર્થો પ્રતીતિ પૂરે છે તે જ રીતે સ્વદયા, પરદયા અને એવા દયાના ભેદોનુ પણ એ જ રહસ્ય છે

દયાની પ્રાથમિક ભૂમિકા અપણભાવ ઉત્પન્ન કરે છે સાધકની પાસ જે સાધના હોય તે દ્વારા તે બીજાના પ્રતિ અનુકપાભાવે પ્રેરાય છે અને કઈપણ અર્પી છૂટુ એવી ભાવના તેને એવી ક્રિયા કરાવી નાખે છે, કે જે ક્રિયાને આપણે દયા તરીકે ઓળખીએ છીએ જેણે માનવતા પ્રાપ્ત કરી હોય તે આમ કર્યા વિના રહી જ કેમ શકે?

પછી જેમ જેમ તે આગળ વધે છે તેમતેમ 'હુ બીજા માટે બીજાની દયા કરુ છુ' તે ભાવ ન રહેતા 'હુ જે કઈ અનુકપુ છુ તે મારો સ્વભાવ છે' એમ જાણી દયામા પોતાનો વિકાસ છે, એમ માનીને દયાની ક્રિયા થાય છે આ વખતે સયમ સહજ રીતે આવી જ જાય છે પછી તેથીયે આગળ વધી ત્યાગની ભૂમિકાએ આવે છે એટલે એની દયાની (સકળ ચૈતન્યોની) ક્રિયા આત્મરક્ષાર્થે થાય છે આવો સાધક અજ્ઞાન એ જ જગતના દુખનુ મૂળ જાણી જ્ઞાનની લહાણ કરવા માડે છે પછી એની ભૂમિકા એથીયે જ્યારે આગળ વધે છે, ત્યારે તેની દયાની ક્રિયા પોતાના રાગદ્વેષાદિ રિપુઓને હણવા માટે થાય છે, એને તપની ભૂમિકા કહેવામા આવે છે અને તેને પરિણામે છેવટે આત્મસ્વરૂપની પૂર્ણ પ્રાપ્તિ થાય છે આમ એની દયાની ક્રિયા એ રૂપે પલટે છે

—આચારાગસૂત્ર 'નોંધ' પા ૩૧૪

## સાધક વિશ્વદ્રષ્ટા બની સાધના કરે !

આ વિશ્વની રગમડપ પર ઘણા નટ થઈ નાચે છે અને ઘણા દ્રષ્ટા બની જુએ છે પણ નાચનાર કે જોનારમાના વિરલને જ આ બધુ નાટકમાત્ર છે તેવુ ભાન થાય છે આવુ કઈક ભાન જાગે ક

જાગવાની તૈયારી થાય ત્યારે જ સાધનાનો માર્ગ ગમે ત્યા સુધી તો માનવમાત્ર સાધનોને સાધ્ય માની સાધનોનો જ દુરુપયોગ કરે એ સ્વાભાવિક છે જગતમા આવુ જ કંઈક દેખાય છે.

## સાધક સતત પ્રવૃત્તિ–પરાયણ રહે!

ઘણા સાધકોના સંબંધમા એવુ પણ બને કે તેઓ ત્યાગ અને તપશ્ચર્યાથી સ્વેચ્છાપૂર્વક અનેક કષ્ટો સહ્યા છતા અને સયમના સાકડા માર્ગમા ઘણી મુશ્કેલીઓથી પસાર થવા છતા, જ્યારે તેમને જન-સમૂહ કે સમાજ તરફની સદ્ભાવના કે સહાનુભૂતિ પ્રાપ્ત ન થાય ત્યારે એ નિરુત્સાહ અને નીરસ બની જાય છે તથા એને સયમના નિયમો પણ કંટાળારૂપ લાગે, તેમજ તેને સમાજ પ્રત્યે ઘૃણા પણ થાય છે આવે સમયે પીઢ સાધકોએ તેમના મનનો અસતોષ દૂર કરી ઉત્સાહ અને નવચેતન સ્ફુરાવવા ઘટે, કારણ કે ઘણીવાર અપરિપકવ સાધકની ગરમી માનસિક જડતાની ઠડીમાથી ઉગારી લેવામાં તેઓ પૂર્ણ મદદ કરે છે

ધર્મિષ્ઠ પુરુષોનુ સમસ્ત જીવન તે કાર્યમા અર્પણ થઈ ગયુ હોય રાત્રિ કે દિનની પરવા કર્યા વગર તેઓ સતપ્રવૃત્તિમાં પરાયણ રહે અને તેમની કોઈ પણ ક્રિયા એવી ન થાય કે જેનો ઉપયોગ જગતના હિત અર્થે ન હોય! જગતના તો એ આધારભૂત સ્તભ હોય છતા એમનામા વાત્સલ્યના અમૃત ભર્યા હોય, પંથભૂલેલા પર તો એ પિતાને છાજે તેવુ વાત્સલ્ય દર્શાવે

—આચારાગસૂત્ર 'નોધ' પા ૨૪૮

## અનુભવી પુરુષની શોધનો માર્ગ

અનુભવીની કઈ ખાસ મર્યાદા કે ચિહ્ન હોતા નથી સૌ કોઈ પોતાને અનુભવી માની લે અને જગતમા સૌ કોઈને સલાહ આપતા ફરે તો? તેથી અહીં કહ્યું છે —અનુભવી વગર માગ્યે ગમ્સના

નથી. અનુભવ કંઈ કુદરતી નિયમના અધીનતા વિના એકદમ સહજ મળી જાય તેવી વસ્તુ નથી. તેને માટે તો મહામૂલાં દાન કરવાં પડે છે.

આત્મવિશ્વાસ જાગ્યા પછી જ અનુભવી પાસેથી આ અનુભવનું જવાહર લેવા ઇચ્છનાર તેટલી કિંમત આપ્યા વિના પણ લઈ શકતા નથી. અને એટલું મળ્યા પ્રાર્થનારને પણ અનુભવી તો આટલું જ જ કહે છે કે "આ માર્ગનું પરિણામ આ છે અને આ માર્ગનું પરિણામ આ છે, જે ગમે તે પકડો." આમ કહેવા છતાં ચાલવું કે ન ચાલવું તે વ્યક્તિની ઇચ્છાની વાત છે. અને અનુભવીને પોતાના આપેલા અનુભવ પર પણ મમત્વ ન હોવું જોઈએ. જો ત્યાં આગ્રહ કે મમત્વ આવશે તો તેની બુદ્ધિ અનુભવથી વંચિત રહેનાર બાળક કરતાં પણ વધુ ખરાબ થઈ જશે. એક ન જાણતાં ભૂલ કરે છે, બીજો જાણીને ભૂલ કરે છે. એક અજ્ઞાની બાળક છે, બીજો જ્ઞાની બાળક છે. માટે શાણો સાધક તેમ ન કરે.

—આચારાંગસૂત્ર 'નોંધ' પા. ૨૦૫

## વાચન, મનન, એકાંત અને હૃદયશુદ્ધિ

પ્ર૦ કેટલાક મહાપુરુષો વાચન, મનન અને એકાંત ઉપર બહુ ભાર આપે છે. અલબત્ત, વાચન, મનન અને એકાંતથી તાર્કિક બુદ્ધિનો વિકાસ અને બાહ્ય જ્ઞાન વધે છે. પરંતુ આંતરિક શક્તિઓના વિકાસમાં કેટલીકવાર આવી તાર્કિક બુદ્ધિ અડચણો ઊભી કરે છે, આ વિષે આપનો શો મત છે?

ઉ૦ તમારી વાત એક રીતે સાચી છે. હૃદયવિશુદ્ધિ વિનાનાં વાચન, મનન અને એકાંત એકડા વગરના મીંડા જેવાં છે. કેટલીકવાર મિથ્યાભિમાનનું પાતક પણ તેઓ વધારે છે. આથી એક સહૃદયી કવિએ માગ્યું છે—"બનાદે બુદ્ધિહીન ભગવાન!" પરંતુ હૃદયશુદ્ધિ હોય તો ત્યારબાદ મનનની ઘણી જરૂર છે. હૃદયશુદ્ધિ અને સદ્બુદ્ધિ બન્નેનો સુયોગ સર્વથા ઉપયોગી છે. બીજી પણ વાત આ

યુગે તો ખાસ જાણવી જોઈએ તે એ કે, હૃદયશુદ્ધિ માટે આજે સમાજોપયોગી શ્રમ ઉપર જોર આપવુ પડશે આજનુ એકાંત પણ જગલમા કે કોઇ કુટિયામા જઈને આસન વાળી બેસી રહેવામા નહી, પરતુ જનતામા રહેલા જનાર્દનને નમ્ર જિજ્ઞાસુ બનીને શોધવામા રહેલુ છે

— વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' ૧–૧–૫૨

## બાહ્યવૈરાગ્યમાત્રથી મમત્ત્વબુદ્ધિ જતી નથી

ઘણા સાધકો વૈરાગ્યપૂર્વક સાધનામાર્ગમા જોડાય છે, ત્યારે પદાર્થો પર તેને જરાયે આસક્તિ નથી એવો અનુભવ થાય છે છતા કોઇ પ્રસગ એવો આવી પડે છે કે તેનો કોઈને કોઈ પદાર્થ પર મમત્વભાવ સહસા જાગી ઊઠે છે આવે પ્રસગે તેને પોતાને પણ આશ્ચર્ય થાય છે કે આ શુ ? પરંતુ તેમા આશ્ચર્ય પામવા જેવું કશું નથી એમ થવુ એ મમત્વબુદ્ધિનુ પરિણામ છે જ્યા સુધી વૈરાગ્યના પ્રબળ વેગનું આચ્છાદન હતુ ત્યા સુધી તે મમત્વબુદ્ધિનો પ્રકાશ પદાર્થ પર પડતો નહોતો અને તેથી પદાર્થ પ્રત્યે તે વૃત્તિ મનને પ્રેરી શકતી નહોતી, પણ તે વૈરાગ્યનુ આવિષ્કરણ દેખાય તો તે જરાયે અસ્વાભાવિક નથી

વૈરાગ્ય એ જિજ્ઞાસાનુ સૌથી પ્રથમ ચિહ્ન છે તે પ્રગટ્યા પછી જે સાધક પૂર્ણતા ન માની લેતા મમત્વબુદ્ધિના સ્વરૂપને સમજી તેના પર કાબૂ લાવવાનો પુરુષાર્થ આદરે છે તે શીઘ્ર આગળ ધપે છે આ સ્થળે સસારનો સર્વસામાન્ય પ્રવાહ જે તરફ ઢળી રહ્યો છે અને જેણે રૂઢિનુ પણ સ્વરૂપ લીધુ હોય છે તેના તરફ પણ લક્ષ ન આપતા પોતાનો પથ કાપવો, એ જ સાધક માટે ઇષ્ટ અને આચરણીય છે

લોકસંજ્ઞામા કીર્તિ મોહ, અહંકાર, વાસના વગેરેનો સમાવેશ થાય છે. ધર્મિષ્ઠના ઉત્તમ ધર્મકાર્યો પણ આવી વૃત્તિના ધ્યેયથી નિષ્ફળ જાય છે અને વિકાસના માર્ગે આગળ ધપેલા સાધકનુ પણ આવી

લોકસંજ્ઞાના અંધઅનુકરણથી પતન થતાં વાર લાગતી નથી

—આચારાંગ 'નોંધ' પા ૬૬

## જે મૃત્યુથી ન મૂંઝાય, તે જ મૃત્યુંજયી વીર છે

"જે મૃત્યુથી ન મૂંઝાય તે અમરપણાને પાર પામે છે" આ વાક્યમાં ગૂઢ રહસ્ય છે વિશ્વનું પ્રત્યેક પ્રાણી મૃત્યુથી મૂંઝાય છે ગમે તેવી દુઃખી સ્થિતિમાં એ હોય તોયે જીવવું પસંદ કરે છે, મૃત્યુ નહિ એવું આપણે અનુભવીએ છીએ એની પાછળ એક મહાન કારણ છે અને તે એ છે કે—આ જીવાત્મા કામનાપૂર્વક આ જ જીવનમાંથી જે વસ્તુને શોધી રહ્યો છે તે ન મળે ત્યાં સુધી એને મૃત્યુ અકારું લાગે એમાં જરાય આશ્ચર્ય કે અસ્વાભાવિકતા નથી મૃત્યુ પાછળ પણ બીજું જીવન છે, અને ત્યાં સુધી સંપૂર્ણ વિકાસ ન થાય ત્યાં સુધી એ મળે જ છે, એવું એને ભાન ન હોવાથી મૃત્યુ એ એને મન જાણે આખા જીવનનો અંતિમ છેડો ન હોય તેમ એ એથી ડરે છે બીજી બાજુ એ જે ઇચ્છે છે તે હજુ એને મળ્યું નથી એટલે જ બધા ભયો કરતાં મૃત્યુનો ભય જીવમાત્રને ભયંકર લાગે છે સેંકડો, લાખો, કે કરોડોને માત્ર પોતાની બે ભુજાથી કંપાવનાર વીર ગણાતો યોદ્ધો પણ આ ભય આગળ કંપે છે અને પામર બને છે મૃત્યુની અંતિમ પળોનો જેને અનુભવ થયો હોય કે અનુભવ જોયો હોય એમને આ વાતની યથાર્થતા સહેલાઈથી સમજાશે

જે સાધક ધ્યેયને પામ્યો હોય કે તે માર્ગે વળ્યો હોય તે જ માત્ર મૃત્યુના ભયને જીતી શકે કારણ કે મૃત્યુ એ મૃત્યુ નથી, પણ જીવનનો પૂર્વરંગ છે જ્યારે શરીરરૂપી સાધન જીવન લંબાવવાને યોગ્ય ન રહે, ત્યારે જ નિસર્ગશક્તિ (જૈનદર્શનમાં જેને કાર્મણયોગ કહેવામાં આવે છે તે) શરીર સમેટી લઈ તે જીવને બીજી નવી ભેટ આપે છે, એવી એને પ્રતીતિ થઈ ગઈ હોય છે

—આચારાંગસૂત્ર 'નોંધ' પા ૨૭૭

યુગે તો ખાસ જાણવી જોઈએ તે એ કે, હૃદયશુદ્ધિ માટે આજે સમાજોપયોગી શ્રમ ઉપર જોર આપવુ પડશે આજનુ એકાંત પણ જંગલમાં કે કોઇ કુટિયામા જઈને આસન વાળી બેસી રહેવામા નહી, પરતુ જનતામા રહેલા જનાર્દનને નમ્ર જિજ્ઞાસુ બનીને શોધવામા રહેલુ છે

— વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' ૧-૧-૫૨

## બાહ્યવૈરાગ્યમાત્રથી મમત્વબુદ્ધિ જતી નથી

ઘણા સાધકો વૈરાગ્યપૂર્વક સાધનામાર્ગમા જોડાય છે, ત્યારે પદાર્થો પર તેને જરાયે આસક્તિ નથી એવો અનુભવ થાય છે છતા કોઇ પ્રસગ એવો આવી પડે છે કે તેનો કોઈને કોઈ પદાર્થ પર મમત્વભાવ સહસા જાગી ઊઠે છે આવે પ્રસગે તેને પોતાને પણ આશ્ચર્ય થાય છે કે આ શુ ? પરંતુ તેમા આશ્ચર્ય પામવા જેવું કશું નથી એમ થવુ એ મમત્વબુદ્ધિનુ પરિણામ છે જ્યા સુધી વૈરાગ્યના પ્રબળ વેગનું આચ્છાદન હતુ ત્યા સુધી તે મમત્વબુદ્ધિનો પ્રકાશ પદાર્થ પર પડતો નહોતો અને તેથી પદાર્થ પ્રત્યે તે વૃત્તિ મનને પ્રેરી શકતી નહોતી, પણ તે વૈરાગ્યનું આવિષ્કરણ દેખાય તો તે જરાયે અસ્વાભાવિક નથી

વૈરાગ્ય એ જિજ્ઞાસાનું સૌથી પ્રથમ ચિહ્ન છે તે પ્રગટ્યા પછી જે સાધક પૂર્ણતા ન માની લેતા મમત્વબુદ્ધિના સ્વરૂપને સમજી તેના પર કાબૂ લાવવાનો પુરુષાર્થ આદરે છે તે શીઘ્ર આગળ ધપે છે આ સ્થળે સસારનો સર્વસામાન્ય પ્રવાહ જે તરફ ઢળી રહ્યો છે અને જેણે રૂઢિનુ પણ સ્વરૂપ લીધુ હોય છે તેના તરફ પણ લક્ષ ન આપતા પોતાનો પથ કાપવો, એ જ સાધક માટે ઇષ્ટ અને આચરણીય છે

લોકસંજ્ઞામા કીર્તિ મોહ, અહંકાર, વાસના વગેરેનો સમાવેશ થાય છે ધર્મિષ્ઠના ઉત્તમ ધર્મકાર્યો પણ આવી વૃત્તિના જોયથી નિષ્ફળ જાય છે અને વિકાસના માર્ગે આગળ ધપેલા સાધકનું પણ આવા

સાધનાના અધ્યયન-અનુક્રમણથી પતન થતા વાર લાગતી નથી

—આચારાંગ 'નોંધ' પા. ..

## જે મૃત્યુથી ન મૂંઝાય, તે જ મૃત્યુંજયી વીર છે

“જે મૃત્યુથી ન મૂંઝાય તે મોક્ષમાર્ગનો પાર પામે છે” આ વાક્યમાં ગૂઢ રહસ્ય છે. વિશ્વનું પ્રત્યેક પ્રાણી મૃત્યુથી મૂંઝાય છે. ગમે તેવી દુઃખી સ્થિતિમાં એ હોય તોય જીવવું પસંદ કરે છે, મૃત્યુ નહિ એવું આપણું અનુભવીઓએ જોયું. એની પાછળ એક મહાન કારણ છે અને તે એ છે કે—આ જીવાત્મા કલ્પનાપૂર્વક આ જ જીવનમાંથી જે વસ્તુને શોધી રહ્યો છે તે ન મળે ત્યાં સુધી એને મૃત્યુ અકારું લાગે એમાં જરાય આશ્ચર્ય કે અસ્વાભાવિકતા નથી. મૃત્યુ પાછળ પણ બીજું જીવન છે, અને ત્યાં સુધી સંપૂર્ણ વિકાસ ન થાય ત્યાં સુધી એ મળે જ છે, એવું એને ભાન ન હોવાથી મૃત્યુ એ એને મન જાણે બધા જીવનનો અંતિમ છેડો ન હોય તેમ એ એથી ડરે છે. બીજી બાજુ એ જે ઇચ્છે છે તે હજુ એને મળ્યું નથી. એટલે જ બધા ભયો કરતાં મૃત્યુનો ભય જીવમાત્રને ભયંકર લાગે છે. મોટા, લાંબા, કે ઠીંગણાને માત્ર પોતાની બે ભુજાથી કંપાવનાર વીર ગણાતો યોદ્ધો પણ આ ભય આગળ કંપે છે અને પામર બને છે. મૃત્યુની અંતિમ પળોનો જેને અનુભવ થયો હોય કે અનુભવ જોયા હોય એમને આ વાતની યથાર્થતા સહેલાઈથી સમજાશે.

જે સાધક ધ્યેયને પામ્યો હોય કે તે માર્ગે વળ્યો હોય તે જ માત્ર મૃત્યુના ભયને જીતી શકે. કારણ કે મૃત્યુ એ મૃત્યુ નથી, પણ જીવનનો પૂર્વરંગ છે. જ્યારે શરીરરૂપી સાધન જીવન લંબાવવાને યોગ્ય ન રહે, ત્યારે જ નિસર્ગશક્તિ (જૈનદર્શનમાં જેને કાર્મણયોગ કહેવામાં આવે છે તે) શરીર સમેટી લઈ તે જીવને બીજી નવી ભેટ આપે છે, એવી એને પ્રતીતિ થઈ ગઈ હોય છે.

—આચારાંગસૂત્ર 'નોંધ' પા. ૨૭૭

## કામત્યાગનો અર્થ વ્યકિતગત મોક્ષની ઈચ્છાનો ત્યાગ છે

(પ્ર.) ભક્ત રંતિદેવ ઉચ્ચારે છે 'कामये दु खतप्ताना प्राणिनामार्त्तिनाशनम्', અને ગીતામાં 'विहाय कामान् य सर्वान्', મતલબકે, એકમા દુ ખતપ્ત પ્રાણીઓની પીડા નષ્ટ કરવાની કામના છે, બીજામા સર્વ કામત્યાગ છે, તો આ બન્નેનો મેળ શી રીતે બેસાડવો ?

(ઉ) ભક્ત રતિદેવના વાક્યમા મોક્ષની ઈચ્છાનો પણ ત્યાગ કરવામા આવ્યો છે એટલે પ્રાણીઓની પીડા નિવારવાની ઇચ્છા વ્યક્તિગત મોક્ષ કરતા પણ પ્રબળ બનેલી હોઇ ત્યા રહેલો ભાગ એક બાજુ જનસેવા પર વધારે ઝોક આપે છે અને બીજી બાજુ આસકિતના ત્યાગવાળી ઇચ્છા સૂચવે છે ગીતાના વાકયમા 'કામ'નો અર્થ 'આસક્તિવાળી ઇચ્છા' જ મુખ્યત્વે છે એટલે મેળ બેસી જાય છે મતલબ કે ઇચ્છાઓ, જો આસક્તિવાળી હોય તો, છોડવી જોઇએ. અનાસકિતવાળી ઇચ્છાના ત્યાગની વાત એમા નથી અને ન હોઈ શકે.

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા ૧૬-૧૧-૫૦

## કર્મવાદના સિદ્ધાંત સાથે આજની ક્રાંતિનો મેળ !

(પ્ર) કર્મવાદના સિદ્ધાતની દૃષ્ટિએ આજની ક્રાતિનો મેળ કેવી રીતે પાડી શકાય ?

(ઉ) કર્મવાદનો સિદ્ધાત અફર છે માનવી એને સમજતો નથી એ કારણેજ એને ભૂલે છે કેટલીકવાર થોડા માણસોની ભૂલો પણ આખા સમાજને સ્પર્શે છે અને ધીમેધીમે સમાજવ્યાપી બની જાય છે છેલ્લા કાળમા સત્તાની સાથે પુણ્ય અને ધર્મને સાકળી લેવાની જે ભૂલ થઇ છે તે આનો કડવો નમૂનો છે. આ ભૂલમાં કર્મવાદની ઓથ લેવાતી હતી, પણ તેથી સાવ ઊલટુ હતુ. આંબો વાવતા કર્મવાદને નિયમે આંબોજ થાય, પણ લિંબડો વાવીને આંબો ઉગાડવાની આશામા કર્મવાદનુ નામ લેવાય તો તેનુ પરિણામ ઊલટુંજ આવે. આવીજ સ્થિતિ ધન અને સત્તાના સંબંધમા થઈ છે અને સમાજ-

આથી એ બન્ને કર્મવાદને અંધારે કૂવે પાડયા છે.

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા. ૧-૫-૪૮

## જીવ, એ ઈશ્વરનોજ અંશ છે; એનું રહસ્ય

(પ્ર) 'જીવ એ ઈશ્વરનો જ એક ભાગ છે' આ વાત સાચી હોય તો ઈશ્વરને જેમ રાગદ્વેષ, અહંતામમતા, માનાપમાન અસર કરતા નથી, તેમ આ જીવને પણ એમની અસર નજ હોવી જોઈએ, છતાં થાય છે, એ દૃષ્ટાંત છે. આથી એમ માનવું પડે છે કે જીવ જેવાં કર્મ કરે છે તેવાં ફળ ભોગવે છે. પરંતુ આમ માનવાથી જીવનો ઈશ્વરી સંબંધ ખોટો ઠરે છે અને મોક્ષની સાધનાનો અર્થ રહેતો નથી. તો આ વિષે ખૂબ મૂંઝવણ થયા કરે છે. આપ જ્ઞાન અનુભવનું સત્ય બતાવશો?

(ઉ) તમે ગીતા વાંચતા હો તો તેમાંજ આ બન્ને સવાલોનો સુંદર જવાબ છે. તે કહે છે—'અજ્ઞાન એજ કર્મબંધનનું મૂળ છે. કાર્યો કરવા છતાં જ્ઞાન સમ્યગ બની જાય તો કર્મબંધન જીવને નડતું નથી. સમ્યગજ્ઞાન મેળવવા માટે વિવિધ સાધનાઓ છે. સમ્યગજ્ઞાન ન થાય ત્યાં લગી મોક્ષની સાધનાનો પણ અર્થ નથી અને ઈશ્વરી સંબંધનો જીવને અનુભવ પણ થઈ શકતો નથી. રાગદ્વેષની અસર પણ ત્યાં લગી થાય છે, ત્યાં લગી સમ્યગજ્ઞાન નથી. બુદ્ધદેવને કોઈએ ગાળ દીધી ત્યારે તેમણે જોયું કે એ માણસ ક્રોધને આધીન થવાથી આમ બોલે છે. ક્રોધની સામે ક્રોધ નકામો છે. તેઓ હસીને બોલ્યા: 'ભાઈ! તારી ગાળ તેં તો ભલે દીધી, પણ મારે તે લેવી નથી." પરિણામે ગાળ દેનાર પસ્તાયો. આમ પરિસ્થિતિનું મૂળ સમજ્યા પછી તેને અમલમાં મૂકવાની શરૂઆત કરી દેવી તેનું નામ છે 'સમ્યક્જ્ઞાન'. આવું જ્ઞાન થાય ત્યારે તેને ઈશ્વરીસંબંધ સ્પષ્ટ દેખાઈ આવે છે. રાગદ્વેષાદિ સ્પર્શતા નથી ને કોઈવાર સ્પર્શી જાય તો રજને ખંખેરી શકાય તેમ તેવો સાધક તેમને તરત ખંખેરી નાખે

## કામત્યાગનો અર્થ વ્યક્તિગત મોક્ષની ઈચ્છાનો ત્યાગ છે

(પ્ર) ભક્ત રંતિદેવ ઉચ્ચારે છે 'कामये दुःखतप्तानां प्राणिनामार्तिनाशनम्', અને ગીતામા 'विहाय कामान् य सर्वान्', મતલબ કે, એકમા દુ:ખતપ્ત પ્રાણીઓના પીડા નષ્ટ કરવાની કામના છે, બીજામા સર્વ કામત્યાગ છે. તો આ બન્નેનો મેળ શી રીતે બેસાડવો ?

(ઉ) ભક્ત રંતિદેવના વાક્યમા મોક્ષની ઈચ્છાનો પણ ત્યાગ કરવામા આવ્યો છે એટલે પ્રાણીઓની પીડા નિવારવાની ઈચ્છા વ્યક્તિગત મોક્ષ કરતા પણ પ્રબળ બનેલી હોય ત્યાં રહેલો ભાગ એક બાજુ જનસેવા પર વધારે ઝોક આપે છે અને બીજી બાજુ આસક્તિના ત્યાગવાળી ઈચ્છા સૂચવે છે ગીતાના વાક્યમા 'કામ'નો અર્થ 'આસક્તિવાળી ઈચ્છા' જ મુખ્યત્વે છે. એટલે મેળ બેસી જાય છે મતલબ કે ઈચ્છાઓ, જો આસક્તિવાળી હોય તો, છોડવી જોઈએ. અનાસક્તિવાળી ઈચ્છાના ત્યાગની વાત એમા નથી અને ન હોઈ શકે.

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા ૧૬-૧૧-૫૦

## કર્મવાદના સિદ્ધાંત સાથે આજની ક્રાંતિનો મેળ!

(પ્ર.) કર્મવાદના સિદ્ધાતની દૃષ્ટિએ આજની ક્રાતિનો મેળ કવી રીતે પાડી શકાય ?

(ઉ) કર્મવાદનો સિદ્ધાત અફર છે માનવી એને સમજતો નથી એ કારણેજ એને ભૂલે છે કેટલીકવાર થોડા માણસોની ભૂલો પણ આખા સમાજને સ્પર્શે છે અને ધીમેધીમે સમાજવ્યાપી બની જાય છે છેલ્લા કાળમા સત્તાની સાથે પુણ્ય અને ધર્મને સાકળી લેવાની જે ભૂલ થઈ છે તે આનો કડવો નમૂનો છે આ ભૂલમા કર્મવાદની ઓથ લેવાતી હતી, પણ તેથી સાવ ઊલટુ હતુ આંબો વાવતા કર્મવાદને નિયમે આંબોજ થાય, પણ લિંબડો વાવીને આંબો ઉગાડવાની આશામાં કર્મવાદનુ નામ લેવાય તો તેનુ પરિણામ ઊલટુજ આવે આવીજ સ્થિતિ ધન અને સત્તાના સંબંધમાં થઈ છે અને સમાજ-

૭ જૈનોમાં જ્ઞાનદૃષ્ટિએ આત્મા એક છે, એમ 'ઠાણાંગ' અને સમવાયાંગ નામના મૂળ જૈનઆગમમાં કહેવાયું જ છે. યોગીશ્વર આનંદઘનજીએ માટી એક છે અને વાસણ જુદાં જુદાં છે તેમ જૈનદર્શનમાં દેહદૃષ્ટિએ જીવો 'અનેક' અને જ્ઞાનદૃષ્ટિએ 'એક' એમ કહ્યું છે. વેદાંતદર્શનના જ ઉત્તરાધિકારી રામાનુજ નામના આચાર્ય માયા, જીવ અને શિવ એમ ત્રણ તત્ત્વો કહ્યાં જ છે. જૈનતત્ત્વજ્ઞાનમાં બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્મા એમ ત્રણ તત્ત્વો આને જ મળતાં આવે છે. બીજી રીતે ચેતન ચેતનતા છોડતું નથી. એમ છતાં આજનું આપણું અચેતન શરીર જડ અને ચેતનના મિશ્રણનો દેખો નાદર નમૂનો છે! એમ જોઈએ તો જાણે જડ ચેતનતા ધારણ કરી હોય અને ચેતને જડતા ધારણ કરી હોય, તેમ પ્રત્યક્ષ નથી અનુભવાતું? ક્રોધ, કામ, અસત્ય વગેરેથી જ દુઃખ ન થાય, તે દુઃખ આપણું અચેતન શરીર ધન જતાં કે સગાંવહાલાંનો વિરહ થતાં વેઠે જ છે ને! આમ જો સાધ્ય અને સાધન બન્નેય શુદ્ધ હોય તો ત્યાં વિશ્વનાં દરેક દર્શનોનો સુંદર સમન્વય થાય છે અને મારા નમ્રમતે જૈનદૃષ્ટિની આ એક જ અનોખી વિશેષતા રહેલી છે. બાકી આજે જૈનોમાં જ ક્યાંક માત્ર 'નિશ્ચયનય' અને ક્યાંક માત્ર 'વ્યવહારનય' એટલે કે ક્યાંક માત્ર જ્ઞાન અને ક્યાંક માત્ર કર્મકાંડ ઉપર જોર અપાય છે ખરું, પરંતુ યશોવિજયજી મહારાજે કહ્યું છે તેમ 'જ્ઞાન અને ક્રિયા' બન્નેની સમતુલા બરાબર સચવાય તો જ ચેતનાનો નિજાનુભવ સહજ થઈ શકે.

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા. ૧-૧-૫૬

## પ્રભુપ્રાપ્તિ માટે સ્થળ કે આશ્રમ બંધનકારક નથી

પ્ર૦ "માનવજાતના મોટા ભાગના માણસો જન્મે છે, મોટા થઈને ભણતરમાં વળગે છે, જુવાનીમાં પરણે છે, વળી ઘડપણ આવે એટલે નાનાં બચ્ચાંની દોરી પકડવાનું ભાગ્યમાં આવે અને છેવટે મૃત્યુ

છે આ ઉપરથી તમે સમજી શકશો કે જીવ કર્મ કરે છે ને ભોગવે છે, તે વાત જેટલી સાચી છે, તેજ રીતે સમ્યગ્જ્ઞાન દ્વારા કર્મ કરનાર કર્મને ખંખેરી મુક્તિની નજીક જાય છે. તેમજ મોક્ષ સાધે છે. તે વાત પણ એટલીજ સાચી છે અને તે બન્ને ઉપલક દૃષ્ટિએ વિરોધી દેખાતી વાતોનો સુમેળ પણ છે જ

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા ૧૬–૬–૫૩.

## શુદ્ધ આત્માને જડકર્મોનો વળગાડ શાથી ?

(પ્ર) જૈનો આત્માને શુદ્ધ ચૈતન્ય દ્રવ્ય માને છે તો પછી એ શુદ્ધ દ્રવ્યને જડ એવા કર્મોનો વળગાડ શાથી લાગ્યો ?

(ઉ) આ પ્રશ્નનો સીધો જવાબ તો એ છે કે જે જૈનદૃષ્ટિ આત્માને શુદ્ધ ચૈતન્ય દ્રવ્ય માને છે, તે દૃષ્ટિએ તો કશો વળગાડ છે જ નહી અને લાગતો હોય તો પણ સોનાનાં રજકણો સાથે મળી ગયેલી માટી જેવો તેનો સયોગ જ છે જેમ ઉકાળતા જ બન્નેના રજકણો છૂટા પડી જાય છે, તેમ સાધનાનો અગ્નિ લાગતા જ જડ-કર્મો આત્માને બાધ્ય થતાં અટકી પડે છે પરંતુ મારે કહેવું જોઇએ કે સમાજોપયોગી શ્રમમય ધધો પસંદ કરીને પ્રમાણિકપણે-જીવતા શીખવાનો પ્રાથમિક ધર્મ આચર્યા વિના જેઓ માત્ર માનસિક શોખ કે સ્વાદ ખાતર આવા પ્રશ્નો પૂછે છે, તેમની આગળ મૂગા રહેવું મને વધુ ગમશે

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા ૧૬–૯–૫૧

## આત્માના જડચેતનપણાનું રહસ્ય

પ્ર વેદાત આત્માને એક માને છે અને જડ–ચેતનનો પણ તે ભેદ કરતુ નથી, જડ પણ ચેતન અને ચેતન પણ જડ બની શકે છે, તેમ કહે છે, જ્યારે જૈનદર્શન અનેક જીવોની અલગ સત્તા માને છે અને ચેતન તથા જડ બન્નેને અલગ માને છે, તો વેદાત અને જૈનદર્શન બન્ને સામસામે છે, એમ ન કહી શકાય ?

૭ જૈનોમાં જ્ઞાનદૃષ્ટિએ આત્મા એક છે, એમ 'ઠાણાંગ' અને સમવાયાંગ નામના મૂળ જૈનઆગમમાં કહેવાયું જ છે. યોગીશ્વર આનંદઘનજીએ માટી એક છે અને વાસણ જુદાં જુદાં છે તેમ જૈનદર્શનમાં દેહદૃષ્ટિએ જીવો 'અનેક' અને જ્ઞાનદૃષ્ટિએ 'એક' એમ કહ્યું છે. વેદાન્તદર્શનના જ ઉત્તરાધિકારી રામાનુજ નામના આચાર્યે માયા, જીવ અને શિવ એમ ત્રણ તત્ત્વો કહ્યાં જ છે. જૈનતત્ત્વજ્ઞાનમાં બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્મા એમ ત્રણ તત્ત્વો આને જ મળતાં આવે છે. ખરી રીતે ચેતન ચેતનતા છોડતું નથી. એમ છતાં આજનું આપણું અચેતન શરીર જડ અને ચેતનના મિશ્રણનો જેવો નાટક નમૂનો છે! એમ તેણે તો જાણે જડ ચેતનનાં ધારણ કરી હોય અને ચેતને જડનાં ધારણ કરી હોય, તેમ પ્રત્યક્ષ નથી અનુભવાતું? ક્રોધ, કામ, અસત્ય વગેરેથી જ દુઃખ ન થાય, તે દુઃખ આપણું અચેતન શરીર ધન જતાં કે સગાંવહાલાંના વિરહ થતાં વેઠે જ છે ને! આમ જો સાધ્ય અને સાધન બન્નેય શુદ્ધ હોય તો ત્યાં વિશ્વનાં દરેક દર્શનોનો સુંદર સમન્વય થાય છે અને મારા નમ્રમતે જૈનદૃષ્ટિની આ એક જ અનેરી વિશેષતા રહેલી છે. નહિ આજે જૈનોમાં જ ક્યાંક માત્ર 'નિશ્ચયનય' અને ક્યાંક માત્ર 'વ્યવહારનય' એટલે કે ક્યાંક માત્ર જ્ઞાન અને ક્યાંક માત્ર કર્મકાંડ ઉપર જોર અપાય છે ખરું, પરંતુ યશોવિજયજી મહારાજ કહે છે તેમ 'જ્ઞાન અને ક્રિયા' બન્નેની સમતુલા બરાબર સચવાય તો જ ચેતનાનો નિજાનુભવ સહજ થઈ રહે.

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા. ૧-૧-૫૮

## પ્રભુપ્રાપ્તિ માટે સ્થળ કે આશ્રમ બંધનકારક નથી

પ્ર. "માનવજાતના મોટા ભાગના માણસો જન્મે છે, મોટા થઈને ભણતરમાં વળગે છે, જુવાનીમાં પરણે છે. વળી ઘડપણ આવે એટલે નાનાં બચ્ચાંની ટેવો પકડવાનું ભાગ્યમાં આવે અને છેવટે મૃત્યુ

પામ. આવી ખટપટમાં જિંદગી ખતમ થાય. એટલે દુનિયામા આવી કાંઈ કામ તો ન કર્યું, પણ પાપ ઘટાડવાને બદલે ઊલટુ વધાર્યું. એવા વિચાર આવે છે કે આ બધી લપ છોડી જગલમાં જઈને પ્રભુને પામુ. પણ સાથ દેનારો કોઇ મળતો નથી શું કરવુ?

ઉ જગલમા જવાથી કે એકાંતમા જઈને ભજન કરવાથી પ્રભુપ્રાપ્તિ થાય છે અથવા આત્મકલ્યાણ સધાય છે, આવી એક વિચાર-ધારા પરાપૂર્વથી ચાલી આવે છે આ વિચારધારાને પોષવા માટે સગાંવહાલા સ્વાર્થી છે. ગૃહસ્થાશ્રમના કર્તવ્યો બોજારૂપ છે, આવા વિધાનો પણ કરવામા આવે છે અમુક વર્ગને માટે કે અમુક દેશ-કાળને માટે ભલે એ યોગ્ય હોય, પરતુ એ સર્વ માનવજાત કે સર્વ-કાળ માટે બધબેસતા નથી પ્રભુપ્રાપ્તિ કે આત્મકલ્યાણ માટે અમુક સાધના જ કરવી કે અમુક ઠેકાણે જ જવુ, એવુ કોઈ નિશ્ચિત બધારણ નથી ઘણીવાર માણસનું કર્તવ્ય એક હોય છે, પણ એ કર્તવ્યમાથી છટકવા માટે માણસની વૃત્તિ વૈરાગ્યને બહાને એને આ રીતે ઠગીને અકર્તવ્યમાર્ગે ખેચી જાય છે એકએક ક્રિયા જો પ્રભુને કે સત્યને સામે રાખી કરવામા આવે તો કોઇ સ્થળ કે કોઇ આશ્રમ એવો નથી કે જે દ્વારા પ્રભુપ્રાપ્તિ કે આત્મકલ્યાણ ન સાધી શકાય પોતે જ્યાં છે, ત્યાં રહી ધીરી છતા ચોક્કસ સાધના કર્યા કરવી એ સલામત રસ્તો છે એકદમ કૂદી પડવાથી બાવાના બેય બગડયા જેવુ થાય છે આ પ્રશ્નકાર પોતાની જાતને શોધીને એટલુ પૂછે કે કોઈ કાયરતા, કટાળો કે પ્રત્યાઘાત તો પોતાની આવી વિચારસરણી પાછળ નથીને? આટલુ તટસ્થતાથી ન વિચારી શકે તો શ્રદ્ધાળુ દિલે કોઈ યોગ્ય પુરુષનુ માર્ગદર્શન સ્વીકારે લાયકાત આવે એટલે સાથ તો આપો-આપ આવી જ મળે છે સાથીની વાટ જોયા વગર યોગ્ય વિચારને અતે ઝુકાવી દેવાનુ જોખમ વહોરવામા વાંધો નથી

—વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા ૧-૫-૪૯

## આત્માની અજરઅમરતાનું રહસ્ય

પ્ર૦ આત્મા અજર અમર છે, ચિન્મય છે તો પછી વાસનાને લીધે જન્મમરણના ફેરા અને નરકાગાર તેને કેમ હોઈ શકે ?

ઉ૦ જે કેટલાક પ્રશ્નો અતિપ્રશ્નો હોય છે, તેમાંનો આ અતિપ્રશ્ન છે. તથા વેદ આ વિષે અનહદ ચર્ચા કરી છેવટે 'નેતિ' કહીને વિરમી જાય છે. વાસના બોલાવ્યા વગર આત્મા પાસે આવતી નથી, એ સાચું છે. વાસનાને તે બોલાવે છે, થોડી ગેલ કરવા માટે પણ એકવાર તે આવી કે પછી એવી વળગી પડે છે કે તેનાથી છૂટવાનું સામાન્ય આત્મા માટે અશક્યવત બની જાય છે. આમ ધારી કેટલાક મનુષ્યો વાસનાથી છૂટવા અતડા અને શુષ્ક બને છે, તે સાચો માર્ગ નથી. વાસનાથી છૂટવા માટે કોઈપણ પ્રકારનું અતિપણું છોડવું. પુરુષાર્થ સાચી દિશામાં સતત કર્યા કરવો અને પરિણામ ધારવા પ્રમાણે ન આવે તો પણ આશા અને હિંમત હાર્યા વિના તેને મીઠાશથી ભોગવી લેવું. આવી ચીવટથી જો ટેવાઈ જવાય તો જન્મમરણના ફેરા કે નરકાગાર મળવાથી આપણે ડરવાપણું નહીં. આવા અનુભવોમાંથી સાચા લક્ષ્ય તરફ આપણું મન વળે છે અને અજર અમરતાનો કે ચિન્મયતાનો આનંદ વધતો જાય છે. આ માર્ગ જ આપણા સૌના માટે ધોરી માર્ગ છે. ગીતા, રામાયણ, મહાભારત અને આચારાંગમાં એ ઢાલની બન્ને બાજુ છે. તેમાં આ પ્રશ્ન સારી પેઠે ચર્ચાયો છે. તે કાંઈ ઉપલક રીતે તેવા ગ્રંથો વાંચીને કે માત્ર ચિંતવવાથી નહીં સમજાય, આચારપૂર્વકના વિચારથી આપોઆપ સમજાઈ જશે.

— વિશ્વવાત્સલ્ય 'પ્રશ્નોત્તરી' તા. ૧૬-૮-૫૭

